# HISTORY OF THE
# CITY OF BROACH.
## Ancient and Modern.

BY

A Bhargav Bramin of Broach.

**Ganpatram Himmatram Desai.**

*Author of Alexander na samaya nu Hind*
*Late an Assistant Master High School Broach.*
*Pensioned 1st. Grade special Sub Registrar Broach.*



*Printed at The Gnanodaya Press, Broach.*



1st. Edition. 500 Copies.



Samvat 1970. A. D. 1914.



**Price Rs. 1-8-0**
( Rupee one and annas eight. )

A.

# ભરૂચ શહેરનો ઇતિહાસ

## પ્રાચીન અને અર્વાચીન.




લખનાર,

એક ભરૂચનો ભાર્ગવ બ્રાહ્મણ ( ગૃહસ્થ ).

ગણપતરામ હિમ્મતરામ દેસાઇ,

" એલેકઝાન્ડરના સમયના હિંદ " નો કર્તા,

માજી આસિસ્ટન્ટ માસ્તર—ભરૂચ હાઇસ્કુલ.

પેનશન્ડ ફર્સ્ટ ગ્રેડ સ્પેશિયલ સબ રજીસ્ટ્રાર,

ભરૂચ.





આવૃત્તિ પહેલી. પ્રત ૫૦૦.

સંવત ૧૯૭૦ સને ૧૯૧૪.



ભરૂચ—શ્રી " જ્ઞાનોદય " પ્રીન્ટિંગ પ્રેસમાં ઇચ્છાલાલ અમૃતલાલ મામલતદારનાએ નવા ડહેરા પાસે ૫૦૫ વાળા મકાનમાં છાપ્યું.

કિમ્મત રૂા. ૧—૮—૦.

( એક રૂપીઓને આઠ આના. )



ગણપતરામ હિમ્મતરામ દેસાઇ આ પુસ્તકના લેખ

જન્મ તિથિ સંવત ૧૯૦૨ વૈશાખ વદ ૮   હાલ વય ૬૯

# અર્પણ પત્રિકા.

—********—

## ધર્મધુરંધર ગુરૂવર ઋષિરાજ શ્રીભૃગુઋષિ !

આપ, અમો ભાર્ગવ બ્રાહ્મણોના પૂજ્ય મૂળ પુરૂષ છો. દક્ષિણમાંથી આપે આપના કુટુંબ અને શિષ્યવર્ગ (જેઓ આજ ભાર્ગવ બ્રાહ્મણોનાં નામથી સર્વત્ર પ્રસિદ્ધ છે તે,) સહિત પધારી આ પતિતપાવની નર્મદા કાંઠે વાસ કરી, આ ભરૂચ શહેર વસાવી વેદ વિદ્યાદિનો શિશુ–શિષ્યવર્ગમાં, તેમજ અન્ય દ્વિજોમાં પ્રચાર કરી, વેદવિદ્યાને સ્થાયી કરવાના હેતુથી ચારે વેદની સ્થાપના કરી. વળી આ નગરના કલ્યાણાર્થે આપે જાતે શિવલિંગની પ્રતિષ્ઠા કરી, નર્મદાને સમીપમાં લાવી, આ પુરાતન શહેરની ગણનાની જગતમાં અભિવૃદ્ધિ કરી; એ પ્રમાણે આપે આ શહેરના નિવાસી લોકો ઉપર મહાન ઉપકાર કર્યો છે, તેના સ્મરણાર્થે આ આપના નગરનો લઘુ ઇતિહાસ આપના વિના અન્યને અર્પણ કરવો યોગ્ય નથી; એમ સમજી, હું તે આપના શિષ્યવર્ગમાંનો એક અત્રેના દેસાઇ કુલમાં ઉત્પન્ન થયેલો બાળ આપનાજ ચરણકમળમાં સમર્પણ કરૂં છું; કે જેથી આપનું પવિત્ર નામ આપના પવિત્ર નગરના ઇતિહાસ સાથે સદા સંયુકત રહે !

સંવત ૧૯૬૬, વૈશાખ<br>શુદી ૧૫ સોમવાર<br>શ્રી ભૃગુ જયંતિ<br>તા. ૨૩ મે સને ૧૯૧૦

હું છું આપનો હર હંમેશ,

ગણપતરામ હિમ્મતરામ દેસાઇ.

## શ્રી ભરૂચ શહેર તથા જીલ્લાના પ્રિય નિવાસીઓ.

આપ સજજનો, આ ગ્રંથના ખરેખરા ગુણગ્રાહી હોવાથી, તેમજ આપની જન્મભૂમિનો વૃત્તાન્ત અનન્ય પ્રેમથી વાંચવાની હોંશ ધરાવનાર હોવાથી, આપનાં નામ પણ આ પુસ્તક સાથે જોડેલાં રાખવા હું મારી ફરજ સમજુ છું, તે મેં અદા કરી છે.

ગ. હિ. દેસાઇ.



# પ્રસ્તાવના.

—*****—

સને ૧૯૦૮ ના મે માસમાં એક પ્રસંગે રાજેશ્રી ઇચ્છાલાલ અમૃતલાલ પોતાના શ્રી જ્ઞાનોદય પ્રેસમાં કેટલાએક મિત્રો સાથે બેઠા હતા, તેમાં અત્રેના રત્નદીપક રાજેશ્રી કૃષ્ણુલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલ. એલ. બી. જેઓ હાલ મુંબઇમાં સ્મોલકોઝ કોર્ટના જડજનો મોટો હોદ્દો ભોગવે છે, તેઓ પણ હાજર હતા. આ પ્રસંગે "ભરૂચ શહેરનો ઇતિહાસ" કોઇ લખે તો સારૂં; એ પ્રસંગ ચાલી રહ્યો હતો. એ દરમ્યાન રાજેશ્રી કૃષ્ણુલાલનું બોલવું થયું કે "લખે તો ગણુપતરામ લખી શકે." એ વિષય પર વાત ચાલતી હતી, તેવામાં કાંઇ ખાસ કારણુસર મારૂં તે પ્રેસમાં જવું થયું. મને જોયો એટલે રાજેશ્રી ઇચ્છાલાલ બોલી ઉઠયા કે "આ ગણુપતરામભાઇ આવ્યા, એમને કહો કે એઓ ભરૂચનો ઇતિહાસ લખે." મેં કહ્યું કે લખવાને હરકત નથી, પણ એ લખવામાં પુરતાં સાહિત્ય જોઇએ, એ કાંઇ ગપ્પાં ઠોકવાનાં નથી. રાજેશ્રી કૃષ્ણુલાલ બોલ્યા કે "હું તમને ચોપડીઓનાં નામ લખી મોકલીશ, તમે લખો." મે સર્વે ભાઇઓની વચ્ચે કબુલ કર્યું.

મે માસ પુરો થયો, રાજેશ્રી કૃષ્ણુલાલ મુંબઈ ગયા, પણ કામની ધાઇને લીધે સને ૧૯૦૯ ના જાનેવારીની આખર સુધી, તે બોલેલા તેઓ બની શકયું નહિ, તેમ પુસ્તકોનાં નામ તેમણે લખી મોકલ્યાં હોત, તો પણ અત્રેની લાયબ્રેરીમાંથી એ પુસ્તકો મળી શકત નહિ.

સને ૧૯૦૯ ના જાનેવારી આખરે મારી બનાવેલી "એલેકઝાન્ડરના સમયનું હિંદ" નામની ચોપડીઓ પ્રેસમાંથી લેવા હું

મુંબઇ ગયો, ત્યારે એઓ સાહેબને મળ્યો. એજ પ્રસંગ ઉપર વાત નીકળતાં, તેઓએ મી. રૂસ્તમજી પેસ્તનજી કરકરીઆ નામના પોતાના એક મિત્ર ઉપર ચિઠ્ઠી લખી. એ ચિઠ્ઠીના જવાબમાં તે હ્રહસ્થે નીચેની ૩૨ ચોપડીઓનાં નામ લખી મોકલ્યાં, અને લખ્યું કે તમારા મિત્રે એ ચોપડીઓ જાવી, તેમાંથી ભરૂચ અથવા બારા ગઝાની હકીકત નીકળશે.

## પ્રાચીન કાળ.

(૧) બનબરીસ હિસ્ટરી ઓફ એનશીઅંટ જ્યોગરાફી.
(૨) કનિંગામ્સ એનશીઅંટ જ્યોગરાફી ઓફ ઇન્ડિયા.
(૩) ટોલેમી ટ્રાન્સલેશન બાઇ મેકક્રિન્ડલ.
(૪) સ્ટ્રેબો ટ્રાન્સલેશન બાઇ ફોલકનર ( બોહન્સ લાયબ્રેરી ).
(૫) પ્લીની ( બોહન્સ લાયબ્રેરી ).
(૬) ધી પેરિપ્લસ ઓફ ધી ઇરીથ્રીઅન સી. (ડીન વિનસેંટ).
(૭) સ્મિથ્સ લાર્જ ડિકશનરી ઓફ ગ્રીસ એન્ડ રોમ આરટિકલ બેરીગઝા.
(૮) સ્મિથ્સ એટલાસ ઓફ ક્લેસિકલ જ્યોગરાફી.
(૯) યુલ્સ મારકોપોલો.
(૧૦) યુલ્સ કેથે એન્ડ ધી વે થિધર.

## મધ્ય કાળ.

(૧૧) પિંકલટન એન્ડ કેઅર્સ કલેકશન ( ઇન્ડેક્ષ ).
(૧૨) મેનડેલ્સલોસ ટ્રાવેલ્સ ( વન વોલ્યુમ ).
(૧૩) ફોર્બ્સ ઓરિયેન્ટલ મેમોયર્સ.
(૧૪) હોર્સ ટ્રાવેલ્સ. ઇન ગુજરાત બાઇ ગિબશન.
(૧૫) કેસલ્સ હિસ્ટરી ઓફ બોમ્બે કોટન.
(૧૬) રોયલ્સ હિસ્ટરી ઓફ ઇન્ડિયન કોટન.
(૧૭) ધી બોમ્બે ગેઝિટિયર વોલ્યુમ ટુ, એન્ડ વોલ્યુમ વન પાર્ટ વન.
(૧૮) વિંનસેંટ સ્મિથ્સ હિસ્ટરી ઓફ એનશીઅંટ ઇન્ડિયા.
(૧૯) રેનેલ્સ વર્કસ ઓન એનશીઅંટ જ્યોગરાફી.

## મુસલમાનોનો વખત.

(૨૦) એલિયટસ હિસ્ટરી ઓફ ઇન્ડિયા, એઝટોલ્ડ બાઇ ઇટસ-ઓન ઓથર્સ.
(૨૧) બ્રિગ્સ ફિરસ્તા.
(૨૨) અર્સકિન્સ હિસ્ટીરી ઓફ બાબર એન્ડ હુમાયુન.
(૨૩) રોઝ એન્ડ મેસ ફેરીકે રસિદી.
(૨૪) બ્લોકમેન્સ આઇને અકબરી.
(૨૫) બર્ક્સ ટ્રાન્સલેશન ઓફ ધી મિરેટએ અહમદી.
(૨૬) બેલીસ ટ્રાન્સલેશન ઓફ ધી મિરેટે સિકંદરી.

## આરકિટેકચર.

(૨૭) ફરગ્યુસન હિસ્ટરી ઓફ ઇન્ડિયન આરકિટેકચર.
(૨૮) બોમ્બે એશિયેટિક સોસાયટી જરનલ વોલ્યુમ ૧૫.
(૨૯) ન્યુ ઇમ્પિરીઅલ ગેઝીટીઅર વોલ્યુમ ૨. ઇન્ડિયા.

## મરાઠા પિરિયડ.

(૩૦) ગ્રેન્ડ ડફ્સ હિસ્ટરી ઓફ ધી મરાઠાસ.
(૩૧) ફોર્બસ રાસમાલા.
(૩૨) થોર્નસવોર ઇન ઇન્ડિયા સને ૧૮૦૩ થી સને ૧૯૦૬ સુધી.

આ ચોપડીઓ શિવાય મારે એદલજી ડોસાભાઇનો ગુજરાતનો અંગ્રેજી ઇતિહાસ, ગુજરાતના ઇતિહાસો, છેલ્લા નવાબ મોજુજખાનનો કિસ્સો, તેમજ બીજાં ધર્મ સંબંધી પુસ્તકો જોવાં પડયાં હતાં, તેમ એ અને બીજી બાબતો ઉપર મારે પૂછપરછ કરવી પડી હતી.

બીજે દહાડે રાજેશ્રી કૃષ્ણલાલભાઇએ મને એ મી. કરકરીઆની પોતાની ચિઠ્ઠીમાં લખેલાં પુસ્તકોની યાદી આપી, તે સાથે રોયલ એશિયાટિક સોસાયટીમાં પ્રવેશ મળે માટે મને પ્રોફેસર ઇસ્પાહાનીનો પત્ર પણ આપ્યો. એ પત્રથી હું લાયબ્રેરીમાં દાખલ થયો. ઉપરનાં પુસ્તકોમાંથી મને ભરૂચ વિષે જે જે હકીકત માલમ પડી તેની નોંધ લઇ ફેબ્રુઆરીની આખર તારીખે હું ભરૂચ આવ્યો.

ભરૂચ આવ્યા પછી સને ૧૯૬૫ ના ચૈત્ર શુદ ૨ ને દિવસે આ પુસ્તક લખવાનું શરૂ કર્યું. વચ્ચે કનસિલિયેટરનું કામ સરૂ-

કાર તરફથી મને સોંપવામાં આવ્યું, તે કામ સાથે આ કામ પણ કરતો ગયો, ને સંવત ૧૯૬૬ ના વૈશાખ શુદ ૧૫, તા. ૨૩ મે સને ૧૯૧૦ ને રોજ જે દિવસે મે અર્પણ પત્રિકા લખી, તે દિવસે મે પુરૂં કર્યું. આ પુસ્તકનું વિત્ત ૬૫૦ થી ૭૦૦ પાનાં સુધીનું થયેલું, એમાંથી ઓછું કરવાની ફરમાસ થવાથી બનતે પ્રયત્ને ઓછું કર્યું છે.

આ પુસ્તક લખવાનું શરૂ કર્યું, તે દિવસથી જે જે વરસની મને હકીકત મળી તે વરસ સુધીની લખી છે, તેમ સને ૧૯૧૨–૧૯૧૩ સુધીની જેટલી હકીકત હું મેળવી શકયો છું, તે લખાઇ છે. આ પુસ્તક લખાયાનું માન રાજેશ્રી કૃષ્ણલાલભાઇને ઘટે છે. તેમનો હું મોટો ઉપકાર માનું છું.

આ પુસ્તક છપાઇને બહાર પડયું, તેને માટે સૌથી વિશેષ આભાર ખાન બહાદુર આદરજી મંચેરજી દલાલનો માનવાનો છે, અને તે હું માનું છું, કારણ કે પોતાના ખરા ભાવથી જે સગવડ એ છપાવવામાં એઓ સાહેબે કરી આપી, તે સગવડ ન થઇ હોત તો આ પુસ્તક આ પ્રમાણે પ્રસિદ્ધ થઇ આટલું જલદી બહાર પડત એવી ઉમેદ હતીજ નહિ.

મારા જાણવામાં નહિ એવી ઘણી ખરી જુની હકીકત અત્રેના વયોવૃદ્ધ સાક્ષર રાજેશ્રી મનમોહનદાસ રણછોડદાસ ઝવેરી તથા સામવેદમૂર્તિ વયોવૃદ્ધ ભાર્ગવ જ્ઞાતિના શંભુરામ આત્મારામ ત્રવાડી જેઓ સને ૧૯૧૦ માં ૮૫–૮૭ વરસની ઉમ્મરે ગુજરી ગયા તેઓએ પુરી પાડી, તે માટે તેઓનો ઉપકાર માનું છું.

રાજેશ્રી મોતિલાલ મોહનલાલ ઝવેરી ભાવનગર સ્ટેટના પેનશન્ડ એજયુકેશનલ ઇન્સ્પેકટરે આ પુસ્તક પુરેપુરૂં વાંચી તેમાં સુધારો, વધારો તથા ઘટાડો કરવામાં મને જે કિમ્મતી મદદ આપી છે, તે માટે તેમનો મોટો ઉપકાર માનું છું.

આ પુસ્તક રાજેશ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ, મારા મિત્ર રાજેશ્રી લક્ષ્મિરામ મહિપતરામ દિવાને, રાજેશ્રી મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક બી. એ. સ્પીશીબેંકના માજી એજંટે તથા મારા સ્વર્ગવાસી મિત્ર રાજેશ્રી જમીએતરામ રઘુરામ જોખાકર બી. એ. જેઓ અત્રેના ડેપ્યુટી કલેકટરને હોદ્દે હતા તેમણે તથા મારા મિત્ર રાજેશ્રી જેઠાભાઇ કાળીદાસ વકીલે પુરૂં વાંચ્યું છે.

વળી એ પુસ્તકનો ઘણો ખરો ભાગ સરદાર રાવબહાદુર મોતિલાલ ચુનિલાલ દેસાઇએ, અત્રેના વયોવૃદ્ધ દિવાન સાહેબ અરદેસરજી જમશેદજીએ, સુરતના હિરાલાલ લલ્લુભાઇ કાજી એમ. એ. બી. એસ. સી. એ તથા રાજેશ્રી અંબાશંકર ઉત્તમરામ મલજી વકીલે વાંચ્યું છે. એ સઘળા ગૃહસ્થોનો પણ ઉપકાર માનું છું.

ગુજરાતી ભાષાની જોડણીના નિયમ હજુ સુધી બંધાયા નથી, તેથી કેટલાએક છૂટ કેટલાએક છુટ લખે છે, શિવાય-સિવાય, પુરેપુરૂં-પૂરેપૂરૂં, તુટો-તૂટો, બુજ-બૂજ, સુચવ્યું-સૂચવ્યું, વગેરે વગેરે, આ કારણને લીધે બન્ને પ્રકાર ચાલવા દીધા છે. માત્ર સંસ્કૃત શબ્દોને ભાષાના નિયમ પ્રમાણે લખવાને પ્રયત્ન કર્યો છે. બીજા શબ્દો ઉપર ઝાઝું લક્ષ આપ્યું નથી.

છાપવામાં કદાચ કોઇ જગ્યાએ -હ્રસ્વ, દીર્ઘ, કાનો, માત્રા અનુસ્વાર વગેરે કદાચ ઉપડેલાં નહિ હોય અગર રહી ગયાં હોય તો તે, તથા કેટલીએક જગ્યાએ લેખકે ઘણી કાળજી રાખ્યા છતાં વિરામચિન્હ અગર કોઇ અક્ષર કે શબ્દ રહી ગયા હોય અગર કોઇ શબ્દ વધારે ઓછો લખાયો હોય તો તે દરગુજર કરશો એવી આશા છે.

**ભરૂચ,** દેસાઇ ફળીયું.
સંવત ૧૯૭૦, પોષ શુદ
૬ શુક્રવાર. તા. ૨ જી
જાનેવારી સને ૧૯૧૪.

ગણપતરામ હિમ્મતરામ દેસાઇ

લેખક.



# અનુક્રમણિકા.



બ્રાહ્મણ, વાણીઆ તથા શુદ્ર વર્ગમાં જે જે જાતના બ્રાહ્મણો, વાણીઆ તથા શુદ્રો ભરૂચમાં હાલ જણાય છે, તેઓ વિષે હકીકત આપી છે.



# શુદ્ધિ પત્રક.

—*****—

નીચેની ભૂલો કોઈકોઈ જગ્યાએ થઈ છે, માટે જ્યાં જ્યાં તે પ્રમાણે થયું હોય ત્યાં તેની સામું કરેલો સુધારો વાંચશોઃ— સરસ્વતિ–સરસ્વતી, તિર્થ–તીર્થ, રાશી–રાશિ, નિલકંઠ–નીલકંઠ, પ્રસંશા–પ્રશંસા, પ્રાસંન–પ્રાશન, પરોત–પુરોહિત, દેશાઈ–દેસાઈ.

| પૃષ્ટ. | લાઈન. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫ | ૨૦ | ત્રઠ | તટ |
| ૮ | ૪ | ઓમ્કાર | ઓંમ્કાર |
| ૧૩ | ૧૨ | તા | તો |
| ૧૩ | ૧૪ | હોંશઆર | હોંશીઆર |
| ૧૩ | ૨૫ | તે | તેમ કોઇ |
| ૧૯ | ૧૧ | જગ્યાએ | જગ્યાને |
| ૨૫ | ૭ | ગણે | ઘણે |
| ૩૦ | ૪ | મકાની | મકાનની |
| ૩૯ | ૩ | ભઠ | ભાઠા |
| ૩૯ | ૨૨ | winge | wings |
| ૫૨ | ૮ | સિંહવાહાની | સિંહવાહિની |
| ૫૪ | ૧ | કરમામીઆ | કરમાણી |
| ૬૮ | ૨૩ | લીધી | ૦ |
| ૯૯ | ૭ | ઝડો | ઝાડો |
| ૧૦૩ | ૮ | દીકરી | દીકરો |
| ૧૧૦ | ૨૩ | અવે છે | આવે છે |
| ૧૧૪ | ૨૬ | પણ કન્યાના ગોરને પણ રૂા. ૯) આપે છે | તેમ કન્યાના ગોરને પણ રૂા. ૧૨) આપે છે |
| ૧૧૫ | ૫ | જમવનું | જમવાનું |
| ૧૧૫ | ૭ | ત્યરે | ત્યારે |
| ૧૨૫ | ૧ | બ્રહ્મણ | બ્રાહ્મણ |
| ૧૨૫ | ૨૪ | કોકરન | કોરકન |
| ૧૩૧ | ૨૩ | તજી | તાજી |
| ૧૩૯ | ૬ | સાંભળવાનો | સાંભરવાનો |
| ૧૪૩ | ૨૮ | પેટી | પેઢી |

| પૃષ્ટ. | લાઈન. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૫૦ | ૨૫ | વડી | વાડી |
| ૧૫૮ | ૫ | આ | માં |
| ૧૭૭ | ૨૦ | મેગલ | મોગલ |
| ૧૮૧ | ૧૦ | હિંદુ મહિનાના | હિંદુ મહિનામાં અધિક માસ આવે ત્યારે |
| ૧૮૩ | ૨૨ | સહેબે | સાહેબે |
| ૧૯૪ | ૧૮ | તમાં | તેમાં |
| ૨૦૦ | ૨૧ | ૧૮૮૪ | ૧૭૮૪ |
| ૨૧૩ | ૨૯ | તરકથી | તરફથી |
| ૨૧૪ | ૨૩ | જાત | જાતના લોકો |
| ૨૨૩ | ૨૫ | વહેપરીઓ | વહેપારીઓ |
| ૨૩૦ | ૧૫ | મહેતાજીએના | મહેતાજીઓના |
| ૨૪૦ | ૨૪ | છબિલદાસ | છબિલારામ |
| ૨૪૨ | ૩ | પાચળથી | પાછળથી |
| ૨૫૪ | ૯ | કઇ | કોઇ |
| ૨૬૦ | ૧૨ | કહેતી | કહેતો સારૂં |
| ૨૬૮ | ૧૧ | ઇરાન | ઇરાની |
| ૨૬૯ | ૨ | પરદેશ | પરદેશી |
| ૨૭૨ | ૨૬ | ધધો | ધંધો |
| ૨૭૪ | ૪ | મલીક | માલીક |
| ૨૭૪ | ૫ | ગોવથી | ગોવેથી |
| ૨૭૭ | ૧૮ | પુલ | પૂલ |
| ૨૭૭ | ૧૯ | ઉતારૂઓન | ઉતારૂઓને |
| ૨૮૪ | ૧૪ | tither | thither |
| ૨૮૫ | ૬ | asistic | Asiatic |
| ૨૮૫ | ૨૫ | peper | pepper |
| ૨૯૧ | ૧૯ | ૫૧૦૧૧૬૧ | ૫૩૭૪૬૪ |
| ૨૯૪ | ૧૯ | પોહલાં | પહેલાં |
| ૨૯૬ | ૧૨ | પોતના | પોતાના |
| ૨૯૬ | ૨૪ | તેએએ | તેઓએ |
| ૨૯૭ | ૨ | પ્રેમસંદ | પ્રેમચંદ |
| ૨૯૯ | ૨૪ | તબેલાઓમાં | બતેલાઓમાં |
| ૩૦૦ | ૭ | જેવું દીસતું હતું | જેવો દીસતો હતો |
| ૩૦૧ | ૪ | કેથી | જેથી |

| પૃષ્ટ. | લાઇન. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩૦૫ | ૨૩ | થના હતા | કરતા હતા |
| ૩૦૭ | ૨૯ | solicitons | solicitous |
| ૩૧૫ | ૨૦ | પ્રસગે | પ્રસંગે |
| ૩૨૧ | ૨૮ | છોકરાંઓ | છોકરાઓ |
| ૩૨૬ | ૧૬ | સારો | સારે |
| ૩૩૨ | ૬ | કઠો | કંઠો |
| ૩૩૯ | ૨૪ | સહેબ | સાહેબ |
| ૩૪૫ | ૨૧ | સ્ત્રીવગ | સ્ત્રીવર્ગ |
| ૩૪૫ | ૨૩ | ૧૯૫૯ | ૧૮૬૯ |
| ૩૬૫ | ૨૫ | જુનાબજાર | જુનાબજારવાળી |
| ૪૦૫ | ૪ | છીની | છીનવી |
| ૪૧૩ | ૧૯ | પાસે | જોડે |
| ૪૧૩ | ૨૦ | પુત્ર | પુત્રનો |
| ૪૧૪ | ૧૦ | ઓરીએનટલ મેમોયર વો. ૨ | ગુજરાતનો ઇતિહાસ-( રમણભાઇ કૃત. ) |
| ૪૨૧ | ૧૦ | બાબ૧૨ | બાબર |
| ૪૪૧ | ૨૨ | 7th. | 6th. |
| ૪૪૩ | ૧૯ | આપત્ર | આપ |
| ૪૪૪ | ૨૧ | ૧૮૭૨ | ૧૭૭૨ |
| ૪૪૫ | ૨૨ | તલવાર | તરવાર |
| ૪૪૬ | ૩ | ruinaed | ruined |
| ૪૬૪ | ૧૧ | સઇ | થઇ. |
| ૪૭૬ | ૪ | માન | નામ |
| ૪૭૭ | ૨૬ | કલેકલરની | કલેકટરની |
| ૪૮૬ | ૧૪ | તેઓ | એવા |
| ૪૯૧ | ૧૮ | સુરત | સુરતના |
| ૪૯૬ | ૨૧ | ચબબ | સબબ |





# ભરૂચનો ઇતિહાસ.



## પ્રવેશક પ્રકરણ.

નવ નાથ, ચાર દેવીઓ અને વચમાં નરનારાયણ દેવથી રક્ષણ થએલું શ્રી લક્ષ્મીજીનું શ્રીનગર અને પાછળથી શ્રી ભૃગુ ઋષિ મહારાજનું વસાવેલું ભરૂચ શહેર વિક્રમની વીસમી સદીના ૬૫ મા વરસની ચૈત્ર શુદ બીજને દિવસે પવિત્ર નર્મદા નદીના ઉત્તર કિનારાની એક ટેકરી ઉપર પૃથ્વીપતિ એડવર્ડ મહારાજાના વખતમાં શોભા આપી રહ્યું છે.

મુંબઇથી આવતી આગગાડીના ઉતારૂઓ શ્રી રામચંદ્રજી મહારાજની બંધાવેલી પહાજના જેવા નર્મદાના મજબુત પૂલ ઉપર આવતાં સામે કાંઠે નજર કરે છે તો તેમને આ શહેરનો દેખાવ ઘણો ભપકાદાર તથા રળિયામણો જણાય છે. જેઓએ આ શહેર જોયું નથી, સાંભળ્યું નથી તેઓ તો તજવીજ કરે છે કે આ શહેર કેવું તથા કેટલું મોટું છે, તેમ કેટલાએક તો એ શહેર જોવા પણ ઉતરે છે અને જોઇને પાછા જાય છે.

મને યાદ છે કે જ્યારે સને ૧૮૮૯ માં મુંબઇના ગવર્નર નામદાર રે સાહેબ ભરૂચ આવેલા તે વખતે સુધરાઇમાં પોતે ભાષણ કરેલું, તેમાં બોલેલા કે " નદીને સામે કાંઠેથી મેં

પહેલ વહેલું ભરૂચ જોયું ત્યારે મને એમ વિચાર આવ્યો કે આ કોઇ લંડનનો ભાગ છે. ”

એઓ સાહેબને એવી રીતે ભાસે એમાં નવાઇ નહિ; કારણ કે નદીના પાણીની સપાટીથી એક માઇલ સુધી સીધોજ નદીને કાંઠે ગયેલો પત્થરથીજ બાંધેલો ઉંચો પ્રચંડ કોટ, તે સાથે કોટથી પણ ઉંચી જગ્યામાં આવી રહેલાં કેટલાંક ગગન સાથે વાતો કરતાં મકાનો, પૂલની સામી બાજુએથી અગર નદીને સામે કાંઠેથી જોઇએ તો શહેરનો દેખાવ ભવ્ય અને ચિત્ર લેવા લાયક જણાય છે. એ દેખાવની લીધેલી તશવીર મારા જોવામાં “ ઓરિયેન્ટલ મેમોયર ” માં આવી, તે મેં અડધા કલાક સુધી જોયા કરી હતી.

આ જગ્યામાં પહેલાં નર્મદા પછી નવ નાથ પછી શ્રી લક્ષ્મીજી પછી હેડંબા અને તેની હાટિકા અને તાડિકા નામની બે દીકરીઓ અને પાછળથી આ શહેરના સ્થાપન કરનાર શ્રી ભૃગુ ઋષિ મહારાજ આવ્યા. એ મહાત્માએ આ જગ્યા વસાવી આ જંગલને શહેરના રૂપમાં આણ્યું, તેથી તેઓ મહારાજના નામ ઉપરથી એ શહેરનું નામ તે વખતે ભૃગુપૂર અથવા ભૃગુ-કચ્છ અપાયું.

આ જગ્યામાં તેઓનું કેમ અને શી રીતે આવવું થયું તથા સુખી થયાં કે કેમ તે બાબત જાણવી જોઇએ, તેથી જે ક્રમમાં તેઓ આવ્યાં તે ક્રમમાં તેઓનું ટુંકામાં બ્યાન આપ્યું છે.





# પ્રકરણ ૧ લું.



## નર્મદા.



ઉન્હાળાના દિવસમાં સખત તાપને લીધે પરસેવો દરેકને થાય છે, એ મુજબ એક ઉન્હાળાને દિવસે શ્રી શંકર પરમાત્મા પોતાનાં અર્ધાંગના પાર્વતી સાથે કૈલાસમાં બેઠેલા, દરમ્યાન તેઓને પરસેવાના ઝેબેઝેબ છુટવા લાગ્યા. એ પરસેવાથી એક મહા કાંતિમાન પુત્રી પેદા થઇ, તેજ એ નર્મદા કે જે અમરકંઠના પહાડોમાંથી નીકળી, ભરૂચ શહેર આગળ થઇ વાગરા તાલુકાના લીંબાલ ગામ આગળ ખંભાતના અખાતને મળે છે.

આ માતાનો જન્મ સત્યયુગ પહેલાં એક વૈશાખ શુદ ૧૫ ને દિવસે થયેલો કહેવાય છે. શંકર પરમાત્માના પરસેવાથી પેદા થયેલાં તેથી એ માતાને "રૂદ્રદેહા" પણ કહે છે. ( રૂદ્ર એટલે શંકર અને દેહા એટલે શરીરમાંથી પેદા થયેલાં ) અને એજ કારણથી તેને શંકરની પુત્રી કહે છે. એ માતા પોતાના પિતાની સેવામાંજ તલ્લીન થઇ બેસી રહેતાં હતાં.

આ પુત્રી ઘણીજ કાંતિમાન હોવાથી દેવ અને દાનવોની ઇચ્છા થઇ કે એ આપણને મળે તો સારૂં. તે ઉપરથી બંને શંકરની આરાધના કરવા બેઠા. ઘણો કાળ વીતી ગયો પણ શા માટે તેઓ બેઠા છે, તેનું કારણ પોતે જાણતા છતાં પૂછતાં તેઓ-એ ઘણી આજીજી તથા દીનતાથી માગી લીધું કે અમે તમારી પુત્રીને સારૂ આવ્યા છીએ માટે તે અમને આપો.

શંકર પરમાત્માએ વિચાર કર્યો કે બંને માગે છે તો કોને આપવી, તે ઉપરથી પોતે ધ્યાન ધરી એવા નિશ્ચયપર આવ્યા કે બંનેમાંથી જેઓ પુત્રીને અમુક જગ્યા સુધીમાં પહેલી પકડી પાડે તેને આપવી. આ ઠરાવ પોતે બંનેને કહી સંભળાવ્યો અને એમ પણ તેઓને કહ્યું કે જો એ પુત્રીને તમારામાંથી કોઇ પણ પકડી શકશે નહિ તો તમારામાંથી કોઇનો એના ઉપર હક નથી.

પોતાની વહાલી પુત્રીથી છુટા પડવાનું પોતાને મન તો નહિ પણ માગણી થઇ તેથી ભોળાનાથે તેઓનું માન રાખ્યું અને પુત્રીને આજ્ઞા કરી કે તું અત્રેથી જા અને દોડ. મારૂં વચન મારે પાળવુંજ જોઇએ.

પોતાની મરજી વિરૂદ્ધ નર્મદાને બાપની આજ્ઞા માથે ચઢાવવી પડી અને ત્યાંથી દોટ મૂકી. દેવો તથા દાનવો પણ ત્યાંથી તેની પાછળ દોડયા પણ નર્મદા કોઇથી પકડાયાં નહિં અને પાછાં પોતાના પિતાની સેવામાં હાજર થયાં. સઘળાઓ નિરાશ થયા.

પોતાની પુત્રી સાથે મહારાજ તો કૈલાસમાંથી અમરકંઠના પહાડોમાં આવ્યા. એ જગ્યાએ દેવ દાનવોએ આવી શંકર મહારાજને નમન કરી કહ્યું કે એ પુત્રી લાયક અમારામાંથી કોઇજ નથી. એની શક્તિ અગાધ છે. એને અમે અમારી માતા તરીકે ગણીશું અને એ માતાનાં દર્શન અમને અહર્નિશ થાય એવી કાંઇ આપ યોજના કરો. મહારાજે ભોળે ભાવે “ અસ્તુ ” કહ્યું.

આ શબ્દ નર્મદાને કાને પડવાથી તે ઘણાંજ દીલગીર થયાં અને બાપને આજીજી કરી કે મને આપની સેવામાંથી બીલકુલ ખસવાની મરજી નથી, માટે મને આપની પાસેજ રહેવા દો; કારણ મારે આપનાં દર્શન હરરોજ જોઇએજ અને ત્યારેજ અન્ન જળ લેવાય.

શંકર બોલ્યા કે પુત્રી મારૂં વચન મિથ્યા જાય નહિ. તને વિનયપૂર્વક કહું છું કે જા, બેટા હું તારાથી દૂર રહીશજ નહિ. તું હમેશાં મને દેખ્યાજ કરશે, ઘણીજ પવિત્ર ગણાશે અને જે કોઇ તારાં ફક્ત દર્શનજ કરશે તે પવિત્ર થશે તો પછી

જે તારી સેવા કરશે, તને ભજશે તે તો ઘણોજ પવિત્ર ગણાશે, એટલુંજ નહિ પણ તેનાં પાપ પણ નિવારણ થશે, માટે તને આજ્ઞા કરૂં છું કે તું પાણીને રૂપે અત્રેથી ચાલી જા. તારા બંને કાંઠા પવિત્ર ગણાશે. વળી તારા કાંઠા ઉપર જેટલા કાંકરા હશે તે મારૂંજ રૂપ છે એમ તારે સમજવું; એટલુંજ નહિ પણ આ દુનિયા તથા યુગોયુગની દુનિયાએ સમજવાનું છે કે જે તેમાંના એકાદ કંકરની પૂજા કરશે તો તેણે મારીજ પૂજા કરી એમ હું માનીશ અને તેઓનું કલ્યાણ ઇચ્છીશ. વળી તારા જળમાં કોઇ સ્નાન કરશે અને તારૂં જળ લઇ મારી પૂજા કરશે તેનું તો ધન્ય ભાગ્યજ સમજવાનું છે.

પોતાના પિતાની આજ્ઞા નર્મદાજીએ પાળી અને પિતાજીએ પુત્રીને માથે આશીર્વાદનો હાથ મૂકયો એટલે પાણીનો પ્રવાહ થઇ અમરકંઠથી નીકળ્યાં અને દરીઆને જઇને મળ્યાં.

શંકર મહારાજના આશીર્વાદથી નર્મદા નદીના જેટલા કંકર એટલા શંકર ગણાય છે અને કાંઠે કાંઠે મહાદેવનાં બાણો જોવામાં આવે છે. આથી નર્મદા પોતાના પિતાથી દૂર ખસતાંજ નથી. કંકર એટલા શંકર, તેથી નર્મદા પોતાના બાપની પાસેજ છે, એમાં કાંઇ શક જેવું નથી.

દેવો તથા દાનવોને શંકર મહારાજે આજ્ઞા આપી કે તમે એ પુત્રીને માતા તરીકે ગણો છો તો જ્યાં સુધી એનો પ્રવાહ દરીઆમાં જાય ત્યાં સુધીના બંને બાજુના કાંઠા પવિત્ર છે એટલે ઉભય ત્રઠ પાવની કહેવાશે, તેથી જેને જ્યાં બેસી જપ, તપ કરવાં હોય ત્યાં જઇ જપ, તપ કરો. તેમ જે કોઇ એને કાંઠે બેસી જપ, તપ કરશે તેને હું પ્રસન્ન થઇશ. દેવો અને દાનવો ચાલ્યા ગયા અને શંકર મહારાજનો આશીર્વાદ લઇ નર્મદાને કાંઠે તપ કરવા બેઠા.

નર્મદાજીના પવિત્રતાના દાખલા આપવા બેસીએ તો આવી ત્રણ–ચાર ચોપડીઓ ભરાય તો પણ પાનાં ઓછાં પડે, તેથી બે ત્રણજ દાખલા આપ્યા છે; તે ઉપરથી વાંચનારને જણાશે કે એ નદીની પાવત્રતા ગંગા, જમના અને સરસ્વતિ નદીઓ કરતાં પણ વિશેષ છે.

(૧) એક બ્રાહ્મણે બચપણથી આ નદીને કાંઠે ઘણુંજ તપ કર્યું. બાવીશ તો પુરશ્ચરણ કર્યાં. આ તપનું તેજ તેના મ્હો ઉપરથીજ માલમ પડતું હતું. વૃદ્ધાવસ્થા થવા આવી ત્યારે તેને ગંગાજીમાં જઇ સ્નાન કરવાની ઇચ્છા થઇ. આ કારણથી તે પ્રયાગ આગળ જયાં ગંગા, જમના અને સરસ્વતિ નદીઓ વહે છે અને તેમનો સંગમ થાય છે, ત્યાં જઇ તેણે સ્નાન કર્યું. સ્નાન કરી બહાર નીકળ્યો કે તરતજ કાળો શાહી જેવો બનો ગયો. આ બનાવ જોઇને ઘણુંજ આશ્ચર્ય પામ્યો અને પશ્ચાતાપ કરવા લાગ્યો કે આવી પવિત્ર નદીમાં નાહ્યાથી મારૂં શરીર આમ કેમ બની ગયું !

આવી રીતે પસ્તાવો કરતો હતો, એવામાં આકાશવાણી થઇ કે " ભાઇ ! તું શોચ નહિ કર, તારૂં કલ્યાણજ છે. " આ વાણી સાંભળી તેણે ગંગાજીની પ્રાર્થના કરી, ત્યારે ત્રણ સ્ત્રીઓએ તેને દેખા દીધી અને તેની પાસે આવીને ત્રણે ઉભી રહી. બ્રાહ્મણે તેઓને પૂછયું, " આપ કોણ છો ? " તેઓએ કહ્યું કે " અમે ગંગા, જમના અને સરસ્વતિ છીએ. " બ્રાહ્મણ બોલ્યો કે " માજી ! મારૂં શરીર આપના જળમાં સ્નાન કરવાથી આ હાલતમાં કેમ આવી ગયું, તે મને સમજ પડતી નથી. " તેને જવાબ મળ્યો કે " ઘણા પાપી લોકો અત્રે આવી અમારા જળમાં સ્નાન કરી પોતાનું પાતક મૂકી જાય છે, તે બધું વરસ દિવસનું એકઠું થએલું અમે તને આપ્યું છે, તેથીજ તારૂં શરીર એ મુજબ થએલું છે. " બ્રાહ્મણ બોલ્યો કે " જે જે લોકો તમારામાં પાપ મૂકી ગયા તે તમે મને વળગાડયું, તેનું કારણ શું ? બીજા કોઇને નહિ ને મનેજ ! હું ઘણો દાલગીર છું કે હું આ જગ્યાએ આવ્યો. " જવાબ મળ્યો કે " યોગ્ય માણસ તુંજ અમને માલમ પડયો, કારણ તું પાપ રહીત છે, માટેજ ગ્રહણ કરવાને શકિતવાન છે. બીજો કોઇ દૈવતવાળો જણાયો નહિ માટે તને આપ્યું છે. " બ્રાહ્મણે પૂછયું કે " માજી ! મારૂં પાતક કયારે જશે ? " જવાબ મળ્યો કે " તું નર્મદામાં સ્નાન કરશે ત્યારે જશે. અમારૂં નામ લઇ તું પાતક મૂકજે, એ લે તું પાતક રહીત થશે. જે લોકો અમારા જળમાં નાહી પાપ મૂકી જાય છે, તે સઘળું પાપ વરસ દિવસનું એકઠું થયેલુ

અમારે વરસમાં એક દિવસ નર્મદામાં આવી સ્નાન કરી મૂકી જવું પડે છે, તો તેં અમારો ફેરો ટાળ્યો, તેથી તારા આવવાથી અમે ખુશી થયાં કે તારા જેવો નર્મદા ભકત અમને કયાં મળવાનો હતો તેથીજ તને આપ્યું છે, દીલગીર ન થા. ”

આવાં પવિત્ર માતાઓના મુખમાંથી આવાં વચનો નીકળ્યાં સાંભળી બ્રાહ્મણે તો પાછો નર્મદા કાંઠે આવવા તરતજ રસ્તો લીધો. રસ્તામાં વિચાર કરે છે કે અરે ! રે ! હું તો નકામોજ આટલે દૂર અથડાઇ મૂઓ, ઉલટો પાપ મૂકવા કરતાં પાપ બાંધીને જાઉં છું, પણ એટલો તો લાભ મળ્યો કે ત્રણે માતાનાં દર્શન થયાં, એ કાંઈ નકામો ફેરો કહેવાય નહિ. હું તો એમ ધારી આવેલો કે કાશી જઇ આ વૃદ્ધકાળમાં ગંગા સ્નાન થશે અને પછી ત્યાં દેહ પડશે તો મારા જપ, તપનું સાર્થક થયું એમ સમજીશ. હવે આ ત્રણે માતાઓ નર્મદાજીને પોતાના કરતાં વધારે પવિત્ર ગણે છે તો ચાલ રામ, ત્યાં જઇ દરરોજ સ્નાન કરીશું ને પછી કદાચ દેહ પડયો તો સ્વર્ગ મળશે. આવી રીતે વિચાર કરતો નર્મદા તીરે આવ્યો ને નદીમાં સ્નાન કર્યું એટલે પાછો હતો તે કરતાં પણ વધારે તેજસ્વી બન્યો, મનમાં હરખાયો અને નર્મદા તીરેજ પોતાનો દેહ પાડયો.

(૨) ઘણાખરા હિંદુ ભાઇઓએ ચાણાકય રાજાનું નામ સાંભળ્યું હશેજ. એ રાજાથી અકસ્માત એક મહા પાતક થયું. એ પાતક શી રીતે નિવારણ થાય, તે બાબત પોતાનો દરબાર ભરી પંડિતોની સભા ભરી તેમની સલાહ પૂછી. સભામાં એવો નિર્ણય થયો કે નર્મદા નદીમાં તેણે હોડીમાં બેસી મુસાફરી કરવી. હોડીના શઢ કાળા રાખવા. એ શઢ જે જગ્યાએ સફેદ થઇ જાય એટલે જેવા હતા તેવાજ ધોળા થઇ જાય ત્યાંજ હોડી ઉભી રાખી સ્નાન કરી શંકરની પૂજા કરવી એટલે પાતક ગયું સમજવું.

ઉપર પ્રમાણે સલાહ મળવાથી ચાણાકય રાજા નર્મદા નદીમાં હોડીમાં બેસી મુસાફરી કરવા નીકળ્યો, પણ તેની હોડીના શઢના રંગમાં કોઇ જગ્યાયે ફેરફાર થયો જણાયો નહિ. ફરતાં ફરતાં તેની હોડી શુકલતિર્થ આવી ત્યારે એની હોડીના શઢ જેવા હતા તેવા સફેદ થઇ ગયા. એ જગ્યાએ એ રાજાએ

હોડી ઉભી રખાવી, સ્નાન કરી શંકરની પૂજા કરી એટલે એ જગ્યાએ એ પાતક રહિત થયો. આ વખતે ભગવાને એને દર્શન આપ્યાં. "ઓમ્" એ શબ્દ બોલી નર્મદામાંથી પ્રગટ થયા. ઓમ્કાર (શબ્દ) પરથી એ ગામમાં એ ભગવાનની "ઓમ્કારેશ્વર" નામ આપી સ્થાપના કરી. આ બનાવ બન્યાથી એ જગ્યાને શુકલતિર્થ કહે છે. (ચાણાકય રાજા વિષે હકીકત રેવા પુરાણમાં છે. જે ચાણાકય ચંદ્રગુપ્તનો મંત્રિ હતો, તે એ હશે એમ કહી શકાતું નથી. ચંદ્રગુપ્ત તથા તેનો મિત્ર ચાણાકય શુકલતિર્થ આવીને રહ્યા હતા, એવું ગેઝીટીયરમાં છે.)

(૩) એક બ્રાહ્મણને ત્યાં ગાય હતી, તેને તે રોજ મારતો હતો ને બહુ દુઃખ દેતો હતો. ખાવાનું પણ ભૂખ વખત આપે નહિ, તેમ પાણી પણ વખતસર આપે નહિ અને આપે તે પણ પેટ પુરતું નહિ. આવો રોજનો જુલમ ગાયથી સહન થઇ શકયો નહિ તેથી તે બહુજ અકળાઇ. તેને વાચા થઇ કે હવે ભૂખ, તરસ અને રોજનો બેહદ માર સહન થઇ શકતો નથી, તો હવે શું કરવું ? બહેતર રસ્તો એ છે કે આવતી કાલે મને દોહીને સવારે છૂટી કરે કે તરતજ એનો એકનો એક દીકરો છે તેનો પ્રાણ લઉં. આથી એ મને મારી નાંખશે તો પણ અડચણ નથી પણ રોજ રીબાઇ રીબાઇ માર ખાઇ મરવું તે કરતાં એકદમ મરવું તે વધારે સારૂં છે, એમ કર્યા સિવાય હવે છૂટકો નથી. બ્રહ્મહત્યા તો ચોટશે પણ કેમ કરવું. જઇને નર્મદાના જળમાં પડીશ, કહેવાય છે કે નર્મદાનાં દર્શનથી પવિત્ર થવાય છે, તો તેમાં પડીશ એટલે સ્નાન વળશે અને મારૂં પાપ નિવારણ થશે.

એજ રાત્રે એક બ્રાહ્મણ પોતાના બાપનાં "અસ્થિ" ગંગાજીમાં નાંખવા જતો હતો. દરમ્યાન એ ગાયને પેલો બ્રાહ્મણ જે જગ્યાએ બાંધતો હતો તે બાંધવાની જગ્યાએ બહારથી ઓટલો હતો ત્યાં સુતો હતો, તેણે એ ગાયનો આ વિચાર સાંભળ્યો. બ્રાહ્મણે મનમાં વિચાર કર્યો કે જોઇએ તો ખરા, ગાય કાલે સવારે શું કરે છે અને કેમ એ વાત બને છે તે નજરે જોઇ ખાત્રી કરવી જરૂરની છે.

સવાર પડી. ગાયના પાળનારે ગાયને દોહી, બે ચારેક ડંગોરાં પણ એના ઉપર પડયાં, બરાડા પાડવા લાગી પણ પેલા

નિર્દયને દયા આવી નહિ. બરાડા પાડતાં પણ બે ચારેક બીજી ચોઢી. બોચારી પશુ બાંધેલી તે શું કરે ? આઠેક વાગ્યા એટલે ગાયને છૂટી કરી. જેવી છૂટી કરી તેવીજ ધસારો કરી પેલા બ્રાહ્મણનો દીકરો પાસેની જગ્યાએ ઉભો હતો, તેની તરફ ગઇ ને પેલા છોકરાને પાડી નાંખી તેના પેટમાં શીંગડાં ઘોચી દીધાં ને ત્યાંથી નાઠી તેવીજ એ ગાય નર્મદાના જળમાં પડી. પેલા બ્રાહ્મણનો દીકરો ત્યાંજ રામશરણ થયો, એટલે બ્રાહ્મણથી ગાય પાછળ જવાયું નહિ કે તેનું વેર લઇ શકે. હવે જે બ્રાહ્મણ એટલે સૂતો હતો તે તો ગાય પાછળ નદી તીરે ગયો. ગાયને નદીમાં પડેલી જોઇ તે વખતે તેને નર્મદાએ દર્શન આપ્યાં અને તેનું પાતક ગયું. બ્રાહ્મણે વિચાર કર્યો કે અહો હો ! આ ગાય-ને લીધે મને પણ દર્શનનો લાભ મળ્યો. બ્રાહ્મણ માતાને પગે લાગ્યો અને નદીના જળમાં સ્નાન કરી ત્યાંજ અસ્થિ ઉપર ક્રિયા કરી ગંગાજીમાં અસ્થિ નહિ નાખવા જતાં નર્મદાજીમાં પધરાવ્યાં.

નર્મદા વિષેની ઉપલી હકીકત અત્રેના પુરાણી માણેકલાલ કેશવરામ જેઓ નાગર બ્રાહ્મણ છે, હેઠાણમાં રહે છે અને કથા પુરાણ વાંચે છે; તેઓએ મારા પૂછવાથી કહી તે લખી જણાવી છે.

આ નદીમાં વરસમાં ત્રણ માસ સૂર્યોદય થતાં પહેલાં સ્નાન કરવાથી વધારે પુણ્ય ગણાય છે. કાર્તિકીસ્નાન આસો વદ ૧ થી કાર્તિક શુદ ૧૫ સુધી, બીજું માઘ સ્નાન પોષ વદ ૧ થી મહા શુદ ૧૫ સુધી, ત્રીજું વૈશાખ સ્નાન ચૈત્ર વદ ૧ થી વૈશાખ શુદ ૧૫ સુધી. આશ્વિન સ્નાન પણ કેટલાક કરે છે, તે ભાદરવા વદ ૧ થી આસો શુદ ૧૫ સુધી નાહે છે. વળી દર વરસના શ્રાવણ માસમાં, અધિક માસમાં, તેમ દર આઠેમ, એકાદશી, બારશ, પુનેમ, અમાસ તથા દરેક ગ્રહણનો પ્રવેશ થતાં તે ગ્રહણ મુકત થતાં સ્નાન કર્યાથી વધારે પુણ્ય ગણાય છે.

દર વરસે વૈશાખ શુદ ૭ ને રોજ સ્નાન કર્યાથી ગંગાસ્નાન વળે છે એમ કહે છે. ગંગાજળ કાશીની જાત્રા જઇ આવી જે લોકો લાવે છે, તેઓ ગંગાજળ ખુટવાથી એ દિવસે એટલે વૈશાખ શુદ ૭ ને દિવસે અગર કારતક શુદ ૨ ને દિવસે નર્મદા નદીનું જળ, તે જળ એટલે ગંગાજળ ભેગું કરે છે, તે મિશ્ર જળ પણ ગંગાજળજ કહેવાય છે. ગંગાજળ કાશીથી લાવતા

નથી પણ પ્રયાગ યા હરદ્વારથી લાવે છે, તેજ ગંગાજળ ખરૂં કહેવાય છે.

બ્રહ્માનો કલ્પ પૂરો થયે બધી નદીઓનો લોપ થવાનો પણ નર્મદા તો સર્પ આકારે રહેશે, એનો લય નથી, તેમ પ્રલય વખતે પણ એની આકૃતિ જુદીજ પડવાની કે જેથી એ તરત ઓળખાઇ જાય. સપ્ત કલ્પથી આ નદી છે એમ કહેવાય છે.

આ નદીમાં દરરોજ સ્નાન કરનારાઓમાં પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે માલમ પડે છે. જે બ્રાહ્મણો કાંઠે દક્ષિણા લેવા બેસે છે, તેઓ કવચિતજ નર્મદામાં સ્નાન કરી બેઠેલા હોય છે.

આ નદીને કાંઠે કેટલીએક જગ્યાઓ વિશેષ પવિત્ર ગણાય છે, પણ મારા ધારવા પ્રમાણે તો બધી જગ્યા સરખીજ પવિત્ર છે. જે જગ્યાઓ વિશેષ પવિત્ર ગણાય છે તેનું કારણ એમ જણાય છે કે ત્યાં જુનાં પુરાતન બાણો છે. તે જગ્યાએ અમુક વખતે જાત્રાઓ ભરાય છે, તેથી તેનુ મહાત્મ વિશેષ ગણાય છે.

અમરકંડ, જ્યાં આગળથી નર્મદા નીકળે છે તે તથા જે જગ્યાએ પહાડમાંથી વહેતાં આવી ધોધ પડે છે ( તેને પણ અમરકંડ નામ આપેલું છે ). તે જગ્યા, શુળપાણેશ્વર, ગરૂડેશ્વર, ચાંદોદ, કરનાળી, ઓરસંગમ, શુકલતિર્થ, કડોદ, તવરા, ભરૂચ, ( દશાશ્વમેધ ) ભાડભુત, ચંદ્રમૂળેશ્વર, વમળેશ્વર, અને લીંબાલેશ્વર એ જગ્યાઓએ પ્રાચીન બાણો હોવાથી અમુક વખતે જાત્રા ભરાય છે તેથી વિશેષ પવિત્ર ગણાય છે. દર અરાઢ વરસે કડોદમાં વૈશાખ શુદ ૧ થી તે વૈશાખ વદ ૦)) સુધી તથા દર અરાઢ વરસે ભાડભુતમાં ભાદરવા શુદ ૧ થી તે ભાદરવા વદ ૦)) સુધી જાત્રા ભરાય છે, તેને કડોદ અગર તવરાની અને ભાડભુતની જાત્રા કહે છે. એ જાત્રાઓ અધિક વૈશાખ કે અધિક ભાદરવો હોય ત્યારેજ ભરાય છે. તવરાની જાત્રા વખતે નર્મદામાંથી શંકરની જળાધારીવાળાં બાણો તે ગમે તો સ્ફાટિકનાં કે વેરૂનાં હોય છે તે નીકળે છે. એવાં બાણો મેં ઘણાં એ જાત્રા વખતે નજરે જોયાં છે ને તેમની પૂજા પણ કરી છે એટલે ખરૂં માનવાને કારણ છે.

આ નદીમાં પહેલાં અખાત્રીજને દિવસથી તે વરસાદ પડતાં સુધી " ઘોડો " આવતો હતો. ઘોડો, આ શબ્દ હાલની પ્રજાને

નવાઇ જેવો ભાસશે પણ એ એમ બનતું હતું કે પાણીનાં બે-ચાર પાંચ મોજાં દરીઆમાંથી નીકળી એવાં તો વાંસ બે વાંસ ઊંચાં ઉછાળો મારતાં આવતાં હતાં કે વહાણોવાળા અને હોડીઓ-વાળાને માલમ પડતાં તેઓ કાંઠા ઉપર નહાનારા અગર ધોનારા લોકોને ચેતવણી આપવા બૂમરાણ કરી મૂકતા કે ખસી જાઓ, ઘોડો આવે છે. આ બૂમ સાંભળે કે નદીને કાંઠે જે લોકો હોય તે તરતજ ખસી જતા. કોઇ ગફલતમાં રહે તો તણાઇ પણ જતા. આવાં મોજાં જે ઉછળતાં આવતાં તેને ઘોડો નામ આપ્યું હતું. એ ઘોડો અખાત્રીજ પછી ભરતી બેસતાં બપોરના બાર પછીથી પાંચ છ વાગ્યા સુધીમાં આવતો. આ દેખાવ નજરે ઘણી વખતે જોવામાં આવ્યો છે. આવી વખતે કાંઠાના માણસો ને ઘણી સાવચેતી રાખવી પડતી હતી; કારણ ઘણાં તણાઇ ગયાં છે તેમ એક દક્ષણીની છોકરીને તણાતી ગયેલી નજરે પણ જોઇ હતી. પેરિપ્લસના લખનારે આ ઘોડા વિષે ઘણું સારૂં બ્યાન જાતે જોયાનું આપ્યું છે. આ અદ્ભુત ચમત્કારને તેઓ બોર “Bore” કહેતા હતા. Bore=influx of the tide in to a river. પરદેશી વહેપારીઓ “બોર” કહેતા હતા અને ભરૂચ-ના વહેપારીઓએ એને “ઘોડો” નામ આપેલું આજ સુધી વપરાતું ચાલ્યું આવ્યું છે. સને ૧૮૬૫ માં એવો દેખાવ છેલ્લો જોયો હતો, પછી એવો દેખાવ જોવામાં આવ્યો નથી.

ભૂગોળમાં નર્મદાની લંબાઇ ૭૫૦ માઇલ લખેલી વાંચી છે. ગેઝીટીયર ભરૂચ અને સુરત ભાગ ૨ માં ૭૦૦ થી ૮૦૦ સુધી જણાવી છે. ભરૂચ આગળ એ નદીનો પટ એક માઇલનો છે. જબરી રેલ વખતે એ નદીનું પાણી એક સેકન્ડમાં પચીશ લાખ ચોરસ ફીટ દરીઆમાં વહેતું જણાય છે. એ નદીએ ૩૬૪૦૦ માઇલ જમીન પોતાના પાણીથી રોકેલી છે. સરાસરી છત્રીશ ઇંચ વરસાદ પડયો હોય તો એ નદીનું પાણી સમાવવાને ૩૬૪ ચોરસ માઇલ જેટલી જમીન અને તે ૧૦૦ ફીટ ઉંડી હોવી જોઇએ તોજ એનું પાણી ગ્રહણ કરવાને બસ થાય, અથવા ખંભાતના અખાતનો ½ ભાગ જેટલી જમીન હોવી જોઇએ. એ નદી વાંકી ચુંકી વહે છે, તેથી એના પાંચ ભાગ કરેલા છે. (૧) એના મૂળથી તે અમરકંઠ આગળ એનો ધોધ (ધોધવો) પડે

છે ત્યાં સુધી ૨૦૦ માઇલ (૨) અમરકંઠથી અથવા જબલપોર જે પાસેજ આવેલું છે ત્યાંથી તે હાંડીઆ સુધી ૨૦૦ માઇલ. (૩) હાંડીઆથી હરણપ્રાળ સુધી ૧૦૦ માઇલ. (૪) હરણફાળથી મકરાઇ સુધી ૮૦ માઇલ. (૫) મકરાઇથી દરીઆ સુધી ૧૦૦ માઇલ. આ પ્રમાણેના પાંચ ભાગ ( ગેઝીટીયર ભાગ ૨, પાનું ૩૪૦ થી ૩૪૯ ) કરેલા છે.

ઉપર મુજબના જે પાંચ ભાગ જણાવ્યા છે, તે વિષે શક રહે છે; કારણ કે મકરાઇ તે મોખરીનો ઘાટ હોવો જોઇએ, તો મોખરીનો ઘાટ હરણફાળ કરતાં પહેલો આવે છે અને હરણફાળ અને મોખરીના ઘાટને ત્રણ ચાર માઇલનો તફાવત છે. વધારે છેટું નથી. મોખરીના ઘાટથી પ્રવાહ ફરે છે, તો ત્યાંથી ૧૦૦ માઇલ દરીઓ થાય એ સંભવ છે. અગર હરણફાળથી ૧૦૦ માઇલ દરીઓ થાય એ પણ બની શકે. હવે હરણફાળથી કદાપી મકરાઇ ગામ ૮૦ માઇલ દૂર હોય તો તે ભરૂચ તાલુકાનું ગામ હોવું જોઇએ, પણ ભરૂચ તાલુકામાં મકરાઈ ગામ સાંભળ્યું નથી. કદાપી હોય તો પણ ત્યાંથી દરીઓ ૧૦૦ માઇલ દૂર થાય નહિ. હું ધારૂં છું કે હાંડીઆથી હરણફાળ સુધી ૨૬૦ માઇલ હશે, અને હરણફાળથી દરીઆ સુધી ૧૦૦ માઇલ થાય એમ સંભવ છે.

મોખરીનો ઘાટ અને હરણફાળ મેં નજરે જોયાં છે, તેથી ઉપર મુજબ જણાવવાની છૂટ લીધી છે. આ પ્રમાણેની હકીકત છતાં પણ ગેઝીટીઅરમાં જે લખ્યું છે તે ખરૂં માનવું એ આપણું ભૂષણ છે, મેં તો મારી નજરની જોયેલી હકીકત દર્શાવી છે, તેમાં મારી ભૂલ પણ હોય અને જો તેમ હોય તો વાંચનારા દરગુજર કરશે એવી આશા છે.

આ નર્મદા સંબંધીની હકીકત લખાય છે તો મોખરીના ઘાટ આગળ એ નદીની સ્થિતિ વિષે કાંઇ બ્યાન આપવું જોઇએ તે હું આપવા છૂટ લઉં છું.

મોખરીના ઘાટથી તે કાળભૈરવ સુધી નદીનો દેખાવ ભયંકર લાગે છે. પાણી તો નિર્મળ અને સ્થિર છે, પણ એટલાં ઉંડાં છે કે તેનું માપ લેવું મુશ્કેલ પડે. ત્યાં આગળ લોકોનું કહેવું એવું થયું કે આ જગ્યાએ કોઇ પણ વસ્તુ ઉભી પડે તો તે પાણીની સપાટી ઉપર આવતીજ નથી, આ વાત મેં માની નહિ,

પણ જાતનેજ અનુભવ થયો તેથી માનવાનું કારણ મળ્યું. મારી પોતાની લાકડી હું હોડીમાં ચઢતાં મારા દીકરાને આપવા ગયો તે મારા હાથમાંથી છટકી ગઇ તે ઉભીને ઉભી ( સીધીને સીધી ) મોખરીના ઘાટ આગળ નદીમાં પડી લાકડું તો તરતજ ઉપર આવે, પણ એક કલાક સુધી હોડી ઠેરી પણ લાકડી હલકી છતાં ઉપર આવીજ નહિ. હરણફાળ આગળ નદીનો પટ ઘણો સાંકડો છે, એટલે એક હરણના એક ફાળ જેટલોજ છે. હોડીને આ જગ્યાએ ઘણી સંભાળવી પડે છે; કેમકે વચ્ચે ખડકો આવે છે. આ જગ્યાના ભોમીઆ હોડી હાંકનાર નહિ હોય તો હોડીને નુકશાન પણ પહોંચે, તેમ માણસોનું શું થાય તે કહી શકાય નહિ. શુળપાણેશ્વરથીજ જગ્યા જોતા જોતા આવ્યાતો બંને બાજુએ ઉંચા પહાડો આવી રહ્યા છે. તેમાં મોખરીના ઘાટથી તો કાળભૈરવ મૂકયા પછીની જગ્યા સુધીનો પહાડી દેખાવ તથા નદીનો દેખાવ ઘણોજ ભવ્ય લાગે છે. એ દેખાવનું કોઇ હોંશઆર કવિ અથવા લખનાર વર્ણન લખે તો ખરેખરૂં વાંચવું ગમે એવું થઇ પડે એમાં શક નહિ.

એ નદીના પાણીનો પ્રવાહ ( વેગ ) કલાકે એક માઇલ જાય છે અને દરીઆની સપાટીથી એનું મૂળ ૩૫૦૦ ફીટ ઉંચું છે.

હિંદુઓનું એમ માનવું છે કે સરસ્વતિ નદીમાં ત્રણ દિવસ સ્નાન કરેથી, જમનાજીમાં સાત દિવસ અને ગંગાજીમાં એક દિવસ સ્નાન કરેથી દેહ પવિત્ર થાય છે, પણ નર્મદાજીનાં તો ફકત દર્શનજ કરે છે તેથી દેહ પવિત્ર થાય છે. વળી એમ પણ ગેઝીટાઅર જણાવે છે કે નર્મદાના ઉત્તર કિનારાના ત્રીશ માઇલિ સુધીનાં અને દક્ષિણ કિનારાના ૧૮ માઇલ સુધીનાં જે ગામો છે તે ગામોમાં કુવે કે તળાવે તે જગ્યાએ નર્મદાનું નામ લઇ નાહે તો તેને નર્મદા સ્નાન વળે છે.

એ નદીની દરીઆએ માગણી કરેલી પણ એનાં લગ્ન બ્રહ્માના દીકરા અગ્નિ ને અગ્નિના દીકરા સાધમક સાથે થયાં હતાં. એ લગ્નથી ધ્રષ્ટિનદ્ર નામે પુત્ર થયો હતો. એ ધ્રષ્ટિનદ્રે જે રાક્ષસો દેવોને દુઃખ દેતા હતા તેઓનો પરાજય કર્યો હતો.

ભરૂચની પ્રજા નર્મદામાં સ્નાન કરી, પાણીમાંજ ઉભા રહી

પાણી હાથમાં લઇ કવચિતજ સોગન લે છે. કદાપી કોઇ તેમ કરે તો હદ વળી ગઇ કહેવાય છે.

એ નદીની પ્રદક્ષિણા ( પરિક્રમા ) કરવા પરિક્રમા વાસીઓ ઘણા આવે છે. તેઓ ઘણું કરીને અમદાવાદ, સુરત, કાઠીઆવાડ, મુંબઇ અને દક્ષિણથી આવે છે. ભરૂચના પણ પરિક્રમા કરવા જાય છે. એઓને એ નદીની પરિક્રમા કરતાં દોઢ વરસ અથવા તે ઉપરાંત વખત લાગે છે.

દરેક અધિક માસમાં અગર કોઇ વખત શ્રાવણ માસમાં ભરૂચના હિંદુઓ નદીની પંચતિર્થી કરવા નીકળે છે. પહેલાં તો ઉંચવર્ણ ઘણી જતી હતી. એ પંચતિર્થીમાં લોકો મહારૂદ્રથી નીકળી બહેચરાજી માતાના દહેરા સુધી નદી કાંઠે અને ત્યાંથી સટકે વાહિટરોડ તરફ થઇને પાછા મહારૂદ્ર જાય છે. મહારૂદ્રમાં નદીમાં સ્નાન કરી, મ્હોમાં કોગળો પાણીનો રાખી, વગર બોલે પાછા મહારૂદ્ર આવી મૂનિ તલાવડીમાં તે કોગળો કરવો; પછી તેમાં પાણી હોય તો તેમાં પણ સ્નાન કરી મહારૂદ્રનાં દર્શન કરી પાછા નદી કાંઠે જઇ સ્નાન કરવું. પછી આગલ ચાલવું; એવું મહાત્મ છે અને એ પ્રમાણે મારી જાતને પણ ૧૬-૧૭ વરસની ઉમ્મરે અનુભવ થયો છે.

સુકા દહાડા હોય તો લોકો નદી કાંઠે ચાલીને દરેક તિર્થે સ્નાન કરે છે. ચોમાસામાં હોડીમાં બેસીને લોકો પંચતિર્થી કરે છે. એ પંચતિર્થીનું મહાત્મ એવું છે કે દરેક તિર્થે સ્નાન કરવું જોઇએ અને બ્રાહ્મણોને દક્ષણા આપવી જોઇએ. ચોમાસામાં ઘણું કરી હોડીમાં બેઠેલા તિર્થ આવે કે માથે જળ મૂકે છે, અને વખતે તેવી જગ્યાએ ઉતરીને નાહે છે. સુકા દિવસમાં પણ ઘરડાં ખોખરાં તથા જેઓને ચાલવાનું આળસ હોય છે તેવાં હોડીમાંજ બેસી માથે જળ મૂકે છે, તેમ તેવી જગ્યાએ ઉતરીને સ્નાન કરે છે. ઘણા ભાવિકો તો ઘણા ખરા પગે ચાલીનેજ કરે છે અને દરેક તિર્થે સ્નાન કરે છે અને દક્ષણા પણ આપે છે. બધાં મળીને ૫૫ તિર્થો આવે છે. આ તિર્થોમાં મહારૂદ્ર, દશાશ્વમેધ, નરનારાયણ તિર્થ જે ભાગાકોટને ઓવારે કહેવાય છે ત્યાં તો દરેક જણ સ્નાન કર્યા સિવાય રહેજ નહિ. દરેક જગ્યા-

એ બ્રાહ્મણોને દક્ષણા અપાતી નથી, તેથી હાથમાં દક્ષણાને બદલે જળ લઇ ગોર ભણે કે જળ પાછું પાણીમાં નાંખે છે; કારણ કે કોઇ જગ્યાએ સોનાનું, કોઇ જગ્યાએ રૂપાનું, કોઇ જગ્યાએ અન્નનું, કોઇ જગ્યાએ ગાયનું, કોઇ જગ્યાએ ત્રાંબાનું દાન કરવાનું હોય છે. તે દાન કાંઇ થઇ શકતું નથી, તેમ કોઇએ કર્યું હોય એમ સાંભળ્યું નથી, પણ પરિક્રમા પૂરી થયે મૂઠીવાળી પોતાના ગોરને કે જે સાથેનો બ્રાહ્મણ સંકલ્પ મૂકાવતો હોય તેને જે મળે તે પોતાની શકિત ઉપર વિચાર કરી આપે છે. એ શકિતદાન બ્રાહ્મણો કબુલ પણ રાખે છે. પુરેપુરી પરિક્રમા કર્યાની કોઇ ગૃહસ્થ દક્ષણા આપે તો રૂ. ૧૭૧૮ ) થાય છે.

પોતાના ગોર સિવાય પણ બીજા અન્ય બ્રાહ્મણો ઓળખીતા અગર વગર ઓળખીતાને પણ દક્ષણા આપવામાં આવે છે. દરેક તિર્થે પઇ, પઇસો કદાચ કોઇ ગરીબ અગર કૃપણ આપે તો પણ રૂ. ૧ ) થી ઓછું થાય નહિ. તેમ ગોરને ગૌદાન રૂ. ૧-૪- આપવોજ પડે. હવે ઉંચ્ચવર્ણ તો ઝાઝી નીકળતી નથી, નીચ-વર્ણ ઘણી જાય છે. ઘરથી સવારના છ સાત વાગેથી ભજન કરતી એક મંડળી એકઠી થઇ નીકળે છે અને મહારૂદ્ર જઇ સ્નાન કરી પરિક્રમા શરૂ કરે છે. સાંજે પાછા સોબતીઓ ઘર આવે છે. દીવા વખત પહેલાં તો ભાગ્યેજ પરવારી રહેવાય છે. ઘર આવી થાકી લોથ થઇ પડે છે.





# પ્રકરણ ૨ જું.



## નવ નાથ.



ભરૂચમાં નવ મહાદેવનાં સ્વયંભુ બાણો છે, તેઓ નવ નાથથી ઓળખાય છે. એ નવ નાથના નામ અને તેઓની ઉત્સવારી કોણ કરે છે, તથા તેઓ કયાં આગળ છે; તે આ નીચે દર્શાવેલું છે.

(૧) કામનાથ—આ મહાદેવનું દહેરૂં વેજલપોર તરફ માછીવાડને ટેકરે છે. એ જગ્યા પરિક્રમા વાસીઓનું આશ્રમસ્થાન છે. વેજલપોરના કપિલ વાણીઆ આ દહેરાની દેખરેખ રાખે છે.

(૨) ભૂતનાથ—આ શંકરનું દેવાલય, શહેરમાં ભાગાકોટ અને નવચોકીના ઓવારાની વચ્ચે એક ટેકરી ઉપર બ્રાહ્મણ અને વાણીઆની વસ્તીમાં આવી રહ્યું છે. એ દહેરાની દેખરેખ એક ઘહેલાભાઇ ભગવાનદાસ જે એ મહાદેવનો ખરો ભકત હતો અને જે ઘહેલા ભૂતને નામે શહેરમાં ઓળખાતો હતો, તેના પૌત્રો ભોગીલાલ તથા ઠાકોરલાલ વિગેરે રાખે છે.

(૩) સોમનાથ—આ મહાદેવનું સ્થાન સ્વામિનારાયણનાં મંદિરની પાછળ એક ટેકરી છે, જે સોમનાથના ટેકરાથી ઓળખાય છે ત્યાં આવેલું છે. એની દેખરેખ અત્રેના ખેડાવાળ બ્રાહ્મણો તથા સારસ્વત બ્રાહ્મણો ( પ્રોહિતો ) રાખે છે. એ સ્થળે સન્યાસીઓનું અન્નક્ષેત્ર છે.

(૪) ભીમનાથ—એ શંકરનું દેવાલય બહારની ઊનાઇને ઓવારે સોમનાથનાટેકરાની તળેટીમાં ભૃગુઋષિના બંગલાનીપશ્ચિમ

તરફની હારમાં નજીકમાંજ છે. એની સેવા ભોઇલોકો તરફથી થાયછે.

(૫) જ્વાળનાથ—એ મહાદેવ ભૃગુ ઋષિના ધામમાં દક્ષિણ દિશાના ખંડમાં છે. એમની દેખરેખ અત્રેના ભાર્ગવબ્રાહ્મણો રાખે છે.

(૬) કાશીવિશ્વનાથ—આ મહાદેવનું દહેરૂં દાંડીઆ બજારની દક્ષિણે ટેકરા ઉપર રોકડીઆ હનુમાન પાસે આવેલું છે. તેનો જીર્ણોદ્ધાર અત્રેના વાયડા વાણીઆ તાપીદાસ મોહનભાઇએ કર્યાથી તેઓ દેખરેખ રાખે છે અને પૂજા કરાવે છે.

(૭) સિદ્ધનાથ—આ મહાદેવનું દહેરૂં ભૃગુ ઋષિ અને દશાશ્વમેધના ઓવારા વચ્ચેની એક ટેકરી જે પિંગળનાથ મહાદેવની પશ્ચિમ તરફની બાજુએ છે, તે ટેકરી ઉપર છે. એ ક્ષત્રિ અને તેમના પ્રોહિતોના ઇષ્ટદેવ છે. અનાશ્રિત સેવા થાય છે. પહેલાં દેશાઇજીના કુટુંબ તરફથી દેખરેખ રખાતી હતી.

(૮) પિંગળનાથ—આ મહાદેવનું સ્થાન દશાશ્વમેધના ઘાટ ઉપર મહાજનની ધર્મશાળાની પાછળના ભેખડ ઉપર છે, કે જ્યાં મોટા કાકાબળીઆ છે. એની અનાશ્રિત સેવા થાય છે. આ જગ્યાએ એક ધર્મશાળા તથા મંડપ હતો. એ ધર્મશાળા ફતેસિંગ ગાયકવાડે બંધાવેલા જઘરેલમાં છેક પડી જવાથી દયાળ માળવાએ બંધાવેલી એવું એક સ્વામી જે એ જગ્યાએ લાંબી મુદત રહેલા અને જે આસરે સો વરસની લગભગ ઉમ્મરના હતા તેઓ કહેતા હતા. (સને ૧૮૬૮-૬૯ પછી એઓ અત્રે જોવામાં આવ્યા નથી.) હાલ સઘળું પડી ભાગ્યું છે.

(૯) ગંગનાથ—આ મહાદેવનું શિવાલય દશાશ્વમેધના ઘાટ ઉપરજ આવી રહ્યું છે. કબીરપરામાં રહીને પણ એ સ્થાને જવાય છે. એઓ લાડ વાણીઆના ઇષ્ટદેવ છે. એ વાણીઆઓ તથા બીજાઓ સારી દેખરેખ રાખે છે.

આ નવે નાથોએ સત્યયુગમાં તપ કરી સમાધિ લીધી, તે વખતે જે જગ્યાએ સમાધિ લીધી તે જગ્યાએજ સ્વયંભુ થઇ નીકળ્યા છે; ત્યારથી એજ જગ્યાએ એઓ કાયમ છે. દહેરાં તો પાછળથી બંધાયાં હશે.

---

આ નવ નાથોની પ્રસંશા કેવી રીતે થાય છે તે બાબતની પૂર્ણ હકીકત અત્રેના રહેનાર રાજેશ્રી લક્ષ્મિરામ મહિપતરામ દિવાને, "નવનાથ" વિષેની ચોપડી લખી છે તે જોયાથી જાણવામાં આવશે.



# પ્રકરણ ૩ જું.



## શ્રી લક્ષ્મીજીનું શ્રીનગર.



એક સમયે શ્રી વિષ્ણુ ભગવાન પોતાનાં પત્ની શ્રી લક્ષ્મીજી સાથે વૈકુંઠમાં બિરાજમાન થયા હતા, તે વખતે હાસ્ય વિનોદની વાતોમાં શ્રી લક્ષ્મીજીએ ભગવાનને કહ્યું કે "મહારાજ ! આપ જાણો છો કે આપે તો આપને માટે ચાર ધામ—વૈકુંઠ, ક્ષિરસાગર, ગોલોક તથા પ્રયાગવડ કરી લીધાં, પણ આપની પત્નીને માટે આપે કાંઇ સ્થાન નક્કી કરી આપવું જોઇએ.

આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને શ્રી લક્ષ્મીજીને કહ્યું કે "આ બધી સૃષ્ટિ છે તેમાં તમને જે જગ્યા પસંદ પડે તે જગ્યા તમે તમારી કરી લેશો તો અમે દરેક જાતનો વૈભવ તમારે માટે તે જગ્યાએ કરી આપીશું."

શ્રી લક્ષ્મીજી ભગવાન સાથે પોતાને માટે ધામ પસંદ કરવા નીકળી પડયાં. ફરતાંફરતાં આ ટેકરી કે જે ઉપર હાલનું ભરૂચ વસ્યું છે તે જગ્યાએ આવી પહોંચ્યાં. શ્રી લક્ષ્મીજીએ ભગવાનને કહ્યું કે "મહારાજ આ જગ્યાએ નવ નાથ તપ કરી રહ્યા છે, તેમ પવિત્ર નર્મદા પણ નજીકમાં છે, બહુ દૂર નથી, તો આવી પવિત્ર જગ્યા બીજી મારી નજરમાં આવતી નથી, માટે એજ મારે માટે નક્કી કરો." આ ઉપરથી ભગવાને લક્ષ્મીજીના વૈભવ માટે એ જગ્યા નક્કી કરી આપીને શ્રી લક્ષ્મીજી-ના નામ ઉપરથી આ ટેકરીનું નામ "શ્રીનગર" આપ્યું.

હવે જ્યાં લક્ષ્મીજીનો વાસો ત્યાં પૂછવાનુંજ શું ! ગોલોક, બ્રહ્મલોક, વૈકુંઠલોક અને સ્વર્ગલોકમાં જે સમૃદ્ધિ છે તેટલી આ જગ્યાએ થઈ રહી અને એ સ્થાનો કરતાં પણ શ્રીનગર તો વધારે શોભાયમાન થયું. અધિક દ્રવ્ય, રત્નાદિક માણેક, હીરા, મોતી વગેરે જયાં ત્યાં જણાવા લાગ્યાં. શ્રીનગર તો કુબેરનગરીને ટક્કર મારે એવું નગર બની ગયું. શ્રી વિષ્ણુ ભગવાન શ્રી લક્ષ્મીજી સાથે એ જગ્યાએ આવી રહ્યા તેથી દરેક જગ્યાએથી દેવલોક પણ અત્રે આવવા લાગ્યા. શોભાનો કાંઇ પારજ નહિ. ધન, ધાન્ય, પુલ, ફળફળાદિ, બાગ બગીચા, રત્ન જડીત મકાનો પણ શોભા આપી રહ્યાં હશે.

મને લાગે છે કે જે જગ્યાએ હાલ સોનેરી મહેલ કહે છે તેજ જગ્યાએ શ્રી લક્ષ્મીજીને રહેવાનું મકાન સોનાના *સ્થંભોનું હીરા, માણેક જડીત બંધાયું હશે, તેની કાંઇ નિશાની શ્રી ભૃગુ ઋષિ મહારાજે શહેર વસાવ્યું ત્યારે હશે તેથી એ જગ્યાનું નામ સોનેરી મહેલ કાયમ રહ્યું હશે. એ જગ્યાએજ કળિયુગના વખતમાં એટલે સને ૧૮૬૨-૬૩ સુધી તો લક્ષ્મીની લહેર ચાલીજ આવતી હતી; કારણ કે એ સોનેરી મહેલમાંજ મામલતદારની કચેરી એ વખત સુધીહતી. એ કચેરીમાંજ આખા જીલ્લાનું વસુલ ભરાતું હતું.

હવે જગ્યા જગ્યાનો પણ છાંયડો લે છે, તે મુજબ થયું. સત્યયુગ ઉતરતાં શ્રી લક્ષ્મીજી તથા ભગવાન વૈકુંઠમાં ગયાં, એટલે શ્રીનગરની શોભા પણ તેમની સાથેજ ગઇ. જે જયાંથી આવેલાં તે તેમને ઠેકાણે થઈ ગયાં તેથી આ શ્રીનગર એક રાન જેવું થઇ રહ્યું. એ છતાં પણ શહેર વસ્યા પછી લક્ષ્મીજીએ પોતાનું નગર જાણી શહેરમાં વસેલા લોકો ઉપર પોતાની લહેર સને ૧૮૬૪-૬૫ સુધી ઉછળાવી હતી. એ વહેપારના પ્રકરણમાં જણાવેલું છે,

હવે આ ટેકરી શ્રી ભૃગુ ઋષિ મહારાજના કબજામાં શી રીતે આવી તે જાણવું જોઇએ. જયારે શ્રી ભૃગુ ઋષિ મહારાજે શહેર વસાવ્યું ત્યારે ટેકરી ઉપર નાહ વસાવતાં ટેકરીના નીચેના

---

* સોનાનો એક પ્રચંડ સ્થંભ વંદ્રાવનમાં મંદિરની બહાર સને ૧૯૦૬ માં હું કાશીની જાત્રા ગયો તે દરમ્યાન મારા જોવામાં હતો.

ભાગમાં વસાવ્યું તેથી તે ભાગને હાલ સુધી જુનું ભરૂચ કહેતા હતા, તેમ આજે પણ કોઇક કહે છે.

આ ટેકરી શ્રીલક્ષ્મીજીની માલીકીની છે, એમ જાણી તેમની પરવાનગી સિવાય એ જગ્યાનો કબજો થાય નહિ માટે અમુક મુદતની સરતે શ્રી લક્ષ્મીજી પાસે શ્રી ભૃગુ ઋષિ મહારાજે માગી લીધી. મુદત પુરી થતાં શ્રી ભગવાને તથા લક્ષ્મીજીએ જગ્યાનો કબજો પાછો માગ્યો. આ પ્રસંગે શ્રી ભગવાન તથા ઋષિજી મહારાજને તકરાર થઇ. ઋષિઓ ઘણું કરી ઉગ્ર અને તામસી સ્વભાવના હોય છે તો આ ઋષિનો પણ તેવો સ્વભાવ હોય તેમાં નવાઇ નહિ. તામસમાં ભગવાનને ઋષિજીએ છાતીમાં લાત મારી. આ લાત વાગ્યાનું ભગવાનને ભૃગુલાંછન છે એમ હાલ પણ કહેવાય છે. ભગવાન ગુસ્સે થયા નહિ પણ ઉલટા ઋષિજીના પગ ચાંપવા બેઠા, ને એમ કહ્યું કે મહારાજ આપને વાગ્યું હશે, તેથી માફ કરજો. ઋષિજી આ બોલથી ઝાંખા પડી ગયા ને પોતે જાણ્યું કે આ તો મારૂં વિત્ત હરી લીધું, તેથી ભગવાનના કાલાવાલા કરવા લાગ્યા. પ્રસન્ન થઇ ભગવાને વરદાન આપ્યું કે "જાઓ તમારૂં કોઇ દુખ્યું ભુખ્યું રહેશે નહિ." ટેકરીનો કબજો પણ લીધો નહિ અને મહારાજ પાસે રહેવા દીધો. પાછળથી ટેકરી ઉપર વસ્તી થઇ.

આ હકીકત ચોવીશ પુરાણોમાંના ભવિષ્યોત્તર પુરાણમાં દર્શાવી છે અને અત્રેના કૃષ્ણશર્મા ઉર્ફે ગણપત સ્વામીએ વાંચી લખાવી છે.





# પ્રકરણ ૪ થું.

## હેડંબાવન.

નર્મદા તથા મહી નદીની વચ્ચે જે જગ્યા આવેલી છે તેને હેડંબાવન કહેતા હતા અને હાલ પણ કહેવાય છે. એ હેડંબાવન શુળપાણુની પેલી મેરની ઝાડીઓની હદથી તે દરીઆ સુધીના ભાગને કહે છે. એ નામ એક હેડંબા નામે રાક્ષસણી હતી તેના નામ ઉપરથી અપાયલું છે.

ઉપર જે નવ નાથ વિષે હકીકત આપેલી છે તે નવ નાથોએ સત્યયુગમાં સમાધિ લીધા પછી તથા શ્રી લક્ષ્મીજીએ આ નગર છોડયા પછી અત્રે કોઇની વસ્તી થઇ હોય એમ સાંભળ્યું નથી. જમીન વસ્તી વગરની હોવાને લીધે તેમાં પહાડો, પાણી અને જંગલ સિવાય બીજું કાંઇજ જોવામાં આવતું હશે નહિ. વરસાદથી ઝાડ પાન આપોઆપ ઉગી નીકળેલાં હશે, તેમ પાનખર ઋતુમાં અતિશય પવન વાવાઝરડાંને લીધે ઝાડ-પાન ખંખેરાઇ જવાથી તેનાં ફળો અને પાંદડાં આમ તેમ ઉડવાથી તેવાંજ ઝાડો તથા ફળો ઉગી નીકળ્યાં હશે, એટલે ગીચ જેવી ઝાડી જે હાલ શુળપાણુજીની પેલી મેર છે અને જેનું પરિક્રમાવાસીઓ હાલ ભયાનક વર્ણન આપે છે તે કરતાં પણ વિશેષ માલમ પડતી હશે. આ કારણને લીધે સિંહ, વાઘ, હાથી, ઘોડા, પાડા, હરણ, સસલાં વગેરે રાની જનાવરો, રાની પક્ષીઓ, તથા ઝેરી જનાવરો અને બીજાં જીવ જંતુની વસ્તી થઇ રહી હશે. આવી ગાચ ઝાડી જયાં સિંહ, વાઘ, વરૂ જેવાં ફાડી ખાનારાં જનાવરો

અને તેવાંજ પક્ષીઓ સિવાય બીજું કાંઇજ માલમ પડે નહિ ત્યાં માણસની વસ્તી તો શાનીજ હોય ! જમીન ફળદ્રુપ માટે સહેજ વરસાદથી ગમે તે સારી–નઠારી વસ્તુ ઉગી નીકળતી હશે પણ તેનો ઉપભોગ પશુ પક્ષીઓનેજ હશે.

હવે આવા ઘાડા જંગલમાં જ્યાં કોઇની એટલે દેવ, દાનવ, માણસની વસ્તીજ નહિ, ત્યાં એ હેડંબા મૂળથીજ રહેતી હોય અગર કોઇ જગ્યાએથી આવીને રહી હોય તે તો પ્રભુને માલમ, પણ એનાજ નામ ઉપરથી એ જગ્યાનું નામ હેડંબાવન પડયું; એ દંતીક છે અને માનવા જેવું છે.

હેડંબાને હાટિકા અને તાડિકા નામે બે દીકરીઓ હતી, તેઓ હેડંબાના ગુજર્યા પછી એ વનની માલેક થઇ તાડિકાએ પૂર્વ તરફનો ભાગ અને હાટિકાએ પશ્ચિમ તરફનો ભાગ લીધો.

તાડિકાના વંશમાં કેટલેક કાળે બીજી હેડંબા થયેલી તે પાંડવોમાંના ભીમ સાથે પરણેલી એવું કહેવાય છે.

હાટિકાના હિસ્સામાં આ ભાગ આવ્યો. તેણે નર્મદા પારના અને નર્મદાની ઉત્તર તરફના લોકો ઉપર ઘણો જુલમ ગુજારવા માંડયો. તે કેવો અને કેવી રીતે જુલમ ગુજારતા હતા તે વિષે, તથા તેના જુલમને લીધે શ્રી ભૃગુ ઋષિ મહારાજને અત્રે કોણ લાવ્યું, તે વિષે તથા તે શો રીતે જુલમ કરતી અટકી વિગેરે બાબત વિષે મારી લખેલી "એલેકઝાન્ડરના સમયનુ હિન્દ"* નામની ચોપડીમાં મેં દર્શાવ્યું છે, તે વાંચેથી જાણવામાં આવશે.

*એ ચોપડી મહેરબાન ડિરેકટર સાહેબે નિશાળોમાં ઇનામ તરીકે વહેંચાય તથા લાયબ્રેરીઓમાં અપાય એવી મંજુરી આપી છે. એ ચોપડી શાળાઓમાં ઇનામમાં પણ વહેંચાય છે.





# પ્રકરણ ૫ મું.

## ભૃગુપૂર વસ્યું.



એક દિવસ ઋષિજી મહારાજ ઘણા આનંદમાં બેઠેલાં તે વખત હાટિકાએ તેમની પાસેથી વચન લઇ લીધું કે મહારાજ ! મારી એક વિનતિ છે તે કબુલ રાખશો ? મહારાજે હા કહી, એટલે તે બોલી કે મહારાજ ! આપના સર્વ કુટુંબ કબીલાને અત્રે લાવો અને આજ વનમાં તેમનો નિવાસ કરાવો. એ બધું વન તેમને વસવા સારૂ હું આપને અર્પણ કરૂં છું તે સ્વિકારશો; કારણ એ મારૂં સ્ત્રીધન છે.

મહારાજે વચન આપેલું એટલે પોતાના પહેલા આશ્રમે જઇ પોતાના કુટુંબને હેડંબાવનમાં જઇ વસવાને આજ્ઞા આપી પોતે પોતાના વિદ્યાર્થીઓમાંના અરાઢ હજાર માણસોના કુટુંબ સાથે હેડંબાવનમાં આવ્યા.

" નંદન સંવત્સરમાં માઘ શુદ પાંચમને દિવસે ઉત્તરાભાદ્રપદ નક્ષત્રનો ચંદ્ર અને કુંભ રાશીનો સૂર્ય હતો. તે દિવસે નર્મદાના ઉત્તર કિનારા ઉપર કૂર્મની પીઠ ઉપર, વિશ્વકર્માનું સ્મરણ કરીને મોટા આનંદથી ભૃગુ ઋષિએ મોટું નગર વસાવ્યું. કૂર્મની પીઠ ઉપર આ નગરની સ્થાપના કીધી છે માટે એ ભૃગુકચ્છ એવે નામે ઓળખાવા લાગ્યું." ( નર્મદાપુરાણનો રેવાખંડ. )

ભૃગુ ઋષિની સાથે આવેલા અરાઢ હજાર વિદ્યાર્થીઓ પોતપોતાને જોઇએ તેવી અનુકુળ ગોઠવણ કરી વસ્યા. કેટલાએક માથાના ફરેલ નીકળ્યા તેમણે મહારાજની આજ્ઞાની અવગણના કરી તેથી તેઓ દક્ષિણમાંજ રહ્યા અને ત્યાં તેઓના વંશજો હજુ પણ વસેલા માલમ પડે છે. જે માણસો હેડંબાવનમાં આવ્યાં તેઓ પાછળથી ઘણાં સુખી થયાં.

હેડંબાવનના જે ભાગમાં શ્રી ભૃગુ ઋષિ મહારાજ વસ્યા તે ભાગનું નામ ઋષિજી મહારાજનું નામ અમર રહે માટે ભૃગુપૂર આપ્યું. એ ભૃગુપૂરને પરદેશી વહેપારીઓ ભૃગુકચ્છ, ભૃગુકચ્છવા, બારીગાઝા, બારાગોઝાર, ભૃગુક્ષેત્ર, બરૂ, બરોચ, ભરોચ વગેરે નામોથી ઓળખતા હતા. હાલ એને ભરૂચ કહે છે અને અંગ્રેજોએ એનું નામ બ્રોચ આપેલું છે.

આ અરાઢ હજાર કુટુંબના માણસો તથા તેમના આશ્રિતો જેઓ એ કુટુંબો સાથે આવેલા હશે તેઓ જુની રેવાને ઉત્તર દક્ષિણ કિનારે વસ્યા હશે. તે માનવાનું એક ખરૂં અને ખાસ કારણ એ છે જે ભાર્ગવોમાં મધુભાઇ સામભાઇની દેશાઈ કુટુંબમાં એક શાખા છે, તેઓની કુળદેવી “ ગોરઈયા ” હાંસોટ તાલુકાના સુણેવ ગામથી અર્ધ માઇલને છેટે એક કુવાળી આવી છે તેની સામું એક નાનો વડ છે તે વડની નજીક એક દહેરૂં હતું, તેમાં બેસાડેલાં હતાં. તે દહેરૂં પડી ગયાથી હાલ તેની નિશાની જણાતી નથી, પણ વડની અડોઅડ એક દેવીની મૂર્ત્તિ સને ૧૮૮૨ માં મારા જોવામાં આવી હતી. એ કુટુંબના મરદોને ચોટલીની નીચે બીજી નાની ચોટલી રાખવાનો રીવાજ છે. એ ચોટલીને એ કુટુંબના માણસો “ આલા ચોટલી ” કહે છે. એ ચોટલી એ દેવીનાં દર્શન કર્યા પછીજ કાઢી નંખાય છે. હું એ કુટુંબનો માણસ હોવાથી મારે એ ચોટલી રાખવી પડી હતી, તેથી સને ૧૮૮૨ ની સાલમાં એ તાલુકામાં મારે કલેકટરના મુકામ સાથે ફરવાનું હતું ત્યારે સુણેવથી એક વૃદ્ધ બ્રાહ્મણને લઇ હું તથા મારો એક પિત્રાઇ હિમ્મતરામ શોભારામ નામનો માણસ જે કલેકટરનો ડેપ્યુટી ચિટનિસ હતો અને શહેરમાં હિમ્મતરામ મુનશીને નામે ઓળખાતો હતો, તેની સાથે તે જગ્યાએ ગયેલા હતા. બ્રાહ્મણના કહ્યા મુજબ જે વિધિ કરવાની

હતી તે બંનેએ ત્યાં કરી અને ત્યાંથી પાછા મુકામપર આવ્યા. આ ક્રિયાને માટે કદાચ કોઇ છેલ્લું ગયું હશે તો અમે બંને જણુજ હોઇશું; કારણ કે હાલ બીજી ચોટલી કોઇ રાખતું નથી તો પછી ત્યાં જવાની તો આશાજ શી !

મહારાજે તો પોતાનો આશ્રમ હાલની જગ્યાએજ રાખેલો. નદી ઘણી દૂર હોવાથી, શિષ્યોને મહારાજનાં કૌપિન વસ્ત્ર તથા પોતાનાં વસ્ત્ર ગણે દૂર ધોવા જવું પડતું તેથી તેઓ કંટાળતા હતા. આ બાબત મહારાજના જાણવામાં આવ્યાથી પોતે શિષ્યો-ને આજ્ઞા કરી કે હવે તમે વસ્ત્રો ધોવા જાઓ ત્યારે ત્યાં વસ્ત્રોને નીચોવતા નહિ, પાણીમાં બોળેલાંજ લઇને આવજો ને પાછું ફરી જોતા નહિ, જયાં તમે પાછું ફરી જોશો ત્યાં નર્મદા અટકી જશે. આ પ્રમાણે કહી મંત્ર ભણી વસ્ત્રો ઉપર અંજળી છાંટી. શિષ્યો ગુરૂની આજ્ઞા પ્રમાણે વરત્યા અને મહારાજના આશ્રમ આગળજ પાછું ફરી જોયું તો નર્મદા જળ પાછળ આવતાં દીઠાં. આશ્રમ આગળ પાછું જોયું, તેથી નર્મદા ત્યાંજ અટકયાં. ( આ હકીકત ગેઝીટીઅર ભાગ ૨ માં દર્શાવી છે. )

ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે શ્રી ભૃગુ ઋષિ મહારાજના પ્રતાપથી નદીનો પ્રવાહ આ બાજુએ આવ્યો ત્યારે આ મહારાજ સાથે દક્ષિણથી આવેલા કુટુંબો નદીને ઉત્તર કિનારે વસેલાં એમ માનવાને સબળ કારણ છે. ભાર્ગવોમાં કેટલાએક કુટુંબના મા-ણુસોને તવરા ગામમાં ચંતનાથ મહાદેવ છે ત્યાં એ મહાદેવની સમક્ષ પોતાનાં છ મહિને પહોંચેલાં બાળકોને અન્ન પ્રાસન કરા-વવા જવું પડે છે, તથા કેટલાંએક કુટુંબના છોકરાઓને પહેલ વહેલું જનોઇ પહેરાવવાનું હોય છે ત્યારે જનોઇનું અર્ધું કર્માંતર થઇ રહ્યા પછી ઝાડેસર ગામમાં નદી કાંઠે એક મહાદેવ છે ત્યાં તે મહાદેવની આજ્ઞા માગવા જવું પડે છે અને પછી ત્યાંથી આવી જનોઇ પહેરાવવામાં આવે છે. વળી શુકલતિર્થમાં પણ છ મહિનાના બાળકોને ત્યાં અગ્નિહોત્ર હોવાથી કેટલાંએક કુટુંબ-ના ગૃહસ્થો અન્ન પ્રાસન કરાવવાને લઇ જતા હતા અને હાલ પણ જાય છે.

આ ઉપરથી સાબીત થાય છે કે આ અરાઢ હજાર કુટુંબ-નાં માણસો તેઓના આશ્રિતો સાથે નદી કાંઠે શુકલતિર્થ સુધી

વસેલાં હશેજ. એ લોકો પોતાનો નિર્વાહ શી રીતે કરતા હશે તે જાણવાનું સાધન નથી, પણ એમ સંભવે છે કે તેઓ ખેતી કરી, કરાવી પોતાનું ગુજરાન કરતા હશે, તેમ તેઓને તેવે પ્રસંગે અસ્ત્ર શસ્ત્ર પણ પકડવાં પડતાં હશે.

આ લોકોને અત્રે વસેલા જાણી બીજે ગામથી વહેપારીઓ તથા બીજા હુન્નરના કીસ્મીઓ તથા કારીગરો પણ અત્રે આવી વસવા જોઇએજ. આથી ભૃગુ ઋષિ મહારાજના વખતમાં ભૃગુ-પૂરમાં કેટલી વસ્તી થઇ હશે તેનો વાંચનારે ખ્યાલ કરવાનો છે. હું તો ધારૂં છું કે એક લાખ ઉપરાંત વસ્તી થઇ હશે.

નદીને લીધે પાણીનું સુખ, સહેજ વરસાદથી જમીનનો સારો પાક, સ્વચ્છ હવા અને ઉગ્ર તિર્થને લીધે આસપાસના વણજ વહેપારીઓ આવી વસે એમાં નવાઇ નહિ.

ચાર વેદ ભૃગુ ઋષિ મહારાજ સાથે લાવેલા તેનું વેદાધ્યયન ચાલતું હશે, તે વખતે આ દેવભૂમિ સમાન આ ભૂમિ ગાજી રહેતી હશે અને તેનો નદી પણ પડઘો આપી રહેતી હશે.

આ બાજુએ વસ્તી થવાથી આ ટેકરી શ્રી ભૃગુ ઋષિ મહારાજે પોતાની સાથે આવેલાં માણસોને વસવા માટે શ્રી લક્ષ્મીજીની માલીકીની હોવાથી તેમની પાસે માગી લીધી તે ત્રીજા પ્રકરણમાં દર્શાવ્યું છે, એટલે આ જગ્યાએ એ સંબંધી વિવેચન કર્યું નથી. પાછળથી આ ટેકરી ઉપર પણ વસ્તી થઇ, જે હાલ પણ જોવામાં આવે છે.

પ્રાચીન કાળમાં વહેપારની ધામધૂમ કેવી હતી તે વહેપાર-ના પ્રકરણમાં દર્શાવી છે એટલે આ જગ્યાએ વિવેચન કરવામાં આવ્યું નથી.





# પ્રકરણ ૬ ઠું.



## મધ્યકાળનું ભરૂચ.



સન ૧૦૯૪ થી ૧૧૪૩ સુધી અણહિલવાડમાં સિદ્ધરાજ જયશિંહ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે વખતે આ શહેર એ રાજાના તાબામાં હતું. એ રાજાના વખતમાં આ શહેરની આસપાસ કોટ બાંધવામાં આવ્યો છે, એવું ગેઝીટીયર ભાગ ૨ માં લખાણ છે, પણ દંતિક એ ચાલે છે કે એની પછી જે કુમારપાલ રાજા થયો તેણે આ કોટ બંધાવ્યો છે. એ કોટને લગતા કેટલાએક બુરજો પણ હતા. એ બુરજ ઉપર હંમેશ તોપો રહેતી હતી. એ કોટના નદી તરફના ભાગ આગળ પાંચ બારીઓ કરી હતી કે જેની નિશાની હાલ પણ જોવામાં આવે છે. એ બારીઓને મલબારી, હાજીપીર કરમાણી, નવચોકી, ભાગાકોટ અને માંહેની ઉનાઇ નામ આપેલાં છે. એ જગ્યાએ જે ઓવારા ઓ હાલ બંધાયલા જોવામાં આવે છે તે કોટ બંધાયો ત્યારથી બંધાયા હશે અગર ત્યાર પહેલાં બંધાયા હશે; એવું તેમના જુનાપણાથી જણાય છે.

એ કોટને બે દરવાજા હતા. પૂર્વ તરફની બાજુના દરવાજાને ઝાડેસરી તથા પશ્ચિમ તરફની બાજુનાને કતોપોરી દરવાજો એ નામ આપેલું હતું. હાલ દરવાજાનું નિશાન નથી છતાં પણ એ જગ્યા એજ નામથી ઓળખાય છે. દરેક દરવાજાને થોડે થોડે

છેટે એક બીજો દરવાજો પણ હતો, એટલે બંને બાજુએ બબ્બે દરવાજા હતા. આ દરવાજા તથા બારીઓ આગળ હંમેશાં ચોકીઓ રહેતી હતી તથા માલ ઉપર જકાત લેવાને સરકાર તરફથી નોકરો બેસતા હતા. જે જગ્યાએ એ નોકરો બેસતા હતા તેને મંડાઇ કહેતા હતા. બંને દરવાજે તથા બારીઓએ સીપાઇના પહેરા સને ૧૮૫૮ ની આખર સુધી જોવામાં આવ્યા હતા.

કોટની હાલની સ્થિતિ તથા કોટ કેવો મજબુત છે તે હાલની પ્રજા જુવે છે, એટલે તે વિષે વધારે વિવેચન કરવાની જરૂર નથી, પણ દરવાજા વિષે કાંઇ લખવું જોઇએ, તેથી જણાવું છું કે એ બંને દરવાજા ઘણાજ મજબુત પાટીઆંના, છડી સહેલ-થી જઇ શકે તેટલા બલકે તે કરતાં પણ વધારે ઉંચાઇમાં હતા. તેઓનાં પાટીઆંને લોખંડના મજબુત પાટાથી સકડી લીધાં હતાં તથા દરેક પાટાની વચ્ચે નજીકમાં લોઢાના જબરા ખીળાઓ જડી દીધા હતા. દરવાજાનું પાટીઉં જાડાઇમાં એક વહેંતથા ભાગ્યેજ ઓછું હશે. એ દરવાજા રાત્રે નવ વાગ્યા પછી બંધ થતા હતા અને રાત્રે બાર વાગ્યા સુધીમાં કોઇને જવું આવવું હોય તો દરવાજામાં એક બારી હતી તેમાં થઇને આવ જા થતી હતી. રાત્રે બાર વાગ્યાથી તે મળશ્કે ચાર વાગ્યા સુધી બારી પણ બંધ રાખવામાં આવતી હતી. એ વખતમાં કોઇ શહેરમાં આવવા માગે અથવા શહેરમાંથી જવા માગે તો દરવાનને ઉઠાડવો પડતો હતો. તે જનારની તથા આવનારની ખાત્રી કરી જવા આવવા દેતો હતો. આ દરવાજા મને યાદ છે કે સને ૧૮૫૮ ના નવેમ્બરની ૨ જી તારીખે લાઇનમાં કલેકટર મી. ડેવિસ સાહેબે અંગ્રેજીમાં તથા તેમના તે વખતના શિરસ્તેદાર રાજેશ્રી માણેકલાલ વેણિલાલે ગુજરાતીમાં મહારાણીજીનો ઢંઢેરો (જાહેરનામું) એકઠી થયેલી પ્રજાને વાંચી સંભળાવ્યું ત્યાં સુધી જોવામાં હતા, તેથી એમ કહી શકું છું કે એ દરવાજા સને ૧૮૫૯ માં કાઢી નાંખવામાં આવ્યા છે.

ઝાડેસરી દરવાજાની બહારની બાજુએ વચ્ચોવચ એક મહાદેવનું બાણ હતું. તે બાણની દશાશ્વમેધથી સ્નાન કરી આવતા લોકો પૂજા કરતા હતા અને ત્યાં આગળ એક ઘંટડો બાંધેલી હતી તે વગાડતા હતા. આ નજરે જોએલી હકીકત છે,

ઝાડેસરી દરવાજો ઝાડેસર ગામ તરફ જવાનો રસ્તો તે બાજુએ રહ્યો તેથી તેને ઝાડેસરી દરવાજો નામ અપાયું છે. હાંસોટ તાલુકામાં કતપોર કરીને એક ગામ છે ત્યાં આગળ અનાજનો પાક ઘણો સારો થતો હતો અને ભરૂચની પ્રજા વખાણતી હતી, તે બધો પાક નદીને રસ્તે એ બાજુ તરફથી શહેરમાં આવતો હતો, તેથી તેને કતપોર તરફનો દરવાજો કહેતા હતા, કે જેનો અપભ્રંશ કતોપોરનો દરવાજો થયો. એ દરવાજે જે કુવો છે અને જેમાંથી છંટકાવ સારૂ સુધરાઇ તરફથી પાણી લેવામાં આવે છે તે કુવો પ્રાચીન છે. એ કુવાનું પાણી ઘણા લોકોને કામ લાગતું હતું.

હાલ જે સોનેરી મહેલ કહેવાય છે, ત્યાં આગળ મુસલમાન રાજાઓના વખતમાં સરકારી મકાનો હતાં અને કચેરીઓ પણ એજ જગ્યાએ થતી હતી. અંગ્રેજ સરકારનું રાજ્ય થયા પછી એ જગ્યાએ સને ૧૮૬૧–૬૨ સુધી મામલતદારની કચેરી તો રહીજ હતી. એ જગ્યાએ જે મકાનો જુદી જુદી કચેરીઓ કરવાનાં હતાં તે મકાનોમાં અંગ્રેજ અધિકારીઓ રહેતા હતા. સને ૧૮૨૮ માં દેશાઇજીનાં દેશાણ સતી થયાં ત્યારે કલેકટર મી. કર્કલન એજ જગ્યાએ એક મકાનમાં રહેતા હતા, તેમ કોઇ પ્રસંગે તેમની કચેરી પણ એજ જગ્યાએજ થતી હતી. કપતાન જેને હાલ સુપ્રિન્ટેન્ડેન્ટ કહીએ છીએ તે પણ એજ જગ્યાએ એક મકાનમાં રહેતા હતા. તે કપતાન પાસે રાજેશ્રી રણછોડદાસ ગિરધરભાઇ અંગ્રેજી શિખવા જતા હતા, અને એજ કપતાનની સાહેતાથી તેઓ વધારે અભ્યાસ સારૂ મુંબઇ જઇ શકયા હતા. નદી કાંઠે પેશવાઇ રીત મુજબની નવી કચેરીઓ ભાસ્કરરાવના વખતમાં સિંધિયા સરકારના રાજ્યમાં બંધાઇ, ત્યાં સુધી કચેરીઓ એ જગ્યાએજ થતી હતી. એ જગ્યાએ હાલ પોલિસના માણસોની કવાયત થાય છે.

દેશાઇજીની વાડી જે પહેલાં બીજુ મોદીની જગ્યા કહેવાતી હતી અને જે નવચોકી અને ભાગાકોટના ઓવારાની વચ્ચે આવી છે, તે વાડીની પૂર્વ બાજુએ એક ભવ્ય મકાન હતું. એ મકાનમાં સિંધિયાના સુબા ભાસ્કરરાવ રહેતા હતા. એ મકાન જધરેલમાં પાયમાલ થઇ ગયું, તેની નિશાનીમાં ફકત એક ટાંકુ જોવામાં

આવે છે. એ જગ્યાની સામી બાજુએ હાલ એક ટેકરીપર પડી ગયા જેવું મકાન જોવામાં આવે છે, ત્યાં સિંધિયા સરકારનો બીજો અધિકારી રહેતો હતો.

એ મકાની પૂર્વ તરફ જે ખાલી જગ્યા છે, તે જગ્યાએ નાગામીઆં વાળાનું મકાન હતું. એ મકાનમાં નાગામીઆં ઘણો ખરો વખત ગાળતા હતા, એમ સાંભળ્યું છે.

ભાગાકોટ આગળથી માંહેની ઉનાઇ જવાના રસ્તા ઉપર એક હવા ખાવાની જગ્યા આવે છે, તેને અમે અસલથી "રઘાનો બંગલો" કહેતા આવ્યા છીએ, ત્યાં એક મકાન નહાનું પણ સુશોભિત બાંધણીનું જેની કાચની બારીઓ નદીમાં તેમનાં છજાં સાથે ઝુલી રહ્યાં હતાં, ત્યાં એક રાઘોબા કરીને પેશવાનો સુબો રહેતો હતો. અંગ્રેજી અમલમાં એ બંગળામાં એક અંગ્રેજ અધિકારી રહેતો હતો, તે રાજેશ્રી મનમોહનદાસના દાદા ગિરધરભાઇ ભક્તિદાસનો મિત્ર થતો હતો, તેથી ગિરધરભાઇ હંમેશ ત્યાં તેમની પાસે જતા હતા. એ પણ જઘરેલમાં નાશ પામ્યું.

માંહેની ઉનાઇના ઓવારા ઉપર જતાં ઉત્તર બાજુએ એક વાડી છે, તે હાલ ત્રંબકરાવ ભાઉની વાડી કહેવાય છે, તે જગ્યાએ એક મોટી ઇમારત હતી, કે જેની બારીઓ ત્રણ બાજુએ નર્મદા નદી જોયા કરતી હતી, અને જે સરકારી મકાન કહેવાતું હતું, તે મકાન પણ જઘરેલમાં પાયમાલ થઇ ગયું. એવું સાંભળેલું કે એ જગ્યાએ કોટ બંધાયા પછી પહેલાંના રાજાના સુબાઓ રહેતા હતા. એ જગ્યાએ રહેવાનું કારણ એ હશે, કે તે વખતે દુશ્મનો આવવાનો ભય વિશેષ હશે તેથી રાત વરત જણાઇ આવે કે કોણ આવે છે, તેથી એ મકાન કોટ બંધાયા પછી બંધાયું હશે એમ અનુમાન જાય છે.

મુસલમાન રાજાઓના વખતમાં બંધાયલાં મકાનોમાં બેગમવાડી એ ભરૂચનું નાક હાલ પણ થઇ પડી છે. સામે પારથી એનો દેખાવ ભવ્ય દેખાય છે. જે જગ્યાએ આશરે ૧૫૦ વરસ ઉપર મુસલમાન રાજાઓના બાગ–બગીચા, વાડાઓ, બંગળાઓ અસલની પ્રજાએ જોએલાં, અને જ્યાં તે રાજાઓની બેગમો જેઓનું કોઇ મ્હોં પણ જોઇ શકે નહિ એવી રાજ્યવંશી સ્ત્રીઓ

શાંતિમાં મહાલતી હતી, તે જગ્યાએ હાલ જીનો, પ્રેસો તથા ખેતરો જોવામાં આવે છે અને મજુરોના કલબલાટ સંભળાય છે. ( હાલ વિકટોરિયા જીન તથા નર્મદા મિળ વિગેરે જગો છે તે )

ઝાડેસરી દરવાજા તરફથી મહારૂદ્ર જતાં જ્યાં જ્યાં ખુલ્લી જગ્યાઓ જોવામાં આવે છે તે જગ્યાએ જઘરેલ પહેલાં મકાનો હતાં. મહારૂદ્ર સુધી વસ્તી હતી. મોજમપોરમાં વાણીઆઓજ એક જથે પહેલાં રહેતા હતા. મકતુમપોર અને કસકમાં પહેલાં ખાનદાન મુસલમાન કુટુંબો રહેતાં હતાં. રૂની વખારો તથા કારખાનાં ઉત્તર બાજુએ ઘણાંજ હતાં, ત્યાં ચરખાથી રૂ સાફ થતું હતું.

જે જગ્યાએ સુધરાઇની હદનો કુવો આવે છે, તે જગ્યાથી પૂર્વ તરફ બંને બાજુએ એક મોટું બજાર હતું, ત્યાં પણ દરેક ચીજ મળતી હતી, તેને મોજમપોર બજાર કહેતા હતા. એ જગ્ઓએ હાલ વસ્તીજ નથી, ઉજડ રાન જેવું દેખાય છે.

સ્ટેશન આગળના રસ્તાથી તે ઠેઠ ડાંડીઆ બજાર સુધી એક મોટું બજાર હતું, તેને ધોળીકોઇનું બજાર કહેતા હતા. આ જગ્યાએ દરેક જાતનું ખાઉ અનાજ, મીઠાઈ, અંકલેશ્વર તરફનો સઘળો માલ, કેરીઓ, ઘી, દરેક જાતનાં શાક ભાજી, મસાલા, કાપડ રેશમી, સુતરાઉ વેચાતાં હતાં. વધારે અનાજ, ઘી, કેરીઓ જોઇએ તો એ બજારમાંથી ખરીદી થતી હતી. અનાજ વગેરે બીજો ઘણા દિવસ રાખવાનો માલ વેપારીઓ ઉત્તર તરફ તેમની વખારો હતી ત્યાં ભરતા હતા. એ બજાર પણ જઘરેલ વખતે ભાગી પડયું. ડાંડીયું બજાર પાછળથી એક દશાલાડ વાણીઓ જેની અટક ડાંડીઓ હતી, તેના નામ ઉપરથી એ બજાર ડાંડીયું કહેવાયું. એ વાણીઓ ગાંધીની દુકાન માંડતો હતો, તેથી "પેલા ડાંડીઆ ગાંધીવાળા બજારમાં" એમ લોકો કહેતા હતા, તેથી નામ ડોકાઇ ગયું. જઘરેલ પછી આ બજાર કહેવાયું છે, ધોળી કોઇ જઘરેલમાં સાફ થઇ ગયું. હાલ પણ ધોળીકોઇમાં ગાંધી, ઘી, શાક તરકારી વગેરેની દુકાનો છે તેમ કેરી પણ અત્રે સારી વેચાય છે અને મીઠાશમાં વખણાય છે. ઘી પણ સારૂં મળે છે.

મુસલમાની રાજ્યમાં હાજીખાં નામનો એક અમલદાર થઈ ગયો, તેણે એ જગ્યાએ ધીમે ધીમે અમલના જોરથી એક બજાર વસાવ્યું. દરેક ચીજ વેચનાર એ જગ્યાએ બેસાડતો તેથી બજાર વસી ગયું હતું. ધોળીકોઇનું બજાર તુટયું એટલે આ બજાર સારા પાયાપર આવ્યું, અને એટલે લગી કે આખરે નાણાવટ બજાર એજ કહેવાયું. ગાંધી, સુખડીઆ, નેસ્તી, અફીણ, ભાંગ ગાંજાના ઇજારાની, શાક ભાજી, દૂધવાળા ભાટીયા, નાણાવટીઓ, સરાફો, ઘી, મણીઆરાનો સામન, વૈદો વગેરે દરેક ધંધાવાળાની દુકાનો ત્યાંથી આ બજારમાં આવી. ભોંય ઉપર બેસનાર પણ ઘણી ચીજો જેવી કે પોંક, બોર, ચીભડાં, શાક ભાજી, મસાલા, મકાઇ વગેરે વેચતા જણાતા હતા એટલે ઘણી ખરી કાપડ સિવાયની દરેક દુકાન આ બજારમાં થવાથી દરેક ચીજ વેચાતી હતી. હાલ પણ ઘણી ખરી એ બજારની સ્થિતિ તેવીજ જોવામાં આવે છે. ઘણું કરી દરેક વસ્તુ મળી આવે છે. ઘાંચી, દરજી, માળીઓ પણ આ બજારમાં પોતાનો ધંધો લઇને બેઠા છે. પહેલાં સુખડીઆની દુકાન આ બજારની વખણાતી હતી. સુખડીઓ ભક્તિ નામે એક વીશો ખંડાયતો વાણીઓ હતો, તે મીઠાઇ સુરતને ટક્કર મારે એવી બનાવતો હતો. ગુંદરપાક ભરૂચનો વખણાતો હતો, તે એક ભાર્ગવ ગૃહસ્થ બનાવી આ બજારમાંજ દુકાન માંડી વેચતો હતો. પાછળથી તે દુકાન કતોપોર તરફ લઇ ગયો હતો. હાલ તેના વંશમાં કોઇ ગુંદરપાક કરતું નથી. મમરા, સેવવાળાની દુકાન અસલથીજ ચાલી આવી છે તે છેજ.

નવા દહેરાવાળી જગ્યા તંબાકુવાળાઓની હાટ કહેવાતી હતી. એ જગ્યાએ રંગરેજ, ચોકશી, પાક વેચનાર તથા તંબાકુ તપખીર વેચનાર બેસતા હતા. તંબાકુના વહેપારીઓ એ દુકાન વાળાજ હાલની માફક કહેવાતા હતા. એ જગ્યાએ ભોંય ઉપર બેસી શાક ભાજી વેચનાર પણ બેસતા હતા. હાલ તો તંબાકુની, રંગરેજની દુકાનો તો છેજ, તે સાથે મમરા સેવ વેચનાર, ચહા વેચનાર ( ચહાની હોટેલ ) ઘી વેચનારની દુકાનો છે, તેમ એકાદ બીડી વેચનાર તથા મણીઆરો પણ બેસે છે.

ચકલુ એ તો વહેપારનું મથકજ કહેવાતું. આ જગ્યાએ વહેપારી લોકો માલની આપ લે કરતા, સટ્ટાઓ થતા, રૂ, કપાસ

ખરીદાતા, વેચાતા, હુંડી પત્રીની સરાફી દુકાનો પણ અસલથી એજ જગ્યાએ હતી. ઉપર સરાફી પેઢીઓ અને નીચે ચોકસીઓ બેસતા હતા. પાછળથી ૮૦–૮૫ વરસ ઉપર એક સુરતીએ કાપડની દુકાન કાઢી, કે જે આજ પર્યંત નાગરભાઇ કાપડીઆની દુકાનથી ઓળખાય છે. સને ૧૮૬૫–૬૬ સુધી ચકલુ વહેપારનું મથક ખરેખરૂં રહ્યું. લલુભાઇ શહેરનો એક વખત માલીક હોવાથી એ ચકલાને, તેમ તેની હવેલી એ ચકલામાં હોવાથી, તેના નામ ઉપરથી એ ભાગને લલુભાઇનું ચકલુ કહે છે. એ નામ આજ પર્યંત ચાલ્યું આવ્યું છે. પહેલાં એને વહેપારી બજાર અથવા ફકત ચકલુ કહેતા હતા. જે હવેલીમાં લલુભાઇના વારસો રહે છે તે હવેલી લલુભાઇના મામા લાઇદાસના વખતમાં બાંધેલી કહેવાય છે. પાછલો ભાગ હિરાલાલ મજમુનદારે બંધાવ્યો છે. હાલ ચકલામાં સરાફી પેઢીઓ પણ છે, તેમ કાપડની દુકાનો, ચોકસીઓની દુકાનો, શાક ભાજીની દુકાનો છે. તેમ પરચુરણ માલ વેચનાર પણ બેસે છે. ફળ ફળાદિ પણ એજ જગ્યાએ વેચાય છે.

કંસારવાડા વાળું બજાર અસલથીજ છે. એ જગ્યાએ કાપડીઆની દુકાનો અસલના વખતથી છે, તેમ કંસારા પોતાનાં ત્રાંબા પીતળનાં વાસણો ઘડી વેચે છે. જેવી સ્થિતિમાં પહેલાં એ બજાર હતું તેજ સ્થિતિ કાયમ રહી છે. કંસારવાડા આગળ વલંદાઓએ પોતાની કોઠી ઇ. સ. ૧૬૧૮ માં અથવા તે પછીનાં પાચ દશ વરસના અરસામાં બાંધી છે. એ કોઠીના જુદા જુદા માલીકો થઇ ગયા. હાલ લખમીચંદ મોહનલાલ વાળાઓના કબજામાં છે.

જુનું બજાર—આ બજાર ચોકસી બજાર કહેવાતું હતું. અસલના વખતમાં સોનાં રૂપાં, બીજાં જવાહીર, તેમ નાણાંની રેલમછેલ ઉછળતી હતી. ઇ. સ. ૧૬૮૫ માં શિવાજીના દીકરા સંભાજીએ ભરૂચ લુંટયું, તે વખતે એ બજારમાં એ ફાવી ગયો હતો. હાલ જ્યાં ચુનિલાલ મુનસફની હવેલી છે, ત્યાં પણ ચોકસીઓની દુકાન હતી. એ ભાગને લીમડીચોક કહેતા હતા; કારણ કે જ્યાં હાલ લાયબ્રેરી છે, ત્યાં આગળ એક લીમડાનું ઝાડ હતું.

ચોકસી બજારની હદ દેશાઇજીના ખાંચા સુધી કહેવાતી હતી. તે મૂકી ગાંધીઓની દુકાનો હતી. દેશાઇજીના રંગમહેલની અડોઅડ કેટલીએક દુકાનો હતી. છેલ્લી દુકાન એક દોલા નામના પારસી ગાંધીની હતી. પહેલાં શાક ભાજી, કેરી, મસાલા વગેરે ખાઉ ચીજો વેચનાર દુકાનની અડોઅડ બેસી વેચતા હતા. દૂધની એક દુકાન જુના વખતની હતી. પહેલ વહેલું બજાર એ હોવાથી એ જુના બજારથી આજે પણ ઓળખાય છે. હાલ એ જગ્યાએ સુખડીઆઓની મીઠાઇ વેચવાની દુકાનો, ગાંધીઓની દુકાનો, બીડી વેચનાર, દૂધ વેચનાર, પાન સોપારી વેચનાર, ભાડભુંજા વગેરે બેસે છે. શાક ભાજી પણ વેચાય છે. એ જગ્યાએ હાલ ગગન સાથે વાતો કરતી ચુનિલાલ મુનસફની હવેલીથી, તુકાઇનાં, મોહનલાલ વકીલનાં, અમરતલાલ વકીલનાં, ઉત્તમરામ વકીલનાં, તુઇ· રામ ઠાકોરના વારસોનાં મકાનોથી તથા દેશાઇના રંગમહેલથી દીપાયમાન દેખાય છે.

લાલ બજાર અથવા સાંથ બજાર—આ બજાર સુતરના વહેપારનું ખરેખરૂં અને આબાદ બજાર હતું. એ જગ્યાએ બૈરાંઓનો વહેપાર હતો. સવારના પાંચથી તે સાત–આઠ વાગ્યા સુધી એ બજાર ભરપુર જણાતું હતું. વહેપારીઓ રેંટીઆથી બૈરાં પાસે રૂ કંતાવતા હતા, તે રૂ ઘર લઇ જઇ બૈરાંઓ રેંટીઆવડે કાંતતાં હતાં ને સુતરના રૂપમાં આણતાં હતાં. વહેપારી જેવું કહે તેવું ઝીણું, જાડું સુતર કંતાતું હતું, તે વહેપારીઓ લઇ જતા હતા. અગર કોઇ સ્ત્રીઓ પોતે રૂ ખરીદ કરી ઝીણાં, જાડાં સુતર કાંતી, તેની પીલ્લીઓ કરી એ બજારમાં લાવી વેચતી હતી, તે વહેપારીઓ ખરીદ કરતા હતા, ને તરતજ અગર બીજે દિવસે તેનાં નાણાં સ્ત્રીઓને મળતાં હતા. અપ્રેલ માસમાં સવાર ની સ્કુલ હોવાથી આ દેખાવ નજરે જોયો છે. આ સાંથનો માલ સાત સાડા સાત વાગ્યામાં પતી જતો હતો, પછી બજાર ખાલી થઇ જતું હતું. એ જગ્યાએ પણ ટોપલાઓ લઇ શાક ભાજી વેચવા બેસતા હતા. દૂધવાળાની બે દુકાનો એ જગ્યાએ હતી, અને ગોવન કરીને એક ઘાંચી ભાટીઓ દૂધનો મોટો વહેપારી કહેવાતો હતો. હાલ એકાદ દૂધની, ગાંધીની દુકાન જોવામાં આવે છે.

કતોપોર બજાર—એ બજારને મનીઆરા બજાર અથવા કેળાંપીઠ બજાર કહેતા હતા. કતોપોર તરફના દરવાજા તરફ આવ્યું તેથી કતોપોરનું બજાર પણ કહેતા હતા, ને હાલ તેજ નામથી ઓળખાય છે. ગાંધી, મણીઆરા, સારા જોડા શિવનાર ( જેવી જાતના જોઇએ તેવી જાતના ) તથા કાપડીઆ, લોઢાનો સામન વેચનાર, તેમ ફળ ફળાદિ, કેળાં, તથા કેળની પત્રાળીઓ વેચનાર તથા જથાબંધ શાક ભાજી, મેવા, મસાલા વેચનાર એ બજારમાં બેસતા હતા. હાલ એ બજાર સર્વથી મોટું ગણાય છે. એ બજારમાંથી જે વસ્તુ જોઇએ તે પુટકળ અથવા જથાબંધ મળી શકે છે. કાપડ, ગાંધીનો દુકાને વેચાતી ચીજો, મણીઆ-રાનો સામન, તથા દરેક ખાઉ ચીજ શાક ભાજી, ઘી, અનાજ વગેરે મળી શકે છે. તેમ શહેર કરતાં ઓછે ભાવે મળી શકે છે, તેથી વધારે ખરીદવું હોય તો લોકો કતોપોર ખરીદવા જાય છે. કતોપોરના મુસલમાન મોચી પહેલાં ઘણાજ વખણાતા હતા. મીરજાઇ જોડા તથા મુસલમાની ફેશનના ભરેલા મોટા નહાના જોડાઓ, જે એ લોકો શિવતા, તે દરેક જગ્યાએ વખણાતા હતા. હાલ તેમાંનું કાંઇ જણાતું નથી. શેરડીઓ લાલ, સફેદના તો ભારે ભારા જોતા હતા. મારકીટની દુકાનો સને ૧૮૭૦ પછી બંધાઇ છે.

વેજલપોર બજાર—આ બજાર અસલથી જે સ્થિતિમાં છે તેજ સ્થિતિમાં હાલ છે. હાલ પારસીઓનાં મકાનોથી શોભા આપી રહ્યું છે. ગાંધી, શાક ભાજી, ભાડભુંજા, સુખડીઆની દુકા-નોએ વેચાતી ચીજો, આ જગ્યાએ હાલ પણ વેચાય છે.

મંડાઇ—ભરૂચના કાપડ, બાસ્તા, છીપાઓના બનાવટનાં લુગડાંઓ, રજાઇઓ, તરેહ તરેહના રંગબેરંગી, ઝીણાં, જાડાં પોતનાં દેશી વણાટનાં કાપડ અત્રે થોક બંધ તૈયાર થઇ વેચાતાં હતાં. અત્રેનું બનાવટનું કાપડ જે દુનિયાના ઘણાખરા ભાગોમાં જતું હતું, તે આજ જગ્યાએ છીપવાડમાં બનાવતા હતા અને દેશાવર ખાતે ઘણું ચઢતું હતું. ઘણા છીપાઓનાં ઘર હતાં અને કારીગર પણ સારા કહેવાતા હતા. કાપડ બજાર એજ ગણાતું હતું. હાલ છીપવાડમાં લુગડાં બનાવે છે પણ તે ઠીકજ છે. મંડાઇમાં હાલ અનાજ વગેરે વેચાય છે. અનાજ કળશીબંધ

અત્રેથી ખરીદ થાય છે.

જુના વખતના સારી કારીગરીથી કોતરકામ થયેલાં મકાનોમાં શેઠજીની હવેલી જે સન ૧૭૯૦ માં બંધાઇ તે, વેજલપોરના પારસીવાડમાં માણેકજી બાપાની હવેલી જે હાલ તેમના ભત્રિજાએ રૂસ્તજી તથા મંચેરજી દલાલના વારસોના કબજામાં છે તે, જુના બજારમાં ભીખારીદાસ દેશાઇની બાંધેલી દેશાઇજીની હવેલી, લલુભાઇના ચકલામાં ભાઇદાસે બાંધેલી લલુભાઇની હવેલી તથા વરજીવન કીકાની હવેલી છે. જુના વખતની બાંધણીની હવેલીએ ખુણમાં પહેલાં ઘણી હતી.

પહેલાં ધોરી રસ્તા ઉપર પૈસાદાર લોકો મકાનો બાંધતા હતાજ નહિ, પણ ગલી કુચીમાં સારાં અને દેખાવડાં મકાનો બાંધતા હતા. તેનું કારણ કે અંગ્રેજ સરકારના અમલ પહેલાં ધાડ, ચોરી, લુંટનો ઘણો ભો હતો, તેથી ખડકીબંધ મકાનો બાંધતા હતા. ધાડ, ચોરી, લુંટ સાંભળે કે તરતજ લોકો ખડકીએ બંધ કરી દેતા હતા, અને એજ કારણથી તેમનો માલ બચતો હતો. હાલ એ ભય જતો રહ્યો છે, તેથી ધોરી રસ્તા ઉપર ભવ્ય મકાનો જોવામાં આવે છે. અંગ્રેજ સરકારના અમલમાં આ પણ એક મોટું સુખ છે.

પ્રાચીન કાળથી સક્કરપોર અને બોરભાઠું ભરૂચને લગતો ભાગ ગણાતો હતો. જમીનના માલીકનાં મોટાં મોટાં મકાનો પણ એ ભાઠાઓમાં હતાં. તે જધરેલ આવ્યા પછી લોકોએ જોયલાં નથી. હવા ખાવાને અથવા હવા ફેર કરવા, અથવા પાંચ સાત મિત્રો મિજબાની માટે પણ ત્યાં જતા હતા, અને ગમત ઉડાવતા હતા. તેઓને દરેક વસ્તુ ત્યાં મળી આવતી હતી, તેથી ઘરથી લઇ જવાનું કાંઇજ રહેતું નહિ હતું. ઉન્હાળામાં સાહેબ લોકો પણ ત્યાં તંબુ ઠોકી પોતાનો વખત ગાળતા હતા, અને પ્રસંગે આસપાસ ધર્મશાળાઓ હોવાથી કચેરી પણ કરતા હતા.

આ ભાઠાની જમીન જેમાં અંગ્રેજ સરકારના સને ૧૭૭૨ માં શરૂ થતા અમલ પહેલાં એલચી પણ પાકતી હતી, તેમ દરેક જાતનાં ફળ, ફળાદિ, ફુલો, શેરડી, શાક ભાજી, મસાલાનો અતિશય પાક થતો હતો, કે જેની મીઠાશની આ દેશના કોઇ

ભાગની જમીનનો પાક બરાબરી કરી શકતું નહિ હતું, એવું ઘરડાઓથી સાંભળેલું; તે જમીન આજ સુધી ભરૂચને લગતી ગણાતી હતી, તે આજે ત્રણ ચાર વરસ થયાં અંકલેશ્વરમાં દાખલ થઇ છે. એ છતાં સને ૧૮૬૨ ની સાલમાં ત્યાં જે નજરે જોયું હતું તેની હકીકત આપવાની છુટ લીધી છે.

સને ૧૮૬૨ ના જાનેવારીની ૧૪ મી કે ૧૫ મી તારીખે, એટલે સંક્રાંત ગયા પછી બીજે કે ત્રીજે દિવસે એક ઉત્તમરામ પટેલ નામના મારા બાપના મામાની જમીનો એ ભાઠાંઓમાં હોવાથી મને ખાસ શેરડીનો રસ પીવા તેઓ તેડી ગયા. સહુવારની પહેલી હોડીએ સક્કરપોર પહોંચ્યા. જોયું તો ત્યાં શેરડીના કોળાં ફરતાં દીઠાં. શેરડીઓના ભારે ભારા પડેલા, તેમાંથી કેટલીએક લઇ કોળામાં નાખતા, એટલે તે જેમ ઘાણીમાં તલ પીલાય છે, તેમ પીલાતો ને તેનો રસ નીકળતો હતો. એજ રસનો ગોળ બનતો હતો અને તે માટલાંઓમાં ભરાઇ બહાર ગામ વેચાવા મોકલાતો હતો. શેરડીના રસની મીઠાશમાં ખામી નહિ, તો રસથી બનતા ગોળમાં ગળપણની તો શાનીજ ખામી હોય ? એ ગોળ દરેક જગ્યાએ વખણાતો તેથી એવાં માટલાંની ઘણી ખપત થતી હતી. પેટ પુર રસ પીધા પછી અમે સક્કરપોરથી ખેતરાઉ રસ્તો પકડયો. જે ખેતરમાં પેસીએ તે ખેતર રળિયામણું લાગતું, તેથી ત્યાંથી ખસવાનું ગમે નહિ. કોઇ જગ્યાએ જમરૂખી ઉપર જમરૂખ, અનુસડી ઉપર અનુસ, કોઇ જગ્યાએ દાડેમડી ઉપર દાડેમ, કોઇ બોરડી ઉપર બોર, કોઇ જગ્યાએ બાથમાં આવી શકે નહિ એવા કેળના થંભો ઉપર કેળાંની લુમો, દ્રાક્ષના વેલા ઉપર દ્રાક્ષો ઝુમી રહેલાં જોવામાં આવ્યાં હતાં. શેરડીઓનાં ભારે ભારા કોઇ જગ્યાએ પડેલા તથા કોઇ જગ્યાએ ભોંયમાંજ દટાયલા જણાતા હતા. કોઇ ખેતરમાં શાક ભાજી, તુરીયાં, કોળાં, કારેલાં, દુધી, વેગણ, મોગરી, તુઅરની અગર વાલની પાપડી, અગર જુદી જુદી જાતની ભાજીઓ, ધાણા, પુદીનો વગેરે જોવામાં આવતાં હતાં. કોઇમાં આદુ, મરચાં, અલધર વગેરે મસાલા પણ દેખાતા હતા. રાયણનાં ઝાડો ઉપર પુટતાં કાચાં રાયણોનાં ઝુમખે ઝુમખાં તથા સેંતુરના ઝાડ ઉપર સેંતુરો જણાતાં હતાં. નાળીએરી ઉપર લીલાં નાળીએરો, તાડ

ઉપર તાડફળ, આમલી ઉપર આમલીઓ, તેમ આંબા ઉપર આંબાના મૉર, તથા લીમડા ઉપર લીંબોડીઓ જોવામાં આવ્યાં હતાં. કેટલીએક જગ્યાએ પુલોની વાડીઓ તેમાં ઋતુને અનુસરતાં પુલો જેવાં કે ગુલાબ, ચંબેલી, જુઇ, ગોટા, કરેણ, ચંપા, ધંતુરા વગેરેના પુલોના રોપા જણાતા હતા. મોગરાનાં ઝાડો પણ ઘણાં હતાં, પણ તે ઉપર મોગરા જણાતા નહિ હતા. આ પુલો ભરૂચથી આવેલા માળીઓ ચુંટતા હતા. કેટલાએક જગ્યાએ ઝાડોની ઘટા એવી સજડ આવી રહેલી કે ત્યાં સૂર્ય પણ જણાતો હતો નહિ. તુલસીના રોપા પણ એવી વાડીઓમાં ઘણાજ જણાતા હતા. કેટલાંએક ઝાડો ઉપર કિડીઓ, મંકોડા, ઘીમેલ વગેરેની હારો ચાલી રહી હતી. ખિસકોળાં ઝાડો ઉપર ચઢ ઉતર કરી રહ્યાં હતાં. જુદી જુદી જાતનાં પક્ષીઓ મેના, પોપટ, સમડો, કાગડા, મોર, ચકલાં વગેરે એક ઝાડથી બીજા ઝાડ ઉપર જઇ તે ઝાડોનાં મધુર ફળોનો સ્વાદ લેતાં હતાં. કેટલાંએક ફળ ફળાદિ, પુલો ભોંયપર પડેલાં જણાતાં હતાં, તે જનાવરોને કામ લાગતાં હતાં. હરણો, સસલાં ખેતરોમાં કુદાકુદી કરી રહ્યાં હતાં, અને માણસનું પગલું સાંભળી દોટ મૂકતાં જણાતાં હતાં. ગાય, વાછરડાં, આખલા, પાડા પણ ખેતરોમાં પેસવા પ્રયત્ન કરી રહ્યા હતાં, પણ રખવાળના ધાકથી પાછાં હઠી જતાં હતાં. કુતરાંનો તો સુમારજ નહિ, તેઓ ભસભસ કર્યા કરતાંજ હતાં. આ ફળોમાંનાં કેટલાંએકનો સ્વાદ તે દિવસે મેં પણ ચાખ્યો હતો. દરેકમાં મીઠાશ માલમ પડતી હતી.

નદીની રેલના પાણીથી ઘસડાઇ આવેલા જમીનમાં ઠરી ગયેલા કચરામાં જે પાક થાય તેની મીઠાશમાં શું કમીના ? આજે પણ ભાઠાથી આવેલાં શાક ભાજી, જમરૂખ વગેરે ફળો વખણાય છે. ઉન્હાળામાં થતી કેરીઓ, રાયણો, સકરટેટી તથા ચોમાસામાં જાંબુ વગેરે પાકની વસ્તુઓ, ફળો, શાક ભાજી તેમજ દરેક ઋતુની થતી પાક આ શહેરમાં ભાઠામાંથી આવતી હતી, તેમ હાલ પણ આવતી જણાય છે, અને તેની મીઠાશને લીધે દરેક જગ્યાએ વખણાય છે.

સને ૧૮૯૫ ના મે માસમાં મુંબઇની હાઇકોર્ટના પેનશન્ડ ટ્રાંસલેટર રાજેશ્રી બાલાજી પાંડુરંગ મુંબઇથી અમદાવાદ ગયેલા,

ત્યાંથી પાછા ફરતાં ભરૂચમાં નર્મદા સ્નાન કરવા ઉતરેલા, તેઓ મારા ખાતાના એક ગૃહસ્થની ભલામણથી મારે ત્યાં રહેલાં, તેઓને ભોજન લેતાં દુધા અને વેગણ જે ભાઠની પાકનાં હતાં, તે મીઠાશમાં ઘણાં ઉત્તમ લાગવાથી ભાવથી તે શાક ખાધાં હતાં, એટલુંજ નહિ, પણ એ શાકની મીઠાશને લીધે દરેક ત્રણ ત્રણ મણ પોતાની સાથે મિત્રોમાં વહેંચવા લઇ ગયા હતા.

એપિનાઇન્સ પર્વતની એક ટેકરી ઉપર બેસી અંગ્રેજી કવિ ગોલ્ડસ્મિથે ઇટલી દેશની તે વખતની સ્થિતિ જોઇ પોતાની "ત્રાવેલર" નામની કવિતામાં એ દેશ વિષે નીચેની લીટીઓ લખી છે, તે આ ભરૂચની પીરાન ટેકરીને એ ભાઠાની જમીનની મહેરબાનીથી લાગુ પડતી જણાય છે, તેથી આ જગ્યાએ લખી છે.

Could nature's bounty satisfy the breast,
The sons of Italy were surely blest,
Whatever fruits in different climes are found,
That proudly rise or humbly Court the ground;
Whatever blooms in torrid tracts appear,
Whose bright succession decks the varied year;
Whatever sweets salute the northern sky,
With vernal lives that blossom but to die;
These here deporting own the kindred soil,
Nor ask luxuriance from the planter's toil;
While sea-born gales their gelid winge expand,
To winnow fragrance round the smiling land.





# પ્રકરણ ૭ મું.

## અર્વાચીન ભરૂચ.

ભરૂચ ઉત્તર અક્ષાંશ ૨૧°, ૪૨′ પૂર્વ રેખાંશ ૭૩°, ૨′.



સુધરાઈની હદ બાજુ ઉપર મૂકતાં આ શહેરમાં પ્લેગના વખતમાં અને તે પહેલાં કેટલાએક બંગળાઓ બંધાયા છે, તેથી આ શહેરની લંબાઇ પૂર્વમાં મહારૂદ્રથી તે પશ્ચિમમાં કાળી તળાવડી સુધી લઇએ તો ચાર માઇલ ઉપર થાય છે, અને ફક્ત સુધરાઇની હદ મુજબ લઇએ તો અઢીથી ત્રણ માઇલ થાય છે. તેમ પહોળાઇમાં તો પોણો માઇલથી વધારે થતી નથી. લંબાઇના પ્રમાણમાં પહોળાઇ ઘણી ઓછી છે, માટે આ શહેર વિષે એમ કહેવાય છે કે એ પાઘડી પહને છે, તથા કોઇ એમ પણ કહે છે કે એ જીભને આકારે છે.

શહેરની ઉત્તરે શિંહુવહાની (સિંધવાઇ) માતા તથા આલીનું પરૂં આવેલું છે. પૂર્વે રેલવે સ્ટેશન મૂકી મોજમપોર, કસક, મકતુમપોર વગેરે પરાં આવેલાં છે. દક્ષિણે એકજ હારમાં નવ નાથ તથા તે મૂકી નર્મદા નદી છે. પશ્ચિમે વેજલપોર, મહુમદપરૂં, અને તે મૂકી ઇદગાની પેલી તરફ કાળી તલાવડી સુધી પારસીઓના બંગળા આવી રહ્યા છે.

શહેર એક ઉંચી ટેકરી ઉપર છે, તેની આસપાસ ફરતો કોટ છે. એ કોટની પશ્ચિમ તરફની બાજુ, જે નદીની અડોઅડ

આવેલી છે તે ઇ. સ. ૧૬૬૦ માં ઔરંગજેબ બાદશાહે તોડેલી, એણેજ ફરી સન ૧૬૮૬ માં બંધાવેલી, તે સન ૧૮૦૩ માં અંગ્રેજ સરકારે ભરૂચ લીધું તે વખતે તુટેલી ફરી સમરાવાઇ નથી. ઉત્તર તરફની એક બાજુ સને ૧૮૭૭ માં તોડી વાહિટરોડ સાથે મેળવી દીધી છે. ટેકરી ઉપર શહેર પાછળથી વસેલું તેથી પૂર્વ તરફની દરવાજા નીચેની જમીન જ્યાં પહેલાં પણ ઘણી વસ્તી હતી, તે બાજુને જુનું ભરૂચ કહેતા હતા અને હાલ પણ કોઇક ઘરડાંને કહેતાં સાંભળ્યાં છે.

શહેર નર્મદા નદીને કાંઠે આવી રહેલું છે, તેથી લોકોને નહાવા ધોવાનું સુખ છે. નદીનું પાણી પાવામાં તથા વાપરવામાં પણ લોકો લે છે. કેટલીએક જગ્યાએ ઓવારા બાંધેલા છે, તેમ કેટલીએક શહેર બહારની જગ્યાએ બાંધેલા જણાતા નથી. બહેચરાજીનો ઓવારાનું નામ બહેચરાજી માતાનું દેવળ ત્યાં હોવાથી બહેચરાજી વાળો ઓવારો કહેવાય છે. પુરજો વહેપારનું મથક હોવાથી તેને પુરજાનો ઓવારો કહે છે. મલબારી ઓવારો મલબાર જવાનાં વહાણો એ જગ્યાએથી ઉપડતાં, તથા મલબારનાં વહાણો એજ જગ્યાએ લંગર કરતાં તેથી તેને એ નામ અપાયલું છે. હાજી પીર કરમાણીનો ઓવારો એ નામ ઇરાનમાં કરમાણી પ્રાંતનો કરમાણી શહેરનો રહેનાર પીરખાં કે પીરસાહેબ નામનો એક મુસલમાન મક્કે હજ કરી ભરૂચમાં આવેલો, ને એ જગ્યાએજ સ્થાઇ રહેવાથી તેમજ મક્કે હજ કરી આવવાથી હાજી કહેવાયો, તેથી તેનું નામ અમર રહ્યું છે, અને તેના નામ ઉપરથી હાજી પીર વાળો ઓવારો કહેવાયો છે. એ પીરની કબર એજ ઓવારે જોવામાં આવે છે. એ ઓવારેથી મક્કે જવાનાં વહાણો ઉપડતાં હતાં, એને મક્કાનો ઓવારો પણ કહેતા હતા. નવચોકીનો ઓવારો—જ્યારે શ્રી ભૃગુઋષિ મહારાજે એ ઓવારે યજ્ઞ કર્યો ત્યારે એ જગ્યાએ નવ ચૉરીઓ કરી હતી, તેથી એને નવ ચૉરીનો ઓવારો કહેતા હતા. અપભ્રંશ થવાથી નવચોકી કહે છે, વળી એમ પણ સાંભળેલું કે એ જગ્યાએ નવ પહેરાવાળાની ચોકી પહેલાં હંમેશ રહેતી હતી, તેથી એને નવચોકાનો ઓવારો નામ આપેલું છે. ભાગાકોટનો ઓવારો—એ કોટ ભાગો તુટી હાલતમાં પહેલાં આવવાથી એ નામ અપાયલું છે, પણ એનું ખરૂં નામ નરનારાયણનો ઓવારો છે. તેનું કારણ એમ સાંભળ્યું છે કે જ્યારે

નવચોકીના ઓવારા ઉપર યજ્ઞ થયો, ત્યારે શ્રી વિષ્ણુ ભગવાનને બેસવાની જગ્યા એ આપી હતી, તેમના નામ ઉપરથી નારાયણ-નો ઓવારો કહેવાયો. હાલ જે નવા દહેરા આગળ નારાયણની ખડકીમાં નર નારાયણની મૂર્ત્તિઓ છે, તે બન્ને મૂર્ત્તિઓ એજ ઓવારેથી નીકળી હતી. માંહેની ઊનાઇ–આ ઓવારાનું નામ શા ઉપરથી આપેલું છે તે કોઇ કહેતું નથી, પણ એમ સંભવે છે કે નદીની સપાટીથી એ જગ્યા ઘણી ઊંચ્ચાઇમાં આવેલી છે, તેથી માંહેની ઊંચ્ચાઇને બદલે અપભ્રંશથી ઊનાઇ થયું હશે; પછી જે હોય તે ખરૂં. બહારની ઊનાઇ–ઊનાઇના કોટની બહાર ની નજીકની બાજુ હોવાથી બહારની ઊનાઇ કહે છે. ભૃગુ ઋષિનો ઓવારો–એ જગ્યાએ એ ઋષિનું સ્થાન હોવાથી એ નામ અપાયલું છે. દશાશ્વમેધનો ઓવારો–બળિરાજાએ દશ અશ્વમેધ કરેલા તેથી એ નામ અપાયલું છે. સડકનો ઓવારો- એ જગ્યાએ રેલવે હોવાથી રેલવે બંધાયા પછી એ નામ અપાયું છે. મોજમપોરનો ઓવારો–મોજમપોરનાં પરાંની પાસે હોવાથી એ નામ અપાયલું છે. નાનકશાહિનો ઓવારો–નાનક નામના મહા-ત્માએ એ જગ્યા તરફ મુકામ કરેલો તે ઉપરથી એ નામ અપા-યલું છે. મહારૂદ્રનો ઓવારો–મહારૂદ્રનું દહેરૂ હોવાથી એ મહા-દેવના નામ ઉપરથી એ ઓવારાનું નામ આપેલું છે.

શહેરમાંથી નદીને સામે કાંઠે જવા બે હોડીઘાટ રાખેલા છે. પુરજા તરફનો હોડીઘાટ તથા બહારની ઊનાઇનો હોડીઘાટ. મોજમપોરના ઓવારા આગળ પહેલાં હોડીઘાટ હતો, ત્યાં અત્રેના મોઢવાણીયા અમરતલાલ મોતિલાલ મામલેતદાર કારકુન હતા. એ રસ્તો મુગલાઇ રાજ્યમાં દિલ્હી જવાનો "ટ્રંકરોડ" કહેવાતો હતો. એ જગ્યાએથી લશ્કર પણ જાવ–આવ કરતું હતું. હાલ કુકરવાડા તરફથી જાવ–આવ કરે છે. મોજમપોરનો ઘાટ સૌથી મોટો ગણાતો હતો. સને ૧૮૬૯ થી ભરૂચ અને ઘોઘા વચ્ચે એક આગબોટ ફરતી હતી, ને સને ૧૮૭૫ માં ડુબી ગઇ તેમાં ઘણા માણસોનો ઘાણ નીકળ્યો, ત્યાર પછી આગબોટ ભરૂચમાં આવી સાંભળી નથી. સને ૧૯૧૦ પછી આગબોટ ફરે છે તેના માલીકને હોડીઘાટનો ઇજારો આપ્યો છે.





# પ્રકરણ ૮ મું.



## શાહેરની માપણી તથા ઘરો.



આ શહેરમાં સને ૧૮૬૬ ના ફેબ્રુઆરી માસની ૧ લી તારીખથી માપણીનું કામ શરૂ થયું, તે સને ૧૮૭૫ ના અકટોબર માસની ૧૫ મો તારીખે પુરૂં થયું હતું.

શહેર અને પરાં મળી કુલ ૫૨૧૮૩૬૭ ચોરસ વાર જમીન માપવામાં આવી હતી. એ જમીન પૈકી ૧૧૬૩૦૪૫ ચોરસ વાર જમીન બાંધેલાં ખાનગી મકાનોથી રોકાયલી હતી, અને ૧૦૯૬૭૦ ચોરસવાર જમીન બાબત લોકો પાસે સમરી સેટલમેન્ટ લેવામાં આવે છે. સરકાર તથા રેલવે ખાતાનાં મકાનોથી ૧૨૬૯૬૩ ચોરસ વાર જમીન રોકાયલી છે, તેમ ૨૬૩૨૯૮૭ ચોરસ વાર જમીન ખાસ કામોને સારૂ નિમાયલી છે, તથા ૧૯૮૪૦૨ ચોરસ વાર જમીન વેચવાની અગર ભાડે આપવાની પડતર છે.

આ માપણી કરવામાં કુલ રૂ. ૧૦૭૮૪૦ ) ખરચ થયો હતો. એ ખરચ પેટે સરકારને રૂ. ૫૭૧૧૪ તથા સુધરાઇને રૂ. ૫૦૭૨૬ આપવા પડયા હતા.

સને ૧૮૭૫ ના ફેબ્રુઆરીની ૧૫ મી તારીખ સુધીમાં લોકો-નાં ખતો જોઇ તેમને સનદો આપવા બદલ જે ફી લેવામાં આવેલી, તેની તથા લોકોએ સરકારી જમીન દબાવેલી તેની કીંમત વસુલ

આવેલી તેની મળી એકંદર રૂ. ૧૫૩૮૩૨ વસુલ આવ્યા હતા, એટલે એ માપણી ખાતે રૂ. ૪૫૯૯૨) શિલક રહી હતી.

એ માપેલી જગ્યામાં સને ૧૮૭૪-૭૫ માં ૧૦૪૪૩ મકાનો હતાં. એ મકાનો પૈકી ૭૧ ત્રણ અને તેથી વધારે માળનાં, ૬૬૧ બે માળનાં, ૩૨૨૧ એક માળનાં, ૨૮૩૮ માળ વગરના અને ૨૩૫૪ કાદવીઆં ઝુંપડાં હતાં. આ મકાનો શિવાય ૧૯ કારખાનાં અને ૧૨૭૮ દુકાનો હતી. (ગેઝિટિયર ભાગ ૨ જો)

સને ૧૯૦૮-૦૯ માં દુકાનો વગેરે મળી ૯૬૨૯ ઘરાં અથવા મકાનો છે. સને ૧૮૭૪-૭૫ માં ઘર વેરો (હાઉસટેક્ષ) માળીઆના પ્રમાણમાં લેવાતો હતો, તેથી તેની માળવાર ફેડ અપાયલી તે બતાવી છે. હાલ તો ઘરની કીંમત ઉપર કર લેવાય છે એટલે સુધરાઇમાં એ ફેડ રખાતી નથી. ( સુધરાઇ તરફથી લખાવેલું. )





# પ્રકરણ ૯ મું.



## શાહેરની વસ્તી.



ઈ. સ. ૧૭૭૭ માં જ્યારે અંગ્રેજ સરકારનું રાજ્ય હતું ત્યારે વસ્તી પત્રક થયું, તે વખતે ભરૂચમાં ૫૦૦૦૦ માણુસની વસ્તી હતી. એ પૈકી શહેરમાં ૩૦૦૦૦ અને પરાંમાં ૨૦૦૦૦ માણુસો હતાં.

સને ૧૮૧૨ ના વસ્તી પત્રક વખતે ૩૨૭૧૬ માણુસની ની વસ્તી હતી, એ વસ્તી પૈકી ૧૯૮૩૬ હિંદુ, ૯૮૮૮ મુસલમાન અને ૨૯૯૨ પારસી હતા. સને ૧૮૪૬ ના વસ્તી પત્રકમાં ૩૧૫૫૦ માણુસની વસ્તી હતી, એ પૈકી ૧૯૯૭૪ હિંદુ, ૯૭૨૯ મુસલમાન, ૧૮૨૩ પારસી તથા ૨૪ ક્રિશ્ચિયન હતા. સને ૧૮૫૧ ના વસ્તી પત્રકમાં ૩૧૭૦૦ માણુસ ગણાયાં હતાં, એ પૈકી ૨૧૦૭૨ હિંદુ, ૮૭૭૨ મુસલમાન, ૧૮૩૫ પારસી અને ૨૨ ક્રિશ્ચિયન હતા. સને ૧૮૭૨ ના વસ્તી પત્રકમાં ૩૬૯૩૨ માણુસની વસ્તી પૈકી ૨૩૯૭૧ હિંદુ, ૧૦૭૩૩ મુસલમાન, ૨૧૭૩ પારસી અને ૫૫ ક્રિશ્ચિયન હતા. સને ૧૮૮૧ ના વસ્તી પત્રકમાં ૩૭૨૮૧ માણુસોમાં ૧૯૪૦૪ મરદ તથા ૧૭૮૭૭ બૈરાં હતાં. સને ૧૮૯૧ માં જે વસ્તી પત્રક થયું તેમાં ૪૦૧૬૮ માણુસની વસ્તી ગણાઇ હતી. તેમાં ૨૦૭૯૦ મરદ અને ૧૯૩૭૮ બૈરાં હતાં. સને ૧૯૦૧ ના વસ્તી પત્રકમાં ૪૨૮૯૬ માણુસની

એકંદર વસ્તીમાં ૨૨૧૯૮ મરદ તથા ૨૦૬૯૮ બૈરાં હતાં, એ પૈકી ૨૬૮૫૨ હિંદુ, ૧૨૦૨૨ મુસલમાન, ૨૧૫૩ પારસી, ૭૨૧ શ્રાવક, ૫૦૬ ક્રિશ્ચિયન, ૩ સિક, ૧ જ્યુ, ૬૩૮ એનિમિસ્ટીકસ અને ૨૨ બીજા હતા. જે સાલનાં વસ્તી પત્રકમાં જે ફેરફાર મળી આવી તે ફેરફાર બતાવી છે.

સને ૧૯૧૧ ના માર્ચ મહિનામાં નવું અને હાલનું છેલ્લું વસ્તી પત્રક થયું, તેમાં શહેરની કુલ વસ્તી ૪૩૪૦૩ થઇ હતી. એમાં મરદોની સંખ્યા ૨૨૬૩૦ તથા સ્રીઓના સંખ્યા ૨૦૭૭૩ હતી, એ પૈકી હિંદુઓ ૨૫૭૨૭ તેમાં મરદો ૧૩૫૮૦ તથા સ્રીઓ ૧૨૧૪૭ હતી. મુસલમાનોની સંખ્યા ૧૨૧૯૫ તેમાં ૬૩૫૩ મરદ તથા ૫૮૪૨ સ્રીઓ હતી. જૈન ૬૭૬ તેમાં ૩૫૮ મરદ તથા ૩૧૮ સ્રીઓ હતી. પારસીની વસ્તી ૧૯૪૮ તેમાં ૮૫૨ મરદ અને ૧૦૯૬ સ્રીઓ હતી. ક્રિશ્ચિયનની સંખ્યા ૩૦૧ તેમાં મરદો ૧૯૪ તથા સ્રીઓ ૧૦૭ હતી. એનિમિસ્ટીકસ ૨૫૨૨ તેમાં ૧૨૬૯ મરદ અને ૧૨૫૩ સ્રીઓ હતી. બીજી વસ્તી ૩૪ તેમાં ૨૪ મરદ અને ૧૦ સ્રીઓ હતી. સને ૧૯૦૧ ના વસ્તી પત્રક કરતાં આ સને ૧૯૧૧ ના વસ્તી પત્રકમાં ૫૦૭ ની સંખ્યા વધારે જણાય છે, તેથી શહેરની વસ્તીમાં વધારો થતો જાય છે એમ ખુલ્લું દેખાય છે. પરદેશીઓને ભાડાનાં ઘર મળવાં પણ મુશ્કેલ પડે છે. વૈકુંઠ સાંકડું ને ભક્ત ઘણા એવું થયું છે. ભરૂચ તાલુકાની વસ્તી ૧૧૧૨૩૧ ની હતી અને આખા જીલ્લાની ૩૦૬૭૧૭ ની હતી.

શહેરમાં મુસલમાનોની વસ્તી શેરીએ શેરીએ જણાય છે. પારસીઓ એક જથે રહે છે, તેઓ વેજલપોરના તથા હાથીખારના પારસીવાડામાં તથા ખલાસવાડમાંજ વસેલા છે. હિંદુઓનાં ઘરાં તેમની ન્યાતના જથામાં છે. ઘણાં ખરાં ઘરાં તો કુટુંબીઓનાંજ સાથે સાથે હોય છે.





# પ્રકરણ ૧૦ મું.

## શાહેરની શેરીઓ.



ઉપર જે વસ્તી વિષે લખ્યું છે, તે વસ્તી નીચેની શેરીઓમાં આવી છે.

(અ) ભાગ—બહારની ઉનાઇનો રસ્તો, ખારવાવાડ, સોમનાથનો ટેકરો, ભૃગુ ઋષિની જગ્યા, દાંડીઆ બજાર, લોધવાડ, દશાશ્વમેધનો રસ્તો, કોલીવાડ, બ્રહ્મપૂરી, કબીરપરૂ, કુંભારખાડ, ચીંગસપરૂ, ચીંગસપરાની ગોલવાડ, મારૂ ફળીયું, રતનતલાવની પાળનો રસ્તો, ચીંગસપરા પટી, રાવલીઆવાડ, ભંગીઆવાડ, આચારજીનો રસ્તો, મોહુનબાગ, સિંધવાઇ માતાનો રસ્તો, વાહિટરોડ, નિલકંઠ, માતરીયું, સરકારી બંગળો, ધોળીકોઇ, લુવાર ચાલી, બરાનપરૂ, મોજમપોર, કસક, મ:છીવાડ, ખાળપાવાડ, સ્ટેશનરોડ, મોગલપરૂ, ઘીકાંટો, નરસીપરૂ, જમાલપોર, સુંથીઆપરૂ, આ શેરીઓ ઝાડેસરી દરવાજા બહાર આવી છે.

(બ) ભાગ—શહેરની ઉત્તર બાજુ–ઓરડી ફળીયું, કુંભારવાડ, બ્રાહ્મણ ફળીયું, વાંદરા બુરજ, ભંગીઆવાડ, દુમવાડ, ઘાંચીવાડો, પીંજારાગલી, દાદાભાઇ પારેખનો ખાંચો, અચારવાડો, તંબાકુવાળાની ખડકી, પીપળાની ખડકી, સોનેરી મહેલ, મલેકવાડ, ગોલવાડ, ખરા કુવા નીચેનું દેશાઇ ફળીયું ( મારૂં ઘર છે તે ), જગાશેઠનો ટેકરો, હાજીખાંના બજારની ખડકી, હાજીખાંનું બજાર,

શુકલશેરી, દેશાઈ ફળીયું, મુનશીનો ટેકરો ( ગોલવાડથી તે મુનશીના ટેકરા સુધીના ભાગને રાવલફળીયું કહેતા હતા; જુના દસ્તાવેજોમાં જગણ્યું છે ). બોરીની ખડકી, નારાયણદેવની ખડકી, અતરશાહની મસ્જીદનો રસ્તો, ભોઇવાડ, દાજી કલાણની ખડકી, તુમડીની ખડકી, ઝવેરી મહોલ્લો, જીવણ હરિભાઈનું ચકલુ, ઠારના ખડકી, જાલીઆ મસ્જીદનો રસ્તો, મુસલમાનવાડ, એદ્રુસ સાહેબનો રસ્તો, ઘાંચીવાડ મુસલમાનોવાલી, નહાનો ભોઇવાડ, બોરીઆની ખડકી, કાચળીપીટના હનુમાન, આશારામ મહેતાની ખડકી ( આ ખડકી ભાણા મહેતાની અને ફસનકાકાની ખડકીથી પણ ઓળખાય છે ), મંદિર સામુની ખડકી, ગરૂડાની ખડકી, શ્રીજી મંદિરની ખડકી, લલુભાઇનું ચકલુ, તુઇરામ ઠાકોરની ખડકી, કાચલીપીઠ, ખબુતરખાનું, જુના બજારની છીપવાડ, ઊંડીવખાર, શ્રીમાળી પોળ, ભંગીઆવાડ, હજીરાનો ટેકરો, પાવડીઆ ગલી, કંસારવાડ, ખલાસવાડ, ગળીઆરવાડ, ઊંચું પાડું, ગુલામઅલ્લી ફોજદારનો રસ્તો, મુસલમાનવાડ, વડું પાડું, તારકસીનો મહોલ્લો, કતોપોરી દરવાજો, હોરવાડ, મારસલવાળો ખાંચો, ઢેડવાડ, હકીમજીની ગલી, લાઇન ( લેન કહે છે તે ).

(ક) ભાગ—નર્મદા તરફનોભાગ–સુથાર ફળીયું, કુંભારવાડ, માંહેની ઉનાઇ, દેલવાડ, સુખલાલ જમાદારનો ટેકરો, મકેરી ફળીયું, વાંસીઆની હવેલી આગળની જગ્યા, કંગાળપૂરી, શેઠ ફળીયું, ભૂતશેરી અથવા ગણપતીની ખડકી, દુવાર મોતિની ખડકી, મુલજીનું ચકલુ, શિવભાઇ શુકલની ખડકી, હજામ શેરી, અફીણવાળાની ખડકી, ઉંચો ઓટલો, નગરશેઠની ખડકી, ખેડાવાળના ખડકી આગળનો રસ્તો અથવા કાળાપાટની આમલી, મહેતાજીની ખડકી, મિરજાવાડ, કીડીઉનો ઢાળ, ખો, ચાંપાનેરની ખડકી, લાલ ખેસદારની ખડકી, કામનાથ મહાદેવનો મહોલ્લો, કન્યાશાળાનો રસ્તો, ધાડીઆ શેરી, પાઠેક ફળીયું, સાંકડી શેરી, હોડીવાળાનો મહોલ્લો, ભૂતનાથ ફળીયું, કેસુર મામાનું ચકલુ, ભોળારામ પટેલની ખડકી, બાપુ ભક્તિનો ખાંચો, લાલભાઇની પાટ, ધોતીઆં વાલાની ખડકી, નામત દેશાઇની ખડકી, કોઠારીની ખડકી, માળીવાડાનો રસ્તો, સતી માતાની ખડકી, હેઠાણું, દરૂ ફળીયું અથવા જમીએતરામની ખડકી, રણછોડજીનો ઢોળાવ,

જડીઆની ખડકી, વરજીવન કીકાની ખડકી, જુનું બજાર, સતી માતાની ખડકી, દિપચંદ તારાચંદની ખડકી, ચુનારવાડો, દેસાઇજીનો ખાંચો, કચેરીનો રસ્તો, અદાલત, ઓફિસની ખડકી, પઠાણવાડ, ગોદરીઆવાડ, મુસલમાનોનો ચુનારવાડો, પખાલીવાડ, ચુડીવાળો મહોલ્લો, લાલ બજાર, કાજમબાર, મલબારી દરવાજો, હાજી પીર કરમાણી, શુકલવાળાની મોલત, છોવાળાની મોલત, હાથીબાર, ધાબાવાળી ખડકી, અરદેસર ગાંધીની ખડકી, મદ્રેસાની ખડકી, બેગમવાડીનો રસ્તો, કાજી સાહેબનો રસ્તો, જુમામસ્જીદ.

(૩) ભાગ—ઉત્તર તરફનો–ફાટા તળાવ, ગડરીઆવાડ, વેરાગીવાડ, લંગોટીઆવાડ, દીંગીવાડ, નવાપૂરા ડભોઇઆવાડ, આલી, આલીનું બ્રાહ્મણ ફળીયું, કાછીઆવાડ અને કોલીવાડ, ખાટકીવાડ, ઘાંચીવાડ, સિંધીવાડ, ડુંગરી મોટી તથા નહાની, લુનસડવાડ, ડબીપરૂં, નાગોરીવાડ મોટા તથા નહાની, મુલતાનવાડ, મલેકવાડ, કાલુનો મહોલ્લો, અબ્બુનો મહોલ્લો, પરદેશીવાડ, મલેકવાડ બીજી, સક્કરકોઈ, ગોલવાડ, મહમદપરાની ગોલવાડ, સક્કરતળાવ, પીરકાઠી, કુમારીઆઢોળ, ઢેડવાડ, લીમડીચોક.

(૪) ભાગ—દક્ષિણ તરફ–કોટ સફીલ, પુરજાની સડક, પાલવાવાડ, બરકતવાડ, પીપલી હેઠલ, હેઠાણા લાતીઓ, માલીવાડ, ગુસવાડ, પારસીવાડ, સોદાગરવાડ, સૈયદવાડ, ખારવાવાડ, વાણીઆવાડ, માછીવાડ, કાખફળીયું, વેજલપોર ગાંધીવાડ, કાગવાડ, ગામડીઆવાડ, ઇસાકપરૂં, નિજામવાડ.

ઉપર પ્રમાણેની શહેરમાં શેરીઓ છે. તે હકીકત સુધરાઈના ઇન્સ્પેકટરોએ આપી છે. આ લખ્યા પછી શહેરના ૧૩ ભાગ ( વાર્ડ ) સુધરાઇ તરફથી થયા છે.





# પ્રકરણ ૧૧ મું.



## હિંદુઓનાં દેવસ્થાનો-મંદિરો.



ઝાડેસરી દરવાજા તરફ દેવસ્થાનો ઘણાં આવેલાં છે. એ દેવસ્થાનમાં દશાશ્વમેધને કાંઠે ગંગનાથ મહાદેવ, નર્મદાની* મૂર્ત્તિ સને ૧૮૬૯-૭૦ સંવત ૧૯૨૫-૨૬ માં જયાલાગીર નામના એક સંતે બેસાડી છે. મોટા ગણપતિ તથા તેને લગતું શિવાલય, અમરતલાલ વકીલે હરજીવન તુકાઇની પુંજીમાંથી સને ૧૮૬૦-૬૧ માં બંધાવ્યું સાંભળ્યું છે. એકલીંગી મહાદેવ આ મેવાડાના ઇષ્ટદેવ જુના વખતના છે, દહેરૂં હાલમાં બંધાયું છે. ભાર્ગવના ગણપતિ તથા તેને લગતું શિવાલય જુના વખતનું છે. કોટેશ્વર મહાદેવ પ્રાચીન છે. મણીનાગેશ્વર, હોમકારેશ્વર, મહાનકાળેશ્વર, અમરકંઠેશ્વર મહાદેવનાં દહેરાં ક્ષત્રિઓએ ૩૦-૩૫ વરસ થયાં બંધાવેલાં છે. પિંગળેશ્વર અને તેમાં જુના બળીઆકાકા છે તે પ્રાચીન છે. ગૌરીઅંબા માતા બ્રહ્મપોરીમાં જુના વખતનાં છે. સેકસાઇજીનું મંદિર સાત વરસ ઉપર બંધાવ્યું છે. અંબા+ માતાનું તથા ઉમીયા માતાનાં

---

* એ સ્થાનમાં સંવત ૭ ની સાલમાં કાગળ ઉપર લખેલી ગીતા હાલ મોજુદ છે.

\+ અંબા માતાની મૂર્તિ પ્રાચીન વખતની છે, તે અંબા માતાનું નામ રેવા પુરાણમાં કંકેશ્વરી માતા આપેલું છે.

દહેરાંમાં જે મૂર્ત્તિઓ છે તે પ્રાચીન વખતની છે. ઉમીયા માતાનું દહેરૂં કલમીઓએ બંધાવ્યુ છે, તથા અંબા માતાનું લખપતિ તરફથી સમું થયું છે. હરિદાસ બાવાનું શ્રી રામચંદ્રજીનું મંદિર જુના વખતનું છે. કબીરપરામાં અંબાજીની મૂર્ત્તિ ૫૦–૬૦ વરસની બેસાડેલી છે. વળી ત્યાં પ્રોહિતોના બટુકનાથનું મંદિર પણ છે, તથા શ્રાવકનાં દહેરાં છે.

દાંડીઆ બજાર તરફ નદીની બાજુએ રોકડીઆ હનુમાન તથા તેની નજીક કાશીવિશ્વનાથ મહાદેવનું પુરાતન બાણ છે. એ દહેરાનો જીર્ણોદ્ધાર સને ૧૯૧૦ માં અત્રેના વાયડા વાણીઆ તાપિદાસ મોહનભાઇ દલાલે કરી તેમાં પાર્વતી, ગણપતિ તથા હનુમાનની નવી મૂર્ત્તિઓ બેસાડી છે. સામી બાજુએ શહેર વસાવનાર શ્રી ભૃગુ ઋષિ મહારાજનું પુરાતન દેવાલય તથા તેની અડોઅડ જવાળનાથ મહાદેવ બિરાજે છે, તેની આજુબાજુ સિદ્ધનાથ મહાદેવ ક્ષત્રિઓના ઇષ્ટદેવ તથા ભીમનાથ મહાદેવ પ્રાચીન છે.

ભૃગુ ઋષિના પશ્ચિમના ટેકરા ઉપર વિહારાસ્વરૂપનું મંદિર છે. સોમનાથ તથા કામનાથ મહાદેવો પણ પ્રાચીન વખતના એની નજીકમાં છે.

બહારની ઉનાઇ તરફ પ્રેમનાથ મહાદેવનું સ્થાન છે, તે દહેરૂં ૩૦ વરસ ઉપર ગુલાબભાઇ નરોતમ નામના એક કલમીએ બંધાવ્યું છે, ત્યાં ઓવારે વળી એક ઠાકોર મંદિર પણ છે.

સ્વામીનારાયણનું મંદિર—એવું સાંભળ્યું છે કે જ્યાં એ મંદિર હાલ છે ત્યાં ટેકરો હતો, તે ટેકરા ઉપર એક વડ હતો, તે વડની છાંયા નીચે એ પંથનો એક સાધુ (મહાનત) અયોધ્યાથી આવ્યો ને એ વડ તળે મુકામ કર્યો. એની સાથે બીજા સાત આઠ સાધુઓ હતા. ઠાકોરજીને વડ તળે બેસાડી દેવ સેવામાં વખત ગાળતો તથા લોકોને ઉપદેશ આપતો, તે ઉપદેશની અસરથી કેટલાએક એ પંથમાં દાખલ થયા, ને પાછળથી દેવાલય (મંદિર) નહાના પાયાપર બાંધ્યું ને માંહે ભગવાનની મૂર્ત્તિ પધરા... એ મૂર્ત્તિ સંવત ૧૯૦૧–૦૨ માં પધરાવી છે. સને ૧૮૬૮ ના પ્રદર્શન વખતે એ દહેરાને લંબાવી સારૂ બાંધી સુ-

શોભિત રંગબેરંગથી રંગો તથા ચિત્રો કાઢી શણગારી દીધું હતું, તેથી તે વખતે જે પરદેશીઓ આવેલા તેઓને તથા શહેરના લોકોને ભપકાદાર દેખાવ આપતું હતું. દુકાનો વગેરે પૂર્વ તરફ ની બાજુ સંવત ૧૯૪૫-૪૬ માં જમીન ખરીદ કરી બંધાવી છે. રતન તળાવ અને તેની સામી બાજુએ બે સાધુઓનાં મંદિરો છે, એ મંદિરો લલુભાઇના વખતનાં છે.

આચારજીનું ધામ પણ જુના વખતનું છે, ત્યાંથી આગળ સડકની ઉત્તર બાજુ થોડે દૂર શિંહુવહાની ( સિંધવાઇ ) માતાનું મંદિર તથા એક શિવાલય છે, થોડેક છેટે મોટાં સિંધવાઇ એક કુવામાં બિરાજે છે.

સિંધવાઇના રસ્તાથી થોડે છેટે નિલકંઠ મહાદેવનું દહેરૂં છે, તેની ઉત્સવારી દરજી લોકો કરે છે. દહેરાને ફરી બંધાવી નવા જેવું કર્યું છે. એ જગ્યાએ શ્રાવણ વદ ૦)) અમાસને રોજ દર વરસ મેળો ભરાય છે.

શહેર બહાર ઝાડેસરી દરવાજા તરફના દેવાલયો આવી ગયાં, હવે શહેરમાં પેસતાં દરવાજાની ઉત્તર બાજુએ હનુમાનનું દહેરૂં છે. વાંદરાબુરજમાં મહાંકાળેશ્વરનું દહેરૂં છે. અચારવાડામાં દુ:ખભંજનેશ્વર મહાદેવ સને ૧૮૮૪ માં સ્થાપન થયા છે. દેસાઇ ફળીઆમાં સિદ્ધનાથ મહાદેવનું દહેરૂં છે. ભોઇવાડામાં છડીની જગ્યા છે. ભાર્ગવોનું નવું દહેરૂ સને ૧૭૮૩ માં ભાસ્કરરાવ નામે સિંધિયાનો જે સુબો ભરૂચમાં થઇ ગયો, તેની મદદ થી બંધાયું છે. એ દહેરામાં જે મૂર્ત્તિઓ છે તે પુનેથી એણે મંગાવી આપેલી, તથા સિંધિયા સરકારની તીજોરીમાંથી મોટી રકમ આપેલી, તેથી ભાર્ગવોએ એનું નામ એ મહાદેવના નામ સાથે જોડાય માટે ભૃગુભાસ્કરેશ્વર નામ આપ્યું છે. બીજાં નાણાં પોતાની ન્યાતમાં ઉઘરાણું કરી ખરચ્યાં હતા. ભાર્ગવોની કુળદેવી શોભાગસુંદરી આજ સુધી ભૃગુ ઋષિના દહેરામાં હતાં, તેઓને એ દહેરૂં બંધાયા પછી અત્રે લાવી એક ગોખમાં પધરાવ્યાં છે. વલવભટનું મંદિર એ સંવત ૧૬૬૨ નો સાલનું અત્રે છે, એમાં રામચંદ્રજીની પંચાયતન મૂર્ત્તિઓ તથા બીજા ભગવાનની મૂર્ત્તિઓ પણ છે. એ મંદિર જુનામાં જુનું કહેવાય છે. લલુ-

ભાઇ તથા બીજા વૈષ્ણવો એ મંદિરે હરરોજ શ્રીજી મંદિર થયા પહેલાં દર્શને જતા હતા. માંહેની ઉનાઇને ઓવારે રેવાશંકર મહાદેવનું દહેરૂં ભાભાવાળાના વહિવટમાં છે. ભાગાકોટ આગળ અભયમુકતેશ્વર મહાદેવનું દહેરૂં છે. એ મુગટરામ કરી એક ભિતડા ખેડાવાળે બંધાવેલું છે. હજામશેરી બહાર મકેરીફળીઆની ખડકી નજીક એક નહાની દહેરી છે, તેમાં પણ એક બાણ બેસાડેલું છે. હાજીખાંના બજારના રસ્તા ઉપર ઉત્તર બાજુએ રામચંદ્રજીનું મંદિર તથા દક્ષિણ બાજુએ સેખશાઇજીનું મંદિર આવેલું છે. આ મંદિર ભકિત ભગવાનનું તથા ઉપલું જમનાદાસ કુરકુરીઆનું કહેવાય છે. એજ બજારમાં ભાર્ગવની વાડી તરફના રસ્તાની બાજુએ એક જળાધારીમાં એક બાણ છે, તેને દૂધીઓ પત્થર કહે છે. જે સ્ત્રીઓને ધાવણ નહિ ઉતરતું હોય, તે એ બાણ ઉપર દૂધ ચઢાવે છે, આ કરવાથી સ્ત્રીના થાનમાંથી દૂધ ઉતરતું સાંભળ્યું છે.

કંગાલપૂરીમાં દીગંબર પાર્વતેશ્વર મહાદેવનું દહેરૂં હાલ પાંચેક વરસ થયાં બંધાયું છે. પાઠેક ફળીઆમાં એકલીંગીનું દહેરૂં મેવાડાઓએ ખો ઉપર બંધાવ્યું છે. કામનાથ મહાદેવનું દહેરૂં માધુભાઇ નરભેરામ ભાર્ગવના વડવાએ બંધાવ્યું છે. ભૂતનાથ મહાદેવનું દહેરૂં પ્રાચીન છે, તેની પાસે એક ગણપતિનું મંદિર છે. બીજું ગણપતિનું મંદિર તથા મહાદેવનું દહેરૂં ભાગાકોટ જતાં રસ્તા ઉપર છે. નવચોકીના ઓવારા ઉપર ચાર શિવાલયો આવી રહ્યાં છે, તથા ગુરૂદત્તાત્રયનું પણ મંદિર છે. હેઠાણામાં એક શિવાલય તથા જગન્નાથજીનું મંદિર છે. વિઠ્ઠલનાથજીનુ મંદિર ગિરધરલાલ વકીલના સસરા તરફથી બંધાયું છે એનો ખરચ હાલ ગિરધરલાલની પુંજીમાંથી થાય છે. રણછોડજીનું મંદિર તુઇરામ ઠાકોરે બંધાવ્યું છે, તથા તેની પાસેનું શિવાલય જુના વખતનું છે, છતાં તેણેજ બંધાવ્યું છે. લક્ષ્મોનારાયણનું મંદિર છે ત્યાંથી રથ જાત્રાને દિવસે ઠાકોરજીને રથમાં બેસાડી શહેરમાં ફેરવે છે. એના નજીક ગોપાળજીનું પણ મંદિર છે. ચુનારવાડામાં કાળા તથા ગોરા રામજીનાં મંદિરો છે, કાળા રામજીમાં પંચમુખી હનુમાન છે. એક શિવાલય પણ છે તે વાટેશ્વર મહાદેવનું કહેવાય છે. ઓફિસની ખડકીમાં ગણપતિનું

મંદિર છે. હાજી પીર કરમામીના ઓવારા ઉપર એક દહેરૂં છે, તે કામનાથ મહાદેવનું કહેવાય છે. કંસારવાડામાં કંસારાઓની કાળકા માતાનું મંદિર છે. શ્રાવકોનાં દહેરાં પણ એ તરફ આવેલાં છે. કોઠી પછાડી પાવડીઆઓનાં મંદિર છે. જુના નારાયણનું મંદિર વરજીવન કીકાની ખડકીમાં છે.

ખબુતરખાના તરફના ઉત્તરના ખાંચા તરફ જતાં આશારામ મહેતાની ખડકીમાં ગંગારામભાઈનું* મંદિર છે. બહાર નીકળ્યા કે પૂર્વ બાજુએ થોડે છેટે ઇશ્વરી માતાનું તથા તેની સામું મહાલક્ષ્મી માતાનું મંદિર છે. ખાંચામાં કાચળીપોટના હનુમાનનું દહેરૂં તથા તેનો બહાર ભોંયરામાં એક શિવાલય છે. એ શિવાલય દટાઇ ગએલું ૩૦ વરસ ઉપર સહેજ ખોદતાં માલમ પડયું હતું, તેજ જગ્યા આગળ કાકાબળીઆનો દહેરી છે.

પછી દક્ષિણ તરફ પાછા ફરતાં ચકલામાં જવાના રસ્તાની દક્ષિણ બાજુએ શ્રીજી મંદિર છે. એ મંદિર લલુભાઇના વખતમાં સને ૧૭૯૦ પહેલાં સુડતાલા કાળના એકાદ વરસ આગમચ બંધાયું છે, એ મંદિરનો નવો ભાગ ૪૦ વરસ ઉપર બાંધ્યો છે. એ જગ્યાએ તાપિદાસ ભગવાનદાસ પાવડીઆની તથા દિપરામ મહેતા નામના મેવાડા બ્રાહ્મણની મોટી વહેપારની પેઢી હતી, તે તુટી પછી એ ભાગ મંદિરે લીધો છે. એ મંદિરની હારમાં મહાલક્ષ્મી માતાનું બીજું મંદિર છે. ચકલામાં લલુભાઇવાળા ગણપતિ છે. ચકલાથી લાલભાઇની પાટ તરફના ખાંચામાં વળતાં માળીવાડાના નાકા આગળથી કેસુર મામાના ચકલામાં જતાં સોની લોકોની વાઘેશ્વરી માતાનું સ્થાન આવ્યું છે. ત્યાંથી પાછા ફરતાં ચકલામાંથી નવા દહેરા તરફ જતાં ઉત્તર પાસે નારાયણ દેવની ખડકીમાં શ્રી નરનારાયણનું મંદિર છે. એ નરનારાયણની મૂર્ત્તિઓ ભાગાકોટના ઓવારા આગળથી નીકળી છે. હું ગોકુળ, મથુરાં તથા બીજાં વૈષ્ણવી મંદિરો જોઇ આવ્યો, પણ ભરૂચમાં જે નરનારાયણની મૂર્ત્તિઓ મારાં જોવામાં આવી છે, તેવી કોઇ જગ્યાએ

* આ મંદિરના ઠાકોરજી પહેલાં આવ્યા ત્યારે સ્વામીનારાયણનો ડહેલો જ્યાં છે ત્યાં ખુલ્લી જગ્યા હતી, તે જગ્યામાં એક છાપરી બાંધી બેસાડેલા હતા.

મને માલમ પડી નહિ. આ મૂર્ત્તિઓ સ્થાપન થયાને આસરે ૪૦૦ વરસ થયાં હશે. એ ગોરધનદાસ નામના ભાર્ગવને સ્વપ્નું થએલું અને તે લાગલાગટ સાત દિવસ સુધી થવાથી તે ભાગાકોટ ગયા, ને જે જગ્યાનું સ્વપ્નું થયું હતું ત્યાંજ ઘુંટણ પુર પાણીમાંથી એ મૂર્ત્તિઓ નીકળી, તે લાવી પોતાના ઘરમાં બેસાડી. એ મંદિર નહાનું હતું તે સને ૧૮૬૭–૬૮ માં ઘેલાભાઇ વલવભાઇ નામના એક વાયડા વાણીઆએ મોટી રકમ આપવાથી તથા બીજા ઉઘરાણાથી ફરીથી બાંધ્યું છે.

ખડકીમાંથી બહાર નીકળ્યા એટલે રાધાવલભી મહારાજના બે ભાઇનાં બે મંદિરો આવ્યાં છે, ત્યાંથી રેવાજી તરફ જતાં ધારીઆશેરી આગળ એક બાલાજીનું મંદિર છે.

શહેર બહાર વાહિટરોડ તરફ પાછા ફરીએ તો એ રસ્તે વિટલ મિળની સામી બાજુએ થોડે દૂર જતાં ભિડભંજનવાળા હનુમાનની મૂર્ત્તિ આવે છે, તેનો પૂજારી એક મુસલમાન જણાય છે. એનું કારણ શું, તેની તપાસ કરી પણ કોઇ કહી શકયું નહિ. આ દહેરૂં જુના વખતનું છે. એ જગ્યાએ માગશર માસમાં દર ગુરૂવારે ભિડભંજનનો મેળો સાંજે ભરાય છે, ત્યાં પણ લોકો દર્શને જાય છે.

વાહિટરોડથી સિદ્ધા જતાં ઇદગા આગળથી નદી તરફ જઇએ ત્યાં એક ટેકરી ઉપર બહેચરાજી માતાનું મંદિર છે, તે જુના વખતનું છે. હાલ એક ઘાંચીએ તેને સમરાવ્યું છે. એજ જગ્યાએથી વેજલપોરમાં જઇએ તો ત્યાં કામનાથ મહાદેવનું શિવાલય આવે છે. વેજલપોરમાં અંબા માતા તથા મહાલક્ષ્મી માતાનાં મંદિરો છે. વળી શ્રાવકોનાં દહેરાં પણ એ જગ્યાએ છે. પુરજા ઉપર નદી કાંઠે બેગમવાડી પાસેના કોટ આગળ ગુરૂદત્તાત્રય મહારાજનું મંદિર છે, તથા તેજ જગ્યાએ ખોદતાં એક ભોંયરૂં નીકળ્યું, તેમાં લક્ષ્મીનારાયણની મૂર્ત્તિ પ્રાચીન વખતમાં એજ જગ્યાએ હોવાથી ખોદતાં બે ત્રણ વરસ થયાં નીકળી છે.

નર્મદા તથા હોળી પણ દેવીઓ છે. હોળી ફાગણ શુદ ૧૫ ને દિવસે શેરીએ શેરીએ સળગે છે, તે સર્વની જાણમાં છે.

મહારૂદ્રની જગ્યામાં બે મહારૂદ્રનાં દહેરાં છે. હરિરામ

રૂપરામે જીર્ણોદ્ધાર કરેલું દહેરૂં ઘણું પ્રાચીન છે. બીજું એક દહેરૂં અત્રેના વાયડા વાણીઆ મથુરાંદાસ ભુખણદાસે એ જગ્યાએ મહારૂદ્ર કરી સંવત ૧૮૯૦-૯૧ માં બંધાવ્યુ છે, તેની ઉત્સવારી તેનો દીકરો મગનલાલ કરે છે એ જગ્યાએ સામું એક ગણ-પતિનું દહેરૂં હરજીવન તુકાઇની પુંજીમાંથી અમરતલાલ વકીલે બંધાવ્યું છે.

ઉપર જે મંદિરો લખ્યાં છે, તેમાં શ્રાવણ માસમાં શુદ ૧ થી તે વદ ૮ સુધી હિંડોળાનાં રાત્રે, અને વદ ૯ થી તે ભાદરવા શુદ ૮ સુધી સવારે પાળણાનાં દર્શન થાય છે. એજ માસમાં શંકરના દહેરાંમાં શંકર ભકતો લાખો બિલીઓ ચઢાવે છે, તેમ શિવરાત્રીને દહાડે પણ સારી ધામધૂમ થાય છે. માતાના દહેરામાં નવરાત્રી વખત ધામધૂમ થાય છે.





# પ્રકરણ ૧૨ મું.

## વિશેષ પવિત્ર સ્થાનો.



**મ**હારૂદ્ર—મહારૂદ્રની ભેખડ ઉપર એક પિંગળનાથ મહાદેવનું દહેરૂ હતું, તે અગ્નિનારાયણનું કહેવાતું હતું. આ અગ્નિદેવ અત્રે નદી કાંઠે તપ કરતા હતા. શંકર પાર્વતી નર્મદાતીર્થે ફરવા નીકળેલાં, તે વખતે એ જગ્યાએ આવ્યાં. જોયું તો અગ્નિનારાયણની તબીએત બીમાર હોવાથી તેમનાથી કાંઇ થઇ શકતું હતું નહિ, તેથી પાર્વતીએ શંકર મહારાજને વિનતિ કરી કે અગ્નિનારાયણની વતી આહુતિ આપ આપો. શંકરે તેઓની વતી આહુતિ આપી તેમને સારા કર્યા. અગ્નિદેવની આજીજીથી શંકર મહારાજે અત્રે અગ્નિદેવના સ્થાનથી સો કદમ દૂર એક મહારૂદ્ર કર્યો ને બાણની સ્થાપના કરી. પાછળ ખાડો હતો તેમાં વિભૂતિ નાંખી. એ ખાડો શંકર મહારાજ સાથે આવેલા મુનિઓએ ખોદેલો તેથી એનું નામ દેવખાડતીર્થ પડયું, તેને હાલ મુનિ તળાવડી કહે છે. પંચતીર્થી કરનારાઓ નદીમાં નાહી આ મુનિ તળાવડી આગળ આવે છે. પાણી તેમાં હોય છે તો નાહે છે, નહિ હોય તો તેની મટોડી કે કાદવ જરા લઇ શરીરે ચોપડે છે. જધરેલ વખતે ભેખડ ઉપરનું દહેરૂં સાફ થઇ ગયું. એ મહારૂદ્રનું દહેરૂં ભરૂચના હરિરામ રૂપરામ નામના એક ક્ષત્રિ ગૃહસ્થે ફરી બંધાવ્યું છે, તેની ઉત્સવારી તેના દીકરા હરપ્રસાદના દીકરા અંબાશંકર વકીલ કરે છે. એ જગ્યાએ દર શ્રાવણ માસમાં દર

રવિવારે સવારે મેળો ભરાય છે. શ્રાવણ માસમાં ઘણાં માણસો દર્શને આવે છે. દર રવિવારે અત્રે મેળો ભરાય છે તે પત્યા પછી નવા દહેરા આગળ સાંજે મેળો ભરાય છે, ને લોકો મહાદેવનાં દર્શન કરે છે. દેવાલયમાં રોશની પણ મેળાને દિવસે થાય છે.

દશાશ્વમેધની જગ્યા, બળિરાજાએ યજ્ઞ કરેલો ત્યાર પછીથી પવિત્ર ગણાય છે. એ બાબત યજ્ઞોમાં આવી ગઇ છે એટલે એનું વિવેચન કર્યું નથી. આ પવિત્ર જગ્યાએ પ્રેતને દહન કરવામાં આવે છે. રેલ વખતે તથા ઘણો વરસાદ પડતો હોય ત્યારે દહન કરવાની ઘણી અડચણ પડતી હતી. એવું આ શહેરના આગેવાન હિંદુ ગૃહસ્થોને લાગવાથી નર્મદાજીની જ્યાં મૂર્ત્તિ છે, તેની પૂર્વ બાજુએ પગથીઆં ઉતરવાનાં છે, તે પગથીઆં ઉતરતાં દક્ષિણ તરફની જગ્યા ચોરસ કરી પુસ્તો બાંધી તે પર પત્રાંનું છાપરૂં કરી ચિતાગૃહ ( દહન કરવાની જગ્યા ) સને ૧૯૧૨ ની સાલમાં પ્લેગના વખતનાં વધેલાં નાણાંથી તથા બીજું ઉઘરાણું કરી તૈયાર કરાવ્યું છે, તેમ તે જગ્યાએ જવાને રસ્તો પણ જુદો તૈયાર કરાવ્યો છે. આ કામમાં રા. ચિમનલાલ હરદેરામની વિશેષ મહેનત હતી. એ ગૃહસ્થને એ જગ્યા ઉપર એજ કામમાં ગુંથાએલા મારી જાતે દરરોજ જોતો હતો.

બહારની ઉનાઇના કાંઠા ઉપર ભીમનાથ મહાદેવનું દહેરૂં છે. એ જગ્યાએ પાંડવોમાંના ભીમે નર્મદાસ્નાન કર્યું હતું, અને તે દિવસ જેઠ શુદ ૧૧ નો હોવાથી તેણે અગિયારશનો ઉપવાસ કરેલો, તેથી એ અગિયારશને ભરૂચમાં ભીમઅગિયારશ કહે છે, શાસ્ત્રમાં એને નિર્જળા એકાદશી કહે છે. ભીમ શંકરભક્ત હતો. એ મહાદેવને અંગે દર જેઠ શુદ અગિયારશે મેળો ભરાતો હતો. એ મેળો ૨૫–૩૦ વરસ થયાં ભરાતો નથી. જેઠ શુદ એકાદશીએ પહેલાં હિંદુઓ એ જગ્યાએ હંમેશ સ્નાન કરવા જતા હતા, અને એ જગ્યાએ સ્નાન કરવાથી પુણ્ય સમજતા હતા, તેમ આજ પણ લોકો એ દિવસે સ્નાન કરતા જોવામાં આવે છે.

ભાગાકોટનો ઓવારો નરનારાયણતીર્થ કહેવાય છે, તેથી એ જગ્યા પવિત્ર ગણાય છે. એ જગ્યાએ વૈશાખ સ્નાન કરવાથી ઘણું પુણ્ય છે એમ મનાય છે, તેમાં વિશેષે કરી સંધ્યાકાળે એ

માસમાં સ્નાન કરતા ભાવિકો માલમ પડે છે. સાંજે એ જગ્યાએ શ્રાવણ માસના દર સોમવારે મેળો ભરાતો હતો. હાલ પણ છોકરાંઓ જાય છે. નર્મદાનો બળેવનો મેળો નવચોકી તથા પુરજે શ્રાવણ શુદ ૧૫ ને રોજ ભરાય છે. નદીની પૂજા થઇ નાળીએરો ચઢાવાય છે. બળેવને બીજે દિવસે પણ નવચોકીના ઘાટપર મેળો ભરાય છે.

આખો નદી કાંઠો તથા તેની નજીક આવેલાં શિવાલયો પણ એવાં પવિત્ર સ્થાન છે.

શ્રાવકોનાં દહેરાસર તથા અપાસરાઓને તેઓ પવિત્ર ગણે છે. એમનાં દહેરાં ઘણાં સુંદર બાંધણીનાં હોય છે, અને તે વેજલપોર, કંસારવાડા તરફ અને કબીરપરામાંજ આવ્યાં રહ્યાં છે.

પારસીઓ તેમની અગીઆરીઓ તથા દખમાને પવિત્ર ગણે છે.

ક્રિશ્ચિયનોની પવિત્ર જગ્યા તેમનાં દેવળો છે, કે જયાં તેઓ પ્રાર્થના કરવા જાય છે.

મુસલમાનોની જુમ્માામસજીદ, ઇદગા, બાવારેન, પીરછત્તર, એદ્રુસની દર્ગા વગેરેને પવિત્ર ગણે છે, તેમની જયાં શહેરમાં વસ્તી છે, ત્યાં નજીકમાં એકાદ-બે મસજીદો છે, ત્યાં તેઓ નમાઝ પઢવા જાય છે.





# પ્રકરણ ૧૩ મું.

## તળાવ, કુવા, વાવ.



તળાવો ચાર છે. રતનતળાવ ઝાડેસરી દરવાજે ઉતરતાં ઉત્તર પાસે છે. તે જંબુસરના રતનલાલ નામના વાણીઆએ ખોદાવી પૂર્વ પાસેનો દરવાજો, તથા દક્ષિણ પાસેનો દરવાજો, તથા તેને લગતાં પગથીઆં તથા થોડીએક આસપાસ પાળ દક્ષિણ પાસે કરાવ્યાં હતાં. એ તળાવવાળી જમીનમાં ઝાડી ઉગેલી હતી. જમીન પોતાની હોવાથી સાર્વજનિક કામમાં આપી તેનો પોતેજ ખરચ કરી લોકોના ઉપયોગમાં તળાવ રૂપે આણી. આ તળાવ સિંધિયાના અમલમાં ખોદાયું હતું, ઓવારા જે હાલ જોવામાં આવે છે, તે સુધરાઇ તરફથી કરાવવામાં આવ્યા છે.

ફાટું તળાવ પ્રાચીન છે. એ ભરાઇ જઇ પાણી નીકળી જતું તેથી એને એ નામ અપાયલું છે. ઓવારા સુધરાઇએ બંધાવ્યા છે. ચોમાસામાં બંને તળાવનું પાણી એકમેક થયેલું જોયું છે. સુધરાઇ થયા પછી આચારજી જવાનો જે રસ્તો (સંયોગી ભૂમી) બંને તળાવની વચ્ચે કરી લીધો છે, તેથી બંને પાણી જુદાં જણાય છે. પહેલાં આચારજી જવાનો રસ્તો ચીંગસપરાની ગોલવાડ પાછળ જે ખાંચો આવે છે, તે ખાંચાને રસ્તે આગળ ચાલતાં જે તળાવમાં પૂલ આવે છે તે ઉપર થઇને હતો, અને એજ પૂલ ઉપર થઇને સિંધવાઇ જવાતું હતું. એ તળાવ સને ૧૯૧૨ માં પુરી નાંખ્યું છે.

માતરીયું તળાવ પણ પ્રાચીન વખતનું છે. જ્યારે શહેર મોટું હતું ત્યારે તે તરફ વસ્તી હતી તેથી તેઓના ઉપયોગમાં આવતું હતું. પ્રાચીન વખતના ઓવારા જે હશે તે સાફ થઇ ગયા. હાલ સને ૧૮૯૯–૧૯૦૦ના દુકાળમાં નવુ તળાવ ખોદાવ્યું છે. એની પાછળ ખરચ ઘણો થયો છે, પણ એ લોકોના ઉપયોગમાં આવતું નથી.

ચોથું તળાવ વિકટોરિયા મિળની સામું છે તે મિળવાળાઓએ એ તળાવનું પાણી પોતાના ઉપયોગમાં આવે માટે ખોદાવ્યું છે.

કાળી તળાવડી શહેરમાં ગણીએ તો તે પણ ઢોરોના ઉપયોગમાં આવે છે. તેમ આશા તળાવ પણ તેઓના કામમાં આવે છે.

કુવા—ઝાડેસરી દરવાજા બહાર કુવાઓની ખોટ નથી. એ કુવા મીઠા પાણીના છે. સ્વામીનારાયણનો, તુઇરામ ઠાકોરનો, વાંસકોઇ, ગિરધરકોઇ, કેસુરકોઇ, લોગનકુવો, તથા બાવાના મંદિરોમાં બે તથા એક મંદિરની બહારના કુવા, તેમજ અંબાજીનો કુવો વાપરવામાં આવે છે. એ કુવાઓમાં ઘણાખરા કુવાનાં પાણી પાચન શક્તિમાં સારાં છે.

કતોપોર તરફ કુવાઓ છે, તેમાં ગીલાણીના કુવાનું પાણી વખણાય છે. ઉત્તર પાસે વાહિટરોડ તરફ પણ મજમુનદારની વાડીના કુવા, પાંચ ફાનસની પૂર્વ તરફ એક હોરાએ ખોદાવેલો નવો કુવો, તથા સિંધવાઇનો કુવો છે, એમાં છેલ્લા બે કુવાનાં પાણી વખણાય છે. જે લોકો નદી કાંઠા તરફ રહે છે, તેઓ નદીનું પાણી પીવામાં તથા વાપરવામાં લે છે. હિંદુઓની શેરીઓમાં ઘણું કરી દરેક શેરીએ એક–બે ખારા પાણીના કુવા હોય છે, તેનું પાણી વાપરવામાં લે છે, તેમ ઘણા હિંદુઓના ઘરમાં ટાંકાં છે તેનું પાણી પીવામાં લે છે, એટલે શહેરમાં પાણીની ઝાઝી તંગાસ નથી પણ કતોપોર તરફ તો તંગાસ ખરી, તેમાં ઉન્હાળામાં તો વખતે કુવામાં પાણી મળવું કઠણ પડે છે, અને એજ કારણથી ઔરંગજેબે ભરૂચનું નામ ( Dry City ) સુકાબાદ આપ્યું હતું.

વાવ—એક ઝાડેસરી દરવાજે લલુભાઇએ પોતાના ચલણમાં બંધાવી છે, તેનું પાણી પહેલાં પીવામાં ખપ લાગતું હતું. હાલ કોઇ ખપમાં લેતું નથી. બીજી વાવ બચ્ચાના જીન તરફ છે. ત્રીજી ફાટાતળાવ આગળ તથા ચોથી મહારૂદ્ર આગળ છે, તે ત્યાં વસ્તી નહિ હોવાથી અવડ છે. જ્યારે મોઠા પાણીના કુવાઓની અછત હતી, ત્યારે એ વાવોનાં પાણી લોકો પીવાને લેતા હતા.



# પ્રકરણ ૧૪ મું.

## શ્રી ભૃગુનો ચૉરીકર (દાપાં).

ભરૂચ શહેર પહેલાંથીજ ભાર્ગવ બ્રાહ્મણોથી વસેલું; એ તો સર્વ જાણે છે. એ વર્ગ કર્મકાંડ કરાવવામાં કાબેલ હોવાથી પાછળથી જે જે જાતના બ્રાહ્મણ, વાણીઆ અને શૂદ્ર આવ્યા, તેમને તેઓજ કર્મકાંડ કરાવતા હતા. જેમ જેમ દરેક જાતની વસ્તી વધતી ગઇ, તેમ તેમ તે ન્યાતના ગોરો પણ અત્રે આવી વસ્યા, તેઓને આ ભાર્ગવોએ તેમનું ગોરપદું સોંપી દીધું. આથી દરેક ન્યાતનો પોતાનો જુદો જુદો ગોર છે.

જેવી રીતે હાલ ઘર વેરો લેવાય છે તેવા પ્રકારનો ઘર વેરો નહિ, પણ દરેક શુભ અને અશુભ પ્રસંગે અમુક વેરો શ્રી ભૃગુ ઋષિ મહારાજ અને તેમના વંશજો લેતા હતા. એ વેરો “ચૉરી વેરો” કહેવાતો હતો, એટલે જે શુભ-અશુભ કામમાં ચૉરી કરવી પડે, તે દરેક ચૉરીપર લેતા હતા. ગૃહશાંતિક, સીમંત, સર્વશાંતિ વગેરે કરવામાં ચૉરી કરવી પડે છે. તેમ અશુભ પ્રસંગે નીલ પરણાવતી વખતે તથા એકાદશા સરાવતી વખતે ચૉરી કરવી પડે છે, તે ઉપર વેરો લેવાતો હતો. બ્રાહ્મણ શિવાયની બીજી વર્ણ પાસે વિહવા થયાનો પણ કર લેતા હતા. તે દરેક ન્યાતમાં કોઇ નહાનો કે મોટો યજ્ઞ કરે તે દરેક યજ્ઞ

વખતે એકેકું વસ્ત્ર લેતા હતા. આ હક પાછળથી તેઓના આ-શ્રિતોને સોંપી દીધો, તેથી ભાર્ગવ બ્રાહ્મણો ( ભિક્ષુકવર્ગ ) વંશ પરંપરાથી એ હક લયા કરે છે. આ હક શુભ યા અશુભ પ્રસંગે જે ભિક્ષુક એવે વખતે તે જગ્યાએ હાજર હોય તેઓજ વહેંચી લે છે. ગેરહાજરનો હક થતો નથી.

આ દાપાં વિષે સંવત ૧૮૫૯ સુધી કોઇએ વાંધો લીધો નહિ. એ વરસમાં ભરૂચના વીશા પોરવાડ વાણીઆ શા. નરસિદાસ છબિલદાસના દીકરા ભાણાભાઇની દીકરી એજ ન્યાતના શેઠ ભગવાનભાઇ વેરે પરણી, ત્યારે ભગવાનભાઇ શેઠે ભાર્ગવોનું દાપું આપવા વાંધો લીધો. બ્રાહ્મણો બીચારા શું કરે, સિંધિયા સરકારનું રાજ્ય, તેમાં વળી ઇજારદારનો ઇજારો, દાદ કોણ સાંભળે ? તેમ અંગ્રેજ સરકાર ભરૂચ પાછું લેવા આવે છે, એવી બૂમરાણ પણ ચાલી રહેલી એટલે તે પ્રસંગે તો બેસી રહ્યા, પણ જ્યારે સંવત ૧૮૫૯ ના ભાદરવા શુદ ૧૨ ને દિવસે ( તા. ૨૯ ઓગસ્ટ સને ૧૮૦૩ ) અંગ્રેજનું રાજ્ય પાછું થયું, એટલે એ બ્રાહ્મણોને હિમ્મત આવી. મહિનો માસ રાહ જોઇ સરકારમાં ફરીઆદ ગયા. કામ મહાજનને સોંપ્યું. આ મહાજન સંવત ૧૮૬૦ ના કારતક વદ ૧ ને વાર ગુરૂને દિવસે ભેગું થયું. એ વખતે રૂપશંકર સોમેશ્વર ત્રિપાઠી નામના એક વિદ્વાન ભાર્ગવ બ્રાહ્મણે જુનાં પોથાં થોથાંમાંથી એવું વચન શોધી કાઢયું કે જેથી મહાજનમાં બેઠેલા દરેક શેઠીઆએ કાંઇ પણ આનાકાની કર્યા શિવાય કબુલત આપી, અને એ દાપું તેજ વખતે એ ભગવાન શેઠ પાસે અપાવ્યું. ત્યાર પછી સને ૧૮૫૧ સુધી એ દાપાં વિષે કાંઇ પણ કોઇએ હરકત લીધી નહિ. સને ૧૮૫૨ માં એક તુલજારામ રણછોડ નામે ખેડાવાળ બ્રાહ્મણે દાપું આપવા ચોખ્ખી ના પાડી. કોર્ટમાં ફરીઆદ થઇ. બ્રાહ્મણોએ અત્રેના ક્ષત્રિ ગૃહસ્થ જીવણરામ સાહેબરામને વકીલ કર્યા. દાવાની રકમ ફક્ત રૂા. ૦—૧૪—૯ ચૌદ આના નવ પાઇજ હતી, તેથી વકીલની ફી ફક્ત છ પઇ થઇ, દિવાની કોર્ટે એ દાપાના પૈસાનું હુકમનામું કરી આપ્યું. (અરજી નંબર ૩૩૯૬ સને ૧૮૫૨ તા. ૨૫ જુન) એ કામમાં ફરીઆદી ભિક્ષુક સમસ્ત પંચના આગેવાન શુકલ સંભુરામ કેસવરામ તથા જોશી ભવાનીશંકર ગંગારામ વગેરે હતા, તેઓને દાવાની રકમ

તુલજારામ રણછોડ આપે, એવો સદરઅમીન મોરોબા કાનોબાએ કોર્ટમાં હુકમ કર્યો. તુલજારામે અપીલ નંબર ૯૮ સને ૧૮૫૩ સીનિયર આસિસ્ટંટ જડજ મી. જેમ્સ ગિબ્સની કોર્ટમાં કરી, તેથી સદરઅમીને તા. ૧૨ અપ્રેલ સને ૧૮૫૩ ને રોજ કરેલો ઠરાવ મે. આસિસ્ટંટ જડજ સાહેબે તા. ૧૧ ઓગસ્ટ સને ૧૮૫૩ ને રોજ બહાલ રાખ્યો, અને ભાર્ગવો જીત્યા હતા.

આ દાપાં ક્ષત્રિ તથા તેમના પુરોહિત અને મુસલમાન કોમ શિવાય દરેક વર્ણ પાસે લેવામાં આવે છે. એ કોમ પાછળથી વસેલી તેથી એઓ બાતલ રહી ગયા છે. મુસલમાન રાજ્યકર્તા અને ક્ષત્રિઓ તેઓના રાજ્યમાં કારભાર કરતા હોવાથી અમલને જોરે બ્રાહ્મણોથી તેમની પાસે દાપાં મંગાયાં નહિ. આ વર્ગ શિવાય બીજી વર્ણ જેઓને અડકવાથી સ્નાન કરવું પડે છે, તેઓનું કાંઇ પણ શાસ્ત્રથી લેવાનો બાધ, માટે તેઓને મૂળથીજ બાતલ કર્યા છે. ખ્રિસ્તિ રાજ્યકર્તા હોવાથી તેઓ પણ બાતલ છે.

જે જાતો પાસે દાપાં લેવાય છે, તે જાતનાં નામ તથા તેમની પાસે શુભ-અશુભ પ્રસંગે જે રકમ લેવાય છે, તે નીચે દર્શાવી છે.

## બ્રાહ્મણ.

| વર્ગ. | શુભ પ્રસંગ. | અશુભ પ્રસંગ. | વર્ગ. | શુભ પ્રસંગ. | અશુભ પ્રસંગ. |
|---|---|---|---|---|---|
| | પૈસા | પૈસા | | પૈસા | પૈસા |
| ૧ ઔદિચ્ય બ્રાહ્મણ | ૨૧ાા | ૧૯ | ૧૦ ખેડવા ,, | ૭૬ાા | ૪૧ાા |
| ૨ વાયડા ,, | ૩૭ | ૩૧ | ૧૧ બાજખેડાવાળ ,, | ૭૬ાા | ૪૧ાા |
| ૩ મેવાડા ,, | ૨૬ | ૧૯ | ૧૨ શ્રીગોડ ,, | ૩૪ાા | ૧૯ાા |
| ૪ મોઢ ,, | ૭૬ાા | ૪૧ાા | ૧૩ મંધાચળ ,, | ૭૬ાા | ૪૧ાા |
| ૫ ભિતડાખેડાવાળ ,, | ૪૨ાા | ૨૮ાા | ૧૪ ચોવીશા ,, | ૭૬ાા | ૪૧ાા |
| ૬ નાગર ,, | ૭૬ાા | ૪૧ાા | ૧૫ કંડાળીઆ ,, | ૫૦ | ૩૫ |
| ૭ ખંડાયતા ,, | ૭૬ાા | ૪૧ાા | ૧૬ વડાદરા ,, | ૭૬ાા | ૪૧ાા |
| ૮ દેશાવાળ ,, | ૭૬ાા | ૪૧ાા | ૧૭ દધીચિ ,, | ૭૬ાા | ૪૧ાા |
| ૯ ઝારોળા ,, | ૭૬ાા | ૪૧ાા | ૧૮ દક્ષણી ,, | ૭૬ાા | ૪૧ાા |

| વર્ગ. | શુભ પ્રસંગ | અશુભ પ્રસંગ. |
|---|---|---|
| | પૈસા | પૈસા |
| ૧૯ નાદોરા ,, | ૭૬॥ | ૪૧॥ |
| ૨૦ શ્રીમાળી ,, | ૫૪ | ૨૮ |
| ૨૧ રોઢવાળ ,, | ૭૬॥ | ૪૧॥ |
| ૨૨ રાયકવાડ ,, | ૭૬॥ | ૪૧॥ |
| ૨૩ જાંબુ ,, | ૭૬॥ | ૪૧॥ |
| ૨૪ ઉદંબર ,, | ૮૦ | ૪૫ |
| ૨૫ કપિલ ,, | ૭૬॥ | ૪૧॥ |
| ૨૬ ગોસાંઇજી મહા-રાજ ,, | ૭૬॥ | ૪૧॥ |
| ૨૭ સાચોરા ,, | ૭૬॥ | ૪૧॥ |
| ૨૮ ચોએગોડ ,, | ૭૬॥ | ૨૪ |
| ૨૯ નાગદા ,, | ૭૬॥ | ૪૧॥ |
| ૩૦ પક્ષિવાળ ,, | ૭૬॥ | ૪૧॥ |
| ૩૧ ઉનેવાળ ,, | ૩૩ | ૧૯ |
| ૩૨ ઓરસદા ,, | ૩૩ | ૧૯ |
| ૩૩ સોમપરા ,, | ૭૬॥ | ૪૧॥ |
| ૩૪ ગીરીનારા ,, | ૭૬॥ | ૪૧॥ |
| ૩૫ વાલ્મીક ,, | ૭૬॥ | ૪૧॥ |
| ૩૬ હર્ષોળા ,, | ૭૬॥ | ૨૪ |
| ૩૭ સારસ્વત ,, | ૭૬॥ | ૪૧॥ |
| ૩૮ કરારા ,, | ૭૬॥ | ૪૧॥ |
| ૩૯ ઘડીઆલી ,, | ૩૩ | ૧૯ |
| ૪૦ કાળટીઆ ,, | ૩૩ | ૧૯ |
| ૪૧ શણવી ,, | ૭૬॥ | ૪૧॥ |
| ૪૨ પરભુઅધીજાતના | ૭૬॥ | ૪૧॥ |
| ૪૩ તપોધન ,, | ૩૪॥ | ૧૯॥ |

**દરેક જ્ઞાતિ ઉપર પંચક વિધાનનું દાપું દોઢ પૈસો લેવાય છે.**

## વાણીઆ.

| વર્ગ. | શુભ પ્રસંગ | અશુભ પ્રસંગ. |
|---|---|---|
| ૧ વાયડાદરેકજાતના | ૩૬ | ૨૧ |
| ૨ મોઢ | ૭૬॥ | ૪૧॥ |
| ૩ લાડ-દશા, વીશા તથા પોંચા વગેરે | ૪૨<br>૧૮<br>બદામ | ૨૮॥ |
| ૪ દેશાવાળ | ૯૪ | ૪૧॥ |
| ૫ ખંડાયતા-દશા, વીશા,પોંચા વગેરે | ૯૪ | ૪૧॥ |
| ૬ ઝારોળા | ૯૪ | ૪૧॥ |
| ૭ નાગર | ૯૪ | ૪૧॥ |
| ૮ ચિત્રોડા | ૯૪ | ૪૧॥ |
| ૯ નાદોરા | ૯૪ | ૪૧॥ |
| ૧૦ હર્ષોળા | ૯૪ | ૪૧॥ |
| ૧૧ મેવાડા | ૫૧॥ | ૨૯ |
| ૧૨ કપોળ | ૫૭॥ | ૩૫ |
| ૧૩ ઓસવાળ | ૭॥ | ૦ |
| ૧૪ લાડવા શ્રીમાળી | ૬૬ | ૦ |
| ૧૫ પોરવાડ વીશા શ્રીમાળી શ્રાવક | ૧૫૬॥ | ૩૭॥ |
| ૧૬ દશા પોરવાડ | ૮૦ | ૨૮ |
| ૧૭ શ્રીમાળી વીશા મેશ્રી શ્રાવક | ૭૫॥<br>૧૦૦<br>સોપારી | |
| ૧૮ મારવાડી શ્રાવક | ૬૪॥ | |
| ૧૯ શ્રાવકોના વેહવા ખાતેયજમાનપાસે | ૮૭॥ | |
| ૨૦ દશા શ્રીમાળી પોંચા વગેરે | ૬૬ | ૨૪ |
| ૨૧ મારવાડી-વીશા પોરવાડ | ૨૯॥ | |
| ૨૨ નિમા દશા તથા વીશા શ્રાવક | ૯૮॥<br>૨॥શેર<br>સોપારી | ૪૫ |
| ૨૩ ગુજ્જર વાણીઆ | ૧૭૪ | ૭૧॥ |
| ૨૪ ડીંડુ વાણીઆ | ૧૩૮॥ | ૪૫ |

## લુઆણા ભાટીઆ.

| વર્ગ. | શુભ પ્રસંગ. | અશુભ પ્રસંગ | વર્ગ. | શુભ પ્રસંગ. | અશુભ પ્રસંગ. |
|---|---|---|---|---|---|
| | પૈસા | પૈસા | | પૈસા | પૈસા |
| ૧ લુઆણાભાટીઆ | ૯૪ | ૪૧ા | ૨ ભાટીઆધાકડા | ૫૮ | ૩૧ા |

## સોની.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ ત્રાગડ સોની | ૬૬ | ૨૮ | ૩ હમેલીઆ | ૬૬ | ૩૦ |
| ૨ શ્રીમાળી | ૨૬ | ૨૮ | ૪ મારૂ સોની | ૩૯ા | ૧૨ા |

## ગરાસીઆ વગેરે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ ગરાસીઆ | ૩૫ા | ૧૮ | ૧ ભાવસાર | ૫૯ | ૦ |
| ૧ ક્ષત્રિ | ૫૯ | ૦ | ૧ ચુડગર | ૫૯ | ૦ |

તુઇરામ ઠાકોરની ન્યાતના જે લોકો છે તેઓ પાસે શુભ પ્રસંગે ૩૫ા પૈસા તથા અશુભ પ્રસંગે ૧૮ પૈસા લેવામાં આવે છે. તેમ પૂર્વહિયા પાસે ૩૩ પૈસા શુભના અને ૨૫ા પૈસા અશુભના લે છે. મેવાડા જાતના સુથાર પાસે ૧૯ા પૈસા શુભના ૧૯ા અશુભના લે છે. લેઉવા તથા કડવા કુણબી પાસે ગૃહશાંતિનો ૧ા પૈસો તથા બીજા સર્વ શુભ–અશુભ પદાર્થોના એક એક પદાર્થ દીઠ ત્રણ ત્રણ પૈસા લેવાય છે. પણ પરાંના કુણબી પાસે તો દરેક પ્રસંગના ત્રણ ત્રણ પૈસાજ લે છે. સઘળી જાતના સુથાર, લુવાર, કંદોઇ, ખાત્રી પાસે ગૃહશાંતિનો ૧ા પૈસો તથા બીજે સઘળે પ્રસંગે ત્રણ ત્રણ પૈસા લે છે. લુવાર, અને કંદોઇના અગીઆરમા વખતે ૧ા પૈસો લેવાય છે.

કંસારા, ગોલા, માળી, સાબરીઆ, વણકર, છીપા, ઘાંચી, ગળીઆરા, સગરીઆ, ભાવસાર, મરેઠા, મારવાડી, ખરાદી, હજામ, સરણીઆ, ભોઇ, કુંભાર, પરવાળી, કોળી, ભાલીઆ, દરજી, ધોબી, કાકાપૂરી, કાછીઆ, મોચી વગેરે જાતો પાસેથી દરેક શુભ પ્રસંગના અને અશુભ પ્રસંગના ત્રણ ત્રણ પૈસા લે છે, એટલે દરેક ચૉરીના ત્રણ ત્રણ પૈસા ગણી લે છે. પારસીઓ પાસે પણ લગ્ન પ્રસંગના ત્રણ પૈસા કર લેવાય છે. તેઓ એક ગોખલામાં મૂકે છે. તે તપોધન લઇ જાય છે. બ્રાહ્મણો લેતા નથી.



# પ્રકરણ ૧૫ મું.

## ધાર્મીક કામો.

### લાગા.



સંવત ૧૮૪૫-૪૬ એટલે સને ૧૭૮૯-૯૦ માં જે વખતે લલુભાઇએ સિંધિયા સરકાર પાસેથી ઇજારો રાખ્યો હતો, તે વખતે આ લલુભાઇએ રૂની ગાંસડી, હુંડી તથા બીજી કેટલીએક વસ્તુ ઉપર મહાજન મેળવી વેપારી વર્ગને માથે લાગાનો કર શરૂ કર્યો. વહેપારી વર્ગ આ પ્રસંગે વિશેષ ભાગે વૈષ્ણવો હતા, અને રૂ વગેરે સર્વ ચીજોનો વહેપાર વાણીઆજ મુખ્યત્વે કરીને કરતા હતા, તેથી તેઓએ ધર્માદામાં આપવું એવું સમજી કબુલ કરેલું. વાણીઆઓનો સરકારી દરબારી કામમાં તેમજ વહેપારમાં પોબાર ચાલતો હતો, તેથી તેમની શરમથી બીજી કોમના વહે-પારી પણ એમની સાથે દાખલ થયા અને તેઓ પણ લાગો આ-પવા લાગ્યા, કે જે આજ લગી તેઓ આપ્યા કરે છે.

એ લાગા કાઢવાનું ખાસ કારણ એ હતું, કે તે અરસામાં શ્રીજી મંદિર સ્થાપન થયું, પાંજરાપોળ નીકળી, કેટલાંએક નવાં વૈષ્ણવ સંપ્રદાયનાં મંદિરો થયાં, તેનો ખરચ શી રીતે પુરો પડે, એ વિચારથી લલુભાઇએ આ ધર્માદા ખાતું કાઢયું. એ લાગા જે ગોસાંઇજી મહારાજનાં સાત સ્વરૂપ કહેવાય છે તેને પણ આપવા ઠરાવ થયો. એ સાત સ્વરૂપ (૧) શ્રીવિઠ્ઠલેશજી (૨) શ્રીમથુરેશજી (૩) શ્રીગોકુળચંદ્રમાજી (૪) શ્રીનાથજી (૫)

શ્રીમદનમોહનજી (૬) શ્રીદ્વારિકાનાથજી (૭) શ્રીનવનીતપ્રિયાજી છે, ત્યાંના મંદિરોમાં આજ પર્યંત મોલકવામાં આવે છે. આ સાત સ્વરૂપના લાગાનો હિસાબ જુદો રખાય છે. એ લાગાનાં એકઠાં થયેલાં નાણુંવડે અત્રેના વૈષ્ણવ વહેપારી હરગોવન ત્રીકમજીએ ચકલામાંથી ભોઇવાડા તરફ જતાં ડાબા હાથપર લલુભાઇના મકાનથી ત્રીજું જે મકાન છે તે બંધાવ્યું છે, ત્યાં જે ગોસાંઇજી મહારાજો અત્રે પધારે છે તે ઉતારો કરે છે. એ મંદિરોનો લાગો દરેક જગ્યાએ પહોંચાડાય છે.

આ લાગા શ્રીજી મંદિરમાં, નરનારાયણ મંદિરમાં, વલ્લવભટના મંદિરમાં, ખાખચોકવાળા મંદિરમાં, ગંગારામભાઇવાળા મંદિરમાં, પાંજરાપોળ વગેરે જગ્યાઓએ અપાય છે. શ્રીજી મંદિરને એક રૂપીએ બે આના લાગો આપે છે, એટલે એક રૂપીઓ લાગો આવ્યો હોય તો તેમાંથી એ મંદિરનો ફાળો બે આના અપાય છે. બીજાં મંદિરોમાં વહેંચાતી અમુક રકમ અપાય છે.

આ લાગા વિષે સને ૧૮૭૪ સંવત ૧૯૩૦ માં અંગ્રેજ વહેપારીઓએ વાંધો લીધો અને આપવાને ચોખ્ખી ના પાડી, તેથી દિવાની કોર્ટમાં ફરીઆદ મંડાઇ. હાઇકોર્ટ સુધી મંદિરવાળાઓએ દાદ માગી, પણ તે કોર્ટે એ મંદિરવાળા સામું ફેંસલો આપ્યો. આથી આખી હિંદુ પ્રજાનો ઘણોખરો ભાગ ના ઉમેદ થઇ ગયો. ફરી વહેપારીઓએ તથા મહાજનના શેઠીઆઓએ સંવત ૧૯૩૩ માં અથવા ૧૯૩૪ માં ભેગા થઇ, અંગ્રેજ વહેપારીઓને સમજાવ્યા, લીધી તેથી એ લાગો હજુ સુધી જારીજ છે.

## પાંજરાપોળ.

શહેરમાં જનાવરોની પાંજરાપોળ છે. તેમાં લૂલાં, લંગડાં, ઘરડાં તથા અશક્ત જાનવરો રાખવામાં આવે છે. માંસાહારી જનાવરોને દાખલ કરતા નથી, તેમ ગધેડાંઓને બનતા સુધી દાખલ કરતા નથી. જે જનાવરોને પાંજરાપોળમાં દાખલ કર્યાં હોય છે તેઓ સારવાર થવાથી કામમાં આવવા જેવાં થાય છે તો પણ તેમને વેચતા નથી, પણ ફક્ત પાંજરાપોળનાજ કામમાં વાપરે છે. આ પાંજરાપોળ સને ૧૭૯૦ માં લલુભાઇએ પોતાના

અમલમાં ઉઘાડી હતી, એટલે એ વિષેનું માન એ ગૃહસ્થને ઘટે છે; તેમ જે લાગો પાંજરાપોળમાં અપાય છે તે પણ એનાજ રૂડાં-વાનાનું ફળ છે.

પાંજરાપોળ બાબત જે લાગો અપાય છે, તે નીચે પ્રમાણે છે.

૧ અનાજની આવકે કળશી એકે રૂા. ૦—૦—૬.

૨ એજન જાવકે એજન રૂા. ૦—૧—૦.

૩ મહુડાં બહાર ગામ જાય ત્યારે કળશી એકે રૂા. ૦-૧-૦.

૪ દીવેલનો ખોળ બહાર ગામ જાય ત્યારે કળશી એકે રૂા. ૦—૧—૦.

૫ રૂની ગાંસડી એકે રૂા. ૦—૭—૩ સાત આના ત્રણ પઇ બધા લાગાના થાય છે, તે મધે રૂપીએ રૂા. ૦—૨—૦ સાત મંદિરમાં અપાય છે.

એ લાગામાંથી પાંજરાપોળનો લાગો નીચે પ્રમાણે અપાય છે.

૧ અંકલેસરની ગાંસડી એકે રૂા. ૦—૦—૬, ભરૂચ અને ચમારગામની ગાંસડી એકે રૂા. ૦—૦—૬, પાલેજની ગાંસડી એકે રૂા. ૦—૦—૯ મીઆંગામ તથા ઇટોલાની ગાંસડી એકે રૂા. ૦—૨—૦.

હવે જે ગાંસડી ભરૂચમાંજ તોળાઇ હોય, તે દરેક ગાંસડી એ રામ એક લેખે અને બહાર ગામ તોળાઇ હોય તે ઉપર રામ બે લેખે લાગો લેવાય છે.

પાંજરાપોળનો ખરચ રૂા. ૫૦૦૦ ઉપરાંત થાય છે, તેથી લાગાની રકમથી પુરૂં થાય છે એમ નથી. લાગાનાં તો ફકત રૂપીઆ ત્રણ અને ચાર હજારની વચ્ચે ઉત્પન્ન થાય છે. સને ૧૮૭૫ માં રૂા. ૩૭૦૦ આવ્યા હતા. રૂા. ૫૦૦ મુંબઇની પાં-જરાપોળમાંથી આવે છે. તેમ જનાવરોની દાખલ કરવાની ફી જે દર જનાવરે રૂા. ૧—૪—૦ સવા લેવાય છે, તેની ઉપજ રૂા. ૮૦૦ સુધી થાય છે. ઘાસ, દાણો, ખોળ, કપાસ એ તો ધર્મિષ્ઠ લોકો મફત મોકલાવે છે. વખતે આવક કરતાં ખરચ વધી જાય તો ઉઘરાણું કરી ખરચ નભાવે છે.

પાંજરાપોળનું કામ ચલાવવા ટ્રસ્ટીઓ નિમાયા છે, તેઓજ વહિવટ કરે છે અને દેખરેખ રાખે છે. કોઇ પણ જનાવર માંદું

દાખલ કર્યું હોય તો સારૂં થતાં સુધી તેની સારી રીતે સારવાર કરાય છે. આટલી કાળજીથી સારવાર કરતાં છતાં પણ જો જનાવર સારૂં ન થતાં ગુજરી જાય તો તેને દટાવે છે, અને એ દટામણી ખરચ જે રૂા. ૧—૪—૦ દાખલ ફી લેવાય છે તેમાંથી ઉધરે છે. એ દાખલ ફી ફક્ત દટામણી સારૂજ લેવાય છે.

પક્ષીઓ અને મરઘાં–કુકડાંને દાખલ કરે છે, પણ તેમની દાખલ ફી લેવાતી નથી.

સને ૧૮૭૫ માં પાંજરાપોળમાં ૨૩૯ જનાવરો હતાં. તેમાં ૪ ઘોડા, ૨૬ ગાય, ૩૪ વાછરડાં, ૫૫ બળદ, ૭ આખલા, ૪૩ ભેંસો, ૧ ઊંટ, ૨૨ બકરાં અને ૩૭ મરઘાં–કુકડાં વગેરે પક્ષીઓ હતાં. તેઓને રોજની ૧૭૮૦ પુળી ઘાસનાં તથા એક મણ અનાજ ખાવાને જોઇતું હતું. જે જાનવરોથી માંદગીના કારણથી ઘાસ કે અનાજ ખાઇ શકાતું નહિ હતું, તેઓને કુલેર એટલે બાજરીના લોટમાં ગોળ, ઘી ભેળી ખવાડતા હતા. તે સાલ રૂા. ૫૩૦૦ ઉપરાંત ખરચ થયો હતો.

સંવત ૧૯૬૫ ના જેઠ માસમાં એટલે સને ૧૯૦૯ ના જુન મહિનામાં પાંજરાપોળમાં ૨૭૪ જાનવરો તથા ૫ મરઘાં કુકડાં મળી ૨૭૯ હતાં. તેમાં ૭૪ બળદ, ૩૬ ગાયો, ૩૫ વાછરડીઓ, ૪૩ વાછરડા, ૨૨ આખલા, ૭ ભેંસો, ૪૦ પાડા, ૧ પાડી, ૪ ઘોડા, ૧ ગધેડી, ૯ બકરા ૨ બકરીઓ, ૨ મરઘા, ૧ મરઘી, ૩ મરઘીનાં બચ્ચાં હતાં. આ સાલ એક ગધેડી જોવામાં આવી.

આ જોતાં હાલ જાનવરોની સંખ્યા વિશેષ જોવામાં આવે છે તો ખરચ પણ વિશેષ થાય એમાં નવાઇ નહિ.

## શ્રી ભૃગુપૂર હિંદુ અનાથાશ્રમ.

આ નર્મદાતીર્થના પ્રાચીન નગર ભૃગુપૂરમાં દશાશ્વમેધ નામે પ્રસિદ્ધ અને પવિત્ર જગ્યાએ સને ૧૮૯૮ માં સ્વામી શ્રી જ્ઞાનાનંદજીએ દેશાટણ કરતાં કરતાં આવી નિવાસ કર્યો. થોડા સમયમાં અત્રેના આબરૂદાર અને આગળ પડતા હિંદુ ગૃહસ્થોને તેમના ઉંચા પ્રકારના જ્ઞાન વિષે ખબર પડી, આથી તેઓ મહારાજ શ્રીને ઉતારે જવા લાગ્યા. જ્ઞાનનો ભંડાર એવા એ સ્વામી-

એ ગૃહસ્થોના આગ્રહથી ગીતાજીના પુસ્તક ઉપર વિવેચન કરવાનું શરૂ કર્યું. આ પુસ્તક પૂર્ણ થયું અને શ્રોતાઓને બીજું પુસ્તક સાંભળવાની અભિલાષા થવાથી યોગવાસિષ્ઠ વાંચવા માંડયું. ત્રણ ચાર વરસે એ પણ પુરૂં થયું, ત્યારે "પાતંજલી યોગદર્શન" શરૂ કર્યું. સાધુ, સંન્યાસી, અતીત, અભ્યાગતમાં કેટલાએક ધર્મ સંબંધી ઉંચુ જ્ઞાન મેળવી હિંદુ ધર્મ કાયમ રાખવા પોતાના દેહને શું નુકશાન થશે તેનો વિચાર મનમાં આણતાજ નથી, અને કોઇ પણ પ્રકારે બોધ કર્યાથી પ્રાચીન હિંદુ ધર્મમાં ખલેલ ન પેસે તે માટે પોતાની જાત મહેનતથી અને વિદ્યાથી લોકોને ઉપદેશ આપે છે. એઓની ગણત્રિમાં લેવા લાયક આ જ્ઞાનાનંદજી સ્વામી શેઠજીની હવેલીમાં એક પ્રસંગે એ "પાતંજલી યોગદર્શન" વાંચતા હતા, ત્યારે અનાથ આશ્રમ ભરૂચમાં સ્થાપન કરવાની ચર્ચા ઉઠી. સ્વામી શ્રીના સમાગમથી અને તેમના બોધથી શ્રોતાઓ ધર્મના સંસ્કારી થવાથી તેમના મનમાં આ વાત ઉતરી, તથા શહેરમાં એ બાબત ચર્ચાયાથી પ્રજાની નિધામાં આવું એક આશ્રમ આ શહેરમાં થાય તો વધારે સારૂં એવું આવ્યું.

આ ઉપરથી સર્વ મતાનુસારે એક સભા ભરાઇ, એમાં અનાથ આશ્રમ સ્થાપવું એવો નિર્ણય થવાથી લોકોમાં ઉઘરાણું ચાલ્યું. ભરૂચ શહેરમાં કોઇ પણ ટેહેલ નાખે છે, તેને તેના મન ગમતાં નાણાં મળે છે અને ટેહેલીઆઓ પ્રસન્ન થઇ ભરૂચ છોડે છે ( કારણ કે ભાગ્યાનું ભરૂચ એ કહેવત છે ) તો આ કાર્ય તો એવાને આપ્યા કરતાં વિશેષ પુણ્યનું કામ છે, એમ સમજી પ્રજાએ ટપોટપ દર વરસે પોતાની શકિત પ્રમાણે નભી શકાય એવી અમુક રકમ ઉઘરાણાની યાદીમાં ભરવા માંડી. ટુંક મુદતમાં રૂા. ૮૦૦) ભરાયાથી તા. ૬ ઠી ફેબ્રુઆરી સને ૧૯૦૮ સંવત ૧૯૬૪ ના મહા શુદ ૫ વસંતપંચમીને દિવસે ભરૂચ શહેરમાં અનાથ આશ્રમ સ્થાપન કરવામાં આવ્યું. આશ્રમ બાબતના નિયમો પણ ઘડાયા. ભરૂચ જીલ્લામાં તથા બીજી જગ્યાએ પણ ઉઘરાણાં ચાલુ થયાં. લોકો હજુ ભર્યા જાય છે. કેટલાએક સખી ગૃહસ્થો નાણાની મોટી રકમો પણ આપે છે, કેટલાએક અનાજ તેમ વાસણો પણ આપે છે, તેથી હવે આ પાંચ વરસની ઉમ્મરે પહોંચેલું આશ્રમ ધમધોકાર ચાલે છે. આ આશ્રમમાં સ્વામી

શ્રીને પ્રમુખસ્થાન આપ્યું છે, અને બીજા એ કામમાં આગ્રહી છે તેમને ઉપપ્રમુખ, મંત્રી, તંત્રી વગેરે નિમ્યા છે. તેઓ તન, મનથી કામ કરતા જણાય છે. રસોઇઆ, નોકરો, ગુમાસ્તા પણ એ કામમાં રાખેલા છે અને તેથી છોકરાઓને તેમના ઘર કરતાં વધારે સુખ મળતું હોય એમ જણાય છે. હાલ આશરે રૂા. ૩૫૦૦) સુધી શિલક થઇ છે. એ રકમમાં રૂા. ૧૦૦૦) લાહોરના પ્રખ્યાત દેશી લાલા લજપતરાય તરફથી મળ્યા છે.

ઇનસાફ ખાતર કહેવું જોઇએ કે જે ગૃહસ્થો આ કામમાં વિશેષ કાળજી રાખી આ આશ્રમમાં કામ કર્યા જાય છે, તેઓને ધન્યવાદ ઘટે છે. આશ્રમ ઝાડેસરી દરવાજે ઉતરતાં એક બાવાના મંદિરના એક ભાગમાં છે, ત્યાં મારૂં ઘણુંખરૂ રોજ જવું થાય છે ત્યારે એ કામનું વિશેષ હિત જાળવતા, સ્વામી શ્રી જ્ઞાનાનંદજી મહારાજ, રાજેશ્રી ચિમનલાલ હરદેરામ, ઠાકોરલાલ માણેકલાલ ભગત, વકીલ મણિલાલ મોતિલાલ, શુકલ લિલાધર રામચંદ્ર વગેરે જોવામાં આવે છે. આ ગૃહસ્થો અનાથ આશ્રમનું કામ જાણે પોતાના ઘરનુંજ કામ છે તેવું સમજી કર્યા જાય છે, એ ખુશી થવા જેવું છે, તથા તેમને શાબાશી આપવા જેવું છે.

આ આશ્રમમાં અઢાર વરસની અંદરના છોકરા અને ૧૨ વરસની અંદરની છોકરીઓ જેઓનાં માબાપ ગુજરી જવાથી પોતાનો ગુજારો કરવાને અશક્ત થઇ પડયાં છે, અને જેઓનો બીજો કોઇ પાલણ કરનાર નથી, તેવાંને તથા જે બાળક અથવા બાળકીનાં માબાપ અથવા તેમાંથી એક હયાત છતાં તેઓ તેનું ગુજરાન કરવાને કેવળ અશક્ત સ્થિતિમાં આવી પડયા હોય, તેવાં બાળક તથા બાળકીને દાખલ કરવામાં આવે છે.

બાળકોને ધર્મનું શિક્ષણ અપાય છે. નિશાળે કેળવણી માટે દરરોજ મોકલે છે. તોફાની અગર કુચાલનાને કાઢી મૂકવામાં આવે છે. અઢાર વરસ પૂરાં થયે અગર તે દરમ્યાન પોતાનો ધંધો લઇ ઉઠે એવાઓને રજા આપવામાં આવે છે. કોઇ બાળકને તેનો સગો પોતાને ત્યાં રાખવા માગતો હોય તો તેના સગપણ વિષે તજવીજ કરીને તથા તે લઇ જનાર સખસ તેનું પાલણ પોષણ કરી શકશે એવી ખાત્રી થયાથી તે બાળકને તેના લઇ

જનાર સગા પાસે અમુક રકમ લઇ સોંપવામાં આવે છે, તેમ બાળકથી અઢાર વરસની ઉમ્મર પુરી થયા શિવાય અથવા તે પહેલાં કાંઈ ધંધે લાગ્યા શિવાય આશ્રમ છોડાતું નથી.

સને ૧૯૦૯ ની સાલ પુરી થતાં આશ્રમમાં ૧૮ છોકરા હતા, બાળકીઓ નહતી. ખરચ રૂ. ૧૧૧૧–૧૧–૯ થયો હતો અને આવક રોકડ રૂ. ૩૬૩૯–૧૪–૬ થઇ હતી, તથા કુલ દાળ, ચોખા તથા ઘઉં વગેરે મળી મણ ૧૦૦ અનાજ પણ દયાળુઓએ મોકલ્યું હતું.

મારે એટલું તો કહેવું જોઇએ કે જો આ સ્વામીજી શ્રી જ્ઞાનાનંદજી મહારાજ ભરૂચમાં પધાર્યા નહિ હોત અને તેમનો આ કાર્યમાં આગ્રહ, મહેનત, તે પણ તન અને મનની, નહિ હોત તો હું ધારતો નથી કે ભરૂચ શહેરમાં કોઇ પણ ગૃહસ્થની નજરમાં આવું ધર્મ સંબંધી કાર્યનું આશ્રમ સ્થાપવાનું આવત. એઓનો શહેરપર મોટો ઉપકાર થયો છે. પોતાના ભેખને તથા વિદ્યાને આથી દીપાવી આપ્યાં છે. વરસ આખરે શિલક રૂ. ૩૨૬૭–૨–૮ ગઇ સાલની શિલક રૂ. ૭૩૯ અંદર લેતાં હતી.

## સદાવ્રતો.

પહેલાં હકુમતરાય દેસાઇના વખત સુધી દેસાઇજીની હવેલીમાં સદાવ્રત અભ્યાગત–મુસાફરોને અપાતું હતું. કલ્યાણરાયજીના વખતમાં કેટલીએક મુદત સુધી અપાયું; તે પછી બંધ પડયું છે.

મહાજન તરફથી હાલ અભ્યાગત તથા મુસાફરોને સદાવ્રત અપાય છે, તેમજ પ્રાણુલાલ ત્રિભોવનદાસ ચોકશીને ત્યાં દરરોજ બાર માણસને સદાવ્રત અપાય છે.

સોમનાથ મહાદેવની પાસેની ધર્મશાળામાં દંડી સ્વામીઓનો આશ્રમ છે, ત્યાં દંડી સ્વામીઓ આવી ઉતારો કરે છે. તેઓને તેઓ ભરૂચમાં રહે ત્યાં સુધી દરરોજ ખેડાવાળ બ્રાહ્મણો તરફથી ભોજન અપાય છે. એ બાબત એ ન્યાતના ગૃહસ્થોએ એક ફંડ કર્યું છે, તેમાંથી એ ખરચ ચાલે છે.

ક્ષત્રિમાં અનુપરામ નવાબની સ્વર્ગવાસી સ્ત્રીના ફંડમાંથી પરિક્રમાવાસીઓને એક દિવસનું સીધું અપાય છે. નર્મદા પરિક્રમાવાસી ચોમાસામાં ભરૂચમાં સ્થાયી થાય તો તેઓને ધર્મિષ્ઠ

લોકો ભોજન આપતા જણાય છે. ભરૂચમાં અતીત અભ્યાગતને ગમે ત્યાં ભોજન મળી શકે છે. ભરૂચમાં એવા માણસો ક્વચિતજ અન્ન પાણી વગરનાં રહે છે. ભરૂચમાં હજુ ધર્મ રહ્યો છે, ગિરધરલાલ વકીલ એવાઓને ભોજન આપવામાં સારી ઉદારતા વાપરતા હતા. ભાડભુતની સને ૧૮૯૦ ની જાત્રા વખતે એવાઓને ભોજન આપવાનો તેને રૂા. ૧૦,૦૦૦) ઉપરાંત ખરચ થયો હતો. કિશોરદાસ વકીલ તથા ઉત્તમરામ મલજી વકીલ પણ પ્રસંગોપાત એવી ઉદારતા જણાવતા હતા. બાપનો કેટલોએક રીવાજ અંબાશંકર ઉર્ફે છોટુભાઇ મલજીએ કાયમ રાખ્યો છે.

પારસી તથા મુસલમાનનાં ધર્મ સ્થાનો જુદાં છે, તેઓ તેઓના ધર્મને અનુસરી ધર્મ કર્યા જાય છે.

## વારા અને બીજાં ધર્માદા કામો.

ગાંધી, કણીઆ, તંબાકુની દુકાન માંડનાર વગેરે ધંધાર્થીઓ મહિનામાં અમુક દિવસે વારાની ઉછળામણી કરે છે. તેમાં જે વધારે રકમે વારો રાખે તેજ તે અમુક દિવસે દુકાન ખુલ્લી રાખી શકે છે. બીજાઓને દુકાન ખોલવાનો અધિકાર હોતો નથી. આવા વારાઓ દરેક બજાર અથવા હાટે થાય છે. તેમાં જે રકમ આવે તેની પાણીની પરબો મંડાય છે, અથવા બીજાં ધર્માદા કામમાં એ એકઠાં થએલાં નાણાં વપરાય છે. આ રીવાજ હજુ જારી છે. દર મહિનાની શુદ ૧૧ ને રોજ વારો હોય છે.

પહેલાં કોઇ કડીઓ, સુથાર અગર નાણાવટી બને, તો તેની પાસેથી રૂા. ૨૦ થી ૩૦ સુધીની રકમ લેવામાં આવતી હતી, અને તે દરેક નવો કોઇ પણ ધંધામાં પેસે, તેની પાસે તે ધંધો કરનારા લેતા હતા. એ રકમથી પરબો વગેરે મંડાતી તથા વધારો પડે તેમાંથી તે ધંધાવાળા કોઇ દેવના નામથી ઉજાણી કરતા હતા. આ રીવાજ સને ૧૮૬૪–૬૫ સુધી જોવામાં આવતો હતો. હવે એ રીવાજ જણાતો નથી. બાપ ગુજરી જાય અને તેનો દીકરો તેની દુકાનમાં અગર બાપનોજ ધંધો કરતો હોય તેની પાસે એ કર લેવાતો નહિ હતો.





# પ્રકરણ ૧૬ મું.



## ધર્મશાળાઓ.



ઝાડેસરી દરવાજા તરફ એટલે શહેરના પૂર્વ ભાગ તરફ જે ધર્મશાળાઓ આવી છે, તેમાં અતીત અભ્યાગત આવી મુકામ કરે છે. દશાશ્વમેધના ઘાટ ઉપર લલુભાઇની ધર્મશાળા, જે હાલ ભરૂચના મોઢ વાણીઆ રાજેશ્રી અમરતલાલ મોતિલાલે સારો ખરચ કરી દુરસ્ત કરાવી છે તે, તેની સામું શેઠજીની અથવા મહાજનની ધર્મશાળા, કાંઠા ઉપર ગણપતિનું મંદિર છે ત્યાંની ધર્મશાળા, કરસનદાસ મુનશીની ધર્મશાળા, મલજીવાળા મહાદેવની ધર્મશાળા, અંબાજીમાં વકીલ સાકરલાલ શંભુલાલે બંધાવેલી ધર્મશાળા, ગણુપતિવાળી ધર્મશાળા, ગણુપતિની સામુંની ધર્મશાળા, એ ધર્મશાળાઓ અતીત, અભ્યાગત તથા મુસાફરોને ઉતારો કરવા કામ લાગે છે. એક મુંબઇના વાણીઆએ બંધાવેલી ધર્મશાળા છે, તે ડાઘુઓના ઉપયોગમાં આવે છે. પિંગળનાથની ધર્મશાળા જે અસલના વખતમાં ગાયકવાડે અને પાછળથી દયાળ માળવી નામના એક અફીણના મોટા વહેપારીએ બંધાવેલી, તેની પેઢી ભરૂચમાંથી ઉઠયાથી તેના એક ક્ષત્રિ તથા મોઢ વાણીઆ ગુમાસ્તા હોવાથી તેમણે માલકીપણું રાખેલું, તે હાલ પાયમાલ થઇ ગઇ છે. તેની ખુલ્લી જગ્યાનો ભરૂચના ક્ષત્રિ ભોગીલાલ ઘેલાભાઇ તથા વિજભુખણદાસ જુગલદાસ મોઢ વાણીઆ હક ધરાવે છે, તે ધર્મશાળા પાછી કોઇ બંધાવે તો નદીને

કાંઠે શોભા આપી રહે અને મુસાફરોને કામ લાગે, નથુ થોભણ વાળી ધર્મશાળાને એટલે મુસાફરો મુકામ કરે છે, સ્વામીનારાયણના મોટા મકાનમાં તે ધર્મ પાળનારાને ઉતારો મળે છે, ભૃગુ ઋષિની ધર્મશાળા પણ અભ્યાગતોને કામ લાગે છે, સોમનાથનાં ધર્મશાળામાં દંડી સ્વામીઓ રહે છે. ખાખચોકના સામું પણ અતીતો ઉતારો લેતા જણાય છે. બહારની ઉનાઇમાં પ્રેમનાથ મહાદેવની ધર્મશાળા છે, તેમ શહેરમાં માંહેની ઉનાઇના મહાદેવની તથા ભાગાકોટ ઉપર બટુકરામ નામના ગૃહસ્થની મહાદેવવાળી ધર્મશાળાઓ પણ અતીતોને કામ લાગે છે.

સ્ટેશન તરફ શહેરના ઉત્તર ભાગે સ્ટેશન આગળ એક પારસીએ બંધાવેલી ધર્મશાળા છે, તેમાં સાહેબ લોકો તથા બીજા અધિકારીઓ ઉતારો લેછે. સિંધવાઇ માતાના દહેરાની આસપાસ ચારેક ધર્મશાળાઓ છે, ત્યાં બ્રહ્મભોજન થાય છે, અગર માતાએ રોટલા ખાવા લોકો જાય છે, ત્યારે તેનો ઉપયોગ થાય છે. બહેચરાજીમાં પણ એક નહાની ધર્મશાળા છે, ત્યાં પણ અભ્યાગતો ઉતરેલા જણાય છે. પુરજા ઉપર અસલના વખતથી એક મોટી ધર્મશાળા છે, ત્યાં પહેલાં ઘણા ઉતારૂઓ મુકામ :કરતા હતા. તે ધર્મશાળા હાલ કોઇ પારસીના કબજામાં છે, ત્યાં કોઇ ઉતરતું જણાતું નથી. વેજલપોરમાં કામનાથ મહાદેવની ધર્મશાળા પણ અતીતોના ઉપયોગમાં આવે છે. બાવાઓનાં મંદિરોમાં પણ સાધુ સંત ઉતરે છે.

પારસી લોકોની તબીએત સુધારવા ભરૂચના ધનજીશા દાકટરે એક સેનીટેરીઅમ બંધાવ્યું છે, ત્યાં માંદાં માણસો કોઇ પ્રસંગે તબીએત સુધારવા રહેલાં જણાય છે.

મુસલમાન મુસાફરો, ફકીરો પહેલાં બાવારેન, પીરછત્તર, જુમ્મામસજીદ વગેરે જગ્યાએ ઉતારો લેતા હતા. હવે કેટલાએક એવા સખસો મસજીદોમાંજ ઉતારો લેતા જણાય છે. મસજીદો જયાં જયાં મુસલમાનોની વસ્તી હોય છે, ત્યાં નજીકમાં એક એક નમાઝ પઢવા સારૂ હોય છે.

સરકાર તરફથી પણ એક મુસાફરી બંગલો માતરીઆ તળાવ તરફ બંધાવેલો છે, ત્યાં અંગ્રેજ મુસાફરો મુકામ કરે છે.





# પ્રકરણ ૧૭ મું



## યજ્ઞો.



જ્યારે કોઇ નવું ઘર બાંધે છે, ત્યારે પોતાની શક્તિ પ્રમાણે નવા ઘરનું વાસ્તુ કરી બ્રહ્મ ભોજન કરે છે, તે તો સર્વની જાણમાં છે હવે આ ભૃગુપૂર તો એક મોટું શહેર વસ્યું તો તેનું વાસ્તુ થાય એમાં નવાઇ શું ? તેમ એ વાસ્તુ શાસ્ત્ર આધારે થાય એમાં કાંઈ નવાઇ જેવું નહિ. આ વિચારથી શ્રી ભૃગુ ઋષિ મહારાજે શહેરનું વાસ્તુ કરવા એક યજ્ઞ આરંભ્યો.

ચારે વેદના બ્રાહ્મણો તો સાથે હતાજ, તેમ બીજા પંડિતોને તથા ઋષિઓને ઠામ ઠામથી બોલાવવા આમંત્રણ મોકલવાથી તેઓ પણ શ્રી ભૃગુ ઋષિ મહારાજના માન ખાતર અત્રે એકઠા થયા હશેજ.

શરૂઆતમાં નર્મદા પેલી તરફ હોવાથી, નદી પાસે પડે માટે હાલ જ્યાં નાગલ ગામ છે, ત્યાં યજ્ઞને માટે જગ્યા પસંદ કરી ને ત્યાંજ મોટો યજ્ઞ કર્યો. એ યજ્ઞમાં કેટલા બ્રાહ્મણો કામે લાગ્યા હશે, કેટલા અને કયા કયા ઋષિઓ પધાર્યા હશે તે જાણવાનું સાધન તો નથી, પણ એ ગામ આગળ જે વિભૂતિનો ટેકરી જેવો ઢગ છે તેથી ખાતરી થાય છે કે હજારો માણસો એકઠાં થયાં હશે એમાં કાંઇ શક નહિ.

ભરૂચના બ્રાહ્મણો નાગલ ગામના યજ્ઞની વિભૂતિ ( ભસ્મ )

વિશેષે કરી વાપરે છે, કારણ તે ઘણી પવિત્ર ગણાય છે અને અગ્નિહોત્રીની ભસ્મ કરતાં સફેદાઇમાં ચઢે છે. વામન, પરશુરામ, રામ અને કૃષ્ણ અવતારો થયા, ત્યાર પહેલાં પણ કેટલાંએક વરસો ઉપર આ યજ્ઞ થયેલો, છતાં ભસ્મ ખુટતીજ નથી અને બલકે દુનિયાના અંત સુધી ખુટે એવો સંભવ પણ જણાતો નથી.

વળી મારે એ બાબતમાં વધારે જણાવવાની જરૂર છે કે કોઇક ભાગ્યશાળી નરોને તે વખતનાં એ ટેકરામાં દટાયલાં ત્રાંબા પીત્તળનાં પાત્ર, આચમનીઓ, તથા નાણાં પણ હાથ આવે છે. આવી વસ્તુઓને તેઓ ખાસ સંગ્રહી રાખે છે અને જોવા માગે તેને બતાવે પણ છે; તેમ ઘણી મગરૂરીથી કહે છે કે આ વસ્તુ નાગલ આગળથી વિભૂતિ ખોદતાં અમને જડી છે. આ નાણાંમાંનું એક ત્રાંબાનું નાણું, કે જે તે વખતના ચલણનો પૈસો હશે એમ સંભવે છે, તે પૈસો મેં નજરે જોયો તો હાલના પૈસા જેવડો, પણ નીચેથી તદ્દન ચપટો, તેમ એક કોરણથી હુંમસોને ઉપલી બાજુમાં કેટલીએક આડી ઉભી એક બીજી લીટીને છેદેલી માડવા આકારની, જેના વચલા ખુણામાં એક ઘોડા આકારના મ્હોઢા જેવો ડબકો પડેલો છે. એ પૈસો અત્રેના રહેનાર વકીલ જેઠાભાઇ કાલીદાસે પોતાના ઘરમાં પૂજામાં મુકેલો મને ઘણા ભાવ અને ઉલ્લાસથી બતાવ્યો અને તે એમ ચોખ્ખું મગરૂરી સાથે કહીને કે આ પૈસો તેમના બાપને નાગલ ગામનો વિભૂતિ ખોદતાં જડયો છે અને એ પૈસો તેમના ઘરમાં આવ્યા પછી તેઓની સ્થિતિમાં સુધારો થયો છે.

શ્રી ભૃગુ ઋષિ મહારાજની સહાયતાથી જયારે નર્મદા નદી હાલની જગ્યાએ આવ્યાં, ત્યારે આ ટેકરી શ્રી લક્ષ્મીજી પાસેથી તેમના આશ્રિતોને વસવા માગી લીધી, પછી તેઓ આ ટેકરી ઉપર વસ્યા ત્યારે આ ટેકરીનું વાસ્તુ કરવા એક બીજો યજ્ઞ આરંભ્યો.

આ યજ્ઞ હાલ જ્યાં નવચોકીનો ઘાટ છે, ત્યાં નવ ચૉરી કરી તથા કુંડો કરી આરંભ્યો હતો. એ યજ્ઞમાં એક ઘોડાને હોમવાનો હતો. એ ઘોડો આગલે અવતારે જૈન ધર્મના એક મહા પુરૂષનો મિત્ર હોવાથી અને તે મહા પુરૂષ ત્રિકાળ જ્ઞાની હોવાથી તેમને ખબર પડી, તેથી તેને બચાવવા તેઓ અત્રે આવ્યા અને તે ઘોડાને જીવથી ઉગાર્યો, તેને બદલે ઘોડો બીજો હોમાયો.

આ હકીકત જૈન ધર્મનાં પુસ્તકોમાંથી જડી આવી છે એવું અત્રેના શ્રાવક ગૃહસ્થ અનુપચંદ મલુકચંદે મને કહેલું, તે ઉપરથી લખ્યું છે.

આ યજ્ઞ વખતે શ્રી વિષ્ણુ ભગવાન પધારેલા તેઓએ પોતાનું સ્થાન હાલના ભાગાકોટના ઓવારા આગળ કર્યું હતું. ભગવાને એ જગ્યાએ સ્થાન કર્યું, તેથી એ ઓવારાને "નરનારાયણતીર્થ" કહે છે.

આ મુજબના બે યજ્ઞો શ્રી ભૃગુ ઋષિ મહારાજે આ દેવ સમાન ભૂમિ ઉપર પોતાની જાતે કર્યા છે. હવે જ્યારે આ યજ્ઞો થયા હશે ત્યારે કેવી અને કેટલી ધામધૂમ થઇ હશે, વેદાધ્યયનની ધૂન કેવી મચી રહી હશે તેનો ખ્યાલ આવી શકતો નથી, છતાં એમતો કહેવાને અડચણ નથી કે યજ્ઞને માટે કુંડ પણ મોટા કરવા પડયા હશે, તેમાં ઘી, દૂધ, દહીં, તલ, જવ, સમિધ વગેરે જે હોમાયાં હશે, તેના ધુમાડા ગગનને પહોંચ્યા હશે એમાં નવાઇ નહિ.

દશ અશ્વમેધ—કશ્યપ નામે એક મોટા ઋષિ થઇ ગયા, તેની સ્ત્રીને પેટે હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ એવા બે દૈત્ય પુત્રો પેદા થયા. તે પુત્રો ઘણાજ જુલમી હતા, દેવ લોકોને દુઃખ દેતા હતા અને ઇશ્વર પોતેજ પેદા થયા છે, માટે ઇશ્વર ભક્તિ છોડી દઈ અમારીજ ભક્તિ કરો; એવું લોકોને મનાવતા હતા. આવા ક્રૂર ભાઇઓમાં હિરણ્યકશિપુને પેટે એક મહાન્ ઇશ્વર ભક્ત પ્રહ્લાદ નામે પુત્ર થયો.

પ્રહ્લાદે પોતાના પિતાની શિખામણ નહિ માનતાં, તેમ પોતાના પિતાને નહિ ભજતાં ઇશ્વરનેજ ભજવા માંડયું, તેથી પિતાનો કોપ થયો. પ્રહ્લાદને લોઢાના ધગધગતા સ્થંભને વળગી પડવાનો પિતાએ હુકમ કર્યાથી તે સ્થંભને પ્રહ્લાદ વળગી પડયો, પણ તે ખરો ઇશ્વર ભક્ત હોવાથી તેને કાંઇજ આંચ આવી નહિ. ઇશ્વરે નરસિંહ અવતાર ધારણ કરી પ્રહ્લાદને ઉગાર્યો અને તેના બાપ હિરણ્યકશિપુને ચીરી નાંખ્યો.

પ્રહ્લાદની સ્ત્રીને વિરોચન નામે પુત્ર થયો, તે ખરેખરો શંકર ભક્ત હતો. એ વિરોચનની સ્ત્રીને પેટે બળિરાજા પેદા થયા. એ બળિરાજાએ આ ભૃગુપૂરની પવિત્ર ભૂમિ ઉપર દશ યજ્ઞ

કર્યા. યજ્ઞો કરવાને બીજા કોઇ પણ ગામની જગ્યા પસંદ નહિ કરતાં, આ જગ્યા પસંદ કરવાનું ખાસ કારણ એ હતું કે નર્મદા જેવી ઉભય તટ પાવની નદી, જેના બંને કાંઠા પવિત્ર અને વિશેષમાં પોતાના ગુરૂ શ્રી ભૃગુ ઋષિના પૌત્ર શુક્રાચાર્યનું ધામ સમજી, શ્રી ભૃગુના સ્થાનની નજીકની જગ્યા પસંદ કરી ને જ્યાં હાલ દશાશ્વમેધનો ઓવારો છે ત્યાં કુંડો કર્યા, અને એ જગ્યાએ બળિરાજાએ બેસી યજ્ઞ શરૂ કર્યા. આ યજ્ઞોમાં અધ્યક્ષપણું શુક્રાચાર્યને પોતાના ગુરૂ અને મહાન્ વિદ્વાન જાણી આપ્યું હતું, તેથી શુક્રાચાર્યે એ યજ્ઞો કરાવ્યા એમ કહેવાયું.

નવ યજ્ઞો તો પુરા થયા અને દશમો શરૂ થયો. દેવ લોકોને ફિકર થઇ કે જો દશે યજ્ઞ પુરા થશે તો આખરે દૈત્યનો પુત્ર દુનિયાને ધ્રુજાવી મુકશે. ઇંદ્રરાજાને પણ ધાસ્તી લાગી કે શુક્રાચાર્ય જેવા મહા વિદ્વાન અને તેજસ્વી ઋષિની મદદથી આ દશમો યજ્ઞ પુરો થશે તો મારૂં ઇંદ્રાસન પણ જશે. આથી સર્વેએ ઇશ્વરની પ્રાર્થના કરી.

ભગવાને વિચાર કર્યો કે બળિ ખરો ભક્ત છે એમાં તો શક નહિ, પણ આખરે લોહિ તો હિરણ્યકશિપુનું; વખતે સૃષ્ટિ ધ્રુજાવી પણ મૂકે, માટે દશમા યજ્ઞમાં ખલેલ થવું જરૂરનું છે. આ વિચારથી પોતે વામનરૂપે યજ્ઞ આગળ આવી ભણવાનું શરૂ કર્યું.

ગૌર વર્ણ, પાંચ સાત વર્ષનું બાળક વય, સોનેરી જેવા છુટા ફરફર થતા કેશ, લંગોટી વાળેલી, એક વસ્ત્ર ઓઢેલું, એક હાથમાં તુંબી અને બીજા હાથમાં દંડ સાથે વેદના ઉચ્ચાર કરી રહેલા, એ દિવ્ય મહાત્મા તરફ સર્વની નજર ગઇ તો બળિરાજાની નજર જાય તેમાં નવાઇ શી ? બળિ તરતજ તેમને માનપૂર્વક મંડપમાં લાવ્યા ને આસન આપ્યું.

શુક્રાચાર્યે જાણ્યું કે પોતે ભગવાનજ પધાર્યા છે, અને પધાર્યા તે યજ્ઞમાં ખલેલ કરવાજ પધાર્યા છે, તેથી બળિને કહ્યું કે આવા બાળકને શું કામ યજ્ઞમાં આસન આપવું જોઇએ, વગેરે ઘણુંએ કહ્યું પણ બળિએ માન્યું નહિ. દરેક બ્રાહ્મણ તથા ઋષિ તો તેમની કાંતિ સામુંજ જોયા કરે કે આ કોઇ અદ્‌ભુત મૂર્ત્તિ છે. બળિરાજાએ હાથમાં ઝારી લઇ વામનજીના હાથમાં જળ

આપવા માંડયું, તેમાં પણ શુક્રાચાર્યે ઘણો અટકાવ કર્યો; પણ બળિ એકનો બે થયો નહિ, ને જળ તેમના હાથમાં આપ્યું. આ પાણી લેતાં શુક્રાચાર્યે પોતાનું રૂપ બદલ્યું ને ઝારીના નાળચામાં પેઠા, કે પાણી વામનજીના હાથમાં પડે નહિ. વામનજીએ એક દર્ભની સળી નાળચામાં ઘોચી એટલે પાણી તેમના હાથમાં પડયું. દર્ભની સળી આંખમાં ઘોચાયાથી શુક્રાચાર્યની આંખે ખોડ આવી. (આ કારણથી જે માણસ કાણું હોય છે તેને આજ પણ શુક્રાચાર્ય કહે છે).

શુક્રાચાર્યે ઘણો પ્રયત્ન કર્યા છતાં બળિરાજાએ તેમને પત કર્યા નહિ, તેથી વામનજી તો બીજા ઋષિ ભેગા દાખલ થઇ ભણવા લાગ્યા. કોની માએ શેર શુંઠ ખાધી હોય કે ભણવામાં આ બાળકની બરાબરી કરી શકે ! બધાએ ઝાંખા પડી ગયા. શુક્રાચાર્ય પણ ઝાંખા પડયા.

યજ્ઞમાં એવું હતું કે જે બ્રાહ્મણ જે વસ્તુ માગે તે તેને આપવી જોઇએ. બળિરાજાએ આ બાળકને પૂછયું કે મહારાજ ! આપની શી માગણી છે ? છતાં પણ શુક્રાચાર્યે જે માગે તે આપવાને ના કહી. બળિએ જવાબ દીધો કે એ મહારાજ જે માગશે તે આપીશ.

આ વખતે બળિરાજાની મા ત્યાં હાજર હતાં, તેમણે બળિને કહ્યું કે દીકરા ! જ્યારે ભગવાનજ આપોઆપ પધાર્યા છે, તો તેઓ જે માગે તે તારે તેમને આપવું, કદાચ તારી જીંદગી માગે તો તે આપવાને જરા પણ ડરતો નહિ. તું યજ્ઞ કરવા બેઠો છે, તો યજ્ઞમાં બ્રાહ્મણોને તારે ખુશ કરવા એ તારો ધર્મ છે, તો આ તો શ્રી ભગવાન પોતેજ બ્રાહ્મણ રૂપે પધાર્યા છે, તેથી એઓ જે માગે તે અર્પણ કરવામાં જરા પણ આનાકાની કરતો નહિ. તારૂં તથા મારૂં ધન્ય ભાગ્ય કે તું યજ્ઞ કરવા બેઠો તો ભગવાનનાં દર્શન થયાં. ઘણા ઋષિઓ જપ-તપ કરે છે, પણ તેમને એમનાં દર્શનનો લાભ થવો મુશ્કેલ પડે છે, તો તને તો ઘર બેઠાં ભગવાનનાં દર્શન થયાં, તેથી તારે લીધે તારી જનેતાનું તથા તારી સ્રીનું પણ કલ્યાણજ છે.

માતાનું વચન માન્ય રાખી બળિરાજાએ ભગવાનને પૂછયું કે "મહારાજ ! આપની જે ઇચ્છા હોય તે કહો." ભગવાને

જવાબ આપ્યો કે "હું કાંઇ વધારે માગતો નથી, ફક્ત ૩।। ડગલાં પૃથ્વી માગું છું." બળિરાજા વચનથી બંધાયો હતો, તેથી બોલ્યો કે "આપને જે જમીન પસંદ પડે તે આપ માપી લો." ભગવાને વિરાટ સ્વરૂપ ધારણ કર્યું. એક ડગલે આખી પૃથ્વી માપી લીધી, બીજા ડગલામાં આકાશ આવી ગયું, અને ત્રીજે ડગલે પાતાળ માપી લીધું. અર્ધું ડગલું બાકી રહ્યું તારે ભગવાને કહ્યું કે "મારી માગણી મુજબ પુરૂં કરી આપ." બળિરાજાએ ભગવાનને કહ્યું કે "મારા માથા ઉપર આપનું અર્ધું ડગલું પુરૂં કરો. વામન ભગવાને તેના માથા ઉપર પગ મૂકયો, તેથી બળિ-રાજા પાતાળમાં ચાલ્યો ગયો. જે જગ્યાએ બળિને પાતાળમાં ચાંપી ઘાલ્યો, તે જગ્યા હાલ સોમનાથને ટેકરે જયાં વરાહસ્વરૂપની મૂર્ત્તિ છે તે જગ્યા છે, એવું કૃષ્ણાનંદ ઉર્ફે ગણપતસ્વામી કહે છે. આ વાત ભાગવતમાં છે.

આ બનાવ બનતાં ભગવાને બ્રાહ્મણોને આજ્ઞા કરી કે એ દશમો યજ્ઞ તમે શુક્રાચાર્ય ઋષિની સહાયતાથી પુરો કરો. બ્રા-હ્મણોએ દશમો યજ્ઞ પણ પુરો કર્યો. આથી બળિરાજાએ દશ યજ્ઞો ભૃગુપૂરમાં નર્મદા તીર્થે કર્યા; એમ શાસ્ત્ર-પુરાણમાં કહે છે.

બળિરાજાએ ભગવાનનો પગ ઝાલ્યો, ને પ્રાર્થના કરી કે મહારાજ ઘણાં દાન-પુણ્યનો આ બદલો ? ભગવાને પાતાળનું રાજ બળિરાજાને આપી વરદાન આપ્યું કે ચાર મહિના ચોમા-સાના અશાઢ શુદ ૧૧ થી તે કાર્તિક શુદ ૧૧ સુધી હું તારી સાથે રહીશ. એ ચાર માસ દેવ સુતા કહેવાય છે, કાર્તિક શુદ ૧૧ થી પાતાળમાંથી દેવ પાછા આવ્યા કહેવાય છે, એટલે તેને દેવ ઉઠી અગિયારશ અથવા દેવ દીવાળી કહે છે. હિંદુ ધર્મ પ્રમાણે એ ચોમાસાના ચાર માસમાં લગ્ન સંબંધી કાંઇ પણ કાર્ય થતું નથી. વળી એવું પણ વરદાન આપ્યું કે જયારે ઇન્દ્રરાજા-ની મુદત પુરી થશે ત્યારે તને ઇંદ્રાસન આપીશ. બળિરાજાને પાતાળનું રાજ્ય ભગવાને આપ્યું, તેની હાલ કાંઇ નિશાની જ-ણાતી નથી, પણ ઘણાં વરસ ઉપર રાજેશ્રી છગનલાલ ભુદરજીને મ્હોઢે સાંભળેલું કે બ્રેઝિલમાં કોઇ જગ્યાએ ભગવાનની મૂર્ત્તિ છે. ખરી ખોટી ઇશ્વરને માલમ !

આ દશ અશ્વમેધવાળી જગ્યા જેને હાલ દશાશ્વમેધ કહે છે, તે ઘણી પવિત્ર ગણાય છે. દરેક અગિયારશ, સોમવતી અમાસ, ગ્રહણ, આખું ચોમાસું તેમાં વિશેષે કરી શ્રાવણ માસમાં એ જગ્યાએ સ્નાન કર્યાથી ઘણું પુણ્ય ગણાય છે. ભાવિક લોકો એ પ્રસંગે ત્યાંજ સ્નાન કરે છે. કેટલાએકને તો ત્યાંજ સ્નાન કરવાનો હંમેશનો નિયમ પણ હોય છે.

વળી એમ પણ છે કે મરણ પછી જે માણસનો એ જગ્યાએ દાહ થાય, પછી અગ્નિદાહ, જળદાહ કે ભૂમિદાહ ગમે તે, તે માણસ ભાગ્યશાળી ગણાય છે, તેથી ગામડાના લોકો પણ અત્રે શબને દાહ કરવા લાવે છે. ભરૂચના હિંદુ તો એમજ માગે કે મરણકાળે એ જગ્યા પામીએ તો ઉત્તમ છે.

દ્વાપરયુગમાં નદીને સામે કાંઠે શ્રી રામચંદ્રજીએ એક યજ્ઞ કર્યો હતો. એ યજ્ઞ જયાં અક્રૂરેશ્વર મહાદેવ છે ત્યાં કર્યો હતો. જે જગ્યાએ કુંડ કરેલા તે જગ્યા હાલ રામકુંડથી પ્રસિદ્ધ છે. એ યજ્ઞ થયા પછી એ સ્થાને અંકલેશ્વર વસેલું છે. એ નામ અક્રૂરેશ્વર મહાદેવના નામ ઉપરથી અપાયું છે.

પ્રાચીન કાળમાં જ્યાં આગળ મહારૂદ્રનું દેવસ્થાન છે, તે જગ્યાએ શંકર મહારાજે મહારૂદ્ર કરી એક બાણ પોતે જાતે બેસાડેલું છે, તે બાણને મહારૂદ્ર કહે છે.

મહારૂદ્રનું બીજું દેવાલય જે મથુરાં ભુખણવાળું કહેવાય છે, તે જગ્યાએ મહારૂદ્ર કરી એજ મથુરાં ભુખણે એક બાણ સંવત ૧૮૯૦–૯૧ માં બેસાડેલું છે. એ બાણની પ્રતિષ્ઠા કરતી વખતે બ્રહ્મભોજન કરવામાં તેણે સારા પૈસા ખરચ્યા હતા. એ ગૃહસ્થ જાતે વાયડો વાણીઓ છતાં ખરો શિવ ભક્ત હતો. મેં એને નજરે જોયો છે. દલાલીનો ધંધો કરતો હતો અને ધર્મનાં કામમાં ખરચાળ હતો. એનો દીકરો મગનલાલ હાલ એ સ્થાનની સારી સંભાળ રાખે છે. એ પણ સાત્વિક અને શિવભક્ત છે.

સને ૧૮૭૨ આખરે એટલે સંવત ૧૯૨૮ ના માગશર *મહિનામાં માંહેની ઉનાઇના ઘાટ ઉપર ત્રંબકરાવ ભાઉની વાડીમાં* આવેલા કેટલાએક બ્રાહ્મણોએ મોટા પાયા ઉપર એક

સોમયજ્ઞ કર્યો હતો. આ યજ્ઞ વખતે દર્શન સારૂ શહેરના ઘણા હિંદુઓ ગયેલા જોયા છે. અગ્રેસરપણું રાજેશ્રી માધવરાવ ત્રંબકરાવ ભાઉ, એ વાડીના માલીકને આપ્યું હતું, તેમ ભરૂચના ઘણા બ્રાહ્મણો પણ એ યજ્ઞમાં સામેલ હતા. એ અરસામાં અત્રેના વકીલ ગિરધરલાલ ભવાનીલાલે તથા ૨૫ વરસ ઉપર ક્ષત્રિઓની ગોરાણી મહાલક્ષ્મીએ મહારૂદ્ર કર્યા હતા.

સંવત ૧૯૬૧ માં ઉમરેઠના રહેનાર દેવશંકર દાજીભાઇ નામે ખેડાવાળ બ્રાહ્મણે ખેડાવાળની વાડીમાં એક મહારૂદ્રનો યજ્ઞ કર્યો હતો. એ યજ્ઞમાં પણ ઘણા ગૃહસ્થો દર્શને પધાર્યા હતા.

સંવત ૧૯૬૨ ની સાલમાં ભૂતનાથ મહાદેવની જગ્યામાં આજે નવ–દશ વરસ થયાં ઇશ્વર ભક્તિ કરનાર સિદ્ધપૂરના બ્રાહ્મણ નર્મદાશંકર દોલતરામને એ સ્થાનની ઉત્સવારી કરનાર ઘેલાભાઇ ભગવાનદાસ નામનો વાયડો વાણીઓ જે ઘેલા ભૂતને નામે ઓળખાઇ ગયો, તેના પૌત્ર ભોગિલાલ પરસોતમ તથા ઠાકોરલાલ માણેકલાલે પૂછ્યું કે મહારાજ તમે લાંબી મુદત થયાં આ સ્થાનમાં બેઠા છો તો તમારી શી ઇચ્છા છે ? આ બ્રાહ્મણ સાત્વિક અને લોભ રહિત હોવાથી તેણે બીજી કાંઇજ માગણી કરી નહિ, પણ એટલુંજ કહ્યું કે એક મહારૂદ્ર થાય એજ મારી ઇચ્છા છે. તે થયેથી હું સમજીશ કે મારૂં કાર્ય પૂર્ણ થયું. મહારૂદ્ર કરવામાં મારા તરફથી પણ મારી શક્તિ પ્રમાણે કાંઇ રકમ આપવા હું ખુશી છું.

બ્રાહ્મણો જેઓ દેવાલયોમાં પાર્થિવપૂજા કરવા બેસે છે તેઓ કાંઇ પણ નાણાં સંબંધી માગણી કર્યા શિવાય રહેતા નથી, તો આ માણસે પોતાની જાતને માટે કાંઇજ નહિ માગતાં ઉલટા એ યજ્ઞમાં નાણાં આપવા ખુશી બતાવી તેથી કોઇને પણ ભાવ ઉત્પન્ન થાય કે એવા સાત્વિક બ્રાહ્મણનું કાર્ય થાય તો સારૂં.

આ વિચારથી એ ભોગિલાલ તથા ઠાકોરલાલ જેઓ એ સ્થાનનો વહિવટ કરે છે તેઓ તથા અત્રેના શેઠ નવનીતલાલ બેચરદાસ, તેમજ અત્રેના પોરવાડ વાણીઆ હિમ્મતલાલ માણેકલાલ અને બીજા બે ચાર ગૃહસ્થો મળી એ બ્રાહ્મણનું કાર્ય સફળ

કરવું; એવા નિશ્ચયપર આવ્યા. ભોગિલાલ તથા ઠાકોરલાલે તરતજ પોતાની પેઢીમાંથી રૂા. ૧૦૦૧) ની રકમ એ કાર્ય માટે આપવાનું કબુલ કર્યું, તેમજ એ નવનીતલાલ તથા હિમ્મતલાલે પણ મોટી રકમો ટીપમાં ભરી અને એ લોકો ઉઘરાણું કરવા નીકળી પડયા. ઉઘરાણામાં મોટી રકમ રૂા. ૩૫૦૦) ઉપરાંત ભરાઇ ગઈ તેથી યજ્ઞ માટે સામગ્રી તૈયાર થઇ.

ભાગાકોટના ઓવારા ઉપરની જગ્યામાં યજ્ઞ સારૂ મંડપ બંધાયો, અને મોટા પાયા ઉપર યજ્ઞનું કામ શરૂ થયું. પૂર્ણાહુતિને દિવસે હજારો હિંદુઓ દર્શન માટે આવ્યા હતા, તેથી શોભાનો પારજ નહિ હતો. ખરેખરો બળેવનો મેળો ભરાયો હોય તેવો દેખાવ ભાસતો હતો. તે દિવસે શહેરના તથા પરદેશથી આવેલા બ્રાહ્મણોને બ્રહ્મ ભોજન કરાવ્યું હતું. ભૂતનાથ મહાદેવ આગળ ભાવતાં ભોજનનો અન્નકૂટ ભર્યો હતો. પુલમંત્રિ પણ ભરાઇ હતી. મહાદેવ આગળ અન્નકૂટ એ મેં તો પહેલ વહેલો જોયો. યજ્ઞનું કામ ઘણી સારી રીતે પૂર્ણ થયું હતું. લખવાને ખુશી ઉપજે છે કે એ યજ્ઞ થયા પછી ભરૂચમાં તો પ્લેગનો રોગ સંભળાયો નથી.

સિદ્ધપુરના એક પરમાનંદ નામે વૃદ્ધ બ્રહ્મચારી બ્રાહ્મણે દશાશ્વમેધ ઉપર મુકામ કર્યો. તે બ્રાહ્મણે તીર્થ યાત્રામાં જે જે બાણો જોયેલાં, તેવાં મહાદેવનાં બાણો પોતાની જાતે બનાવી રાતે આરતિ વગેરે કરતો હતો, તેથી ભાવિકો દર્શને પણ જતા હતા. એ બ્રાહ્મણે પણ એક મહારૂદ્ર કરવો એવી ઇચ્છા બતાવ્યાથી કેટલાએક ગૃહસ્થોએ આગેવાન થઇ ઉઘરાણું કર્યું અને અમુક રકમ ભેગી કરી. દશાશ્વમેધના ઘાટ ઉપરજ મહારૂદ્ર કરવા ઠરાવ કરી મંડપ તૈયાર કર્યો, ને યજ્ઞનું કામ શરૂ થયું. પૂર્ણાહુતિને દિવસે ત્યાં પણ ઘણાં માણસો એકઠાં થયાં હતાં.

આ યજ્ઞ કરાવવામાં ઉઘરાણું વગેરે કરવા સારૂ અત્રેના પુરોહિત રતનરામ જીવણરામ, કેવલરામ દાકતરના ભાણેજ અમથાભાઇ દાકતર તથા ભાર્ગવ બ્રાહ્મણ ઇશ્વરલાલ અનુપરામે સારી મદદ આપી હતી. ઇશ્વરલાલે બ્રહ્મ ભોજનનો ખરચ પોતાની પદરનો કર્યો હતો, અને "ભાર્ગવો ભક્તિ નાસ્તિ" એ કહેવત-

ને ખોટી પાડી હતી, અને પોતાના દાદાજી હરદેરામ મુનશીનું નામ રાખ્યું હતું. આ યજ્ઞ સંવત ૧૯૬૩ માં થયો હતો.

સંવત ૧૯૬૪ માં ધોળકેથી આવેલા શ્રી શંકરાચાર્ય મહારાજે એક યજ્ઞ કર્યો હતો. તે વખતે ચોર્યાશી ન્યાતના તથા ભાર્ગવ બ્રાહ્મણોએ પોત પોતાની ન્યાતનાં ઉઘરાણાં કરી મહારાજને સારી રકમની ભેટ કરી હતી. આ યજ્ઞ ખેડાવાળની વાડીમાં થયો હતો, ત્યાં પણ દર્શને ઘણા ગયા હતા.

એ શિવાય બીજા ઘણા યજ્ઞો થયા હશે, પણ તે જાણવામાં નહિ તેથી આ જગ્યાએ લખી શકાયા નથી.

વકીલ જેઠાભાઇ કાલીદાસ તથા અંબાશંકર મલજી વગેરે ઘણા ગૃહસ્થોએ ગાયત્રી પુરશ્ચરણ કર્યાં છે, તથા કેટલાએકોએ વિષ્ણુયાગ પણ કરેલા છે. તે બધા લખવા બેસીએ તો પુસ્તક મોટું થઇ જાય, માટેઆ જગ્યાએ તે વિષે લખ્યું નથી.





# પ્રકરણ ૧૮ મું.

## પવિત્ર સ્ત્રી—પુરૂષો.

### સતી માતાજી તથા સ્વામી.



**આ**ગલા વખતમાં જે સતી તથા બીજી પવિત્ર સ્ત્રીઓ થઇ હશે તેઓને વિષે કાંઇ દાખલો મળી આવતો નથી, તેથી તેમને વિષે કાંઇ વિવેચન કરવામાં આવ્યું નથી. જેઓ વિષે જાણવામાં છે તેઓની હકીકત આપી છે.

**સતી સુંદરબાઈ**—સંવત ૧૮૮૪ ના કારતક શુદ ૧૧ ભોમવાર, તા. ૩૦ મી અકટોબર સને ૧૮૨૭, દેવ દીવાળીની સવારમાં સૂર્ય ઉદય થતાં ભરૂચમાં હેઠાણાના ઢોળાવ ઉપરના રહેનાર ભિક્ષુક ભાર્ગવ બ્રાહ્મણોમાંના એક વેદ પુરૂષ કે જેમણે અગ્નિહોત્ર લીધું હતું, તે આત્મારામ પીતાંબર જાની, પોતાના નિત્ય કર્મથી તથા અગ્નિનારાયણના હોમાદિક કર્મથી પરવારી પોતાના દીકરા દયાશંકર સાથે વાતો કરતા હતા. એવામાં એકદમ કંપારી છુટતાં ડોળા ચઢાવી ગયા. પુત્રે જોયું તો નાડ પણ ઠેકાણે નહિ, આડોસીપાડોસીને બૂમ પાડતાં સઘળાં ઘરમાં આવ્યાં, ને આખર વખત જાણી જાનીજીને ભોંયે સુવાડયા. જરાવારમાં પ્રાણ નીકળી ગયો.

અગ્નિહોત્રી બાવાનાં સ્ત્રી સુંદરબાઇ આ વખતે દશાશ્વમેધ સ્નાન કરી શ્રી ભૃગુ ઋષિના દેવાલયમાં દર્શન માટે ગયાં હતાં, ત્યાં પોતાના પતિ જાનીજીના મોતની ખબર સાંભળી કે તરતજ ગુરૂને પગે લાગી "જે અંબે જે અંબે" કરતાં બહાર આવ્યાં, ને ઘર તરફ ચાલ્યાં. રસ્તામાંથી લોકોની ઠઠ સતીની પાછળ તેમના ઘર સુધી પહોંચી. સતી ઘર આવ્યાં એટલે તેઓનો દીકરો દયાશંકર તથા તેની સ્ત્રી રેવાબાઇ દેવીને પગે લાગ્યાં. પ્રજામાં ખબર પસરી કે અગ્નિહોત્રી બાવા પડયા, ને તેમનાં સ્ત્રી સુંદર-બાઇ સતી થાય છે. આ ખબર જેણે જેણે સાંભળી તે સતીના ઘર આગળ આવીને ઉભું. ન્યાતિવાળા ગૃહસ્થ અને ભિક્ષુક સર્વ આવી મળ્યાં. થાણાના પ્રિનસિપાલ સદરઅમીન કરસનદાસ મુ-નશી તથા ન્યાતના બીજા આગેવાન ગૃહસ્થો આગળ પડયા જાણી દોલતરાય દેશાઇ તથા તેમની પાછળ છ મહિના પછી થનારાં સતી, તેમનાં સ્ત્રી દીવાળી દેસાણ ઉર્ફે ધનકોરબા પણ હાજર થયાં. શહેરના આબરૂદાર કુટુંબનાં સ્ત્રી પુરૂષોમાં કોઇકજ અગ્નિ-હોત્રી બાવાને મંજળે પહોંચાડવાને ગેરહાજર રહ્યું હશે. સતીની વિધિ શી રીતે કરવી, તે બાબત કોઇને પૂછવા જેવું હતુંજ નહિ; કારણ ત્રિપાઠી રૂપશંકર સોમેશ્વર અગ્નિહોત્રી ત્યાં હાજરજ હતા. કપૂર તથા પુલોના હાર સતી માતાને પહેરાવી દીધાં. કંકુની પોશો ઉછળવા માંડી. દીકરા દયાશંકર તથા તેની સ્ત્રી રેવાબાઇ-એ વૃદ્ધ માતા પિતાની વેદ ધર્મને અનુસરી પૂજા કરી. રૂપશંકર ત્રિપાઠીએ કર્મ કરાવવામાં ખામી રાખીજ નહિ. ઠાઠમાઠથી અ-ગ્નિહોત્રી બાવાને મંજળે પહોંચાડવાનો ઠરાવ થયાથી દોલતરાય દેસાઇએ પોતાના ઘરથી પાલખી મંગાવી. વાજીંત્રોમાં તાંસાં, ઢોલ, પડઘમ વગેરે આવ્યાં હતાં. ઝકમકીઆં વગાડતી ભકતોની મંડળીઓ પણ આવી. ન્યાતના ગૃહસ્થોએ ઘીની મશાલો તૈયાર કરાવી તથા કંકુ–ગુલાલના થેલા પણ મંગાવ્યા. દરેક જોઇતી સામગ્રી ભાર્ગવોએ તૈયાર કરી. પાલખી ઉચકવા ગૃહસ્થ અને ભિક્ષુકો મળી આસરે ૧૦૦ માણસો નર્મદા સ્નાન કરી આવ્યા. પાલખીમાં અગ્નિહોત્રી બાવાને સુવાડયા. કરસનદાસ મુનશીએ ઘરથી શાલ મંગાવી શબને ઓઢાડી. અગ્નિનારાયણ પણ પાલ-ખીમાં મૂકયા. અગિયાર વાગ્યાને સુમારે ન્યાતિલાઓએ પાલખી

ઉચકી. સતી માતાએ રેશમી રાતું બાંટ પહેરેલું, ગળામાં ફક્ત મંગળસૂત્રજ હતું. હાથે બબ્બે બંગડીઓ તથા નાડાછડી વિંટાળેલી હતી, નાકે મોતીનો કાંટો, કાને બે ચોકડાં, પગમાં પોલાં રૂપાનાં કલ્લાં એટલુંજ આભૂષણમાં હતું. કપાળે પિયળ કાઢેલી મ્હોંઢે કંકુ તથા ગુલાલ ચોપડેલું તથા કાંચળી સુધી હાથે અને પાટલી સુધી પગે કેસર પીળેલાં. ચોટલો છુટો મૂકેલો, તેથી વૃદ્ધ માતાના આછા પણ રૂપેરી વાળ ફરફર થતા જણાતા હતા. ચોટલામાં પણ કંકુ તથા ગુલાલ સહેજસાજ જણાતાં હતાં. આવી રીતની શોભાથી સુંદરબાઇ એક ભવ્ય દેવી જેવાં આ વખતે દીસતાં હતાં. ઘર આગળથી તે ઠેઠ દશાશ્વમેધ સુધી લોકોની ઠઠ ભરાઇ હતી. સુખડનાં મણ ચારેક લાકડાંની ગોઠવણ કરી રાખી હતી.

આગળ વાજીંત્ર, તેની પાછળ વેદાધ્યયન કરતા બ્રાહ્મણો, તેની સાથે ઝકમકીયાં, કીર્તન સાથે મંડળીઓ ચાલી રહી હતી. શંખના નાદ થતા હતા, ઘડીઆળો વાગતી હતી, તેમ મોટી ઘંટાના અવાજ પણ થતા હતા. તે સાથે આસરે ૫૦૦–૭૦૦ માણસો પણ "જે અંબે જે અંબે સતી માતાનો જય" બોલતા ઉઘાડે માથે ચાલતાં હતાં. પાછળ પાલખી હતી. પાલખી સાથે એક તરફ સતી માતાનો દીકરો તથા બીજી તરફ તેની વહુ પાલખી ઝાલી ચાલતાં હતાં. સતી માતા વખતે પાલખી ઝાલી ચાલતાં, વખતે કંકુ, ગુલાલ ઉછાળતાં જણાતાં હતાં. પાલખી પાછળ ન્યાતની તથા શહેરની બીજી સ્ત્રીઓ કોઇ જે અંબે કહેતી અથવા કોઇ ગીતો ગાતી ચાલતી હતી. કંકુ ગુલાલ સતી માતા તથા બીજાં મરદ તથા સ્ત્રીઓ પણ ઉછાળતાં, તેથી જેનાં તેનાં કપડાં, માથાં કે શરીર ઉપર રાતો રંગ જોવામાં આવતો હતો. દશાશ્વમેધ ઉપર પણ માણસો ધર્મશાળાઓને છાપરે બેઠેલાં જણાતાં હતાં. આવી શોભાથી આત્મારામ જાનીની પાલખી દશાશ્વમેધ ઉપર આવી. પાલખી નીચે મૂકાઇ. જાનીજીને સ્નાન કરાવ્યું. સતી માતાએ પણ સ્નાન કર્યું. જે જે સ્ત્રી પુરૂષો આશીર્વાદ માગવા આવ્યાં તેમને આશીર્વાદ પણ દીધા. ચેહ ખડકાઇ. જાનીજી મહારાજને ચેહ ઉપર સુવાડયા, એટલે તેમના દીકરા દયાશંકરે, તેની સ્ત્રી રેવાબાઇએ તથા સતી માતાએ જાની-

જીની ફરી પૂજા કરી, ત્યાર પછી દીકરા વહુએ સતી માતાની પૂજા કરી. સતી માતાની પૂજા થઇ કે સતીએ સાતવાર પોતાના પતિની પ્રદક્ષિણા કરીને તરતજ ચેહ ઉપર ચઢી બેઠાં, ખોળામાં સતિએ જાનીજીનું માથું મૂકયું. પછી દીકરાએ અગ્નિસંસ્કાર કર્યા. આ વિધિ થયા પછી દરેક જણને ત્યાંથી છેક કાંઠા ઉપર ચઢી જવાનો હુકમ થયો. સઘળાઓ કાંઠા ઉપર આવ્યા. વાજીંત્રો જે સાથે આવેલાં તે એવાં જોશબંધ વગાડવા લાગ્યા કે સતી માતાનો અવાજ કોઇ સાંભળે નહિ. રૂપશંકર ત્રિપાઠીની સુચના મુજબ સતીએ સર્વ ખશી ગયા પછી કપૂરના હાર જે ગળામાં હતા તેથી, તથા ચેહની જે જ્વાળા ઉપર ગઇ હશે તેથી સતી માતાના પ્રાણ તરતજ ગયા હશે.

એ સતીનો જે જગ્યાએ દાહ થયેલો, ત્યાં એક ચોતરો ન્યાતિના ગૃહસ્થોએ બંધાવ્યો છે, અને તે ચોતરો લલુભાઇની દહેરી સામુજ છે તે સતીનો ચોતરો કહેવાય છે.

આ સુંદરબાઇ સતી વિષે એવું સાંભળેલું કે એ પોતાના પતિની સેવામાં હંમેશ હાજર રહેતાં હતાં. પતિના જમ્યા પછી તેજ ભાણામાં જમતાં. તેમનું છાંડેલું ખાતાં, તેમનો બોલ પડયો ઝીલતાં, સવારમાં રોજ ઘર નાહી સ્વામીની પૂજા કરી દરરોજ દશાશ્વમેધ સ્નાન કરવા જતાં અને દેવ દહેરાં કરી પરવારી ઘર આવતાં. ઘર આવી કલાકેક માળા ભજી ધણીના જમ્યા પછી જમવું એવો એ બાઇનો નિયમ હતો. સતી થયાં તે વખત એમની ઉમ્મર વરસ ૬૦ ઉપરાંત હતી.

આ પ્રસંગે કલેકટરનો મુકામ શુકલતીર્થ હતો, જો ભરૂચ હોત તો આ બ્રાહ્મણની સ્ત્રીને સતી થવું મુશ્કેલ પડત. પાછળથી તેમને આ ખબર થવાથી તે ઘણા તપી ગયા હતા, પણ એ બાબત કાયદો નહિ તેથી લાચારીથી બેસી રહેવું પડયું હતું.

**સતી દીવાળી દેસાણ ઉર્ફે ધનકોરબા**—બીજાં સતી જે થયાં તે બ્રહ્મક્ષત્રિની ન્યાતમાં ભરૂચના પાલખી નશિન દેસાઇ દોલતરાયજી જમીએતરાયજીનાં પત્ની દીવાળી દેસાણ ઉર્ફે ધનકોરબા હતાં. એઓ સંવત ૧૮૮૪ ના વૈશાખ શુદ ૮, એટલે

તા. ૨૨ એપ્રિલ સને ૧૮૨૮ ને રોજ સતી થયાં હતાં. એ બાઇ વિષે જે હકીકત ઘરડાઓથી મળી છે તે નીચે પ્રમાણે છે.

એ સતી માતાનું નામ દીવાળી દેસાણુ હતું, તેને ન્યાત જાતનાં ધનકોરબા નામથી ઓળખતાં હતાં. નહાનપણમાં તેમને પ્રજા થયેલી તે ગુજરી ગયેલી, અને પછી ૨૭-૨૮ વરસની ઉમ્મરે એક પુત્ર થયેલો તે પણ બાર વરસનો થઇ મરણ પામેલો. ત્યાર પછી તેઓએ આશા મૂકેલી કે હવે ગાદી દેસાઇજીની જીંદગી સુધીજ રહેવાની, પણ પ્રભુ સત્તા બળવાન છે. એક સમયે ટીમી ગામમાં પોતાની જાગીર હોવાથી ત્યાં હતાં, તે વખતે ત્યાં એ બાઇ નર્મદા સ્નાન કરવા ગયાં. ત્યાં એક સ્વામી સ્નાન કરતા હતા, તે પોતાનાં આંતરડાં બહાર કાઢીને ધોતા હતા. એ દેખાવ એ બાઇના જોવામાં આવ્યો. સ્વામીની નજર એ બાઇ તરફ ગઇ તેથી તે ઘણાજ ગુસ્સે થયા અને કહ્યું કે "તેં મારી આબરૂ જોઇ માટે હું તને શ્રાપ દઉં છું." સ્વામીને પગે લાગી બાઇએ ઘણા કાલાવાલા કર્યા અને આખરે એવું બોલ્યાં કે "મહારાજ! હું દુઃખી તો ઘણીજ છું, માટે મારો અપરાધ ક્ષમા કરો." સ્વામીએ પૂછ્યું કે "તને શું દુઃખ છે." તે ઉપરથી બાઇએ આંખમાં આંસુ સાથે આજીજીપૂર્વક કહ્યું કે "મહારાજ! એકનો એક દીકરો ગુજરી ગયો. હવે કાંઇ સંતાન નથી. ઘર આગળ પ્રભુએ આપની કૃપાથી જે જોઇએ તે આપેલું છે. પાલખી પણ પ્રભુએ આપી છે, પણ એ પાલખીનું પાછળ શું થશે, તેની દીલગીરીમાં હંમેશ ઘણી ઘણીઆણી દિવસ નિર્ગમન કરીએ છીએ." સ્વામીને તરતજ દયા આવી. તરતજ આશીર્વાદ દીધો કે "જા ગાદી ભોગવનાર પેદા થશે." સ્વામીને ટીમી ગામમાંજ રાખ્યા, જવા દીધા નહિ. સ્વામી પણ ત્યાંજ એક મરૂઢીમાં ધુણી સળગાવી પડી રહેતા હતા. છએક માસ પછી દેસાઇજીને સર્પ દંશ થયાથી તેઓનો કાળ થયો. ધનકોરબા આ બનાવથી તરતજ સ્વામી પાસે ટીમી ગામે ગયાં, ને એ હકીકત જાહેર કરી કહ્યું કે "મહારાજ! આપે તો મને વરદાન આપ્યું છે કે તને ગાદી ભોગવનાર થશે, ને દેસાઇજી તો ચાલ્યા ગયા." સ્વામીએ કહ્યું કે "એનું આયુર્દા આવી રહ્યું છે પણ એક રસ્તો છે. તે એ છે કે તારૂં હજું ઘણાં વરસનું

આયુર્દા છે, તેમાંથી તું અરધો અરધ તારા ધણીને આપે તો એ જીવતા થાય.” બાઇ બોલ્યાં કે “ એટલી બધી મારી સત્તા નથી કે હું મારૂં આયુર્દા આપું ને મારા ધણી જીવતા થાય.” મહારાજે કહ્યું કે “ હું તારી સાથે આવું છું ચાલ, ” સ્વામીને તેડીને બાઈ હવેલીમાં આવ્યાં. રડારોળ થઇ રહી હતી. બધાંને છાનાં રાખ્યાં. સ્વામીની આજ્ઞા મુજબ બાઇએ પોતાના ધણીની સાત વાર પ્રદક્ષિણા કરીને તેમના હાથમાં અરધા આયુર્દાનું જળ આપ્યું. દેસાઇજી તરતજ સજીવન થયા. ધનકોરબા તથા દેસાઇજી બંને સ્વામીને પગે લાગ્યાં. હવે આ સ્વામી ઉપર ભાવ કેમ ન બેસે! બાઇને કહ્યું કે “ તારે રોજ પાર્થિવ ઘડી તેની પૂજા કરવી તે ચુકવું નહિ. આધી બેસે તો પણ તારે તેમ કરવું. ” એ બાઇએ પાર્થિવપૂજા જીવત પર્યંત કર્યા કરી હતી, પણ છ માસ તો સ્વામીની આજ્ઞાથી બોલીના ઝાડ તળે બેસી પાર્થિવપૂજા કરી હતી. છ માસ પછી બાઇને ઇશ્વર પ્રત્તાથી ગર્ભ રહ્યો. દેસાઇજી તથા દેસાણ ખુશી થયાં. સ્વામીને પૂછ્યું કે “ મહારાજ ! આપના પ્રતાપથી આશા તો બંધાઇ છે, પણ શું ફળ નિપજશે તે આપ કે પ્રભુ જાણે. ” સ્વામીએ કહ્યું કે “ પહેલી એક છોકરી થશે, પછી બે વરશે એક છોકરો થશે પણ તે આંખે ખોડવાળો થશે, અને પછી એક બીજી દીકરી થશે. પહેલીવાર સૂરજબા ઉર્ફે બાબહેન થયાં. તે અલીણાના દેસાઇ ગણપતરામ લાલાજી વેરે પરણ્યાં હતાં. બીજી વખત પુત્ર જન્મ્યો, તે આંખે સ્વામીના કહ્યા મુજબ ખોડ વાળો જન્મ્યો. આ વખતે એ સ્વામીએ છ માસ આગમચ સમાધ લીધી હતી, તેથી પ્રજામાં એમ કહેવાયું કે સ્વામીએજ અવતાર લીધો; કારણ સ્વામી પણ આંખે ખોડવાળા હતા. આ પુત્ર તે સ્વર્ગવાશી કલ્યાણરાય દેસાઇના પિતા હકુમતરાયજી દેસાઇ જેઓની એક આંખ બીલકુલ બંધજ રહેતી હતી, મેં તેમને નજરે જોયા હતા. ત્રીજું જે ફરજંદ થયું તે ભાગીરથી નામે દીકરી હતી, તે ભરૂચના પરમોદરાય ઠાકોર સાથે પરણ્યાં હતાં. તેમના વંશમાં હાલ સાકરલાલ પરમોદરાય જે વાગરામાં વકાલત કરે છે તે, તે બાઇનાજ પુત્ર છે. વડી દીકરીના વંશમાં કોઇ નથી.

ધનકોરબા રોજ દશાશ્વમેધ સ્નાન કરતાં હતાં. દેસાઈજીના ભાણામાં જે છાંડેલું હોય તે ખાતાં હતાં. વખતે ભૂલથી દે-

સાઇજીથી ભાણામાં હાથ ધોવાય તો તે બધું પી જતાં હતાં, અને ખરો સતી ધર્મ પાળતાં હતાં. દેસાઇજીએ પાછળથી ત્યાં સ્વામીને માટે મકાન બંધાવ્યું હતું, તેમાં હાલ સ્વામીની ગાદી ને તકીઓ છે તથા સ્વામીનાં પગલાં પણ છે. મહાદેવ એક વાણીઆએ બેસાડેલા કહેવાતા હતા, પણ દહેરૂં તો હકુમતરાયજી દેસાઇએ બંધાવ્યું હતું. સ્વામીના મકાનમાં જ્યાં આગળથી સત ચઢયું તે જગ્યાએ સતી માતાનું સ્થાનક છે. સ્વામીએ એક ગુટકો પુસ્તક આપેલું તેની હંમેશાં પૂજા થતી હતી. આ ટીમી ગામે એજ સ્થાને પરિક્રમાવાસીઓ આવી આશ્રમ કરે છે, અને પહેલાં પણ કરતા હતા. તેમાં આ સ્વામી એક વખત એકલાજ આવેલા ને આશ્રમ કરેલો અને આ બનાવ બન્યો હતો. જે મહાદેવ ટીમીમાં છે, તેને સુવર્ણવિધુકેશ્વર કહે છે.

બંને દીકરી તથા દીકરાને પરણાવી, દુનિયાદારીનો લ્હાવો દેસાઇજી તથા દેસાણ ધનકોરબાએ લીધો હતો, અને વૃદ્ધાવસ્થામાં પોતાની જાતને સુખી માનતાં હતાં.

માણસ માત્રને મરવાનું તો હોયજ છે, થોડા દિવસની તાવની માંદગી ભોગવી દેસાઇજી તો ૬૮–૬૯ વરસની ઉમ્મરે પડયા. તે વખતે સવારના પાંચેક વાગ્યાનો સુમાર હતો. વૃદ્ધ દેસાણ તરતજ સ્નાન કરી સ્વામીનાં પગલાંને પગે લાગવા ગાડાં જોડાવી ટીમી ગામે પહોંચ્યાં. સ્વામીનાં પગલાંને પગે લાગ્યાં કે તરત સતી થવાનું સત ચઢી આવ્યું, પોતે અંબાનું નામ તથા શંકરનું નામ મ્હોઢે બોલતાં પાછાં ઘર આવ્યાં. રડવાનું એકદમ બંધ કરાવ્યું. આ બાઇ સતી થાય છે. એ બાબત તે વખતના કલેકટર મી. કર્કલેન્ડ સાહેબને ખબર પડતાં તેઓએ પોતાની હદમાં સતી થાય નહિ એવો હુકમ કર્યો; પણ સતીએ કહ્યું કે સામે પાર લઇ જાઓ, એના હદમાં જરૂર નથી. સતીનું સત તો જારીજ રહ્યું, કંકુ ઉછળવા માંડયું.

વૈશાખ શુદ ૮ સંવત ૧૮૮૪–તા. ૨૨ મી એપ્રિલ સને ૧૮૨૮ ભોમવારને રોજ સવારમાં આખા શહેરમાં ખબર પસરી ગઇ કે દેસાણ સતી થાય છે, તેથી જેણે જેણે સાંભળ્યું તેઓ ત્યાં હાજર થયાં. આખું જુનું બજાર ભરપુર થઇ ગયું. રૂપ-

શંકર ત્રિપાઠીને બોલાવેલા, તેમણે વિધિપૂર્વક દેસાઇજીની તથા સતી માતાની હકુમતરાયજી પાસે પૂજા કરાવી. પાલખી તો ઘરનીજ હતી તેમાં દેસાઇજીને દસેક વાગે સુવાડયા,. ક્ષત્રિમાં બ્રાહ્મણોને એવે એટલે મોત પ્રસંગે સ્મશાન જવાની છુટ હોવાને લીધે ભાર્ગવો તથા બીજા બ્રાહ્મણો પણ સાથે વેદાધ્યયન કરતા ચાલતા હતા. ગુમાસ્તાઓએ છ મહિના અગાઉ સતી થાય ત્યારે શું શું જોઇએ તેની તેમને સુંદરબાઇ સતીની બાબતમાં નજરે જોયા મુજબની સઘળી તૈયારી કરી રાખી હતી. પાલખી ઉંચકાઇ. ભજનીઆ, કીર્તનીઆ, મંડળીઓ બીજાં વાજીંત્રો સાથે આગળ ચાલવા લાગ્યાં. શંખનાદ થતા હતા. ઘંટો વગાડતા હતા. ઘંટાઓ પણ વાગતી હતી. ગુલાલ કંકુ ઉછાળતા દેસાઇજીને વળાવવા સર્વ મંડળ ન્યાત જાતના તથા શહેરના સારા સારા ગૃહસ્થો ગયા. કોઇ જે અંબે, જે અંબે કરે. કોઇ હર હર મહાદેવ કરે, વગેરે પોકાર થતા હતા. પાછળ સ્ત્રીઓ ગીતો ગાતી, તો કોઇ જે અંબે બોલતી ચાલી રહી હતી. હજારો લોકો આ વખતે આ ભવ્ય દેખાવ જોવા એકઠાં થયાં હતાં. આવી રીતની શોભાથી દેસાઇજીને દશાશ્વમેધ લઇ ગયા. સતી માનું ગૌર વર્ણ, બેઠા ઘાટનું પુષ્ટ શરીર, ભવ્ય કપાળ, દાંત પડી ગયલા હતા, ફક્ત બે–ત્રણ ઉપલા આગલા દાંત હતા, તેમાં સોનાની રેખો જડેલી તેથી સુશોભિત દીસતાં હતાં. દાંત નહિ તેથી સહેજ ડાચાં બેસી ગયલાં હતાં. સુશોભિત તોણા નાકમાં નથની લટકતી હતી, એવાં જે ધનકોરબા તે એક દેવીને રૂપે દીસતાં હતાં, અને હસ્તે મુખે આમતેમ ફરતાં લોકો ઉપર કંકુ, ગુલાલ ઉછાળતાં હતાં. દેવીએ એક કીરમજી રંગનું રેશમી વસ્ત્ર અને ધોળા રંગની રેશમી ચોળી પહેરેલી, તે ચોળીની નીચે ઠેઠ હાથના પહોંચા સુધી કેસર નહિ લગાવતાં સુખડ ચોળી દીધા હતી તેથી કંચુકીનો અને સુખડનો રંગ સરખો જણાતો હતો. બંગડીઓ અને વિંટાળેલી નાડાછડી સાથે બે હાથ શોભા આપી રહ્યા હતા. પગે કલ્લાં, કાને ચોકડાં, ગળામાં મંગળસૂત્ર, એટલુંજ દેવીએ આભૂષણ પોતાના શરીર ઉપર રાખ્યું હતું. પોતે ૬૦ વરસની ઉમ્મરનાં હતાં છતાં માથામાં સફેદાઈ હતાંજ નહિ, તેમ ઘડપણને લીધે વાળ પણ આછા થયેલા નહિ, તેથી નાગની ફેણ

જેવો છુટો મૂકેલો ચોટલો ઠેઠ કમ્મર સુધી આવી રહ્યો હતો, અને દેવો કંકુ ગુલાલ સાથે ઘુમતાં, ત્યારે આમતેમ ફરફર થતો હતો. દેવીના મ્હોમાંથી શંકર અને અંબાની જય શિવાય બીજા શબ્દો ભાગ્યેજ નીકળતા હતા.

દેસાઇજીને આ પાર સ્નાન કરાવ્યુ, માતાજીએ પણ સ્નાન કર્યું, અને દીકરા, વહુઓ, દીકરીઓ, તથા જમાઇઓએ પણ બંનેની વિધિપૂર્વક આ જગ્યાએ પૂજા કરી હતી. કલેકટરે હોડીના ઇજારદારને હોડી નહિ આપવા બંદોબસ્ત કરેલો, તેથી વહેપારીઓના સાત આઠ મછવા ત્યાં તૈયારજ હતા. તેમાંના એક મછવામાં દેસાઇજીને લીધા, અને નજીકનાં સગાં બેઠાં તે મછવાને બ્રાહ્મણોએ હંકાર્યો હતો. બીજા મછવાઓમાં જેને જવું હોય તેને જવાની છુટ હતી, તેથી મછવામાં જેટલા બેસી શકયા તેટલાથી જવાયું. બીજા આ કાંઠે રહ્યા હતા. પાંચ છ મણ સુખડ સાથે ચેહ ખડકેલી તે ઉપર દેસાઇજીને સુવાડયા. સતી માતાએ જેને જેને આશીર્વાદ આપવા હતા તેને આપ્યા. દીકરાને આશીર્વાદ આપ્યો કે અમો બન્ને તારૂં ઘર શોભાવવા પાછાં તારે ઘેરજ આવીશું. અગ્નિસંસ્કાર થયા. કપૂરના હાર સતી માતાએ પહેરેલા હતા. ચેહ ચેતતાં પહેલાં બધા ઘણે દૂર ખસી ગયા. ત્યાર પછી સતી માતા તરતજ કછોટો વાળી ચેહ ઉપર ચઢી જઇને બેઠાં. ઉન્હાળાના દિવસને લીધે સૂકાં લાકડાંના ભડકા શરીરની આસપાસ એકદમ વિંટળાઇ વળ્યા. વાજીંત્રો જે સામે કાંઠે વાગતાં હતા તે બંધ કરાવ્યાં. ચેહ પાસે ન્યાતિવાળાઓ ગયા તો દેસાઇજી ને સતી માતાને સાથે બળતાં જોયાં. બળી રહ્યાં પછી અગ્નિ હોલવતાં તેમાંથી હાથની બંગડીઓ તથા જે વસ્ત્ર પહેરેલું તેની કમ્મરની પાટલી અનામત માલમ પડવાથી તેને દેસાઇજી પોતાને ઘર લાવ્યા. આ બે વસ્તુઓ દેવ સેવામાં મૂકી, કે જેની હાલ પણ પૂજા થતી સાંભળી છે. ઘણા માણસોનું કહેવું એવું છે કે જે જગ્યાએ સામેપાર સતીને બાળેલાં, તે જગ્યાએ છીણુંઓ ઉગેલી, તે ઉપર સાકરના ઝીણા ઝીણા કકડા માલમ પડતા હતા.

જમીએતરામ નામનો એક ક્ષત્રિ જે તે વખતે કલેકટર પાસે મોટો અધિકાર ભોગવતો હતો, અને જેને દેસાણને સતી

થતાં અટકાવવાને કલેકટરને સૂચવ્યું હતું, તે માણસને સતીએ કહેલું કે તું છ માસ પુરા કરવાનો નથી. એ મુદતમાં એ સખસના માથા ઉપર કાંઇ આવી પડવાથી તેને રેવાજીમાં ડૂબી મરી આપઘાત કરવો પડયો હતો. એ જમીએતરામનો ખડકીમાં રહેતો હતો, અને એનાજ નામ ઉપરથી એ ખડકી જમીએતરામની ખડકી કહેવાય છે. એને પહેલાં દરૂ ફળીયું કહેતા હતા.

સતી થવાનો કાયદો સને ૧૮૨૯ માં પસાર થયો, ત્યારથી સતી થવાનું બંધ પડયું છે.

સતી ચુની સ્વર્ગવાસી કલ્યાણરાય દેસાઇનાં સ્ત્રી, એ નામની ચોપડી કે જે સાક્ષર ગોવર્ધનરામ ત્રિપાઠીએ લખીને છપાવી છે. તેમાં નીચે પ્રમાણે હકીકત છે.

" વાર્તાની નાયિકા ( ચુની ) ના પતિશ્રી કલ્યાણરાયજીના દાદી સતી થયલાં છે. તે નિત્ય શહેરમાં નર્મદા નદીના દશાશ્વમેધને ઓવારે સ્નાન કરવા જતાં. એક દિવસ શરીરનાં આંતરડાં બહાર કાઢી ધોતાં એક સાધુને તે જુવે છે અને આશ્ચર્ય પામી તેને નમન કરે છે. સાધુએ કાંઇ પણ ઓળખ કર્યા શિવાય પૂછયું " તું આટલા ધનાઢયની સ્ત્રી એટલે દૂર કેમ નહાવા આવે છે? " સત્ક્રિયા કરવાની તથા ધર્મ માર્ગે ચાલવાની રંક તથા રાય સર્વની એક સરખી ફર્જ છે. " એવો ઉત્તર દઇ કેટલીએક જ્ઞાનની વાતો કહી. સાધુએ આ ઉપરથી પ્રસન્ન થઇ કહ્યું કે " કાંઇ જરૂર પડે તો મને મળજો, મારી અહિંઆંજ સ્થિતિ છે. થોડા દિવસ પછી દેસાઇ માંદા પડી એકાએક ગુજરી જાય છે એટલે દેસાણ પેલા સાધુ પાસે જઇ સર્વ વાત વિદિત કરે છે, ત્યારે સાધુ કહે છે કે " જો તમે તમારૂં અર્ધ આયુષ્ય આપો તો તે દશ વર્ષ વધુ જીવશે, જાવ, આવું મારૂં વચન છે. " દેસાણ ઘર જઇ અર્ધા આયુષ્યનું દેસાઇના હાથમાં જળ મૂકે છે. બીજાં દશ વર્ષ

આ બંને સતીઓની મજળે પહોંચાડવાની હકીકત એક જસોદા નામની ભિક્ષુક વર્ગની ભાર્ગવની વિધવા જે તા. ૨૨–૧૨–૧૯૧૨ ને રોજ ૧૦૩ વરસની ઉમ્મરે ગુજરી ગઇ, તેણે નજરે જોયેલી લખાવી છે, તે લખી છે. સતી દેસાણની સ્વામી વિષેની તથા બીજી હકીકત રાજેશ્રી સાકરલાલ માણેકલાલને તથા તેમના ઘરમાંથી પૂછીને લખી છે.

તેઓ જીવે છે. દશ વર્ષ પછી તે મરણ પામે છે અને સાધુને દેસાણ જઇ મળે છે અને કહે છે કે " ગુરૂ મહારાજ મને ચાહે તો સતી થવાની શક્તિ આપો અથવા તો મારા પતિને જીવતા કરો. " ગુરૂ કહે છે કે ફરી જીવતા થાય એમ નથી, પણ જા તને સતી થવાની શક્તિ આપું છું. આશીર્વાદથી થયલાં સતી રસ્તામાં નાળીએર તથા કંકુ કાઢતાં અને નમન કરતાં અને યાચતા લોકોને આશીર્વાદ દેતાં પાછાં ફરે છે અને નદીને સામે પાર જવા હોડી તૈયાર કરવા કહે છે. સરકાર તરફથી સતી થવાનું મના કરવામાં આવ્યું હતું અને તેથી ઘાટના ઇજારદારોને મના કરી હતી, પણ સતીમાં સર્વત્ર દૈવી અંશ વ્યાપેલો હતો તેથી તેને હોડીની કાંઇ સ્પૃહા નહોતી. પોતાના પતિનું માથું ખોળામાં મૂકીને હાથમાં બે બળતા કાકડા લઇ ચોટલાની લટો સળગાવી, તેજ સ્થિતિમાં એક મોટા પત્થર પર બેસી તરવા લાગ્યાં. આ સમયે પોતાના છોકરાને એવો આશીર્વાદ દીધો કે " આપણું કુટુંબ સાત પ્હેડી સુધી સુખી રહેશે. પ્હેડીધર, ત્યાં સુધી એક છોકરો ને એક છોકરી થશે. " પત્થર તરતો તરતો ટીંમાં ગામમાં આવી પહોંચ્યો. સતી તથા તેમના પતિ બળી ભસ્મ થયાં પણ સતીના અંબરના પાલવો સાબુત રહ્યા હતા. ત્યાં સતી દેવીના પગલાંની દેસાઇ કુટુંબ તરફથી સ્થાપના કરી છે, અને તેની અતિ પ્રેમથી તેઓ પૂજા કરે છે. લેખકે વાર્તાને રસમય બનાવવા કેટલેક સ્થળે ખરા બનાવો ફેરવ્યા છે. તેજ પ્રમાણે અહિં પણ છે. ( પાનું ૮૨ થી ૮૪. )

એ પુસ્તકના ત્રીજા પાનામાં એમ પણ જણાવે છે કે "દંતકથા એમ કહે છે કે અગ્નિ કોઇ મનુષ્યને હાથે સળગાવ્યો નહોતો, પણ સતીએ કરેલા આવાહનથી આપોઆપ પ્રદિપ્ત થયો, ને ભડકાઓ તેના શરીરની આસપાસ વિંટળાઇ વળ્યા. " * * *

વળી એમ પણ એજ પાને જણાવ્યું છે કે " જ્યારે સતી દૈવી માતાની સત્તા ધારણ કરી ઉચ્ચ તત્વમાં મળી જવા લાગ્યાં ત્યારે તેના પુત્રે આશીર્વાદ માગ્યો. અગ્નિના ભડકાઓમાંથી ઉત્તરનો અવાજ સંભળાયો કે " પુત્ર, હું આ પૃથ્વીપર ફરી અવતાર ધારણ કરીશ. તારા વંશજને ભવિષ્યમાં બચાવવા જીવતી સતી રૂપે પાછી આવીશ. " આથી કલ્યાણરાય દેસાઇનો જન્મ થયો

ત્યારે લોકો કહેવા લાગ્યા કે દોલતરાય દેસાઇ પાછા જન્મ ધરી ગાદી ભોગવવા આવ્યા. ચુની દેસાણુની સાથે લગ્ન થવાથી તે સતી પાછાં પધાર્યાં એમ લોક વાયકા બોલાતી હતી.

ત્રીજાં સતી જે થયાં તે ભરૂચના એક બ્રાહ્મણુની સ્ત્રી હતાં, તેમનું તથા તેમના ધણીનું નામ તજવીજ કરતાં જણાયું નહિ. એ સતી લલુભાઇનો જે વખતે અમલ હતો, તે વખતે થયાં હતાં. લલુભાઈએ તેમને સતી થતાં અટકાવ્યાં અને કહ્યું કે તારૂં સત હોય તે બતાવ, નકામી ઢોંગ શું કરે છે. તેણે તરતજ કંકુ કાઢી લલુભાઇના ઉપર નાખ્યું ને તેને શ્રાપ દીધો કે તારૂં સત્યાનાશ જશે ને જયાં અન્નને પાણી નહિ હશે ત્યાં તું મરશે. લલુભાઇ ચમકયો ને તરત રજા આપી. એ બાઇ અને એનો ધણી સતી માતાની ખડકીમાં રહેતાં હતાં. એ ખડકી માણેકલાલ વેણિલાલની હવેલીની દક્ષિણ બાજુની ગલીમાં ખડકી છે તેજ. જયાં એ બાઇ રહેતાં હતાં ત્યાં તેના પડોસનાં ઘરોમાં હાલ પણ લગ્ન પ્રસંગે રંગ વપરાતો નથી. આ હકીકત એ ખડકીના રહેનાર ૭૦–૭૨ વરસની ઉમ્મરે પહોંચેલા વિજભુખણ હરિભાઇ નામના એક વાયડા વાણીઆએ મને પૂછવાથી કહી. તે કહેતો હતો કે એ હકીકત ઘેલાભાઇ શંભુલાલ નામના એના શેઠે એને કહેલી. ઘેલાભાઇ આશરે વરસ ૭૫ ઉપરના થઇને ગુજરી ગયા છે. એઓને મેં ચકલામાં હંમેશ બેસતાં જોયલા, સને ૧૮૯૬–૯૭ માં એઓ ગુજરી ગયા છે.

માતાજી લક્ષ્મીબા ભાર્ગવ બ્રાહ્મણ ગૃહસ્થ પંક્તિમાં. દેહેજના દેસાઇ ભરૂચના રહેનાર ગોવિંદરામ રૂપજી નામના દેસાઇને ઘેર આ માતાજી જન્મ્યાં હતાં. તેઓનું લગ્ન પાઠક કુટુંબના એક આબરૂદાર ગૃહસ્થ સાથે થયું હતું. શ્રાવણ માસમાં ઘણાખરી સ્ત્રીઓ દશાશ્વમેધ સ્નાન કરવા જાય છે. તે પ્રસંગે એ માતાજી પોતાની ૧૧ વરસની ઉમ્મરે પહોંચેલાં દશાશ્વમેધ પોતાની મા સાથે નહાવા ગયેલાં. નાહીને માતાજી મા પહેલાં બહાર નીકળી એક ઓટલે એક સંત બેઠા હતા, તે ઓટલા આગળ ઉભાં ને સંતને પગે લાગ્યાં. સંતે પ્રસન્ન થઇ એ છોકરીને કાંઇ પ્રસાદ ખાવા આપ્યો, ને માથે હાથ મૂકયો. પ્રસાદ એ છોકરી ખાઇ ગઇ.

ઘેર આવી એટલે એની ચિત્તવૃત્તિ જુદીજ જણાઇ. જ્ઞાને એકદમ પ્રવેશ કર્યો, તેથી તે પાઠ પૂજાનાં પુસ્તકો એકદમ અભણ છતાં વાંચવા લાગી. ભૂખ, તરસ, ઝાડો, પેશાબ બધું એકી વખતે બંધ થઇ ગયું. બાપ પણ છોકરીને અભણ છતાં પુસ્તકો વાંચતાં જોઇ આશ્ચર્ય પામ્યા. સંતની સાંજે ખોળ કરવા નીકળ્યા, પણ તેનો પત્તો લાગ્યો નહિ. છોકરી તો ત્રિકાળ જ્ઞાની થઇ, ફલાણાનું શું થશે, તે જે થવાનું હોય તે પ્રમાણે કહેવા લાગી, અને તે ખરૂં પણ પડવા લાગ્યું. આ ખબર આખા શહેરમાં પસરી, તેથી લોકો તેની પાસે આવવા લાગ્યા. ખાય નહિ, પીએ નહિ તો ઝાડો પેશાબ શાનાં હોય ! ઘીનો દીવો જાથુક બાળતાં તેથી ઘી, નાળીએર લોકો આપી જતા–માનતા ચાલી. કોઇ કાંઇ આપી જાય, કોઇ કાંઇ આપી જાય તે સર્વ પાસે બેસનારને વહેંચી દે. લુગડાં કોઇ આપી જાય તે પણ પાસે બેસનારને આપી દે. જ્ઞાન એટલે લગી વધી ગયું કે પોતાની જાતે તરત બનાવેલાં (Extempore) ભજનો ગાવા લાગ્યાં. એ ભજનોમાંનાં કેટલાંએક આજ સુધી અમારી ન્યાતનાં સ્ત્રી, પુરૂષો બોલતાં હતાં. બાજી દેસાઇ નામના એક ગૃહસ્થ સને ૧૮૭૮–૭૯ માં ગુજરી ગયા, તે તો જ્યાં બે સદ્ગૃહસ્થો બેઠા હોય ને ભજન ગાવાનું કહે, તો એ માતાજીનાંજ બનાવેલાં ભજનો ગાતા હતા સાંજે સ્ત્રી પુરૂષો એકઠાં થતાં, ત્યારે પોતે નવાં નવાં ભજનો ગાતાં, જાતે સ્ત્રી જાત, રાગ સારો તેથી કાનને મધુર લાગતો હતો. આખી રાત ઉંઘવાનું પણ નહિ, ઇશ્વર ભજનજ કરવું એ શિવાય બીજો કાંઇજ ધંધો કરવો નહિ. ઘર સંસાર માડવાની ઉમ્મર થઇ, પણ પોતાને ઘર સંસાર માડવો નહિ, તેથી બાપને કહ્યું કે ન્યાતિલાઓને ન્યાત ભેગી કરાવી, પોતાના ધણીને બીજી સ્ત્રી કરવાની છુટ અપાવો. બાપે ન્યાતને અરજ કરી, કારણ કે ન્યાતમાં એક ઉપર બીજી સ્ત્રી કરવાનો રીવાજ નહિ, કે જે રીવાજ આજ સુધી ચાલ્યો આવ્યો છે. ન્યાતિલાએ બાપની અરજ મંજુર રાખી. માતાજીના ધણીને બીજી સ્ત્રી પરણવાનો હુકમ આપ્યો, ને તેઓએ બીજી સ્ત્રી કરી. એ વંશના કુટુંબીઓમાં હાલ ઇંગલન્ડ જઇ આવેલા રામપ્રસાદ મુનશી તથા ઠાકોરલાલ ચિમનલાલ મુનશી જે અત્રે વકીલ છે તેઓ છે.

એક વખત એવું બન્યું કે નંદલાલ પાઠેક નામના એજ જ્ઞાતિના એક ગૃહસ્થ દિલ્હીમાં નોકર હોવાથી, ત્યાંથી પોતાની કમાઇ લઇ મારવાડને રસ્તે થઇ ભરૂચ આવતા હતા. આ ગૃહસ્થ એ બાઇના સાસરાના કુટુંબી હતા. રસ્તે મારવાડમાં લુંટાયા ને લુંટારાઓએ તેમને મારી નાખ્યા. આ હકીકત ત્રિકાળ જ્ઞાનથી માતાજીને જણાતાંજ પોતે એકાએક પોતાની જગ્યાએથી ઉઠી ગયાં ને આઘાં બેઠાં, પછી સ્નાન કર્યું. દશ રાત્રીનું સૂતક તેથી કોઇ જગ્યાએ અડકયાં નહિ, પણ પોતાના સ્થાનકથી દૂર બેઠાં. પાસે બેસનારાઓએ કારણ પૂછયું, ત્યારે કહ્યું કે પાંચ છ દિવસ પછી તમો જાણશો. આ હકીકત બાપના આગ્રહથી બાપને કહી હતી. પાંચ છ દિવસમાં ખબર આવી કે નંદલાલ પાઠેક લુંટાયા અને તેમને લુંટારાઓએ મારી નાખ્યા.

લોકો જયારે સાંજે આવ્યા ત્યારે માતાજીને કહેવા લાગ્યા કે માતાજી આ કારણથી તમે આઘાં બેઠેલાં ? તેમણે કહ્યું કે સ્નાન અને સૂતક એટલે મારે નહાવું પડયું અને સૂતકને લીધે આઘા બેસવું પડયું. આથી ઘરનાં તથા ભરૂચની પ્રજા પણ આશ્ચર્ય પામ્યાં. માતાજીની માનતા વિશેષ ચાલવા લાગી. આ હકીકત બાપે જાણ્યાથી દીકરીને એક જુદી ઓરડી બેઠકની કરી આપી. એ ઓરડીની નિશાની હજુ પણ છે. બાપે દીકરીના ખરચ માટે વાગરા તાલુકાના જાગેસર ગામમાં કેટલીએક જમીન દીકરીના નામપર ચઢાવી આપી. એ જમીન માતાજીનાં ખેતરાંથી જાગેસર ગામમાં હજુ પણ ઓળખાય છે. તેમ જાગેસર ગામમાં તળાવ છે તે પણ માતાજીના તળાવથી ઓળખાય છે. એ માતાજી પોતાના ધણી પહેલાં ગુજરી ગયાં હતાં. એ જાગેસર ગામના માતાજીવાળી જમીન એમના બાપના વંશમાં ચુનિલાલ ધિરજરામ દેસાઈ નામનો ગૃહસ્થ છે, તેને વારસાથી ઉતરી આવી છે અને હાલ પણ એના કબજામાં છે. પોતાનો કાળ હવે બે ચાર કલાકમાં થશે, એવી માતાજીને ખબર તેથી પોતાના ધણીને તથા સાસરીઆંને, તેમ બાપના સગાંને પોતે બોલાવ્યાં. ધણીને પગે લાગ્યાં, સાસરીઆમાંના વૃદ્ધોને પણ નમન કર્યું, ને કહ્યું કે હવે અરધા કલાકમાં મારે જવાનું છે, અને તે મુજબ પોતે સ્નાન કરી અબોટ દેવરાવી સૂતાં તે સૂતાં. પ્રાણ ખોળીયું તજી સ્વર્ગમાં

ચાલ્યો ગયો. નંદલાલ પાઠેકને સંવત ૧૭૯૦ માં મારી નાખ્યા હતા એટલે માતાજી તે પ્રસંગમાં થઇ ગયાં છે. મારા બાપ કાકાઓનું મોસાળ એ માતાજીના બાપના વંશમાં હોવાથી તેમણે એ હકીકત શાંભળેલી, તેઓ હંમેશા માતાજી વિષે વાતો કરતા હતા, તથા મારા બાપ તેમનાં ભજનો પણ બોલતા હતા, તેથી હું લખવાને શક્તિવાન થયો છું. આ માતાજી અમારી ભાર્ગવ જ્ઞાતિમાં મશહુર છે, તેમ હજુ તેમનું નામ સંભારાય છે.

## સ્વામી અથવા સંત મહારાજ.

એક સ્વામી અથવા સંત મહારાજ વિષે ઉપર કહી ગયા. બીજા સ્વામી જેણે કાંઇ ભરૂચમાં અદભુત કામ બતાવ્યું, તે વિષે જણાવવા જેવું છે માટે જણાવવા છુટ લઉં છું.

દેહેજના દેસાઇ ભરૂચના રહેનાર ભાર્ગવ ગૃહસ્થના વંશમાં અંબારામ મહિધરજી નામે એક દેસાઇ થઇ ગયા. તેઓ દેહેજ-માં માજી રાજમાં પણ તાલુકા કચેરી હોવાથી ઘણા ખરા ત્યાંજ રહેતા હતા. એ દેસાઇએ દેહેજ તથા ઘોઘાનો પેશ્વા પાસેથી ઇજારો રાખ્યો હતો. એક સમયે એક સ્વામી એમની દેહેજની હવેલીમાં આવી ચઢયા. ( આ હવેલી ઘણા જુના વખતની, શેઠજીની ભરૂચવાળી હવેલીના ઘાટની ઘણી મજબુત બાંધણીની છે. હાલ પણ એવીજ મજબુત હાલતમાં છે. ) સ્વામીની પૂજા કરી ભિક્ષા આપી. સ્વામીએ પ્રસન્ન થઇ કહ્યું કે " કાંઇ માગ " દેસાઇએ જવાબ આપ્યો કે " મહારાજ શું માગું ? રત, છત, પૈસા ટકા બધી વાતે સુખી છું, તેની અપેક્ષા નથી. એટલુંજ વધારે છે તો પછી માગવાનું શું ? પણ એક વાતની ખામી છે, તેજ મોટું દુઃખ છે. " શું ખામી છે તે પૂછતાં દેસાઇ બોલ્યા કે " સ્ત્રીની ઉમ્મર વરસ ૪૭ ની થઇ, તેમ મારી ઉમ્મર ૪૯ ની થઇ, પણ પેટે પ્રજા નથી, એજ મોટી ખામી છે. તે પ્રભુ પુરી પાડે ત્યારે, હવે અમે તો આશાજ છોડી છે. સ્ત્રીને અટકાવ પણ ગયો છે, તો હવે આશા રાખવી એ મિથ્યા છે. " સ્વામી-એ એક સોપારી જેવડો સુવર્ણનો ગોળો આપ્યો ને થોડી વિભૂતિ આપી કહ્યું કે " આ ગોળાની તારે પૂજા કરવી, વિભૂતિમાંથી થોડી તારી સ્ત્રીએ ખાવી અને થોડી આ ગોળાની પૂજા કરો તારે

ખાવી. કાલે અટકાવ આવશે, અને પાંચ દિવસ પછી તારી સ્ત્રીને એ વિભૂતિ પાછી ખાવા આપવી, તેજ દિવસથી ગર્ભ રહેશે. તે દિવસથી બરાબર ૨૬૭ દિવસે એક પુત્ર થશે." સ્વામી જવા તૈયાર થયા ત્યારે દેસાઇને કહ્યું કે "પુત્ર નવ વરસનો થશે અને ઉપવીત ધારણ કરવાનો વખત આવશે, ત્યારે આજ્ઞા આપવાને હું ભરૂચ તારે મકાને આવીશ." દેસાઇએ સ્વામીને રાખવા બહુજ આગ્રહ કર્યો, પણ ફોગટ. સ્વામી તો બારણા બહાર નીકળ્યા તે પછી જણાયાજ નહિ ! દેસાઇને ખરી શ્રદ્ધા બેઠી. ગોળો ભરૂચની હવેલીમાં દેવ સેવામાં મૂક્યો. એ ગોળાની પૂજા હર-રોજ આજ પર્યંત થાય છે. સ્ત્રીવર્ગથી તેની પૂજા થતી નથી. બ્રાહ્મણદ્વારા તેની પૂજા થાય છે. દેસાણને બીજેજ દિવસે અટ-કાવ આવ્યો. પાંચ દિવસ પછી વિભૂતિ ખાધી. બે ત્રણ મહિને જણાયું કે દેસાણ બેજીવ સોતાં થયાં છે. મુદ્દત પુરી થઇ કે પુત્રનો જન્મ થયો. શંકરે આપેલો જાણી દેસાઇએ પુત્રનું નામ શિવપ્રસાદ આપ્યું.

જનોઈ આપવાનો સમય થયો પણ સ્વામી કાંઇ પધાર્યા નહિ. કર્માન્તર પુરૂં થયું, આજ્ઞા લેવાનો વખત થયો. સ્વામી આવ્યા નહિ જાણી દેસાઇ ગભરાયા. દેસાઇની આજ્ઞા માગવા ગોરે છોકરાને કહ્યું. દેસાઇ બોલ્યા કે પહેલી સ્વામીની આજ્ઞા અપાવ્યા શિવાય મારાથી આજ્ઞા અપાશે નહિ. ગોરે કહ્યું કે સમય વીતી જશે. આ વાતચિત ચાલે છે એટલામાં સ્વામી બાર-ણાનાં પગથીઆં ચઢતા જણાયા. દેસાઇ ઘણાજ ખુશ થયા. સ્વા-મીએ જનોઇ પહેરવા આજ્ઞા આપી, પછી સર્વ સગાં વહાલાંની આજ્ઞા લઇ જનોઇ પહેર્યું. જે હાજર હતા તે આશ્ચર્ય પામ્યા. સ્વામીને સર્વેએ નમન કર્યું ને સૌ સૌને ઘેર ગયા. સ્વામી પણ ભિક્ષા લઇ તરત બહાર નીકળી પડયા તે જણાયાજ નહિ, પણ જતી વખતે શિવપ્રસાદને બહાર બોલાવી તેના કાનમાં કહ્યું કે "ત્રીશ વરસ સુધી તારે આ ઘરમાં દેસાઇને ત્યાં રહેવાનું છે, પછી હું તને તેડવા આવીશ, તારા માબાપ શિવાય આ વાત કોઇને કહીશ માં. વળી સ્વામીએ પોતાનું ખોળીયું બદલવાનો દિવસ પણ એ છોકરાને મ્હોઢે કહ્યો. તારાં ત્રીશ વરસ પુરાં થશે ત્યાર પછીની ચૈત્ર વદ ૧૧ ને દિવસે હું આ દુનિયામાં હોઇશ

નહિં. તને એક પુત્ર થશે ને પછી એકને બે, બે વચ્ચે એક એવી રીતે તારો વંશ ચાલશે. હું તને તેડવા આવું કે તરત તારે તૈયાર રહેવું."

સગાં વહાલાં વેરાઇ ગયાં. દીકરાને સ્વામીએ શું વાત કહી તે જાણવાની દેસાઇને ઉત્કંઠા થઇ; પણ છોકરાએ કહ્યું કે એ વાત જાણવાની આપને જરૂર નથી. તેમ તમારે સાંભળવાથી ફાયદો પણ નથી. આથી દેસાઇને તો વધારે ઉત્કંઠા થઇ. બાપનો ઘણો આગ્રહ જોઇ દીકરીએ સ્વામીએ કહેલી વાત કહી, તેથી દેસાઇ દીલગીર તો થયા પણ શું કરે ! શિવપ્રસાદને પેટે પુત્ર થયો. ત્રીશ વરસ પુરાં થયાં એટલે સ્વામી શેરીમાં આવી કોઇને ઓટલે બેઠા ને શિવપ્રસાદને કોઈ સાથે કહાવ્યું કે કોઇ સ્વામી તને બોલાવે છે. શિવપ્રસાદ તરતજ ત્યાં ગયા ને સ્વામીને પગે લાગ્યા. સ્વામીએ કહ્યું કે ચાલો, વખત પુરો થયો. શિવપ્રસાદે "હા મહારાજ !" કહ્યું, એટલે સ્વામી તો દેખાયાજ નહિ. શિવપ્રસાદ ઘરમાં આવ્યા. તે સમયે માબાપ સ્વર્ગવાસી થયાં ન હતાં, એ દીલગીરી ભરેલું હતું. સ્ત્રીને કહ્યું કે હું જાઉં છું, મારી મુદત પુરી થઇ ગઇ. સગાં વહાલાંને બોલાવ. શિવપ્રસાદ અર્ધા કલાકમાં સાફ થઇ ગયા શિવપ્રસાદને એક અમરતરામ કરીને પુત્ર હતો, તેને બે દીકરા થયા, તે બે વચ્ચે એક દીકરો થયેલો, તે દીકરાને બે પુત્ર થયા અને એ બે ભાઇ વચ્ચે હાલ એકજ પુત્ર છે.

સ્વામીએ છ મહિના પછી ચૈત્ર માસમાં હું પણ આ દુનિયા છોડીશ, એવું જે ઉપર કહેલું તે મુજબ દર ચૈત્ર વદ ૧૧ ને દિવસે એ સ્વામીનો ભંડારો હજુ એ ઘરનાં માણસો કર્યા કરે છે, તે હું પોતે જાણું છું, તેમ એ વાત અમારી ન્યાતમાં જાણીતી છે.

હાલની પ્રજા આ પ્રકરણમાં બનેલી વાત ખરી માનો કે નહિ, તે તેમની મરજી પર છે, મેં તો ઘરડાઓથી સાંભળેલી વાત લખી છે. આવા સંત પુરૂષો હોય છે, કોઇ પ્રસંગે ચઢી આવે છે. મને પણ એવા એક સંતનો અનુભવ થયો છે અને તેમણે મારી જીંદગીમાં શું શું થવાનું છે, તે તેમણે સને ૧૮૬૯ માં લખાવેલું તે મુજબ બનેલું મેં નજરે જોયું છે.



# પ્રકરણ ૧૯ મું.



## બ્રાહ્મણો.

ભરૂચ શહેરમાં સને ૧૯૧૧ ના વસ્તી પત્રકમાં ૪૩૪૦૩ માણુસની વસ્તી છે. તેમાં હિંદુ, પારસી, મુસલમાન, ક્રિશ્ચિયન અને બીજી વર્ણ આવી ગઇ છે. હિંદુઓની વસ્તીમાં, બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ છે. આ વર્ણમાં ૨૬૮૫૨ માણુસો છે એટલે હિંદુઓની વસ્તી વિશેષ છે, તેથી હિંદુઓની હકીકત પ્રથમ દર્શાવી છે. હિંદુઓમાં બ્રાહ્મણ ઉંચી જાત ગણાય છે માટે તેમને વિષે પહેલી હકીકત આપી છે.

### ભાર્ગવ બ્રાહ્મણ.

આ શહેરમાં બ્રાહ્મણોની વસ્તીમાં ભાર્ગવ બ્રાહ્મણોની સંખ્યા વિશેષ છે. એઓ ભરૂચના મૂળ રહેવાસી છે; કારણ કે જ્યારે ભરૂચ શહેર ભૃગુપૂર અથવા ભૃગુકચ્છના નામથી સ્થાપન થયું, ત્યારે આ શહેરના વસાવનાર શ્રી ભૃગુ ઋષિ મહારાજ સાથે એઓ પહેલા આવ્યા હતા. અરાઢ હજાર કુટુંબો આવેલાં તેમાં હાલ ૧૯૪ ઘર છે, તે પૈકી દશા ભાર્ગવનાં ૮ ઘર છે. વીશા અને દશા ભાર્ગવો મળી ૭૨૦ માણુસની વસ્તી છે. વીશામાં ગૃહસ્થ અને ભિક્ષુક એવા બે ભાગ છે. તેમાં ગૃહસ્થનાં ૧૩૨ ઘર તથા ભિક્ષુકનાં ૫૪ ઘર છે. સંવત ૧૯૬૫ ના ચૈત્ર શુદ ૨ ને દિવસે ગૃહસ્થની સંખ્યા ૫૩૨ તથા ભિક્ષુકની ૧૭૧ ની હતી;

બાકીના દશા હતા. ભાર્ગવ બ્રાહ્મણો દક્ષિણથી આવેલા એટલે તેઓની ઘણી ખરી રૂઢી કોકણસ્થ બ્રાહ્મણોને મળતી આવે છે. એઓમાં વિશેષ ભાગ શંકરભક્ત છે, તેમ પંચાયતન દેવને પણ માને છે. કેટલાએક વૈષ્ણવ પણ છે, તેઓને ત્યાં રાજસેવા એટલે નેગના ઠાકોરજી હોય છે, તેથી બેસતે વરસે તેમને અન્નકૂટનો ઓચ્છવ કરવો પડે છે. કેટલાએક કહે છે કે ભાર્ગવો ભૃગુ ઋષિના વંશના છે, પણ તે માનવાનું ખાસ કારણ નથી. હું પણ એક એ ન્યાતિનો ગૃહસ્થ છું, તે ઘરડાઓના કહેવાથી તથા જાત અનુભવથી કહું છું કે અમે શ્રી ભૃગુ ઋષિ મહારાજના આશ્રિત છીએ, એટલે એઓ મહારાજની આજ્ઞાને અનુસરી ચાલનારા છીએ.

ભાર્ગવોની વસ્તી ભરૂચ શિવાય સુરત જીલ્લામાં સુરત, માંડવી તથા ગલા કામળેજમાં છે. તેઓ પણ વીશા ભાર્ગવ છે. કામળેજ ગામમાં રહ્યા માટે તેમને કામળેજા ભાર્ગવ કહે છે. માંડવી કામળેજની નજીક આવ્યું માટે તેમને પણ કામળેજા અથવા માડવીવાળા ભાર્ગવ કહે છે. સુરતના ભાર્ગવો સાથે કન્યા વહેવાર છે, કામળેજા સાથેનો એ વહેવાર આશરે ૧૫૦ વરસથી નીકળી ગયો છે.* ઘરડાઓનું કહેવું એવું હતું કે માંડવીથી એક ગૃહસ્થ જાન લઇ પોતાના દીકરાનાં લગ્ન કરવા આવેલો. લગ્ન પુરાં થયાં પછી ભરૂચથી પાછા જતાં નર્મદા પાર ઉતરતાં જે હોડીમાં વર કન્યા તથા જાનૈયા બેઠેલાં તે હોડી ઓચિંતો વંટોળીઓ આવવાથી ઉંધી વળી ગઇ, ને વર, કન્યા તથા કેટલાએક જાનૈયા પણ નદીને ભોગ થઇ પડયા. આ ખેદકારક બનાવ બન્યા પછી માંડવીવાળાઓએ કન્યા આપ–લે કરવાની નજરજ કરી નથી.

ભરૂચનો ચોરો મોટો ગણાય છે એટલે આબરૂદાર ગણાય છે. ભરૂચ અને સુરત જીલ્લામાં જે ભાર્ગવો છે તેમની સંખ્યા ૧૮૮૪ છે.

એ ન્યાતમાં ચારે વેદના બ્રાહ્મણો છે. તેમાં ઋગ્વેદીની સંખ્યા વિશેષ છે, કારણ બધા ગૃહસ્થો એ વેદના છે. યજુર્વેદી ભિક્ષુક વર્ગમાં વિશેષ છે, તેથી ઉતરતા અથર્વવેદી છે, સામવેદીનું એકજ ઘર છે.

---

* એ સાલ ૧૭૮૧ નો મે માસ હશે. (આફત) પ્રકરણ ૪૨ મું જુવો.

ભિક્ષુકોમાંના કેટલાએક ગૃહસ્થનું ગોરપદું કરે છે. તેમ બીજી ન્યાતોમાં પણ અસલથી ઉપાધ્યાયપણું કરતા આવ્યા છે અને હાલ પણ કરે છે.

હિંદુ કોમના બ્રાહ્મણોમાં આ ભાર્ગવ બ્રાહ્મણો ઘણા વિદ્વાન હોવાથી હોમાદિક, લગ્ન અને મરણ ક્રિયા વગેરે વેદોક્ત અને પુરાણોક્ત કર્મ કરાવતા આવ્યા છે, અને હાલ પણ શહેરમાં એઓજ કરાવે છે. દરેક ન્યાતના ગોર જુદી જુદી ન્યાતના હોવા છતાં તે ગોરોને એ બ્રાહ્મણોની મદદ લેવીજ પડતી અને હાલ પણ લેવી પડે છે.

આ બ્રાહ્મણોએ ફક્ત ભરૂચમાંજ નામાંકિત પણું મેળવેલું એટલુંજ નહિ, પણ આખા ગુજરાતમાં તથા દક્ષિણના કેટલાએક ભાગોમાં તેઓ વિદ્વાન તરીકે મશહુર હતા અને હાલ પણ મોટા કાર્યમાં તેઓને આમંત્રણ કરવામાં આવે છે.

ભિક્ષુકો મોટાં મોટાં દેશી રાજ્યોમાં પરીક્ષા આપી મોટી મોટી રકમો દક્ષણા તરીકે સંપાદન કરતા હતા, અને હાલ પણ પરીક્ષા આપી સંપાદન કરે છે.

એ વર્ગમાં કેટલાએક વિદ્વાન થઇ ગયા છે. રૂપશંકર સોમેશ્વર અટકે અગ્નિહોત્રી ત્રિપાઠી કહેવાતા હતા, અને તેમને ચારે વેદ, કર્મકાંડ અને ષટ્શાસ્ત્રનું સંપૂર્ણ જ્ઞાન હોવાથી આખા હિંદુસ્તાનમાં તેમનું નામ પ્રસિદ્ધ હતું. કાશીના પંડિતો પણ તેમને પત્રદ્વારા પૂછાવતા, તેમનો તે શાસ્ત્ર આધારે ખુલાસો આપતા હતા. કોઇ બાબતની તેમની કોઇ પણ વિદ્વાન તરીકે ખામી કાઢી શકતું નહિ. શહેરમાં તેમજ બીજે ગામ એમને જવું પડતું ત્યારે સર્વ ઉભા થઇ એમને માનપૂર્વક બેઠક આપતા હતા. એઓ ઋગ્વેદી હતા. એઓ સંવત ૧૯૦૧ માં દેવલોક પામ્યા હતા. એ વેદમાં બીજા એક મહાન્ વિદ્વાન કહેવાયા, તે ગોવિંદરામ રાવળના ભાઇ મંછારામ કરીને હતા. તેઓ ઋગ્વેદમાં ઘણા પ્રવિણ હતા અને વૈષ્ણવોના મહારાજના ઉપાધ્યા હતા. કેટલાએક બીજા બ્રાહ્મણો ઋગ્વેદમાં તથા કર્મકાંડ કરાવવામાં જાણીતા થઇ ગયા હતા.

યજુર્વેદમાં શંભુરામ શુકલ તથા કાશીરામ શુકલ વગેરે પ્રવિણ હતા.

અથર્વવેદમાં અંબારામ તથા નરભેરામ દવે પ્રવિણ હતા.

સામવેદમાં શંભુરામ આત્મારામ તથા કેશવરામ માધવરામ ત્રવાડી પ્રવિણ થઇ ગયા.

આખા શહેરમાં જ્યોતિષનું કામ ભરૂચના ભિક્ષુક ભાર્ગવોજ કરતા આવ્યા છે અને હાલ પણ તેઓ કરે છે. આ બ્રાહ્મણોની વિદ્યાનો ઉપયોગ ફક્ત હિંદુઓ કરે છે એટલુંજ નહિ પણ ઘણા પારસીઓ પણ એનો લાભ લે છે.

જોશીઓમાં ઘણા જોશીઓ થઇ ગયા. તેમાં નથુ જોશી તથા તેમના દીકરા હરિનારાયણ જોશી, તથા પરમેશ્વર જોશી થઇ ગયા. પરમેશ્વર જોશીની વચન સિદ્ધી ખરી પડવાથી ઘણા ખરા એમની પાસે જતા હતા. મુંબઇ, સુરત તથા બીજે ગામથી પણ તેમની વિદ્યા જોવા આવતા. એક મુંબઇના શેઠીઆએ તો તેમને બ્રહ્મપુરી પણ આપી. એ ઘર હાલ નારાયણની ખડકીમાં છે, તેમાં એમના વંશથી ઉતરી આવેલા એક ગૃહસ્થ પ્રાણશંકર ભવાનીશંકર જોશી રહે છે. એ હાલ જ્યોતિષનું કામ કરે છે. એ હિંદુ તથા પારસીઓમાં જાણીતા હોવાથી એમને ઘેર એમની વિદ્યાનો લાભ લેવા ઘણા હિંદુ તથા પારસીઓ આવે છે, તે હું જાણું છું. એ કર્મકાંડ પણ કરાવે છે. ભાર્ગવ બ્રાહ્મણમાં જોશીઓમાં સીધી લીટીમાં એમનુંજ ઘર છે; બાકીના હાલના જોશીઓ સાસરાના કે મોશાળના વારસાથી ધંધો કરે છે. “ખરા બોલી સાસરે સમાય નહિ” તેમ, પરમેશ્વર જોશીના વંશમાંના જોશી વિષ્ણુશંકર એ પ્રાણશંકરના કાકા વરસફળ અથવા જન્મોતરી યા જન્માક્ષર એમને કોઇ બતાવવા આવે તો એ ખરૂંજ કહેતા, અને ૯૮ વસા તે ખરૂંજ પડતું હતું, તેથી એમને ત્યાં ઘરાકી ઓછી આવતી હતી; કારણ નબળું સાંભળવા કોણ રાજી હોય ?

આ ન્યાતમાં બ્રાહ્મણો અગ્નિહોત્ર પણ લેતા હતા એટલે અગ્નિનારાયણને સાન્નિધ્ય રાખી તેમાં હોમાદિક નિરંતર કર્યા કરતા હતા. ઘણા અગ્નિહોત્રીઓ થઇ ગયા, તેમાં કુબેરરામ જાની, હરિનારાયણ જોશી અને શંભુરામ શુકલ એઓ મારા

જોયલા હતા. અગ્નિહોત્રી અગર તેમની સ્ત્રી, એ બેમાંથી જે પહેલું મરે તેની સાથે અગ્નિનારાયણ પણ વિદાય કરવા પડતા હતા, ને હાલ પણ તેમજ થાય છે.

હાલના વખતમાં ઋગ્વેદમાં કેટલાએક બ્રાહ્મણો છે. તેમાં દુર્લભરામ જોશી જે વૈદિક બાવાના નામથી ભરૂચમાં અને બીજી જગ્યાએ ઓળખાય છે, તે વેદમાં ઘણા હોંશીઆર છે. એમની બરાબરી હાલ કોઇ કરી શકે તેમ નથી. તેઓ નર્મદા વેદશાળાના ગુરૂ છે.

યજુર્વેદમાં કેટલાએક બ્રાહ્મણોમાં જમીએતરામ ગિરજાશંકર જેઓ પણ શાળામાં શિક્ષકનું કામ કરે છે, તે પ્રવિણ ગણાય છે, તેમ અથર્વવેદમાં ભાનુશંકર તથા તેમના ભાઇઓ અને સામવેદમાં રામચંદ્ર ધિરજરામ ત્રવાડી આગળ પડતા જણાય છે.

બ્રાહ્મણની વિદ્યા હજુ ભરૂચમાંથી ગઇ નથી. કર્મકાંડ કરવા–કરાવવામાં, વેદાધ્યયનમાં આજ પર્યંત આ બ્રાહ્મણો બીજા બ્રાહ્મણો ઉપર ઉપરીપણું ભોગવે છે. બીજી ન્યાતના ગોરો તેમની મદદ શિવાય આગળ ચાલી શકતા નથી. નર્મદા વેદશાળા નીકળવાથી હાલની એ બ્રાહ્મણોની પ્રજા એ શાળામાં કેળવણી લે છે, તેથી યજુર્વેદ તથા ઋગ્વેદના અદ્યયનમાં તથા વેદોક્ત અને અને પુરાણોક્ત કર્મકાંડમાં ખામી આવવાનો ૫૦–૬૦ વરસ સુધી તો સંભવ નથી. અથર્વવેદનું શિક્ષણ અથર્વવેદીઓ પોતાના બાળકોને પોતાને ઘેર આપે છે એટલે એ વિદ્યા પણ કાયમ રહેશે; પણ સામવેદમાં તો એકજ રહ્યો છે, તેની સ્ત્રીને પુત્ર થશે કે નહિ તે કહી શકાતું નથી, તેથી તેનું તો ભમરડા જેવું મીડુંજ વળી જવા જેવું જણાય છે. પ્રભુ કરે ને એ બ્રાહ્મણને પુત્ર થાય તો એ વેદ એ ન્યાતમાં કાયમ રહે.

કોઇ દેવાલયમાં અથવા કોઇ ગૃહસ્થને ત્યાં જ્યારે આ બ્રાહ્મણો મંત્ર જાગરણ કરે છે ત્યારે આખું દેવાલય અથવા ઘર ગાજી રહે છે, અને તેમના વેદના મંત્રના ઉચ્ચાર સાંભળનારના કાનને ઘણાજ મધુર લાગે છે.

વૈશાખ શુદ ૧૫ ને દિવસે શ્રી ભૃગુ ઋષિ મહારાજનો જન્મોત્સવ હોવાથી તે દિવસે તેની યાદગીરીમાં તેમનો ભિક્ષુક અને ગૃહસ્થ ઓચ્છવ કરે છે. તે દિવસે ભિક્ષુકો તથા ગૃહસ્થો-

ના જમણવાર જુદા જુદા થાય છે ભિક્ષુકો ભૃગુ ઋષિમાં તથા ગૃહસ્થો પોતાના વાડામાં અથવા બીજી વાડીમાં કરે છે. તે દિવસે ઋષિજી મહારાજની ષોડશોપચાર વેદ મંત્રથી પૂજા કરે છે. વેદાધ્યયન કરી દહેરૂં ગજાવી મૂકે છે. પુલમંત્રિ ભરાય છે, તથા લગ્ન પ્રસંગ જેવું દહેરૂં શણગારે છે. ગુરૂના મુખારવિંદને પાલખીમાં બેસાડી વરઘોડો કાઢે છે. તે પાલખી વિદ્યાર્થીઓ ઉચકે છે. એ દિવસ ભાર્ગવોમાં મોટો તહેવાર ગણાવાથી સ્ત્રી પુરૂષો સારાં સારાં વસ્ત્રાભૂષણ પહેરી જમવા જાય છે. એ દિવસે દરેક ભાર્ગવ ગુરૂનાં દર્શન કરવા જાય છે અને ગુરૂનાં દર્શન કર્યા પછીજ ભોજન લે છે.

આ જમણવારનો ખર્ચ ભિક્ષુક વર્ગમાં ઘેલા સોમેશ્વરની વિધવા ઘેલી નામની એક બાઇએ એજ ખર્ચ સારૂ એક મોટી રકમ આપેલી, અને તેમાં પાછળથી બીજા બ્રાહ્મણો તરફથી રકમો ઉમેરાઇ તેથી એ જમણવાર ભિક્ષુકો કરે છે. જે બંગલામાં હાલ એક કલબ બેસે છે, તે બંગલો બંધાવવાનો ખર્ચ એ ઘેલીબાઇએ આપ્યો હતો.

ગૃહસ્થોમાં ભરૂચના રણછોડદાસ પરભુદાસ મુનશી નામના ગૃહસ્થે એક મોટી રકમ આપેલી અને તેમાં પાછળથી ઉમેરણ થયેલું, તે રકમના વ્યાજમાંથી ગૃહસ્થો એ દિવસે જમણવાર કરે છે.

ભિક્ષુકોમાં—જાની (યાજ્ઞિક), દીક્ષિત, દવે, (દ્વિવેદી), ત્રવાડી (ત્રિવેદી), શુકલ, હોઝા (હોતા), જોશી, અગ્નિહોત્રી, રાવળ વગેરે અટકો છે.

ભિક્ષુકોમાં અને ગૃહસ્થોમાં લગ્ન પ્રસંગે પલ્લાંના રીવાજ શિવાય બાજો બધો રીવાજ એકજ છે, એ વર્ગમાં રૂા. ૪૦૧) નું પલ્લું છે તથા બીજા રીતભાતના રૂા. ૧૦૫) મળી રૂા. ૫૦૬) કન્યાના બાપને આપવા પડે છે. આ રકમમાં રૂા. ૨૦૧) વિવાહ થતી વખતે આપવા પડે છે, બાકીના લગ્ન વખતે અપાય છે અને તે લગ્નને આગલે દિવસેજ આપવા જોઇએ.

એક ભાર્ગવ બ્રાહ્મણના દીકરાને પછી તે ભિક્ષુક હોય કે ગૃહસ્થ, તેને પાંચ વરસની ઉમ્મરથી તે અગીઆર વરસની ઉમ્મર સુધીમાં ઉપવીત ધારણ કરાવે છે. એ ક્રિયા થયા પછી તે ખરો

બ્રાહ્મણ કહેવાય છે. આવા બાળકોને અમુક મુદત સુધી બ્રહ્મ-ચારીની દીક્ષા રાખવી પડે છે. પછી કપડાં પહેરાવી વાજતે ગા-જતે સરસ્વતી પૂજન કરવા લઇ જાય છે. આ રીવાજ દરેક બ્રા-હ્મણ તથા ક્ષત્રિ અને પુરોહિતની ન્યાતમાં ચાલ્યો આવ્યો છે.

## ભાર્ગવ ગૃહસ્થો.

ભાર્ગવ બ્રાહ્મણો વિષે ઉપર કેટલીએક સમગ્ર હકીકત આવી ગઇ છે, એટલે આ જગ્યાએ વધારે વિવેચન કરવાની જરૂર નથી. અસલ તો બન્ને એકજ, પણ ધંધાને લીધે ગૃહસ્થ અને ભિક્ષુક કહેવાયા. જેઓએ વેદાધ્યયન અને કર્મકાંડ કરાવવાનું જારી રાખ્યું તેઓ ભિક્ષુક કહેવાયા. આ રીતે ભાગ પડયાને કેટલોક વખત વીતી ગયો હશે તે કહી શકાતું નથી; તો પણ એમ લાગે છે કે આ અરાઢ હજાર કુટુંબમાંના ઘણા ખરાને ભૃગુ ઋષિ મહારાજના વંશજોના દુશ્મનો સાથે લઢાઇમાં ઉતરવું પડેલું, તેથી તેઓ તેમના સામંતો કહેવાયા, અને સામંતો કહેવાયા એટલે તેમને વારંવાર લઢવું પડતું, તો લઢાઇમાં સામેલ રહેવું અને વેદાધ્યયનમાં ચિત્ત રાખવું એ બન્ને સાથે બની શકે નહિ માટે એ સામંતોએ કાળ-ને અનુસરી ધંધા કરવા માંડયા. ધંધામાં ગુંથાયા એટલે ગૃહસ્થો કહેવાયા. જેઓ વેદાધ્યયનમાં ચકચુર રહ્યા તેમની પંક્તિ ઉંચી ગણાતી હતી, કારણ કે તેઓ ઋષિ જેવા ગણાતા હતા, તેથી તેમની વચનસિદ્ધી સાચી પડતી હતી. રાજા રજવાડાઓ પણ એવા ઋષિ પંડિતોને માન આપતા હતા. એ માન તે વખતમાં ધંધાધારી કરનારાને મળતું નહિ. હાલ પણ અજીએ કે બજીએ એ માન આપવું ચાલ્યુંજ અવે છે, કારણ કે ન્યાતિ બંધારણ ઘરડાઓ એવું બાંધી ગયા છે કે બન્ને વર્ગને એક બીજાની ગરજ પડે છે, તેથી એ બંધારણ તુટવું મુશ્કેલ પડે છે.

જ્યારે પ્રાચીન કાળમાં આ ભૃગુપૂરમાં ધમધોકાર વહેપાર ચાલતો હતો, ત્યારે આ વર્ગમાં કેટલાએક મોટા વહેપારીઓ, સરાફો તથા મોટા રાજ્ય કારભારીઓ પણ હશે, તેમજ બીજા ઘણા ધંધા પણ કરતા હશે. “ ધન, ધાન્ય, પશુ, પુત્ર લાભઃ ” આ આશીર્વાદોથી ફળીભૂત થતું સુખ, આ પંક્તિનાં માણસો ભોગવતાંજ હશે; એમાં કાંઈ શક નહિ.

હાલના સમયમાં પણ કેટલાએક એ ન્યાતમાં ગૃહસ્થ પંક્તિમાં વહેપારીઓ તથા સરાફો થઇ ગયા છે. નાગર દયાળજીનો વહેપાર તેના વંશમાં રઘુભાઇ નારણદાસ વીણ ધમધોકાર ચલાવતો હતો, તે ગુજર્યા પછી પુત્ર ન હોવાથી પેઢી પાછળનાએ સાચવી શકયા નહિ. વહાણ દલાલ વાળાઓમાં તુલસિદાસ ભગવાનદાસની વહેપારી પેઢી મોટી ગણાતી હતી. લાખો રૂપીઆનો વહેપાર એમના દીકરા ગણપતરામ, દલપતરામ તથા અમરતરામ પોતાનાં આગવાં વહાણો રાખી ચલાવતા હતા. સને ૧૮૬૪–૬૫ સુધી તેમની જાહોજલાલી ઘણી દીપો નીકળી હતી. સરાફોમાં માધવરામ ત્રિકમજીની પેઢી તેના દીકરા ધિરજરામે ધમધોકાર લગભગ સો વરસ સુધી ચલાવી હતી, તેમ લખમિદાસ ભગવાનદાસની સરાફી પેઢી તેના દીકરા જગન્નાથે લગભગ પચાશ વરસ સુધી ચલાવી હતી. માધવરામ જીવણદાસ પાઠેકની મારફતીઆની પેઢી ધમધોકાર ચાલતી હતી, પણ પાછળ પુત્ર ન હોવાથી તેના ગુમાસ્તા લલુભાઇ પ્રાણવલભને કારભાર સોંપવાથી તેના વંશજો હાલ મોટા વહેપારી ગણાય છે.

ઇ. સ. ૧૩૨૫ થી ૧૩૫૧ સુધી દિલ્હીની ગાદી ઉપર મહમદ તઘલખ નામનો મુસલમાન બાદશાહ હતો. તે વખતે આ શહેર દિલ્હીને તાબે હતું. એના વખતમાં ભરૂચમાં હંમેશાં હુલ્લડો થતાં હતાં, તે શાંત પાડવા એ બાદશાહને જાતે અત્રે આવવું પડેલું, અને હુલ્લડખોરોને મારી હઠાવી આ શહેરમાં શાંતિ પસરાવેલી. આ વખતે વિશંભરદાસ નામના એક ગૃહસ્થે તેને મદદ કરવાથી એ બાદશાહે ભરૂચ, વાગરા, આમોદ તથા અંકલેશ્વરની કેટલીએક જમીન બક્ષીસ આપેલી અને ભરૂચમાં તેને મોટો કારભારી પણ બનાવેલો હતો. એ જમીનના માલીક એના પછી એના બે દીકરા હરિકૃષ્ણ તથા હરિભાઇ થયા હતા. એ બંને દીકરાઓના વંશજો હાલ તેઓથી ઉતરેલા વારસાનો ઉપભોગ કરે છે. જમીન પૈકી કેટલીએક જમીનનો રોકડ હક બંધાયાથી તેના વંશજોને હાલ અંગ્રેજ સરકારના રાજ્યમાં એ રોકડ હક મળે છે. એ વિશંભરદાસ મારાથી ૧૪–૧૫ મી પેઢી ઉપર થઇ ગયા છે.

જેવી રીતે લલુભાઇએ સિંધિયા સરકાર પાસેથી ભરૂચનો ઇજારો રાખ્યો હતો, તેવીજ રીતે આ ન્યાતના એક ગૃહસ્થ હર-

જીવનલાલે પેશવા પાસેથી જંબુસરનો તથા અંબારામ મહિધરજી દેસાઇએ ઘોઘા અને દેહેજનો ઇજારો રાખ્યો હતો, અને તે ઇજારો ઘણા વરસ સુધી રહ્યો હતો. અંબારામ મહિધરજીના વંશજો હાલ દેહેજના દેસાઇ તરીકે ઓળખાય છે.

ભાર્ગવોમાં આ રાજ્યમાં તથા દેશી રાજ્યમાં મોટા અધિકારી થઇ ગયા છે, અને હાલ પણ છે. તેઓ સઘળાઓ વિષે વિવેચન કરીએ તો બહુ લંબાણ થાય, માટે જેઓની સરકારે બૂજ જાણી છે, તેઓને માટેજ બે બોલ લખ્યા છે.

કરસનદાસ મુનશી પ્રિનસિપાલ સદરઅમીન હોવાથી તેની નોકરીની બૂજ જાણી તેના દીકરા અનુપરામને અદાલતમાં રૂા. ૩૦ ના પગારની નોકરી ઉપરથી રૂા. ૩૦૦) ની વડોદરા રેઝિડેંટના દફ્તરદારની જગ્યા આપી હતી. રૂા. ૩૦)ના રૂા. ૩૦૦) એ આ વખતે કહેવત થઇ પડી હતી. એ ગૃહસ્થની પ્રમાણિક નોકરીના બદલામાં એને શુકલતીર્થ ગામ જાગીરમાં આપવા કંપની સરકારને ભલામણ થઇ હતી; તે દરમ્યાનમાં એ ગૃહસ્થનો કાળ થવાથી ગામ તો નહિ મળ્યું પણ એની વિધવાને જીવતાં સુધી તથા એના બે દીકરા નામે જમીએતરામ તથા હરદેરામને તેઓ લાયક ઉમ્મરના થતા સુધી તથા દીકરી હંસગવરીને સ્ત્રીના રૂપમાં આવતાં સુધી દરેકને રૂા. ૪) પેનશન સરકાર તરફથી બાંધી આપ્યું હતું. એ પેનશન એઓને મળતું હતું એ મારા જાણની વાત છે.

એ અનુપરામના દીકરા હરદેરામ જે ભરૂચમાં અને આખા ગુજરાતમાં હધુભાઇ મુનશીને નામે ઓળખાતા હતા. તેઓ સબ જડજની નોકરી ઉપર હતા. એ ગૃહસ્થને પેનશન લીધા પછી રાવ સાહેબનો ખિતાબ સરકારે આપ્યો હતો. એ માણસ દરેક રીતે શોખીન, ઉદાર, નિષ્કપટી, ભલા અને મિલનસાર સ્વભાવના હોવાથી એને દરેક માણસ ચહાતું હતું, અને માન સાથે એની તરફ જોતું હતું.

જમીએતરામ વૈદ—એ ગૃહસ્થ પોતાની વિદ્યામાં ઘણાજ કુશળ હતા. એણે સુરતના નવાબની બેગમનો અસાધ્ય રોગ મટાડ્યાથી નવાબે એને ઓરપાડ તાલુકાની કેટલીએક જમીન જાગીરમાં આપી છે, તેનો ઉપભોગ એના વંશજો કરે છે.

શંભુરામ ખુશાલભાઇ મ્હેતા—આ ગૃહસ્થ વડોદરા ખટપટ કેસ વખતે એ રાજ્યમાં ચીફ પોલિસ ઓફિસર હતા. આ નોકરીની બૂજ જાણી ગણપતરાવ ગાયકવાડે એમને પોતાના રાજ્ય તરફથી સરકારી વકીલ, કે જે હોદ્દો હાલના નાયબ દિવાનની બરાબરનો તે વખતે કહેવાતો હતો, તે જગ્યાએ એ શંભુરામને નિમ્યા હતા અને રૂ. ૩૦૦) બાબાશાહીનું વંશપરંપરાનું વરસાસન બાંધી આપ્યું હતું. એ રકમ એના દીકરા જમાએતરામ જેઓ એજ રાજ્યમાં પોલિસ ખાતામાં અધિકારી હતા તેમને તેની જીંદગી સુધી આપવામાં આવ્યું હતું. એ ગૃહસ્થના દીકરાઓને મળવું બંધ થયું છે. એ ગૃહસ્થ રાજ્ય દરબારી કામમાં કાબેલ, મુત્સદી તથા જાતિ અભિમાની હતા. એણે ઘણા ભાર્ગવોને એ રાજ્યમાં નોકરીમાં દાખલ કરાવ્યા હતા.

નરભેરામ મુનશી—આ ગૃહસ્થ જેની રીતભાત મેં નજરે જોઇ છે, તેને વિષે બે બોલ મારે લખવા જરૂર જાણી મેં લખ્યા છે. એ ગૃહસ્થ મુનસફને હોદ્દે હતા, પણ ઉપરી સાથે અણબનાવ થવાથી એકદમ નોકરી છોડી દીધી હતી. નોકરી છોડયા પછી એ માણસ રાજ્ય દરબારી તથા બીજાં કામોમાં સલાહ લેવા લાયક હોવાથી, શહેરના તથા પરગામના ઘણા લોકો એની પાસે આવતા હતા. કોઇ માણસ ગુંચવાયો હોય તો તેની ગુંચવણ કેવી રીતે ભાગવી, એ તર્ક બાંધવાની એનામાં શક્તિ હતી. ગૌર વર્ણ, બેઠા ઘાટનું મજબુત શરીર, તિણું નાક, ભવ્ય કપાળ, મ્હોના ગોળ ચહેરા સાથે આ માણસ તેજસ્વી દેખાતા હતા. લોકોને સલાહ આપવામાં એને કોઇ દિવસ નાણાંની તંગી પડી નથી. આથી એનો જીવ સાધુ સંત, ગરીબ ગરબાને દાન કરવામાં ઘણો ઉદાર રહેતો હતો. મ્હોના તેજસ્વી ચહેરાથી જાણીતો કે અજાણ્યો માણસ એ બારીએ બેઠા હોય ત્યારે એને નમન કર્યા શિવાય કવચિતજ જતો. એ નમન એ હસ્તે મ્હોઢે સ્વીકારતા હતા. દરેક વાતે શોખીન હતા, તેમાં કપડાંનો શોખ તો એના જેવો કોઇ માણસને ભાગ્યેજ હશે. જે કપડું એક વખત પહેર્યું ને પછી ઉતાર્યું, તે ફરી પહેરવાનુંજ નહિ, પણ ધોવામાં તરતજ નંખાવી દેતા હતા. વળી કપડાં ભરૂચમાં નહિ ધોવરાવતાં હંમેશ સુરતજ ધોવા મોકલતા હતા. ભાર્ગવની ન્યાતમાં એ ખરા પ્રતિ-

ષ્ઠાવાન નર થઇ ગયા. પોતાની ન્યાતની પ્રતિષ્ઠા, મોભો અને શ્રેષ્ઠાઇ જાળવવામાં એને માટે જેટલી પ્રસંશા કરીએ એટલી ઓછી છે. પોતાની ન્યાતના ગૃહસ્થ તથા ભિક્ષુકોને, તેમજ આખી ચોરાશી ન્યાતને એણે પોતાની મુઠ્ઠીમાંજ રાખ્યાં હતાં. એ આગ્રહી હતા એટલુંજ નહિ, પણ લક્ષ્મી, તીવ્ર બુદ્ધિ, અને ઉદારતાના વહાલા દીકરા હતા. એની ભાર્ગવની ન્યાતમાં ખોટ છે. એ સને ૧૮૯૯ માં ગુજરી ગયા છે. એના પછી એના દીકરા ફરસરામ મુનશી જે વકીલ હતા, તેણે પોતાની ન્યાતમાં તથા ચોરાશી ન્યાતમાં પોતાનો મોભો જાળવી રાખ્યો હતો.

ગૃહસ્થોમાં પલ્લું પહેલ વહેલું પણીએત હોય છે, ત્યારે રૂા. ૩૫૧) નું લેવાય છે, અને બીજવરના રૂા. ૪૦૧) પલ્લાં પેટે લેવાય છે. તેમાં રૂા. ૨૦૧) વિવાહ થતી વખત આપવા પડે છે, તે શિવાય રીતભાતના રૂા. ૧૦૬) બારના વરને તથા રૂા. ૧૧૬) નવના વરને કન્યાના બાપને વધારે આપવા પડે છે. બારના વર ઉંચા ગણાય છે. તેઓ દેસાઇ પટેલ કહેવાય છે. જે ગૃહસ્થો વિશંભરદાસ દેસાઇથી ઉતરેલા છે, તેઓ બારના ગણાય છે અને કુળમાં ઉંચા છે. એક કુટુંબનો છોકરો પરણતો હોય ત્યારે કન્યાના ગોરને રૂા. ૧૨) તથા સાડી કન્યાને જે આપવાની તેને પેટે રૂા. ૧૭ આપવા પડે છે. બીજાઓ જે નવના વર કહેવાય છે. તેમને કન્યાના ગોરને દક્ષિણા તરીકે રૂા. ૯) તથા કન્યાને સાડીના રૂા. ૨૭) આપવા પડે છે હું વિશંભરદાસ દેસાઇના કુટુંબનો ગૃહસ્થ છું. એ શિવાય જેઓ દિલ્હીમાં મોગલાઇ રાજ્યમાં નોકરી કરી આવેલા, તેઓ મુનશી કહેવાયા, તે કુટુંબના માણસો પણ બારના વર ગણાય છે. બારના વરની સંખ્યા નવ કરતાં થોડી છે. નવનો વર બારવાળાની કન્યા પરણે તો રીતભાત બારના વર પ્રમાણે ગણી લેવાય છે, પણ કન્યાના ગોરને રૂા. ૯) આપે છે.

ગૃહસ્થોમાં દેસાઇ, પટેલ, મુનશી, વિણુ, રાવળ, દીક્ષિત, પાઠક, અચારજ, હોઝા (હિંડોઆ), આસલોત, વ્યાસ, જોશી, ઠાકર, મહેતાવાળા ઠાકર, ચોકશી, ગજાપતથાથાનકી વગેરે અટકો છે. વૈદ તથા સગોવનની અટકો હતી, પણ તે વંશનો લય થયો છે.

આ ન્યાતમાં કોઇ ગૃહસ્થને ત્યાં ન્યાતિ ભોજન હોય ત્યારે બીજી ન્યાત કરતાં નોતરાંનો જુદોજ રીવાજ છે. જ્યારે ન્યાતિભોજ

બ્રાહ્મણની રસોઇ કરેલી હોય, ત્યારે " કટંમ સઉ પરોણા ભાઇ જમવાનું નરભેરામ પાઠકને ત્યાં " એવું ગોર ન્યાતિલાને ત્યાં નોતરાં દેતી વખત કહે છે. એવાં નોતરાં દે ત્યારે કોઇને ઘેર સુરતનો ભાર્ગવ પરોણા તરીકે આવ્યો હોય તેનો જમવા આવવાનો હક થાય છે. જ્યારે " કટંમ સઉ " જમવાનું ગોર કહે ત્યારે સુરતીને જુદું નોતરૂં દે, ત્યારે તે જમવા આવી શકે છે. પર ન્યાતિના બ્રાહ્મણ પાસે રસોઇ કરાવી હોય ત્યારે તો " કટંમ સઉ જમવાનું " કહેવાનો રીવાજ છે. કદાપી ન્યાતિલા બ્રાહ્મણેજ રસોઇ કરી હોય તો એમાંથી કેવા પ્રકારના નોતરાં ફેરવવાં એ વરો કરનારની મરજી ઉપર છે. લગ્ન પ્રસંગનો વરો કર્યો હોય અને તે લગ્ન પતી ગયા પછી કર્યો હોય, ત્યારે સ્ત્રીવર્ગ સારાં આભૂષણ તથા વસ્ત્ર પહેરી નોતરાં દેવા જાય છે. એ વખતે ગોર તથા ન્હાના ન્હાના આઠ દશ વરસની ઉમ્મરના છોકરાઓ સાથે હોય છે. આ ન્યાત ચોખા પીલીને કરી કહેવાય છે. ચોખાને કંકુમાં પીળે છે અને તે ચોખા દડિયામાં છોકરાઓને આપે છે. તે છોકરાઓ ગોર સાથે રહી દરેક ઘેર પીળેલા ચોખા મૂકે છે ને ગોર તથા છોકરાંઓ નોતરાં દે છે. સ્ત્રી વર્ગ તો જે શેરીમાં નોતરાં દેવા જવાનું હોય ત્યાં કોઇ ગૃહસ્થના ઓટલા ઉપર બેસે છે. જનોઇની ન્યાત હોય તો માના હાથમાં અગર છોકરીના લગ્નની ન્યાત હોય તો છોકરીની સાસુના હાથમાં ચોખા પીળેલી થાળી હોય છે. આ એક સ્ત્રી વર્ગને મોટો લ્હાવો મળ્યો એમ મનાય છે. આવાં નોતરાં દઇ આવેલી સ્ત્રીઓને તરત દૂધપુરી વગેરે ખવરાવવાનો રીવાજ છે. એ રીવાજ અસલથી ચાલ્યો આવ્યો છે.

આ ન્યાતમાં નવા દહેરામાં પંચ મળે છે. ત્યાં જે ઇનસાફ અપાય તે આખરનો સમજવાનો છે. બીજી જગ્યએ ઇનસાફ અપાયો હોય તે માન્ય રાખવો ન રાખવો એ ઇનસાફ લેનારના મરજી ઉપર છે.

એ ન્યાતમાં જે ગૃહસ્થો હિંદુસ્થાન બહાર ગયેલા તેમના નામ નીચે પ્રમાણે છે. શ્રમાચાર્ય જેને ઇતિહાસ લખનારાઓએ ઝારમેનીચીગસ નામ આપેલું છે, તે ઇ. સ. ૧૪ પહેલાં જ્યારે રોમમાં ઓગસ્ટસ સીઝર નામનો પહેલ વહેલો બાદશાહ રાજ્ય કરતો હતો. તે વખતે ભરૂચના રાજા પોરસે તેને રોમ શહેરમાં

પોતાના તરફથી એલચી તરીકે મોકલ્યો હતો. તે એથન્સ શહેર જે યુરોપમાં ગ્રીસ દેશમાં છે, ત્યાં પોતાની ન્યાતની રૂઢીને અનુસરી રસ્તાના થાકથી અથવા સંસારથી કંટાળી, ચેહ ખડકી પોતાની જાતે બલી મૂવો હતો. એની દેવડી હાલ એથન્સ શહેર માં છે. જે ઉપર લખેલું છે કે "આ જગ્યાએ બારીગઝાનો એક ઝારમેનીચીગસ નામનો ગૃહસ્થ પોતાના દેશની રૂઢી મુજબ ચેહ સળગાવી બળી મૂવો છે." એ ગૃહસ્થના નામ ઉપરથી જણાય છે કે એ બ્રાહ્મણજ હોવો જોઇએ. એ કઇ ન્યાતનો બ્રાહ્મણ હશે તે કહી શકાતું નથી, પણ એનું નામ કોઇ જગ્યાએ પણ પરદેશ ગયા ખાતે લખાવું જરૂર જાણી, અને બ્રાહ્મણ સમજી અત્રે લખ્યું છે, કારણ તે વખતે ભાર્ગવ બ્રાહ્મણોની વસ્તી ઘણીજ હતી, એમ કહેવાને અડચણ નથી. તેમ અસલના રાજાઓનાં રાજ્યમાં બ્રાહ્મણો કારભારી હોય તેમાં નવાઇ જેવું નહતું. એ માણસ સાથે બીજાં આઠ માણસો હતાં, તેઓ શી ન્યાતના હતા તે જાણી શકાયું નથી, કારણ કે તેમનાં નામ આપ્યાં નથી. કરસનદાસ મુળજીની ઇંગલેન્ડની મુસાફરીની ચોપડીમાં ૨૮ મે કે ૨૯ મે પાને જણાવ્યું છે, કે ભરૂચનો એક બ્રાહ્મણ સ્પેન ગયો હતો, તે એના વિષે જણાવ્યું હશે કે પછી કોઇ બીજી ન્યાતનો બ્રાહ્મણ હશે તે કહી શકાતું નથી.

બીજો ગૃહસ્થ ઇ. સ. ૧૮૨૮–૨૯ માં પરમાનંદ ભગવાનદાસ નામનો હિંડોઆ કુટુંબનો માણસ એક પારસીના મુનિમ તરીકે ચીનમાં બે વરસ રહ્યો હતો. ત્યાંથી પાછો આવ્યો ત્યારે એના શેઠે એનો બે આની ભાગ કર્યો. એ ગુજરી ગયા ત્યારે તેની પુંજી તેના શેઠે એના ભાઈ લક્ષ્મીદાસ હિંડીઆને તથા એની વિધવાને વહેંચી આપી હતી, અને એ પુંજીથી એ લક્ષ્મીદાસે સરાફી પેઢી કાઢી હતી. રાજેશ્રી માધુભાઇએ એમના બાપથી સાંભળેલી હકીકત લખાવી છે.

ત્રીજો ગૃહસ્થ નામે મોતિલાલ દુરઘારામ દેસાઇ આફ્રિકા ખંડના એક ભાગમાં સરકાર તરફથી સને ૧૯૦૩ માં દાકતર તરીકે નોકરી ઉપર ગયો હતો.

ચોથો ગૃહસ્થ નામે રામપ્રસાદ મુલચંદભાઈ મુનશી ઇંગલેન્ડમાંવહેપાર અર્થે સને ૧૯૦૭ માં ગયો હતો. એ માણસ જાપાન પણ જઇ આવ્યો હતો.

દક્ષિણમાંથી ભાર્ગવોનું છેલ્લું કુટુંબ જે ભરૂચમાં આવ્યું તે દીક્ષિત તથા આશ્વત (આસ્લોત) નું હતું. તેઓ રાજપોર કે રાજાપોર કરી દક્ષિણમાં ગામ છે ત્યાંના વતની હતા. એ કુટુંબના આગેવાન જેનું નામ આપાજી હતું. તે પોતાના કુટુંબીઓને આસરે સંવત ૧૮૩૦-૩૧ માં અત્રે નહાના ફડનવીશની ઇત્રાજીનો ભોગ થઈ પડવાથી આવી રહ્યા હતા. એ કુટુંબમાંનો એક ગૃહસ્થ નામે ઘેલાભાઇ નરભેરામ દીક્ષિત જે સને ૧૯૦૫ માં ૮૭ વરસની ઉમ્મરે ગુજરી ગયા છે, તેમનું કહેવું થયેલું કે આપાજી પેશ્વાના રાજ્યમાં સરદાર હતા, અને તેઓ હનમંતરાવના નામથી ઓળખાતા હતા. જ્યારે મોઢવાણીઆ માણેકલાલ જગજીવન સને ૧૮૬૭ માં વિલાયતથી પાછા આવ્યા ત્યારે એઓ ત્યાં આવેલા અને કહેતા હતા કે, મારા દાદા તાતુબાના બાપને અત્રેથી પેશ્વાએ વિલાયત મોકલ્યા હતા. આ વાત અમે સાચી માની નહિ. હવે જ્યારે પારસીઓની હકીકત મેળવવા પારસી પ્રકાશ ભાગ ૧ વાંચ્યો ત્યારે તે પુસ્તકને ૬૦ મે પાને ભરૂચની હકીકતમાં હનમંતરાવને અને એક મનીઆર નામના પારસીને રઘુનાથરાવે વિલાયત મોકલેલા એ વાત વાંચવામાં આવી હતી. પછી એ હનમંતરાવ એ આપાજીજ હોય કે બીજો તે તો પ્રભુને માલમ ! પણ એ નામના ગૃહસ્થની બાબતમાં એડમંડબર્ક નામના નામાંકિત અને ઘણાજ હોંશિયાર વક્તાએ રઘુનાથરાવ ઉપર તેમણે એક કાગળ લખ્યો છે, તેમાં નીચે પ્રમાણે લખ્યું છે.

"You set too much value on the few and slight services, that I have been able to perform for your agent Hanmantrao and his assistant Maniar Parsee. It was nothing more than a duty one man owed to another. Hanmantrao has done me the honour of being my guest for a very short time, and I endeavoured to make my place, as convenient as any of us are able to do, for a person so strictly observant, as he was of all the rules and cerimonies of the religion, to which he was born, and to which he was strictly conformed, often at the manifest hazard of his life,

To this I have been witness. We have, however, sir, derived one benefit from the instruction he has given us relative to your ways of living, that whenever it shall be thought necessary to send gentoos of a high caste to transact any business in this Kingdom, on giving proper notice, and obtaining proper licence from authority for their coming, we shall be enabled to provide for them in such a manner as greatly to lessen the difficulties in our intercourse, and to render as tolerable as possible to them a country where there are scarcely six good months in the year. The sufferings these gentlemen underwent at first, was owing to the ignorance, not unkindness of this nation. I am sorry, sir, to inform you that I can give you no sort of hope of your ever obtaining the assistance of the troops you require. It is best at once to speak plainly, when it is not in our power to act. Hanmuntrao is a faithful and an able servant of yours, and Maniar Parsee used every exertion to second him. If your affairs have not succeeded to your wishes, it is no fault of theirs."

To the preceeding letter the following is a foot note:-

The object of this letter is incomplete, and one that of Raghunathrao to which it is in reply has not been found in Mr. Burke's papers. The origin of the correspondence appears to be this: Early in 1781 Hanmantrao a Bramin of high caste and Maniar Parsee arrived in England as agents of Raghunathrao, who had some business to transact with East India Directors and British Government.

They were found by Mr. Burke under very unpleasant circumstances, occasioned by their peculiar mode of life, and the obligations of their religion; with the attention to strangers for which Mr. Burke was so remarkable, he took them down to Beaconsfield, and it being summer gave them up a large green house for their separate use where they prepared their food according to the rules of their caste, performed their ablutions, and discharged such other duties as rites of their religion and their customs required, and as circumstances permitted. They found great pleasure in Mr. and Mrs. Burke's society and where they were visited by many distinguished people whilst they sojourned at Beaconsfield. In autum they set out on their return to India, and on their arrival there, Raghunathrao wrote to thank Mr. Burke for his kindness to his agents The fragment of Mr. Burke's reply, which is here given was written probably at the end of the year 1782." Burke's life Vol. 3 page 46.

( આ કાગળની નકલ અત્રે લખવાની જરૂર જેવું તો નહિ, પણ હિંદુઓ તેમાં વળી બ્રાહ્મણ જેવી ઉંચો વર્ણ પોતાનો ધર્મ ચાહે તો પરદેશમાં પણ રાખી શકે છે, એ જાણવા સારૂજ અત્રે લખાણ લીધું છે. )

## દશા ભાર્ગવ બ્રાહ્મણ.

દશા ભાર્ગવોના સઘળા રીવાજો વીશા ભાર્ગવોના રીવાજોને મળતા આવે છે. તેઓ લાંબો મુદતથી ધંધાને લીધે જુદા પડયા છે. એઓમાં કોઇ સરકારી તથા કોઇ ખાનગી નોકરી કરે છે. એઓનો મૂળ ધંધો અનાજ તોળવાનો હતો, તેથી એઓ મપારા કહેવાતા હતા, તેમ હાલ પણ કહેવાય છે. એઓ ગૃહસ્થ પંક્તિના ગણાય છે.

એઓ મૂળ તો એકજ પણ જ્યારે ન્યાત જમતી ત્યારે એઓ ધંધાને લીધે રાત્રે દશ વાગે અથવા તેથી પણ મોડા જમવા આવતા. ન્યાતે ઠરાવ કર્યો કે સ્ત્રી વર્ગ જમી પાછાં અગર વાડીમાંથી બહાર નીકળે કે તે પછી કોઇએ ન્યાતમાં જમવા આવવું નહિ. ઘરનો માણસ ન્યાત જમાડનાર તેડુ મોકલે તોજ અવાય. ધંધો મપારાનો તેથી એ લોકોને ફાવ્યું નહિ, તેથી પોતાની મેળેજ જુદા થઇ ગયા. ૨૦૦ વરસ ઉપર કન્યા વહેવાર હતો એવું ઘરડા કહેતા.

## ખેડાવાળ બ્રાહ્મણો.

ભરૂચમાં બે વર્ગના ખેડાવાળ છે. બાજખેડાવાળ અને ભિતરા ખેડાવાળ. બાજખેડાવાળનાં આશરે ૨૭૫ લહાણા છે. જે લોકો મહેમાન તરીકે અત્રે આવ્યા હોય તેમને પણ લહાણું અપાય છે. ખરાં ઘર ૧૫૦ છે.

આ ખેડાવાળોમાં પહેલું જે કુટુંબ ભરૂચમાં આવેલું તે શુકલવાળાનું હતું. એ કુટુંબનો શિવભાઇ નામનો એક ગૃહસ્થ પહેલો આવી વસ્યો હતો. એણે દશાશ્વમેધ ઉપર બ્રહ્મપુરી છે, ત્યાં મુકામ કર્યો હતો. ધીરધારનો વેપાર શરૂ કરવાથી એ માણસ સારો ફાવી ગયો હતો, તેથી એક હવેલી બાંધવાને શક્તિવાન થયો હતો. જે ખડકીમાં એણે હવેલી બાંધી, તે ખડકી એનાજ નામથી ઓળખાય છે. તેને શિવભાઇ શુકલની ખડકી કહે છે. એ ખડકી નવા દહેરાની નજીકમાં આવેલી છે. એની બંધાવેલી હવેલીમાં એના વંશજો હાલ રહે છે.

આ શુકલવાળાઓ એક વખતે ધનાઢય કહેવાતા હતા. એઓએ સરાફની પેઢી કાઢી હતી. હાજીખાંના બજારમાં એ પેઢી ઘણી સારી ગણાતી હતી. સરાફની પેઢી એ લોકોએ ઉઠાવી નાખી જમીનો ખરીદ કરી. દુકાળ અને તે વરસ પછીનાં નબળાં વરસ આવ્યાં, તેથી તેમની સ્થિતિમાં ફેરફાર થયો. સારાં વરસ આવે તો પાછી એમની સ્થિતિમાં સુધારો થાય એવો સંભવ છે. એ કુટુંબમાં હરિપ્રસાદ જેભાઇ જે ભાઉકાકાના નામથી ઓળખાતો હતો, તે ભાગ્યશાળી હોવાથી તે જીવ્યો ત્યાં સુધી એ કુટુંબની સ્થિતિ ઘણી સારી રહી હતી.

એ કુટુંબ પછી લખપતિ, દવેજી તથા ઠાકરના કુટુંબ આવ્યાં. લખપતિનું કુટુંબ હાલ સારી સ્થિતિમાં છે. એ વંશમાં છગનલાલ કરીને એક ગૃહસ્થ થઇ ગયો, તેણે અંબાજીનું દહેરૂં જે દશાશ્વમેધ ઉપર છે, તેનો મંડપ બંધાવી દહેરાને સારી સ્થિતિમાં આણ્યું હતું. એ કુટુંબ ધીરધારનો ધંધો કરે છે. દવેજીવાળાઓ ઘણા ખરા જમીનદાર થઇ પડયા છે. એઓ પાસે જમીન ઘણી છે. એઓની સ્થિતિ ઘણી સારી છે. આ ન્યાતમાં ઘણું કરી સઘળા ધીરધારનો ધંધો કરે છે. એ ધંધામાં અને જમીન રાખવાથી એ વર્ગના ગૃહસ્થો ઘણી સારી હાલતમાં આવ્યા છે. એમનાં બૈરાં પણ નકામાં બેસતાં નથી. કાંઇ નહિ તો પત્રાળાં પણ બેઠાં બેઠાં કરે છે અને તેમાં તેઓને ફાયદો મળે છે. ઘણું કરી કોઇ નવરૂં બેસેજ નહિ.

નારણજી વંકટેશને ત્યાં જનોઇનો વરો હોવાથી પકવાન્નનો સારામાં સારો વરો કરેલો. ન્યાત જમવા બેઠી તે વખતે એક છોકરાએ પોતાના બાપને પૂછયું. “બાપા ! ઝી ચ્યોંસે” બાપે છોકરાને ધમકાવી મોટેથી કહ્યું. “બેસને હોંયણા ઝી મળતું હોય તો આવા ખોળ કપાસીઆ કરે ?” આ વાતની જાણ થવાથી તરતજ ઘીની તામડીઓ ફરી. પકવાન્નનો ચુરો કરીને તેમાં ઘી રેડી કેટલાએકેએ ખાધું. ગણપતરામ જેભાઇને ત્યાં પણ કળીના લાડુમાં ઘી પીરસવું પડયું હતું. આ વાત અત્રેના વકીલ જેઠાભાઇ કાળિદાસના અનુભવની હોવાથી તેમણે કહેલી લખવાને હિમ્મત ધરી છે.

આ ન્યાતમાં લગ્ન વખતે પલ્લાંનું શું આપવું તે રકમ નક્કી નથી. ઉંચ કુળનાને ઉલટો સામો વાંકડો મળે છે, તેમ ઉતરતા કુળનાને કન્યાના બાપને જે માગે તે આપવું પડે છે.

ઉતરતા કુળનો વર ઉંચા કુળનાની કન્યા પૈસા આપી લાવી શકે છે.

ઉંચામાં ઉંચું સેલોતનું કુળ ગણાય છે. તેમને વાંકડો સારો મળે છે. એ ન્યાતમાં એક ઉપરાંત બીજી કન્યા પરણવાનો રીવાજ છે. કેટલાએક એક ઉપર બીજી લાવેલા જોયા છે. એ ન્યાતમાં બૈરાંને ન્યાત જમે ત્યારે જમવા આવવાનો વહિવટ નથી. એ જાતમાં લગ્ન પ્રસંગ ઘણું કરી ઉમરેઠમાં થાય છે.

એ ન્યાતનો પૈસો મરણે જણાય છે, કારણ કે એવે પ્રસંગે એ લોકો ઘણો ખરચ કરે છે. લગ્ન તથા જનોઇ વખતે એવો ખરચ કરતા નથી. એ ન્યાતમાં છુટાં ઘીનો વરો સારો ગણાય છે.

એ ન્યાતમાં પણ અધિકારીઓ થઇ ગયા છે, ને હાલ પણ છે, તેમ કેટલાએક સરકારી નોકરીમાં હતા ને હાલ પણ છે, તેમ પરરાજ્યોમાં પણ નોકર છે.

## ખિતાબ.

દવે કુટુંબના બે ગૃહસ્થો નામે મહાશંકર હરિશંકર તથા ત્રંબકલાલ ભવાનીશંકરને સરકાર તરફથી તેઓ જમીનનું મહેશુલ રૂા. ૫૦૦૦) ઉપરાંત ભરાતા જણાવાથી સરદારનો ખિતાબ આપવામાં આવ્યો છે. ત્રંબકલાલ લાંબી મુદત થયાં મ્યુનિસિપાલિટીમાં કમિશનર તરીકે પણ ચુંટાયા કરે છે.

એ ન્યાતમાં સેલોત, ઠાકર, દવે, જોશી, ડણાક, શુકલ, પંડયા વગેરે અટકો છે.

“ દોરી લોટો કે ગાદી તકીઓ ” એ કહેવત ચાલે છે. પણ આ ન્યાતમાં તો દોરી લોટો તે ગાદી તકીઓ થઇ પડયું છે. એ જાત જેવી મહેનતુ અને વાયદાસર ઉઘરાણી કરનાર બીજી થોડીજ હશે. ઘણાક એ ન્યાતના દોરી લોટા સાથે આવેલા ગાદી તકીએ બેઠા જોયા છે.

મહાશંકર હરિશંકર પોતાની બહેનને ત્યાં આવેલા, પાસે કાંઇ પણ લોટો, અબોટીયું અને પહેરવા ઓઢવાના વસ્ત્ર શિવાય લાવેલા હશે એમ સાંભળ્યું નથી. એમના બનેવી વિશ્વનાથે એમને ખાંધાં પાજરાંથી ધીરવા અમુક રકમ આપેલી કહેવાય છે.

પોતાના બનેવી ગુજરી ગયા પછી એ ધંધામાં આગળ પડી પંકાયાથી, એઓ આજે પ્રજા જે સ્થિતિમાં જુવે છે તે સ્થિતિએ પહોંચી પોતાની ઉતરતી અવસ્થામાં સરદારનો ખિતાબ મેળવવા ભાગ્યશાળી થયા છે. એ ગૃહસ્થમાં એક ગુણ એવો બળીઓ છે કે એમને લક્ષ્મી પ્રસન્ન રહે છે. તે એ છે કે કોઇ પણ જાતના વ્યસનથી એઓ દૂર રહ્યા છે. જે દેવને પોતે માને છે, તેનાં દર્શન અર્થે નિત્ય જવું, એ એક એમનો મોટો નિયમ

છે. એ સ્ત્રીઓ છતાં ઘરમાં કુસંપનું તો નામજ નથી. જેનામાં આ ગુણો તથા સંપ રાખવાની શક્તિ છે, તેને ત્યાં લક્ષ્મી વાસો કરે એમાં શું શક ?

જગનેશ્વર લખપતિએ પોતાના સગાઓને ભરૂચમાં બોલાવી તેમને બાંધાં પાંજરાંનો ધંધો, પોતે પોતાના પૈસા આપી કરાવી તેમની હાલત સુધારી દીધી છે. ત્ર્યંબકલાલ ભવાનીશંકરના દાદા સારી સ્થિતિમાં નહોતા, પણ એમના બાપે જમીન રાખ્યાથી અને તે પાછળ તન, મનથી મહેનત કર્યાથી પોતે તો રળતર ભોગવી શક્યા નહિ, પણ દીકરાને આ સ્થિતિમાં મૂક્યા છે, કે જે સ્થિતિથી તેઓ પણ સરદાર નિમાયા છે.

નામદાર મહારાજા જ્યોર્જના રાજ્યાભિષેક વખતે પોતાની સારી ઉદારતા અને વફાદારી બતાવી છે; તેમ મહારાણી એલેકઝાન્ડરાનું નામ આપી વાહિટરોડ ઉપર લોકના ઉપયોગને માટે એક બાગ તૈયાર કરાવ્યો છે. એ શંકરભક્ત છે અને ધર્મ પણ જોઇતો કરે છે.

## ભિતગ ખેડાવાળ.

ભિતરા ખેડાવાળનાં ૧૦ ઘર છે. તેઓ ગોરપદું કરી પોત પોતાનું ગુજરાન ચલાવે છે. તેઓની સ્થિતિ વખાણવા લાયક છે. કન્યાની અછતને લીધે એ લોકોને બહાર ગામથી કન્યા લાવવી પડે છે, તેથી એઓને ઘણા પૈસા બેસે છે; તેમ લગ્ન કરવા પણ જે ગામથી કન્યા લાવ્યા હોય, તે ગામ જવું પડે છે. એ ન્યાતમાં એક ગ્રેજ્યુએટ છે અને તે વકીલ છે. બીજા કોઇને હોદ્દે ચઢેલા સાંભળ્યા નથી.

## મેવાડા બ્રાહ્મણ.

મેવાડા બ્રાહ્મણોનાં ૫૦ ઘર છે. તેઓમાં ઘણા ખરા ભિક્ષાવૃત્તિ કરી ગુજરાન ચલાવે છે. કોઇક ખાનગી નોકરી કરે છે. એકજ ઘર સરકારી નોકરી કરતું જાણવામાં આવ્યું છે અને એજ ઘરના બે બાળકો ગ્રેજ્યુએટ થયેલા છે. તે ઘર વરજીવન કીકાની ખડકીમાં રહેનાર નરભેરામ પુરાણીનું છે. એ ઘરમાં ધિરજરામ નરભેરામ જે ધિરજકાકાના નામથી પંકાઇ ગયા, તે કવિ હતા અને તેમની કવિતા વખણાતી હતી. એ ન્યાતમાં કુળ જોઇ

કન્યા અપાય છે. ઘણા ખરા તો નડીઆદથીજ કન્યા લાવે છે. એકલિંગી મહાદેવ એઓના ઇષ્ટદેવ છે. એઓ મેવાડથી આવી વસેલા કહેવાય છે. એ ન્યાતના બ્રાહ્મણો પહેલાં ગુજરાતી ગામઠી નિશાળો ભણાવવાનો ધંધો કરતા હતા અને હાલ પણ કરે છે. મહેતાજી તરીકે નવા દહેરા આગળની નિશાળના નરભેરામ તથા પરભુરામ મહેતાજી તથા ખો ઉપરની નિશાળના રૂપશંકર મહેતાજી તથા ચકલામાંની નિશાળના જીવણરામ મહેતાજી સારા ભણાવનાર તરીકે વખણાઇ ગયા છે.

આગળ ઉપર એ ન્યાતની હાલત સારી હતી. દિપરામ મહેતા કરીને એક મોટા વહેપારીની પેઢી ઘણી વખણાતી હતી. એ વંશમાં ધિરજરામ ફરસરામ કરીને એક ગૃહસ્થ સને ૧૮૬૩ માં મોટો વહેપારી કહેવાતો હતો.

એ ન્યાતમાં જમણવાર હોય છે, ત્યારે રાત્રેજ પંગત ભરાય છે. એ ધારો હજુ કાયમ છે. પલ્લું રૂ. ૧૫૦) છે. એ વર્ગની સ્ત્રીઓ પણ કાંઠે ભિક્ષાવૃત્તિ કરતી જણાય છે.

## દક્ષણી (કોકણસ્થ).

એ બ્રાહ્મણોનાં હાલ ૪ ઘર છે. એઓ દક્ષિણથી આવી થોડી મુદત થઇ વસેલા છે. ત્રંબકરાવ ભિકાજી જે ત્રંબકરાવ ભાઉથી ઓળખાતા હતા, તે જરીફ ખાતામાં મોટા અધિકારી હતા. તેઓજ અત્રે પહેલ વહેલા ઘર ખરીદ કરીને રહેલા કહેવાય છે. એમના દીકરા માધવરાવ ભરૂચમાં મહાત્મા તરીકે વખણાતા હતા. એ વંશ હાલ ભરૂચમાંજ છે. માધવરાવના દીકરા ત્રંબકરાવ ગ્રેજ્યુએટ છે. એમણે કલકત્તામાં ડીપ્લોમાં મેળવી છે. એ ન્યાતના કન્યા આપ–લે કરવામાં વડોદરા સાથે સંબંધ રાખે છે.

## નાગર બ્રાહ્મણ.

નાગર બ્રાહ્મણોની કેટલીએક જાત પૈકી વીશનગરા નાગરો અત્રેના વતની થયા છે. તેઓ ગોરપદું કરી પોતાનું ગુજરાન કરે છે. એમના જજમાન કણબી લોકો છે. એમનાં અત્રે ૫ ઘર સ્થાયી છે. માણેકલાલ કેશવરામ સારા પુરાણી તરીકે ગણાય છે.

## ઔદિચ બ્રાહ્મણો

આ ન્યાતના બે વર્ગ ટોળકીઆ તથા સહસ્ર અત્રેના વતની. થયા છે. ટોળકીઆનાં ૨૫ તથા સહસ્રનાં ૫૦ ઘર છે. એ ન્યાતનાને પરદેશ સાથે કન્યા વહેવાર છે, તેથી ઘણા બહાર ગામથી કન્યા લાવે છે. એકજ ગ્રેજ્યુએટ એ ન્યાતમાં છે, તે સરકારી નોકરી કરે છે અને " એમ, એ " ની પરીક્ષામાં કલકત્તા યુનિવરસિટીમાં સંસ્કૃત લઇ પાસ થયા છે. એ ગૃહસ્થ અત્રેના ગણપતરામ પુરાણીના દીકરા મગનલાલ કરીને છે. એ ન્યાતના ઘણા માણસો શાસ્ત્ર પુરાણ વાંચી તથા ગોરપદું કરી પોતાનો સંસાર નભાવે છે. તેમ કેટલાએક ખાનગી નોકરી તથા સરકારી નોકરી પણ કરે છે.

## બીજા બ્રાહ્મણો.

મોઢ ચાતુરવેદી તથા ત્રિવેદી બન્ને વર્ગના બ્રાહ્મણો છે. ત્રિવેદીનું ૧ તથા ચાતુરવેદીનાં ૧૨ ઘર છે. ખંડાયતાનાં ૨, જાંબુનાં ૪, વાયડા બ્રાહ્મણોનાં ૫, શ્રીગોડનાં ૧૧, નાદોરાનાં ૫, સાઠોદરાનાં ૫, સજોદ્રાનાં ૧૦, સાચોરાનાં ૫, બોરસદાનાં ૩, અને શ્રીમાળી બ્રાહ્મણોનાં ૫ ઘર છે. એ બ્રાહ્મણો જજમાનવૃત્તિ કરી ઘણા ખરા ગુજરાન કરે છે. સજોદ્રા ઘણા ખરા વતનદાર છે, તેઓ મુત્સદી વર્ગના છે. તેઓ ભિક્ષાવૃત્તિ કરતા નથી, નોકરી કરી ગુજરાન ચલાવે છે.

ઉપર જે બ્રાહ્મણોની ન્યાતો જણાવી છે, તેમાં શ્રીમાળીની ન્યાતમાં એક આશારામ મહેતા નામનો ધનાઢ્ય ગૃહસ્થ થઇ ગયો. એ માણસ અંગ્રેજ સરકારના સને ૧૭૭૨ માં પહેલ વહેલા શરૂ થતા અમલમાં અંગ્રેજી અમલદારોનો મોટો માનીતો હતો.

સિંધિયાના અમલમાં મી. કોકરન કરીને ભરૂચમાં રેઝિડેંટ હતો તેનો એ ખાસ મિત્ર હતો. દોલતરાય દેસાઇ તથા એ આશારામ ખરા મિત્ર હોવાથી લલુભાઇ તેમની અદેખાઇ કરતા હતા. લલુભાઇ એમની અંગ્રેજ અમલદારો સાથેની મિત્રતા તોડાવવાનો લાગ જોતા હતા, પણ તે વખતે તે ફાવ્યા નહિ. જ્યારે સને ૧૭૮૩ માં સિંધિયા સરકારનું રાજ્ય થયું, ત્યારે એક ભાસ્ક-

રરાવ કરીને સુબો નિમાયો હતો. લલુભાઇ એ તેની સાથે મળી જઇ એ આશારામને તથા દોલતરાયને ઘણું દુઃખ દેવરાવ્યું હતું; તે એટલે સુધી કે અંગ્રેજી રેઝિડેંટ પાસે તેમને જવાની પણ મના થઇ હતી.

એક પ્રસંગે આશારામને ત્યાં લગ્નનો વરો હતો, તે વખતે તેમને આખું મહાજન જમાડવાનો વિચાર થવાથી તેમણે મહાજનની પરવાનગી માગી આખું મહાજન નોતર્યું હતું, અને પકવાન્ન તૈયાર કરાવ્યું હતું. લલુભાઇને એ ખબર થવાથી તેમણે મહાજનને પોતાને ઘેર એકઠું કર્યું, ને તેમને કહ્યું કે "તમે એક બ્રાહ્મણનું પકવાન્ન પસંદ કરશો કે એક વાણીઆના રોટલા પસંદ કરશો?" લલુભાઇનું પૂર ચલણ એટલે વાણીઆઓએ તેની રૂકિત જોઇ "વાણીઆના રોટલા" કહ્યું. લલુભાઇએ કહ્યું કે "કાલે મારે મહાજન જમાડવાની મરજી છે, માટે મારા બાજરીના રોટલા કબુલ કરો." મહાજને હા કહી; તે ઉપરથી તરત ને તરત લલુભાઇ બોલ્યા કે "ગોળના લાડવા, બે શાક ને ભાત દાળ કરૂ છું." એમ કહી લાડુનું સીધું તૈયાર કરાવ્યું. ત્રણ સાડા ત્રણ હજાર મહાજનના આદમી જમનારાં, તેનો લાડુ એકદમ શી રીતે રાતમાં ને રાતમાં તૈયાર થાય, માટે કણબીઓને લાડુ કરવા દાખલ કર્યા. વાણીઆઓને એવું સમજાવ્યું કે, કણબીઓ લાડુ કરે તેમાં બાધ નથી, કારણ કે વાણીઆઓને ઘરમાં પાણીનું કરેલુ ખપે છે. સુખડીઆ પકવાન્ન કરે છે, તે પાણીનાં કરે છે, તે તેઓ વાપરે છે. છોકરાંને ભાખરી કે પુરી ખાવાના તરીકે આપે છે, તે કાંઇ દૂધથી કરતા નથી પણ પાણીથીજ કરે છે. રસ્તામાં મુસાફરી કરતી વખતે ભાથું વાણીઆઓ પાણીનુંજ કરાવી ગાડાઓમાં બેસે છે. ગાડું હાંકનાર ગમે તે જાતનો હોય તો પણ તેનો બાધ ગણતા નથી અને ભાથું કદાપી તેને અડકાયું હોય તો પણ બાધ નહિ ગણી ગાડામાંજ ખાય છે, નાખી દેતા નથી, તો આ લાડુને કણબી અડકે તેમાં શો બાધ ગણવાનો ? તે દિવસે વાણીઆઓને "કહે બે લોન્ડી નવાબ, હા નવાબ" કરવું પડયું. એજ દિવસથી વાણીઆની ન્યાતમાં કણબીઓ લાડુ કરતા થયા છે. તે પહેલાં વાણીઆ કણબીના હાથથી કોઇ પણ જાતનો પાણીથી પાક થયેલો ખાતા નહિ, તેમના રસોઇઆ જુદા હતા; ઘણા ખરા બ્રા-

હ્મણો રસોઇ કરતા હતા. બિચારા આશારામનાં પકવાન્ન રઝળ્યાં. આશારામ ધનાઢય હોવાથી લલુભાઇની સુચનાથી ભાસ્કરરાવે તેનો ભારે દંડ કર્યો હતો.

જ્યારે સુડતાળો કાળ પડયો હતો, ત્યારે આ આશારામે ગરીબોને, પરદેશથી ભૂખે મરતાં આવેલાંને ખવરાવવામાં ઘણી ઉદારતા જણાવી હતી. એમણે ભૃગુ ઋષિનું દહેરૂં એક વખત સમરાવ્યું હતું. આ માણસના નામ ઉપરથીજ આશારામ મહેતાની ખડકી કહેવાય છે, તે ખડકીમાં એમની હવેલી હાલ ભાગી તુટી હાલતમાં છે, તેમના વંશમાં હાલ એક છોકરી છે.

તપોધન બ્રાહ્મણનાં અત્રે ૩૦ ઘર છે. તેમાં કેટલાએક શાહીનો ધંધો કરે છે, કેટલાએક મહાદેવમાં પખાળ—પૂજા વગેરે કરી શંકરને ધરાવેલી થાળ, પઇ, પૈસો કે દાણા વગેરે લઇ તેવડે પોતાનું ગુજરાન ચલાવે છે, શંકરની ઉપજ ખાવાનો બીજા કોઇ બ્રાહ્મણને અધિકાર નથી. વળી કેટલાએક તપોધન શ્રાવકોનાં દહેરાસરમાં પગાર લઇ પૂજા કરે છે. તેઓ સર્વે પરગામથી આવી અત્રે વસેલા છે.

કાલટીઆ બ્રાહ્મણો કહેવાય છે. તેમનાં ૧૦ ઘર છે. તેઓ વ્યાજુકો ધંધો કરીને અગર કાલટીઆં સરાવીને પોતાનું ગુજરાન કરે છે. એ લોકો હિંદુની શૂદ્ર વર્ણમાંની ગમે તે ન્યાતમાં સરાવી શકે છે. એ બીજા બ્રાહ્મણોથી શાસ્ત્ર આધારે થઇ શકતું નથી. કાલટીઆનું કોઇ બ્રાહ્મણ ખાતા નથી.

વ્યાસડાનાં અત્રે ૨૫ ઘર છે. તેઓ સાથે બ્રાહ્મણોને ભાણા વહેવાર હોતો નથી, પણ એ માણસો પોતાને બ્રાહ્મણની જાત છીએ એમ માને છે. વ્યાસડાઓ ટીપણાં લઇ ઘરોઘર ફરી લોકોનાં મનરંજન કરી માગી ખાય છે. કોઇ ધંધો પણ કરે છે. નાગરની ન્યાતમાં “ બાયેડ ” નો વર્ગ જુદોજ છે અને તેઓ પોતે નાગર છે એમ કહે છે, તેજ મુજબ આ લોકો પોતાની ન્યાતિની બ્રાહ્મણમાં ગણત્રી ગણે છે. બ્રાહ્મણ, ક્ષત્રિ કે વાણીઓ કોઇ પણ એમનું ખાતો હોય એવું જાણ્યું નથી.

ઉપર જણાવેલી બ્રાહ્મણો વિષેની કેટલીએક હકીકત અત્રેના જોશી પ્રાણશંકર ભવાનીશંકરને પૂછીને લખી છે.



# પ્રકરણ ૨૦ મું.



## બ્રહ્મક્ષત્રિ તથા તેમના પુરોહિત.



બ્રહ્મક્ષત્રિના બે વર્ગ છે. દશા ને વીશા. વીશા ક્ષત્રિઓની સંખ્યા દશા કરતાં વિશેષ છે. તેઓનાં આશરે ૧૦૦ ઘર, ને ૧૨૫ લહાણીઓ છે. લહાણીઓ વધારે છે, તેનું કારણ એ છે કે તેઓને ભાટ વગેરેને લહાણી આપવી પડે છે.

ક્ષત્રિઓ ગુજરાતના અસલ વતની નથી. તેઓ પંજાબ તરફથી લાંબી મુદત થયાં આવી વસેલા છે. એઓના ઘરડાઓ અસલ મુસલમાની રાજ્યમાં સરદારની તેમજ મોટા અધિકારીઓની પદવી ઉત્તર હિંદુસ્થાનમાં ભોગવતા હતા. મુસલમાન લોકો ભેગા રાજ્ય કર્તા સાથે લઢવાને યા મુત્સદ્દી નોકરીને અંગે આવેલા હોય એમ કેટલીએક હકીકતથી જણાઇ આવે છે. તેઓને ગુજરાતમાં ખેડા જીલ્લાના અલીણા ગામમાં તથા ભરૂચ જીલ્લાના આમોદ અને હાંસોટ ગામમાં, તેઓએ કરેલી નોકરીને અંગે વતન મળેલાં જણાય છે. એક સગો કુટુંબ સાથે આવ્યો જાણી બીજો પણ તેની પાછળ આવી વસે એ કુદરતી છે. અલીણાવાળા પોતાના ધંધા રોજગારસર અમદાવાદમાં જઈ રહ્યા છે. સને ૧૮૭૯ માં મેં જ્યારે અલીણા જોયું, ત્યારે પાંચ સાત ક્ષત્રિઓનાં ઘરમાં વસ્તી જણાઇ હતી. બીજાં ક્ષત્રિઓનાં ઘર ખાલી તાળાં વાસેલાં જણાયાં હતાં. ઘણા ખરા આમોદ તથા હાંસોટથી પણ ભરૂચ

અને સુરત જઇ ધંધા રોજગારસર વસેલા જણાય છે. ભરૂચમાં ક્ષત્રિઓ આમોદ અને હાંસોટથી આવી વસેલા છે.

ટોડરમલનું નામ ઇતિહાસમાં અકબર બાદશાહના વખતમાં ઘણા ખરાએ વાંચ્યું હશે. એ ગૃહસ્થ ક્ષત્રિ હતો. એણેજ જમીનની માપણી પહેલ વહેલી કરી કે જે રીવાજ આજ સુધી ચાલ્યો આવ્યો છે. ભરૂચમાં સરકારી દફ્તર ખાતામાં " ટોડરમલની જરીફ " એ નામના કાગળો ગામોનાં " ચકનામાં " ને નામે ઓળખાતા હતા, તે આજ સુધી મોજુદ હતા.

શંભુલાલ નામનો એક ગૃહસ્થ કાબુલની સરહદ ઉપર ઔરંગજેબના રાજ્યમાં સરદાર હતા. એના પુલના દડાથી એની સ્ત્રી સતી થઇ હતી. એવા કેટલાએક સરદારો તથા અમલદારો થઇ ગયેલા જણાય છે.

ઘાશિરામ કરી એક ગૃહસ્થ અમદાવાદમાં દિવાન હતા. એ ગૃહસ્થની દિવાનગીરી ત્રણ પેઢી સુધી કાયમ રહી હતી. એના નામ ઉપરથી જે પોળમાં એની હવેલી હતી, તે પોળ ઘાશિરામની પોળથી ઓળખાય છે. એના વંશની એક શાખા ભરૂચમાં આવી વસેલી છે. એ શાખામાં હાલ લક્ષ્મિરામ મહિપતરામ ફોજદાર વગેરે ભાઇઓ છે, તેથી તેની અટક દિવાન કહેવાય છે.

ન્યાતમાં બે ચાર કુટુંબ શિવાય બીજાઓની હાલત સને ૧૮૭૦ સુધી ગરીબ હતી, ઘણા ખરા દેવાદાર હતા. દેસાઇજીને મલજીનું કુટુંબ આગળથીજ સારી હાલતમાં ચાલ્યું આવ્યું છે. પાછળથી જીવણરામ સાહેબરામ વકીલ હોવાથી તેઓ સારી હાલતમાં ગણાતા હતા.

સને ૧૮૬૩ ની સાલથી એ ન્યાતના ધિરજલાલ મથુરાંદાસ નામના સુરતના ક્ષત્રિ, જે મુંબાઇમાં હાઇકોર્ટમાં સરકારી વકીલ હતા, તેમની સાહેતાથી એ કોમના પોતાની જીંદગીમાં ઉમ્મરે પહોંચેલા જુવાનો વકાલતમાં પાસ થયા, તેથી તેઓ સારી હાલતમાં હાલ આવ્યા છે. અસલથી અક્કલવાળા તો ખરા, તેમાં વકાલતની સનદ મળી એટલે દીપી નીકળ્યા, અને સારી રીતે ખાતા પોતા થયા; પૈસા મળ્યા, તેથી મોટી મોટી ઇમારતો પણ બંધાવી અને સુખ ભોગવતા થયા. પ્રભુ કરેને એ સુખ એમનું કાયમ રહે. અસ્તુ.

વકીલ તરીકે એ ન્યાતમાં કેટલાએક હોંશીઆર કહેવાઇ ગયા અને હાલ પણ કહેવાય છે.

અંગ્રેજી રાજ્યમાં એ ન્યાતના ઘણા ખરા અમલદારો થઇ ગયા અને હાલ પણ છે. એઓનો મુખ્ય ધંધો સરકારી નોકરી તથા વકાલત છે.

જે ગૃહસ્થોની નોકરીની સરકારે બૂજ જાણી છે, તેમનાંજ નામ ફક્ત આપ્યાં છે.

ચુનિલાલ વેણિલાલને સને ૧૮૮૭ માં રાવબહાદુરનો તથા સને ૧૮૯૬ માં સી. આઇ. ઇ. નો એટલે કમ્પેનિયન ઓફ ધી ઇન્ડિયન એમ્પાયરના ખિતાબો સરકાર તરફથી ઇનાયત કરવામાં આવ્યા હતા. એઓ લેજીસલેટિવ કાઉન્સિલના મેમ્બર થયા હતા તેથી એમને "ધી ઓનરેબલ રાવબહાદુર ચુનિલાલ વેણિલાલ સી. આઇ. ઇ." કહેતા હતા.

એ ચુનિલાલના દીકરા મોતિલાલને સને ૧૯૦૬ માં રાવબહાદુરનો તથા સને ૧૯૦૯ માં સરદારનો ખિતાબ મળ્યો હતો, અને સને ૧૯૧૦ માં લેજીસલેટિવ કાઉન્સિલના મેમ્બર નિમાયાથી તે પણ "ધી ઓનરેબલ સરદાર રાવબહાદુર મોતિલાલ ચુનિલાલ કહેવાયા.

## દેસાઇજીનું કુટુંબ.

આ શહેરમાં, જીલ્લામાં તથા આખા ગુજરાત પ્રાંતમાં ભરૂચના દેસાઇજીનું કુટુંબ ઘણું આબરૂદાર ગણાય છે. એ કુટુંબમાં માજી રાજ્યોથી ઇનામી ગામ તથા પાલખી ચાલી આવાં છે, તેથી તેઓ જાગીરદાર ( ઇનામદાર ) અને પાલખીનશીન કહેવાય છે. વાગરા તાલુકાનું કલમગામ માજી રાજ્યથી એ વંશમાં ઇનામી ગામ તરીકે ચાલ્યું આવ્યું છે. વહેરવાડા ગામ થોડાં વરસ ઉપર વિષ્ણુપ્રસાદ દેસાઇના વખતમાં વેચાણ લીધું છે. શહેરમાં એ કુટુંબ જેવું કોઇ આબરૂદાર ગણાય નહિ. દેસાઇગીરીનો રોકડ હક પણ એ કુટુંબને રૂ. ૧૦૦૦) ઉપરાંત મળે છે.

અકબર બાદશાહના વખતમાં દેસાઇઓને ચોધરી નામ અપાયલું હતું. એ ચોધરીઓ રાજ્યની ઉપજ વગેરે નક્કી કરતા

હતા. આવા ચોધરીઓ ઘણા વધી જવાથી ઔરંગઝેબના રાજ્યમાં ઇ. સ. ૧૬૬૭ માં ચોધરીના દેસાઇ થયા. તે વખતે ઘણા ચોધરીઓ ( દેસાઇઓ ) પૈકી રંગિલદાસ નામના એક ગૃહસ્થને તથા એ કુટુંબના ગોરધનદાસ જગજીવનદાસ એ બંને જણને લાયક ધારી દેસાઇનો હોદ્દો આપ્યો. એથી તેઓજ ઉપજ નક્કી કરનાર નિમાયા. રંગિલદાસના વંશમાં હાલ કોણ છે, તે જણાયું નથી. આથી ગોરધનદાસથી દેસાઇ કહેવાયા. પાછળથી રોકડ હક મળવા લાગ્યો. ગોરધનદાસના બાપ જગજીવનદાસ, તેમના બાપ માધવદાસ, તેમના બાપ ત્રિકમદાસ રામજી ચોધરી થઇ ગયા. ( બંગાળામાં હાલ ચોધરીઓ કહેવાય છે. )

આ બન્ને ચોધરી–દેસાઇઓને ૮૮ ગામ નક્કી કરી આપ્યાં હતાં. ગોરધનદાસથી તે હકુમતરાયજી સુધી ગામનાં વસુલ નક્કી કરવાનું કામ ચાલ્યું આવ્યું હતું. જયારથી પાંચ આની રોકડ વતનમાંથી કપાઇ, ત્યારથી એ રીવાજ બંધ પડયો છે. ગોરધનદાસ દેસાઇના દીકરા ખુશાલરાય દેસાઇને ઇ. સ. ૧૭૨૮ માં મહમદશાહ બાદશાહે પાલખીની સનદ આપી અને સને ૧૭૩૦ માં તેમને કલમગામ જાગીરમાં મળ્યું. કલમગામ આપવા ઇ. સ. ૧૭૨૯ થી લખાણ થયેલું, પણ સનદ સને ૧૭૩૦ માં અમદાવાદના સુબા બુલનખાન બહાદુરની મારફત મળી.

ઇ. સ. ૧૭૫૪, તથા ૧૭૬૧ માં ખુશાલરાયના દીકરા ભિખારીદાસને દામાજી ગાયકવાડે પાલખીની સનદ તાજી કરી આપી. ઇ. સ. ૧૭૬૨, તથા ૧૭૭૩ માં ભિખારીદાસના દીકરા જમીએતરાયજીને ફતેહસિંહ ગાયકવાડે એ સનદ તાજી કરી આપી, અને ઇ. સ. ૧૭૮૫ માં એ સનદ જમીએતરાયજીના દીકરા દોલતરાયજીને, ભરૂચમાં સિંધિયાનું રાજ્ય તે વખતે હોવાથી મહાદજી સિંધિયાએ એ સનદ તાજી કરી આપી.

પાલખી અપાઇ તે વખતે રૂા. ૧૯૭૨) તે વખતના ચલણના નક્કી થયા હતા. તેમાં રૂા. ૧૨૦૦) પાલખીના તથા રૂા. ૭૭૨) સીપાઇઓના પગારના મળી એ રકમ અપાતી હતી. પાછળથી રૂા. ૧૩૫૨) તેમાં રૂા. ૧૧૦૦) પાલખીના તથા રૂા. ૨૫૨) સાત ભોઇઓ પાલખી ઉચકનારના કરી, દરેક ભોઇને દર

માસે રૂા. ૩) નો પગાર ગણી અપાવા લાગ્યા. હાલ પાલખી હક રૂા. ૧૨૧૪—૪—૨ મળે છે.

ઈ. સ. ૧૮૦૩ માં અંગ્રેજોનું પાછું રાજ્ય થયું, ત્યારે દોલતરાયજીએ કબુલત આપી કે હું વફાદારથી નોકરી કરીશ, તે ઉપરથી એ હક સને ૧૮૦૪ થી દોલતરાયજીને આપવો શરૂ થયો. દોલતરાયજી સને ૧૮૨૮ ના એપ્રિલ માસમાં ગુજરી ગયા, પછી એ હક એમના દીકરા હકુમતરાયજીને પ્રાપ્ત થયો.

સને ૧૮૫૯ સુધી એ હક હકુમતરાયજીએ વગર હરકતે ભોગવ્યો. તે સાલ પછી આપાજી રામચંદ્ર નામના એક અંગ્રેજ સરકારના અધિકારીએ સરકારના હુકમથી તજવીજ કરીને રીપોર્ટ કર્યો, કે એ હક બાબત સરકારની મંજુરી મળી નથી. આ લખાણનું પરિણામ એ થયું કે એ હક હકુમતરાયની હયાતી બાદ આપવો નહિ, એવું ઠર્યું.

ઇ. સ. ૧૮૬૩ માં હકુમતરાયજી ગુજરી ગયાથી તેમના દીકરા કલ્યાણરાયજી વારસ થયા. એ ગૃહસ્થે સને ૧૮૬૪ ના ડીસેમ્બરમાં એ હક માગ્યો, તે નહિ મળવાથી સુરતની કોર્ટમાં રૂા. ૨૪૫૬૬) નો દાવો કર્યો. સુરતમાં હાર્યા, પણ મુંબઇની હાઇકોર્ટમાં જીત્યા. સરકારે પ્રિવિ કાઉન્સિલમાં અપીલ કરી, તેમાં દેસાઇજી જીત્યા. આથી ચઢેલો હક સને ૧૮૭૦ માં ખરચ સાથે કલ્યાણરાયજીએ લીધો. દેસાઇજીને ખરચ પેટે રૂા. ૪૦૦૨) સરકારે અપાવ્યા હતા.

પાલખી હક તથા કલમગામ વિષે જે લખ્યું છે, તે હકીકત સાલવાર અત્રેના વકીલ મોતિલાલ સાકરલાલ ઠાકોરે આપી છે.

આ પાલખી બાબત ફરીઆદ માંડવામાં તથા જે ખરચ થાય તે કરવામાં દેશાઇજીનાં સ્ત્રી ચુની દેસાણ જેઓ શહેરમાં ચુનીભાભીના લોકપ્રિય નામથી ઓળખાતાં હતાં, તેમનો ઘણો આગ્રહ હતો; માટેજ દેસાઇ એ કામ પાછળ મંડયા રહ્યા હતા. ચુની દેસાણના આગ્રહથી તથા ન્યાતની સંમતિથી દેસાઇજીને પ્રજા નહિ હોવાથી દેસાણની જીંદગીમાં દેસાઇએ બંજીવાર લગ્ન કર્યું. એ વખત સુધી એ ન્યાતમાં એક ઉપર બીજી સ્ત્રી કરવાનો રીવાજ નહોતો. દેસાઇજીનો દાખલો જોઇ ઉત્તમરામ મલજી

વકીલે લગ્ન કર્યું. તે લગ્નથી તેમની સ્ત્રીને બે પુત્ર થયા. તેમાં એક અંબાસંકર ઉર્ફે છોટુભાઇ હાલ વકીલ તરીકે સારા કહેવાઇ પેઢીનું તેમણે નામ રાખ્યું છે, તે છે. બીજા પુત્ર બીજે ધંધે વળગ્યા છે.

બીજીવારનાં સ્ત્રી જડાવને પણ કાંઇ સંતતિ થઇ નહિ, તેથી જડાવની હયાતીમાં ત્રીજીવાર લગ્ન કર્યું. એ સ્ત્રીથી દેસાઇજીને એક પુત્ર તથા એક પુત્રી મળી બે સંતાન થયાં. દેસાઇ કલ્યાણરાયજી ઇ. સ. ૧૮૯૨ માં ગુજરી ગયા, તેથી એ પુત્ર નામે વિષ્ણુપ્રસાદ દેસાઇની ગાદીના વારસ થયા. એમના વખતમાં વહેરવાડા ગામ વેચાણ લેવાયું તથા હવેલીની ઉત્તર તરફ રાજ મહેલ બંધાયો.

વિષ્ણુપ્રસાદ સને ૧૯૦૫ માં ૧૮ વરસની ઉમ્મરે બાળક અવસ્થામાં ગુજરી ગયા. તે દિવસે આખા શહેરની પ્રજા ઘણી દીલગીર થઇ હતી. દેસાઇના મરણની ખબર થતાંજ વહેપારી વર્ગે તથા દરેક દુકાનદારોએ પોતાની દુકાનો બંધ કરી હડતાલ પાડી હતી. શહેરમાં હાહાકાર વર્તાઇ રહ્યો હતો. એમને પેટે કાંઇ સંતાન નહિ હોવાથી એમની સ્ત્રી ભાનુમતીએ પોતાના ભાઇને હરિપ્રસાદ નામ આપી દત્તક લીધો. દેસાણ દત્તક લીધા પછી તરતજ ગુજરી ગયાં. સરકારે દત્તક કાયમ રાખવાથી હાલ એ ગાદી હરિપ્રસાદ વિષ્ણુપ્રસાદ ભોગવે છે. હવે પ્રભુ કરે ને એ દત્તકનો વંશ જારી રહે. કે જેથી દશેરાની શોભા શહેરમાં છે તે કાયમ રહે. હવે પ્રભુ પાસે એટલું માગવાનું કે દત્તક દેસાઇ એ ગાદી સારી રીતે ભોગવે ને એ દેસાઇના કુટુંબની શોભામાં વધારો કરે તથા વિષ્ણુપ્રસાદનાં સગાં વહાલાંને પોષે.

ગોરધનદાસ દેસાઇના વંશમાં તો હાલ નરસિલાલ ચત્રુભુજ તથા તેનો દીકરો ઇશ્વરલાલ છે, પણ ખુશાલરાય દેસાઇનું તો સાતમી પેઢીએ પરવાર્યું. ઇશ્વર ઇચ્છા બળવાન છે !

હકુમતરાયજીના વખત સુધી એ હવેલીમાં હંમેશાં સદાવ્રત અપાતું હતું, તે કલ્યાણરાયજીએ પણ થોડાં વરસ જારી રાખ્યું હતું, પણ પછીથી તેઓએજ બંધ કર્યું હતું.

દોલતરાય દેસાઇને અંગ્રેજો સાથે સારી દોસ્તી હતી. અંગ્રેજી અમલદારો એમને ચહાતા હતા. મી. ફેરબ્સ નામના

એક અંગ્રેજ અમલદાર વડોદરેથી પોતાને દેશ ગયા, તે વખતે દોલતરાયજીએ તેમને એક પત્ર લખેલો; તે નીચે પ્રમાણે છે. ( ઓરિએન્ટલ મેમોયર ત્રીજો ભાગ પાનું ૩૫૮ ).

Letter from Dolatrai Desai a man in high station at Broach.

I am much obliged by your kind enquiries after me in Mr. Corcran's letter. It was becoming your prosperity to notice your friend in adversity; for since the departure of the English and the establishment of the Maratha Government at Broach, I have suffered very cruel oppressions.

Mr. Corcran who is the only gentleman, of your council who remained here is very kind to me, but he has no power to relieve my distress. A great many of the inhabitants of the city have left it. They could not live under such tyrany, and your friend Lalubhai has suffered most of all, but I depend upon the pleasure of Almighty God and Dolatrai daily remembers the kindness of you and Mr. Dalton.

Broach 10 December 1784.

દોલતરાય દેસાઇને અંગ્રેજી આવડતું હતું કે નહિ તે કહી શકાતું નથી, પણ કાગળ તો અંગ્રેજીમાં જોયો, તેની નકલ કરી છે. એ દેસાઇનાં સ્ત્રી દીવાળી દેસાણ ઉર્ફે ધનકોરબા સતી થયાં હતાં.

એમના દીકરા હકુમતરાયજીને નજરે જોયા છે. તેઓ ચોખ્ખા દીલના, ઉદાર, ડાહ્યા, સલાહ લેવા લાયક અને ધર્મિષ્ઠ હતા. ભરૂચમાં સને ૧૮૫૮–૫૯ માં પહેલવહેલી લાયબ્રેરી સ્થાપન થઇ, તે એઓએ બક્ષીસ આપેલી રકમથી થઇ હતી, માટે લાયબ્રેરી નીકળ્યાનું માન એમને ઘટે છે. એમના વખતમાં જે જે

અંગ્રેજ અધિકારીઓ આવી ગયા, તેમના એઓ માનીતા હતા. તેઓ એમનું સારૂં વજન રાખતા હતા. મોરીઆરીટી કરીને ભરૂચમાં એક કલેકટર થઇ ગયા, તેને ત્યાં એમણે એક પ્રસંગે તેના મંગાવવાથી જુદી જુદી જાતનાં અથાણાં મોકલેલાં; તેમાં "કેરાં" પણ મોકલ્યાં હતાં. કેરાં સાહેબને પસંદ આવવાથી ફરીથી મંગાવવાની ઇચ્છા થઇ. પટાવાળાને હુકમ આપ્યો, કે "દેસાઇજી કે વહાંસેં ઓ લાવ." પટાવાળો સમજ્યો નહિ, તેથી સાહેબને પૂછ્યું, "ઓ તે કયા સાબ ! કુછ નામ બોલો તો સઇ." બે ત્રણ વખત ઓ લાવ કહ્યું. પટાવાળાએ પણ એજ જવાબ આપ્યો. પછી સાહેબે ચીડાઇને કહ્યું, કે "ઓ, તે ગોળ ગોળ ઓર દૂમમે લકડી" કેરાંનું નામ જાણે નહિ તેથી પટાવાળાને આ પ્રમાણે સમજાવ્યો. પટાવાળાએ દેસાઇજીને ત્યાં જઇ પોતાની તથા સાહેબ વચ્ચે જે હકીકત બની હતી તે કહી. દેસાઇજી તરત સમજી ગયા, ને કેરાં મોકલ્યાં. એ દિવસથી કેરાં વિષે "ગોળ ગોળ ઓર દૂમમે લકડી" એ કહેવત થઇ પડી હતી. હાલ પણ કેટલાએક મજાકમાં એ પ્રમાણે કહે છે.

એમના દીકરા કલ્યાણરાયજીને તો ભરૂચી ભાઇઓએ દીઠેલા છે, એટલે તેમની રીતભાત સર્વ જાણે છે; છતાં તેમની બાબતમાં એટલું તો કહેવું જોઇએ કે તેઓ બહાદૂર, કોઇને નમ્યું આપે નહિ એવા, આગ્રહી, મિલનસાર, દોસ્તીના હકમાં સાચા અને નમ્યાને માથું આપે એવા હતા. ગૌર વર્ણ, મ્હોના તેજસ્વી ચહેરા સાથે આ પંચહથા જુવાન દશેરાની સ્વારીમાં પાલખી માં બેસતા ત્યારે પાલખી દીપી નીકળતી હતી. એઓ ઉદાર હતા ખરા પણ એમની ઉદારતા હાલના પ્રસંગને અનુસરતી હતી. એમણે પેઢીને બીન કરજી કરી પૈસે ટકે તારી હતી. વહેરવાડા ગામ એમના એકઠા કરેલા પૈસાથીજ લેવાયું.

એમના દીકરા વિષ્ણુપ્રસાદ જે બાલ્યાવસ્થામાં ગુજરી ગયા તેઓ ગાદી દીપાવે એવા હતા. તેમ આગળ ઉપર સારા નિવડે એવી લોકોને આશા હતી દત્તક દેસાઇ હાલ બાળક છે, તેઓ સારા નિવડે એમ આશા રખાય છે.

એ ન્યાતમાં પહેલાં કન્યાની ઘણી અછત હતી. લગ્ન વખતે પલ્લું રૂ. ૭૫૦) તથા લુગડાં વગેરે રીતભાતના રૂ. ૨૫૦)

મળી રૂા. ૧૦૦૦) કન્યાના બાપને વરના બાપ તરફથી અપાતા હતા. હાલ કન્યાની છત ઘણી હોવાથી પલ્લું તો કોઇકજ આપતા હશે. કદાચ આપે તો પોતાની મરજી માફકજ. ઘણી ખરી જગ્યાએ ઉલટા વરને સામાં નાણાં આપવાં પડે છે. રકમ કેટલી તે કાંઇ મુકરર નહિ, પણ કન્યાના બાપના ગજા ઉપરાંત રકમ આપવી પડે. આ કારણથી જેને ઘેર કન્યા અવતરે તેના તો ભોગજ મળ્યા સમજાય છે, કારણ કે શક્તિ ઉપરાંત રકમ આપવી પડે તો કરજદાર બની જાય એમાં શી નવાઇ ! કોઇને પેટે પાંચ સાત દીકરી હોય તે તો શ્રીમંત હોય તો પણ પાછો ઠેકાણે બેસવાનોજ.

આ પુસ્તક દિવાન સાહેબ અરદેસર જમશેદજી દસ્તુરને વાંચવા મોકલેલું, તેઓએ આ બાબત વાંચી નીચેનો પેરેગ્રાફ વધાર્યો છે, તે લખી જણાવ્યો છે.

" આ માઠો રીવાજ જે આ ન્યાતમાં પ્રવેશ થયો છે, તેનાં માઠા પરિણામ ન્યાતને ભવિષ્યમાં ખમવાં પડે તેમ છે; અને પારસી કોમની જે નબળી હાલત તે એજ માઠા રીવાજને લીધે થઇ પડેલી છે. તેનાં કડવાં ફલ પરિણામે શું નિપજે તે લખવા કરતાં વધારે સારી રીતે કલ્પી શકાય છે. પારસી તેમજ ક્ષત્રિની કોમ બહારના દેખાવમાં, સુધારામાં આગળ પડતી, ચંચલ ને સાહસિક કહેવાય છે, છતાં તેમના સંસાર વહેવારમાં જે સળો પેઠો છે, તેસળેલા ભાગને જો મજબુત અને તિક્ષણ હથીઆરથી કાપી નાંખવામાં નહિ આવે, તો એ સળો કોમનાં આખાં શરીરે લાગી જશે, તો પછી કોમના બચાવની આશા થોડી રહે છે, અને આવી સુધરેલી, બાહોશ અને વિદ્વાન જ્ઞાતિમાં આવો શરમ, દુષણ, અને નામોશી ભરેલો રીવાજ પ્રવેશ થયોછે, તેથી ન્યાતની ચડતી કે તેની નબળી આવતી જાય છે, તેમાંનું શું સમજવું ? એ બાબતમાં ન્યાતના આગેવાન પુરૂષો તથા સ્ત્રીઓએ પુખ્ત વિચાર કરવા સરખું છે. "

એ ન્યાતમાં ભાટોને લહાણાં અપાય છે, તેમ દાપું પણ રૂા. ૫) સુધી અપાય છે. ગોરને એક કન્યાના લગ્ન પ્રસંગે વર તરફથી રૂા. ૬૦) તથા કન્યા તરફથી રૂા. ૪૦) આપવામાં આવે છે. એ તો એઓનો હક છે એમ તેઓ સમજે છે.

લગ્ન પ્રસંગે આ લોકો પંજાબથી આવેલા અને મુસલમાની રાજ્યમાં નોકર હોવાથી એક જુનો રીવાજ એ ન્યાતમાં કાયમ રહ્યો છે. કન્યાને લગ્ન વખતે " ચોળો " પહેરાવે છે. એ ચોળો સફેદ કપડાનો જેવી રીતે એક છોકરાને પાટલુન અને બદન સલંગ શીવાડે છે, તેવો સલંગ હોય છે, તે ઉપર પાનેતર ઓઢાડે છે. ( પંજાબમાં ક્ષત્રિઓમાં સ્ત્રીવર્ગ હાલ પણ ચોરણા પહેરે છે અને તે ઉપર લુગડું ઓઢે છે. )

લગ્ન પ્રસંગના જમણવાર વખતે જેને ત્યાં વરો હોય, તેને ત્યાંના એક છોકરાને સાથે રાખી ભાટ નોતરાં દેવા જાય છે, તે નોતરાં કવિતામાં દે છે.

" લક્ષ્મીરામજી સાહેબ ! દોલતજાદા ! ઇશ્વરી જે જે કાર કરે ! જગન્નનાથજી સાહે કરે, નાતનાં નોતરાં સાકરલાલ માણેકલાલને ત્યાંના "

સ્ત્રી વર્ગને એવે પ્રસંગે નોતરાં સારૂ જેને ઘર વરો હોય તેના ઘરની એક છોકરીને સાથે રાખી ભાટેણ જેને એ કોમના " નાહીએણ " કહે છે તે દેવા જાય છે. તે તો " ફલાણાના ઘરનાં નાતનાં નોતરાં " એટલુંજ કહે છે. અશુભ પ્રસંગે ગોરને નોતરાં દેવા જવાનું થાય છે. એ ન્યાતમાં વખતે ૫૦-૬૦ વરસના ગુજરનારને પણ જુવાન ગણી વરો કરતા નથી.

ક્ષત્રિઓની વસ્તી સિંધ, પંજાબ, કાઠીઆવાડ, નિઝામ હૈદ્રાબાદ, અને ગુજરાતમાં અમદાવાદ, ખેડા જીલ્લાના અલીણા ગામમાં, ભરૂચ જીલ્લાના આમોદ, હાંસોટ અને ભરૂચ તલમાં તથા સુરતમાં છે. લગ્ન સંબંધી રીતભાત સર્વની સરખીજ છે. એ લોકોમાં લગ્ન પ્રસંગે તેમજ વરઘોડા પાછળ હિંદુસ્તાની ભાષામાં ગીતો ( બનડા ) ગાવાનો રીવાજ છે. ક્ષત્રિ અને તેમની સ્ત્રીઓ ખરાં શિવભક્ત છે. તેમ કોઇક વૈષ્ણવ પણ છે. તેમના ઇષ્ટદેવ સિદ્ધનાથ મહાદેવ જે દશાશ્વમેધના ઓવારા ઉપર લોધવાડને ટેકરે નદી કાંઠેજ એક " ગોળ કેરી ભીંતરડી, શેરડી કેરા દાંડા " જેવી એક મરૂઢીમાં બિરાજમાન થયા છે, તે મહાદેવ છે. કોઇ પણ ક્ષત્રિ દર્શન કરવા જતો હોય એમ જોયું નથી, તેમ જાણ્યું પણ નથી. હું ધારૂં છું કે કેટલાએકે તો એ મહાદેવનું

શિવાલય જોયું પણ નહિ હોય. પુરૂષવર્ગ કરતાં સ્ત્રીવર્ગ ઘરમાં પવિત્રતા સારી રાખે છે. પુરૂષને પાણીની ગોળીએ પણ ઘણી ખરી સ્ત્રી અડકવા દેતી નથી, તેમ તેઓ ધર્મશીલ પણ છે. એમનું ગોરપદું સારસ્વત બ્રાહ્મણો જે તેઓના પુરોહિત છે તે કરે છે.

સ્ત્રીવર્ગમાં બીજી ન્યાતની સ્ત્રીઓ કરતાં ખુબસુરતી વિશેષ જણાય છે, તેમ તેમનો સીનો પણ ઘણી ખરીનો મરદાની જેવો છે.

ક્ષત્રિઓ, બ્રાહ્મણો તથા પુરોહિતનીજ રસોઇ કરેલી ખાય છે. વાણીઆ અને બીજી વર્ણનું રાંધેલું તેઓને ખપતું નથી, તેમ વાણીઆઓ એઓનું તથા પુરોહિતોનું રાંધેલું ખાતા નથી. એઓ બ્રહ્મક્ષત્રિ છે, માટે બ્રાહ્મણો એમને વેદોક્ત કર્મ કરાવે છે. ક્ષત્રિ, પુરોહિત અને બ્રાહ્મણો શિવાયની અન્ય હિંદુ જાતિને પુરાણોક્ત કર્મ કરાવાય છે. એ ન્યાતમાં કોઇનું મોત થયું હોય, તો શબને મજલે પહોંચાડવા બ્રાહ્મણોને જવાને બાધ નથી. બીજી ન્યાતમાં બ્રાહ્મણોથી જવાયજ નહિ. ધર્મનો બાધ આવે છે. એ કોમ સર્વ યજુર્વેદી છે.

કેટલાએક ક્ષત્રિઓના ગુરૂ નાનક છે. તેઓ અત્રે પધારેલા તેથી તેઓનું અત્રે સ્થાનક પણ કરેલું, તેનું જડમૂળ પણ જણાતું નથી. નિશાનીમાં ફક્ત એક આમલી છે. તે “ નાનકશાહીની આમલી ” થી ઓળખાય છે અને તેજ જગ્યાએ સ્થાનક હતું એવું ઘરડાઓ કહેતા હતા. પહેલાં ક્ષત્રિઓ ત્યાં દર્શને જતા પણ હતા.

આજથી દશ વરસ ઉપર દરેક ક્ષત્રાણી ગમે તેવું લગ્ન પ્રસંગનું વસ્ત્ર પહેર્યું હોય, તો પણ તે ઉપર ચંદેરી કે સાદો દોપટો ઓઢતી જણાતી હતી. આ પોશાકથી એ ક્ષત્રિની સ્ત્રી છે, એમ તરત ઓળખાઇ આવતું હતું. દરરોજના પોશાકમાં પણ દોપટો કે ચાદર ઓઢયા શિવાય કોઇ પણ એ વર્ગની સ્ત્રી કવચિતજ બહાર નીકળતી હતી. આ પોશાક તેમના :વદનનું તથા સીનાનું તેજ મારી આપતો હતો. એ રીવાજ ધીમે ધીમે નીકળી જવાથી હાલ તો છેક બંધ થયેલો જણાય છે. આ રીવાજ તેઓ પંજાબથી આવેલા માટે ત્યાંનો કાયમ રાખ્યો હતો. પંજાબમાં હાલ પણ સ્ત્રીઓ પહેરેલાં વસ્ત્રપર ચાદર કે દોપટો ઓઢે

છે. એ રીવાજ અત્રે બંધ પડયાથી "સબી ઘોડે બારે ટકે" જેવું થયું છે, એટલે બીજી સ્ત્રીઓ કયા વર્ગની છે, તે વખતે ઓળખવું મુશ્કેલ પડે છે, તેમ એમની બાબતમાં પણ બને છે. હજુ પણ બે–ચાર વિધવા–ડોસીઓએ એ રીવાજ કાયમ રાખેલો જોયો છે. એઓ રામશરણ થશે એટલે હવેની પ્રજાને ક્ષત્રાણીને અસલી પહેરવેશ સાંભળવાનો પણ નથી. અસલી પહેરવેશ તેમની ન્યાતનું, જાતનું અને તેમની પદવીનું ભૂષણ છે. મલાજો પણ વિશેષ રાખવો પડતો હતો. હવે તો વખતને માન અપાય છે. ઇશ્વરની ઇચ્છા એવીજ હશે !

## દશા ક્ષત્રિ.

આ ન્યાતના લોકો અસલ તો ક્ષત્રિજ અને એજ બ્રહ્મ-ક્ષત્રિઓની ન્યાતના હતા. આગળ ઉપર ક્ષત્રિઓ શ્રીમંત હોવાથી લોંડીઓ રાખતા હતા. એ લોંડીઓની પુત્રીઓની સાથે ન્યાત-માં કન્યાની તે વખતે અછતને લીધે કોઇકે લગ્ન કરેલાં, તેથી એઓને ખરા ક્ષત્રિઓએ જુદા પાડેલા છે.

બ્રહ્મક્ષત્રિઓને એ દશાક્ષત્રિ સાથે ભાણા વહેવાર તથા કન્યા વહેવાર નથી, પણ લહેણી તેઓને અપાય છે. એઓની દરેક રીતભાત ક્ષત્રિઓના જેવીજ છે એટલે તેનું વિવેચન વધારે કર્યું નથી.

એ ન્યાતનાં હાલ ત્રણ–ચાર ઘર ભરૂચમાં છે. એઓમાં જમીનદાર પણ છે. તે એટલાજ કારણસર કે ક્ષત્રિઓએ તેમનાં જમીન–વતન વગેરેના વારસા બાબત હરકત લીધેલી નહિ. ભરૂચમાં એ ન્યાતમાં કોઇ હોદ્દે ચઢેલો સાંભળ્યો નથી. એઓની વસ્તી જ્યાં ક્ષત્રિઓ છે ત્યાં માલમ પડે છે. એ ન્યાતની હાલત ગરીબ છે. ખાનગી યા સરકારી નોકરી કરી પોતાનું ગુજરાન કરે છે ને કરતા હતા.

આ ન્યાતની તથા ક્ષત્રિઓની હકીકત રાજેશ્રી લક્ષ્મિરામ મહિપતરામ દિવાને કહેલી લખી છે. એ બન્ને ન્યાતો વિષે જે લખ્યું છે, તે એ ગૃહસ્થે તથા રાજેશ્રી અંબાશંકર ઉત્તમરામ મલજી વકીલે તથા સરદાર રાવબહાદુર મોતિલાલ ચુનિલાલે વાંચી છે, અને લખ્યું છે તે બરબર છે એમ તેઓનું કહેવું હતું.

## પુરોહિત (સારસ્વત બ્રાહ્મણ ક્ષત્રિના ગોર).

દૈવી પુરૂષ પરશુરામ જે વખતે નક્ષત્રિ પૃથ્વી કરતા હતા, તે વખતે આ બ્રાહ્મણોએ ક્ષત્રિઓનું રક્ષણ કરેલું. રક્ષણ કરવામાં એ બ્રાહ્મણોને બહુજ વેઠવું પડયું હતું. એજ વખતથી એ બ્રાહ્મણો ક્ષત્રિઓને વળગી રહ્યા છે અને તેમની સાથે ભાણા વહેવાર પણ જારી રહ્યો છે. ક્ષત્રિઓનું ગોરપદું એઓજ કરે છે તેમાં તેમને સારો લાભ થાય છે. એ ન્યાતનાં ભરૂચમાં આશરે ૩૦ ઘર છે.

એ ન્યાતમાં લગ્ન વખતે પલ્લું રૂા. ૧—૪—૦ સવાનું છે પણ બીજો કેટલોએક ખરચ વરકન્યાના બાપને કરવો પડે છે. દરેક રીતભાત ક્ષત્રિઓના જેવીજ છે, એટલે તે વિષે વધારે લખવા જેવું નથી. એ ન્યાતમાં હાલ ઘણા ખરા સરકારી નોકરીમાં દાખલ થયા છે.

એ ન્યાતમાં હાલ પાંચ કુળનાં માણસો છે. જેટલી, દીક્ષિત, આલીઆ, મૌલા તથા કલ્યાણી ઉર્ફે હૈદ્રાબાદી. જેટલીમાં ભાઉ, ચાંપાનેરીઆ તથા જેટલી અટકો છે.

એ ન્યાતની સ્થિતિ સાધારણ રીતે હાલ સારી છે. એઓ બટુકનાથને માને છે. ઘણા શંકરભક્ત છે અને ક્ષત્રિઓ સાથે પંજાબથી આવેલા છે. એ ન્યાતમાં પણ દશા તથા વીશા એવા બે ભાગ છે. એઓ વીશા પુરોહિત છે. દશાનાં ઘર હવે રહ્યાં નથી. એક–બે હતાં, તેમાં વિધવાઓજ હતી. તેઓ હાલ અમદાવાદ જઇ વસેલી છે.





# પ્રકરણ ૨૧ મું.



## વાણીઆ—વણિકવર્ગ.

### દશા લાડ.



ભરૂચમાં શહેરના પ્રમાણમાં વાણીઆઓની સંખ્યા કાંઇ ઓછી કહેવાય નહિ. દશાલાડ, વીશાલાડ, મોઢ, ખંડાયતા, પોરવાડ, શ્રીમાળી, ઝારોળા, કપોળ, વાયડા, નાગર, દેશાવાળ, અગરવાળા, ચિત્રોડા અને પાંચા વગેરે છે.

આ વણિકવર્ગમાં દશાલાડની વસ્તી વિશેષ છે, માટે તેમનું વિવેચન પ્રથમ કર્યું છે. એ વર્ગનાં હાલ આશરે ૨૫૦ ઘર અને ૩૫૦ લહાણાં છે. એક ઘરમાં બે–બે ત્રણ–ત્રણ લહાણાં આપવાં પડે છે, માટે લહાણાંની સંખ્યા વધારે છે. એઓની વસ્તી ૮૮૩ માણસની છે.

પ્રથમ એ જાત મોજમપોરમાં આવી વસેલી, ત્યાંથી રફતે રફતે શહેરમાં ઘર રાખી વસેલી છે. હાલ મોજમપોરમાં એઓનું એકે ઘર નથી. એ ઘરો માછી વગેરે હલકી વર્ણને ભોગ થઇ પડયાં છે. કબીરપરામાં પણ એઓનાં ઘણાં ઘર હતાં. હાલ એકે નથી.

એ ન્યાતમાંના ગૃહસ્થો વહેપારી, દલાલ તથા સરાફ ઘણા ખરા હતા. હાલ પણ એ ધંધા સાથે એ ગૃહસ્થો ગાંધી, નેસ્તી,

લેણદેણ વગેરે પોતાની ન્યાતને અને ઉંચવર્ણને શોભે એવા ધંધા કરે છે. નોકરી પણ કરનારા છે. સરકારી નોકરીમાં પહેલાં તો એ લોકો કવચિતજ માલમ પડતા, પણ હાલ તેમનું વલણ એ બાજુ તરફ થયું છે. કેટલાએક સરકારી નોકરીમાં પણ છે.

એ ન્યાતના ગૃહસ્થોએ સને ૧૮૬૨ થી ૧૮૭૦ સુધીનાં વરસોમાં સારી જાહોજલાલી ભોગવી હતી. વરા વાજન સારા સારા કરતા હતા. વાણીઆ વરે વહેવારીઆ કહેવાતા હતા. જેમ ખેડાવાળમાં ફલાણાને ત્યાં આટલું ઘી ડોસા પાછળ વાપર્યું કહેવાતું, તેમ આ વાણીઆને કહેતાં સાંભળ્યા છે, કે ફલાણાએ આટલું તેલ વાપર્યું. જેને ત્યાં વધારે તેલ વપરાતું તે મગરૂબી લેતો જણાતો હતો. કારણ કે કોઈ એક, કોઇ બે, કોઇ તેથી વધારે જાતનાં ભજીયાં કરાવે તેમાં તેલ વિશેષ જાય એમાં નવાઇ નહિ. બાજોમાં તેલના રેલા નીકળે તેને જશ અપાતો હતો. એ લોકોની મોટાઇ કાંઇ પણ મંદિર બંધાવવું, ઉજાણી પોતાના નામની હંમેશ થયા કરે અને ન્યાતમાં સદા નામ રહે, એમાં રહી છે એટલુંજ નહિ પણ બીજી રીતે પણ ધર્મ–દાન કરતા જણાય છે.

અસલ આ વાણીઆ લાટ દેશના રહેનાર, જેને પહેલાં ગુજરાત કહેતા હતા, એટલે અમદાવાદની પેલી તરફના અત્રે આવી વસેલા કહેવાય છે. લાટથી આવેલા તેનો અપભ્રંશ લાડ થઇ ગયો, કે જે નામથી આજે એ ન્યાત ઓળખાય છે. એ વર્ણનું અત્રે આવવું ઘણું ખરૂં કોટ બંધાયા પછી તરતજ થયું છે. એમ માનવાનું કારણ કે સિદ્ધરાજ જયસિંહ પછી કુમારપાળ રાજા થયો, તેણે એ લોકોના ઉપર ઘણો જુલમ ગુજાર્યો હતો. આ જુલમને લીધે કેટલાએક પોતાનાં ઘર બાર છોડી જયાં જેની નજરમાં સુગમ આવ્યું ત્યાં વસ્યા હતા. સારી હવા, નદીના પાણીનું સુખ જોઇ ઘણા ખરા અત્રે આવી શહેર બહાર જથો બાંધી રહેલા હતા, તેમ આસપાસના ગામડાં જેવાં કે ઝાડેસર, તવરા, કડોદ, શુકલતીર્થ, ઝણોર વગેરે પૂર્વ તથા પશ્ચિમ તરફનાં ગામડાંઓમાં વસેલા હતા, તેથી તેઓ ઝાડેસરીઆ, તવરીઆ, શુકલતીર્થીઆ, અમલેસરીઆ, કડોદીઆ વગેરે ગામોના નામથી ઓળખાતા હતા, અને હાલ પણ ઓળખાય છે. આવી રીતે ગામડાંમાં તથા શહેરમાં વસેલા તેથી તેમની ન્યાતમાં વરો હોય છે, ત્યારે નોતરાં

જે દેવાય છે, તે “ પાંચે ગામની ન્યાતે પ્રસાદનાં જમનાદાસ કુરકુરીઆને ત્યાં ” એવી રીતે ન્યાતના ગોરને એક શેરીમાં ઉભા રહી બૂમ પાડી બોલતો ઘણી વખતે મેં જાતે સાંભળ્યો છે.

આ ન્યાતમાં અટકો વિચિત્ર તરેહની છે. કુરકુરીઆં, મસાણી, બકરી, બલાડો, ડોંગો, ચોર, દાંડીઓ, માકડો, તુમડી, ખાધીઓ, કોટીઓ, કલજુગ, બદામી, ડગરૂ વગેરે વગેરે છે. વળી દેસાઇ, ભંડારી, બોરીવાળા, નાણાવટી, શેઠ એવી સારી અટકો પણ છે. કેટલાએકોએ પોતે જે ગામથી આવેલા તે ગામનું નામ કાયમ રાખી પોતાની અટકો લીધી છે. ઝાડેસરથી આવેલા ઝાડેસરીઆ વગેરે વગેરે. બીલાડો, માકડો વગેરે અટકો શા કારણથી કહેવાઇ, તેનું કારણ તજવીજ કરતાં જણાતું નથી,

રૂનો ધંધો, સરાફી, મુનીમગીરી એ તો પહેલાં એમના બાપનીજ કહેવાતી. માથું આઘે મૂકી રૂનો વહેપાર કરનાર, સહેજસાજ નાણાં કોથળીમાં લઇ કતોપોર કે હાજીખાંના બજારોમાં અગર જે જગ્યા અનુકૂળ આવે ત્યાં બેસી નાણાવટી કહેવરાવનાર એ જાત મશહુર છે. જેઓ કોથળીમાં ફાવી જતા, તે તરતજ સરાફી દુકાન કાઢતા જણાતા હતા. સરાફને ત્યાં ગુમાસ્તી કરતા જણાતા હોય, તેઓ અમુક મુદતમાં સરાફ પણ થઇ બેસવાની એ જાતમાં હિમ્મત હતી. હાલ જે સરાફો છે, તેઓ તથા એ ન્યાતમાં થઇ ગયા તેઓ એવીજ રીતે થયેલા છે. બાપ ગાંધી કે નેસ્તીનો ધંધો કરતો હોય, કદાચ તેનો દીકરો કોઇ સરાફની દુકાને વગર પગારે શિખવાજ રહ્યો હોય, તો તે દીકરો અમુક મુદતમાં સરાફ કે નાણાવટી કહેવાઇજ જાય. આવા દાખલા ઘણા નજરે જોયા છે. ભક્તિદાસ ભગવાનદાસ, જેની પેઢી હાજીખાંના બજારમાં હાલ સારા પાયાપર કહેવાય છે, અને જે ભક્તિ ભગવાનની સરાફી દુકાનથી ઓળખાય છે, તે ગૃહસ્થ એક જમીએતરામ નામના નાગર બ્રાહ્મણની સરાફી દુકાન, જે નાગરાની પેઢી કહેવાતી હતી, તે પેટીમાં રૂા. ૨) થી ગુમાસ્તા રહ્યા હતા, પોતાની ચાલાકીથી ધંધાની આંટ આવી ગઇ, એટલે તરતજ જુદી સરાફી દુકાન નાગરો ગુજરી જવાથી પોતાના નામની કાઢી. નમ્રતા અને મિલનસાર સ્વભાવથી તથા પોતાની પ્રમાણિકપણે ચાલવાની રીતભાતથી એ માણસને પ્રભુએ જશ આપ્યો. એ ગુજરી ગયા

છતાં એમના ગુમાસ્તાઓથી એમની પેઢી હજુ આબાદ રહી છે. મોતિલાલ તલસિદાસ, જે મોતિ તલસિથી તથા દામોદર તલસિદાસ જે દામા કલજુગને નામે ઓળખાઇ ગયો, તેઓ કતોપોર બજારમાં કોથળી માંડતાં સરાફ થઇ પડયા હતા. મોતિ તલસિની સરાફી દુકાન તેના ગુજર્યા પછી બંધ થઇ, પણ દામોદર કલજુગની દુકાન એ જીવ્યો ત્યાં સુધી એના નામથી ચાલતી હતી. આ માણસ વિષે મારા પાકા અનુભવથી કહી શકું છું, કે એ માથું આધું મૂકી સરાફી પેઢી ચલાવતો હતો, ગમે તેવો આસામી હોય, પછી તે હાથેળીમાં ચાંદો દેખાડે એવો હોય તેને પણ એ નાણાં ધીરતો હતો. એ દામોદર મારો મિત્ર હોવાથી વખતે હું એને કહેતો કે "અલ્યા દામોદર ! છેક માથું આધું મૂક નહિ, ફસાઇ પડશે" તેના જવાબમાં મને એટલુંજ કહેતો કે "મારા નશીબમાં એંશી હજાર છે, તેથી ગમે તેટલી ખોટ આવશે, તો પણ એ રકમમાંથી એક પઇ ઓછી થનાર નથી." તેમ વાત પણ ખરી, કે જયારે જોઇએ ત્યારે એંશી હજાર જેઓમાં વહેંચાયલા, એવા આસામી તો તરત અગર વાયદાસર નાણાં ભરી દે એવા જણાયજ. એ ભાગ્યશાળી થઇ ગયો એમાં શક નહિ. એ ન્યાતમાં ૭૦ વરસની ઉમ્મરે લાલ પાઘડીએ એ ગયો એ એનું મોટું ભાગ્ય છે. જેવી રીતે ભક્તિ ભગવાને સારા સલાહકારની સલાહથી દુકાનની વ્યવસ્થા કરી, તેવી રીતે એ કરી શકયો નહિ, તેથી એની પાછળનાઓએ એનું નામ ફેરવી પોતાના નામથી પેઢી કરી અને અવ્યવસ્થા પેઠી, તેથી દુકાન બંધ થઇ ને એનું નામ ગયું. અમરિતલાલ તલસિદાસ સરાફને ત્યાં શિખવા રહેતો, તે આજે કતોપોર તરફ એ ધંધામાં પ્રવિણતા મેળવ્યાથી સરાફ છે.

સને ૧૮૬૩-૬૪ માં કેટલાએક એ ન્યાતના ગૃહસ્થોએ રૂનો વેપાર ધમધોકાર ચલાવેલો, તેઓને એ ધંધામાં સારી કમાણી થયેલી. જેઓએ એજ ધંધો જારી રાખ્યો તેઓ તો આખરે બટ બેઠા, પણ કરસનદાસ રણછોડદાસ તુમડી, હરગોવન ઘેલા, લખમિદાસ બદામી જેવા સમજુ, નફો મળ્યો એટલે સંતોષ વાળી બેઠા, તેઓના વંશજો સારી હાલતમાં રહ્યા. કરસનદાસ તુમડીએ તો હાજીખાંના બજારમાં સરાફી દુકાન માંડી, તે હજુ સુધી ચાલી આવી છે. એ કરસનદાસના દીકરા વિજભુખણ અને

પરભુદાસ સમજી વિચારી બેઠા ઘાટનો ધંધો કર્યા જાય છે, તેથી એ તુમડીની સરાફી દુકાને કોઇ દિવસ ધોકકો લાગવાનો સંભવ રહેતો નથી. બંને ભાઇઓની જુદી સરાફી દુકાન છે. પરભુદાસ તો ઇશ્વર સ્મરણમાં ચકચૂર રહે છે, પણ તેના દીકરા ઇચ્છાલાલને સરાફી ધંધાની આંટ સારી હોવાથી તે એ દુકાન ચલાવે છે.

દશાલાડ જ્યારથી અત્રે દાખલ થયા, ત્યારથી તેઓ ઘણા ખરા રૂના વેપાર, દલાલી કે સરાફી ધંધો કરતા આવેલા છે. એઓજ રૂ, કપાસ ખરીદ કરતા અને પોતાની વખારોમાં ભરતા, ત્યાંજ પહેલાંના દેશી ચરખા જે તેઓ વખારમાંજ રાખતા, તે વડે મજુરોની મદદથી કપાસથી રૂ જુદું કરાવી તેને સાફ કરાવી પરદેશ મોકલાવતા. એ વેપારીઓમાંના કેટલાએકની વખારો ખાલી પડેલી આજ સુધી જોવામાં આવતી હતી, તેમ કેટલાએક એવી વખારો માલકીની હોવાથી તેનુ ભાડું ખાય છે. હવે તો જીનોને પ્રેસો થયાં તેથી એવી વખારો તથા ચરખાઓ નકામા પડેલા છે. ચરખા તો શોધ્યા પણ જણાતા નથી. આવા વેપારમાં મજુરોની રોજી ચોમાસાના દિવસો શિવાય અહરનિશ ચાલ્યાજ કરતી હતી. સને ૧૮૬૮-૬૯ સુધી આ બધું નજરે જોયું છે.

બ્યાજ ગણવામાં, મ્હેઢાના હિસાબમાં તથા દેશીનામું લખવામાં એ જાતની બરાબરી કોઇ કરી શકતું નહિ, તેમ હાલ પણ એમજ છે. વાણીઆનો દીકરો જન્મે ત્યારથીજ તેનું મગજ ઇશ્વરે એજ વિદ્યા માટે લાયક કરેલું હોય એમ જણાય છે. એઓને સ્લેટપર કે કાગળપર આંકડા મૂકવા પડતા નથી.

દલાલનો ધંધો પણ એમના બાપનોજ કહીએ તો ચાલે. ગાંધી, નેસ્તી, દલાલ, ડાંગર, ઘીના વેપારી તેમ ઘણાક ગુમાસ્તા પણ છે. ગાંધીની કે નેસ્તીની દુકાને છોકરો બેઠો તે ટુંક મુદતમાં પોતાની આગવી દુકાન કાઢી ગાંધી કે નેસ્તી બન્યોજ છે. આ જાત શાણી, સમજુ અને વિવેકી પણ છે. મનમાં ગમે તે હોય પણ કાંઇ કામ સોંપ્યું હોય તો ના તો કહેજ નહિ, પછી તે કરવું ન કરવું તેની મરજીપર હોય છે. “ડાહ્યા રહેજો પરણાવીશું” એ કહેવત એ લોકો સારી સમજે છે. તેમ પોતાના શેઠ, ઉપરી કે કોઇ તેવા, કોઇ પ્રસંગે કામ લાગે તેવા માણસનું મન ખુશ

કરવામાં પછી તેમનું કામ કરી, કે ગમે તે રીતે એઓ પોતાનો બનતો પ્રયત્ન કરવાને ચૂકે એવા નથી.

આ ન્યાતનો ઘણો ભાગ વૈષ્ણવી ધર્મમાં છે, એટલે કેટલા એક તો મંદિરમાં દર્શન કર્યા સિવાય ખાતા પણ નથી, કોઇ એવા પણ જોયા છે કે શિવનું નામજ લેવાની બાધા રાખે છે. દરજીને ત્યાં અંગરખો શિવવા આપ્યો હોય, તો તેને ઊઘરાણી કરતાં હજુ અંગરખો વૈષ્ણવ્યો કેમ નથી એવું કહેતા સાંભળેલા. ગોસાંઇજી મહારાજોને ઘણું માન આપે છે તેમને દેવરૂપે ગણે છે, તેમનું ચરણામૃત પણ લેતા જોયા છે. મરદ કરતાં સ્ત્રી વર્ગ વિશેષ ભાવિક છે. હું એ વાણીઆની શેરીમાં રહેલો ત્યારે મારા જોવામાં આવેલું, કે સ્ત્રીઓ મંદિરે દર્શન થયાં એવું સાંભળે કે તરત પોતાનાં ઘરમાં ગમે તે કામમાં રોકાયલી હોય, તો તે કામ પડતું મૂકી, તરતજ કાંચળી હાથમાં લઇ, રસ્તે પહેરતી પહેરતી મંદિર તરફ ઊતાવળથી જતી નજરે જોઇ છે. કાંઇ પણ ધર્મ સંબંધી ભાવ છે તો એ વર્ગમાં વિશેષ જણાય છે. વખતે દર્શન અર્થે ગઇ હોયને જતાં જતાં રસ્તામાં સાંભળે કે દર્શન બંધ થયાં, તો તે સ્ત્રી ઘણીજ દીલગીર થાય છે.

આ જાતની સ્ત્રીઓ નવરી બેસતીજ નથી. કાંઇ કાંઇ કામમાં ગુંથાયલી માલમ પડેજ. ઘર ધંધાથી પરવારી ગમે તો ઘરનાં લુગડાં શિવતી, ભરતકામ કરતી, કે પછી પત્રાળાં શિવતી, અગર દાળ વીણતી જોવામાં આવે છે. શેરીમાં કોઇ પરન્યાતિલો રહેતો હોય, તો સારે માઠે પ્રસંગે તેનું કામ બજાવી તેને આભારી બનાવી દે છે, સગાં વહાલાં કરતાં પણ તેઓ વિશેષ ખપમાં આવી જાય છે. આ અનુભવ સિદ્ધ વાત છે. આવી રીતે કામમાં ગુંથાવાથી કોઇના ઘરમાં ચાર એકઠાં બેસી કોઇની નિંદા કરવાનું એ સ્ત્રીઓને ઓછું ભાન છે. કસર તો એમનાજ બાપની, એ-ટલે પુરૂષવર્ગને કાંઇ જોવું પડે તેમ થતુંજ નથી. ચાકર રાખવા-ની ઘરના મરદને શક્તિ હોય છતાં પણ રેવાજી કે કુવેથી પાણી લાવતી માલમ પડે છે. આ ધંધાથી તેઓનું શરીર નીરોગી રહે છે. ઘરમાં ગમે તેવું ફાટું તુટું વસ્ત્ર પહેરે, પણ બહાર જતી વખતે તો પોતાની સ્થિતિને અનુસરી પહેરવા ઓઢવાનું રાખે છે. “ સો સફર અને એક કસર ” એ કહેવત આ વાણી-

એણે સારી સમજે છે. આ કસર તેમને સારા માઠા અવસરના વરા કરી ન્યાતમાં મહાલવામાં કામ લાગી જાય છે. નારાયણદેવની ખડકીમાં આ જાતની ઘણી વસ્તી છે, ત્યાં હું ૧૬ વરસ રહ્યો, તે દરમ્યાન સારાં માઠાં કપડાં કે ઘરેણાં વસાવો પહેરવા સંબંધીનો કંકાસ કોઇ સ્ત્રીએ કરેલો મારા સાંભળવામાં આવ્યો જ નથી, તો જોઉં તો શાનોજ ? ખરેખરાં ઘરરખુ બૈરાં તો મેં એજ જોયાં !

એ ન્યાતમાં લગ્ન પ્રસંગે રૂા. ૭૭૬) નું પલ્લું છે, તેમાં ચોથાઇ વિવાહ થતી વખત આપવી પડે છે. વિવાહ ફોક થતો નથી. કોઇની સ્ત્રી ગુજરી ગઇ હોય અને બીજીવાર લગ્ન કરવાનું હોય, તો તે પુરૂષના વિવાહના ચાંલ્લા મસાણમાંજ થાય છે. વરના સગાના હાથમાં એક રૂપીઓ આપ્યો એટલે વિવાહ થયો એમ કહેવાય છે. કોઇનો એવે પ્રસંગે એવી જગ્યાએ ચાંલ્લો ન થયો, તો તે લટકયો એમ કહેવાય છે. કુળ જોઇ એ ન્યાતમાં કન્યા આપતા નથી, પણ વર જોઇ અપાય છે. આ છોકરો રળતો ખપતો છે, તે પોતાનો સંસાર નભાવી શકશે; એટલું જણાય, પછી તે ગરીબ રાંડી રાંડનો છોકરો હોય, કે શ્રીમંતનો છોકરો હોય તેને કન્યા અપાય છે, પણ રળતો ખપતો હોય તે તો ભાગ્યેજ કુંવારો રહે. તેવામાં પણ કાંઇ ખાંપણ હોય તો તે રહી જાય છે. કર્મકાંડ વૈષ્ય હોવાથી પુરાણોક્ત કરાવવામાં આવે છે.

એ ન્યાતમાં દશાલાડની વાડીમાં ઇનસાફ અપાય છે. પંચ મળે છે, તેમાં જે નક્કી ઠરે તે ઇનસાફ. બે નક્કી ઠેરવેલા ઘરના ગૃહસ્થો જેને એ લોકો શેઠ કહે છે, તે આપે છે. શેઠના મ્હોમાંથી જે નીકળ્યું તે ન્યાતનો ગોર કહી બતાવે તે સર્વને કબુલ રાખવું પડતું. પહેલાં જગજીવનદાસ ત્રિકમદાસ જે જગાશેઠને નામે ઓળખાઇ ગયા, તેમને શેઠ માની તેમની પાસે ઇનસાફ લેતા. એ જગાશેઠ સાથે બીજા વેણિદાસ કરીને એક ગૃહસ્થ જેના બાપનું નામ જણાયું નહિ, તે ગૃહસ્થ પણ ન્યાતની શેઠાઇ ભોગવતા હતા તે, શહેરના શેઠીઆ તથા જગાશેઠ મોજમપોર અથવા બીજાં પરાં, જયાં એ ન્યાત વસેલી હતી, ત્યાંના શેઠીઆ કહેવાતા હતા. આ બંને ગૃહસ્થ મળી ઇનસાફ આપતા હતા. જગાશેઠ તથા વેણિદાસ શ્રીમંત હતા. રૂનો વહેપાર તથા સરાફી

પેઢી તેમની ધમધોકાર ચાલતી હતી. આથી ન્યાતમાં તથા શહેરમાં પણ તે લોકોનું વજન સારૂં પડેલું હતું. વેણિદાસ ગુજરી ગયા પછી શેઠાઇનું પદ તેમના દીકરા સામદાસને મળ્યું અને તેમના પછી તેમના દીકરા લાલભાઇ શેઠ થયા. ત્યાર પછી નરસિદાસ હરિવલવ બોરીવાળાને લાલભાઇનો નિર્વંશ જવાથી શેઠાઇ મળી, તે હાલ તેમના દીકરા છગનલાલ બાપને ન્યાત તરફથી મળેલી શેઠાઇ ભોગવે છે.

મોજમપોરવાળા જગાશેઠ પછી તેમના દીકરા ભુખણદાસ શેઠ થયા. તેમની પછી તેમના દીકરા ગોવનદાસ થયા, પછી તેમના દીકરા નંદલાલ જે નંદાશેઠને નામે ઓળખાઇ ગયા, તેણે ત્રણ ભાઇઓમાં મોટા હોવાથી શેઠાઈ પદ ધારણ કર્યું. નંદાશેઠનો દીકરો ભગવાનદાસ અપંગ હોવા છતાં શેઠાઇ ભોગવી, પછી તેમના દીકરા માણેકલાલને ન્યાતિલાઓ શેઠ ગણવા લાગ્યા, તે શેઠાઇ હાલ માણેકલાલ ભોગવે છે.

જગાશેઠ હાજીખાંના બજારની નજીક આવેલા પોતાના નામ ઉપરથીજ પડેલા ટેકરા ( જગાશેઠનો ટેકરો ) ઉપર રહેતા હતા, તેઓ જગાશેઠ ઢેડી કહેવાતા હતા. આ ઉપનામ એમને જે મળેલું તે વિષે ઘરડાઓથી સાંભળેલું, કે જગાશેઠ તથા લલુભાઇના મામા મોઢ વાણીઆ ભાઇદાસ ભુખણદાસ મહાજનના કરતા હરતા હતા. બંને વચ્ચે કાંઇ ખટપટ થવાથી જગાશેઠને હલકા પાડવા સારૂ, જગાશેઠને ત્યાં એક મરાઠણ નોકર છે, તે ઢેડી છે એટલે દક્ષિણની મહાર છે એવી બૂમ ચલાવી, જેથી જગાશેઠે તેને રજા આપી પ્રાયશ્ચિત પણ કર્યું. એ બાઇ એવી હઠિલી હતી કે તે બારણા આગળથી ખશીજ નહિ, શેરીમાં પડી રહી અને શેઠને કાલાવાલા કરી કહેવા લાગી કે હું મારો પત્તો આપું છું, ત્યાંથી તમે મારે વિષે ખબર મંગાવો. શેઠે વિચાર કર્યો કે જો તે મહારજ હોય તો કયારની પોબાર કરી ગઇ હોય, પણ આ તો અત્રેથી ખસતીજ નથી, તો તજવીજ કરી કલંક ઉતારવું એ સારૂં છે. ધનવાન તો હતાજ, તેથી વિચાર્યું કે આ કાળીટીલી કાઢી નાખવામાં જે ખરચ થાય તે કરવો. એ બાઇની સાથે પોતાના માણસોને મોકલ્યા. પુને જઇ તજવીજ કરતાં એ બાઇ મરાઠી કણબણ માલમ પડી. આ ઉપરથી જે માણસો ગયેલા તેઓ

પેશ્વાના કારભારીની સહી તથા મહોરનો શિક્કો કરાવી તેના સગાને તેડીને અત્રે આવ્યા. આ સગામાંનો એક, એક અત્રે રહેલા મરાઠી નોકરનો ઓળખાણવાળો હોવાથી તેણે તે સગા વિષે ખાત્રી આપી, પોતાને ઘેર પણ તેડી ગયો. આથી ઢેડીની વાત ખોટી પડી, અને કલંક તો ગયું, પણ આજ લગી જગાશેઠ ઢેડી થીજ લોકો ઓળખે છે. જગાશેઠ તથા ભાઇદાસ ગુજરી ગયા પછી ભાઇદાસના વારસ લલુભાઇએ પોતે નવાબના દિવાન હોવાથી જગાશેઠના દીકરા ભુખણશેઠને ઘણું દુઃખ દીધું હતું. તેમને વહેપાર રોજગાર બંધ કરી શહેર મૂકી જાત્રાને બહાને પરદેશ જવું પડયું હતું. જાત્રાને બહાને ગયેલા એટલે રસ્તામાં શ્રીજીમાં પણ મહારાજોએ દુઃખ દીધું હતું. ધનાઢય જાણી વધારે રકમ માગેલી, તે તેઓ આપી શકયા નહિ, તેથી ત્યાં ઘણા દિવસ રોકાવું પડયું હતું. આ કામમાં લલુભાઇની સાંસણી હતી એવું કહેવાયું હતું. નવાબનું રાજ્ય નામદાર કંપની સરકારના હાથમાં આવ્યું, તે સાંભળી એઓ પાછા ભરૂચ આવ્યા હતા. પણ વહેપાર રોજગાર બંધ થયાથી સ્થિતિ તદન બદલાઇ ગઇ હતી. ત્રીજી પેઢીએ ગોવંદદાસે પાછી પેઢી તારી. રૂના વહેપારમાં સારી કમાણી થવાથી પાછા હતા તેવા થયા, ને અસલની જાહોજલાલીપર આવ્યા. એમના દીકરા નંદલાલે પણ રૂનો વહેપાર જારી રાખેલો, પણ રૂમાં નફો સારો મળ્યો, છતાં લોભમાં હતું તે પણ ખોયું.

હવે નરસિદાસને શેઠાઇ શી રીતે મળી, તે સાંભળ્યા પ્રમાણે જણાવવું જોઇએ. આ ગૃહસ્થના દાદા નંદલાલ સંતોકીદાસ બોરીગામથી અત્રે આવી જે ખડકીમાં હાલ નથુથોભણની હવેલીઓ છે, તે ખડકીમાં આવી રહેલા, અને એઓ બોરીવાળા કહેવાતા તેથી એ ખડકી બોરીની ખડકીથી હાલ પણ ઓળખાય છે. નંદલાલ ડાહ્યા અને મિલનસાર હોવાથી ન્યાતમાં વજન પડવા માંડયું, તે એટલે લગી કે તે વખતના શેઠ સામદાસ તેમની સલાહ લેતા. નરસિદાસના પિતા હરિવલભ પણ ન્યાતના કામમાં મદદ કરતા, તેમ નરસિદાસ પણ ન્યાતનું ઘણું કામ કરતા. સામદાસના દીકરા લાલભાઇ નરસિદાસની સલાહ લેતા; લાલભાઇ ગુજરી ગયા પછી પેટે પ્રજા નહિ તેથી ન્યાતના ગૃહસ્થોએ નરસિદાસને

દરેક રીતે લાયક જાણી શેઠાઇનું પદ આપ્યું. આ શેઠાઇ પદ એમણે ઘણીજ પ્રમાણિક રીતે જાળવેલું કહેલું સાંભળ્યું છે તથા જોયું છે. પોતાની દીકરીના દીકરાની કસુર જણાયાથી તેને પણ દંડો નાખ્યો હતો. નિષ્પક્ષપાતપણું, ડહાપણ, સમયસૂચકતા, મિલનસારપણું, એ એમનામાં મોટા ગુણ હતા. ખરો વૈષ્ણવ ધર્મ પાળતા અને મરજાદી પણ હતા. એઓને ત્રણ સ્ત્રીઓ થઇ પણ કોઇને પેટે પુત્ર-સંતતિ નહિ થવાથી ન્યાતિલાઓના આગ્રહુથી ચોથીવાર સિતેર વરસની ઉમ્મરે પરણ્યા હતા, તે બાઇથી બે પુત્ર થયા, જેઓ હાલ શેઠાઇ ભોગવે છે. એઓ ૮૫--૮૬ વરસની ઉમરે ગુજરી ગયા હતા. દશાલાડની વાડી જે હાલ મોટામાં મોટી અને સારી કહેવાય છે, તે એનાજ આગ્રહથી બંધાઇ છે. એક વખત એવું બનેલું કે મકેરી ફળીઆમાં ન્યાતિ ભોજન હતું. જમવા માંડયા પછી ઇંદ્રરાજા કોપ્યા! મુશળધાર વરસાદ પડવાથી પીરશેલાં પત્રાળાં પાણીમાં તણાવા માંડયાં, લોકો ભૂખ્યા ઉઠી ગયા ને ઘેર ખીચડી ખાધી. આ વખતે તેઓની વાડી મોજમપોરમાં હતી, ત્યાં એ લોકો વરો કરતા હતા. મોજમપોર આઘું પડે માટે એ વરો કરનારે ઘર આગળ વરો કરેલો.

આવી આફત કવચિત આવી પડે તો શું ઉપાય લેવા, એ ન્યાતિલાઓને વિચાર કરવા આ ડાહ્યા શેઠે સોપ્યું. પોતે પોતાનો વિચાર દર્શાવ્યો કે શહેરમાં વાડી કરવી. સઘળા કબુલ થયા ને જે જગ્યાએ હાલ વાડી છે ત્યાં મુસલમાનોનાં ઘર હતાં, તે વેચાણ લઇ બેઠાઘાટની પણ વિશાળ વાડી, જેમાં પોતાના તે વખતની ન્યાતની સંખ્યા જમવા બેશી શકે તેવી બંધાવી. એ વાડી ઉઘરાણાથી બંધાઇ છે. પાછળથી લખમિદાસ મકનદાસ ડોંગા નામના એક ગૃહસ્થે પોતાને ખરચે વડી ઉપર મેડા કરાવ્યા, ને વાડીને મરામત કરાવી.

એ વાણીઆના ઇષ્ટદેવ ગંગનાથ મહાદેવ છે, તે મહાદેવનું દહેરૂં દશાશ્વમેધને કાંઠે કબીરપરાની બાજુ તરફ છે અને એ બિસમાર હાલતમાં આવવાથી ઉઘરાણું કરી એઓએ સમરાવ્યું છે, છતાં ત્યાં કોઇ દર્શન કરવા જતું હોય એમ જણાતું નથી.

એ ન્યાતમાં પોતાનું નામ હંમેશાં યાદ કરાય, એવા હેતુથી અમુક દિવસે પોતનાંજ નાણાંથી ઉજાણીઓ થાય, તે માટે

અમુક રકમ ન્યાત ખાતે જમા કરાવી છે, અથવા તેના વારસો તેમના નામની ઉજાણીઓ કરે છે. ભુખણદાસ ભગવાનદાસ નામનો એક ગૃહસ્થ જે ભુખણુ મેલાના નામથી એ ન્યાતમાં ઓળખાતા હતા, તેના નામની ઉજાણી રામનવમીને અંગે થાય છે. પ્રાણવલભ હરગોવન ડગરૂની ઉજાણી આનંદ ચૌદશની થાય છે. ઝાડેસરીએણુ રેવા નામની એક વિધવાની આપેલી રકમમાંથી ગોસાંઇજીનો ઓચ્છવ થાય છે. પંચાયતની ઉજાણી માહ માસમાં વદ ૧૩ ને રોજ થાય છે, તેમ ભગતિદાસ ભગવાનદાસની શેષશાઇજી મહારાજની ઉજાણી દર વૈશાખ શુદ ૧૩ ને દિવસે એટલે જે દિવસે શ્રી ભગવાનની પ્રતિષ્ઠા થઇ તે દિવસે થાય છે. આ દિવસ આનંદનો ગણી સર્વ ન્યાતિલા સ્ત્રી પુરૂષ વગેરે સારાં સારાં ઘરેણાં પોશાક પહેરી જમવા જતાં જણાય છે.

આ ન્યાતમાં બીજી ન્યાતો કરતાં નાણાંની શિલક વિશેષ છે, અને તે શહેરના અને મોજમપોરના શેઠીઆ પાસે હાલ રહે છે.

આ ન્યાતમાં એક એવો ફરજીઆત રીવાજ હતો કે વર પરણવા બેસે તે વખતે ચોરીમાંજ કન્યાની સમક્ષ " શ્લોકો " જેને એ જાતના " સલોકો " કહેતા હતા, તે વરે બોલી જવો જોઇએ. શ્લોકો ગામઠી નિશાળના મહેતાજી પાસે ખાસ શિખવા વરને જરૂર પડતી હતી. એ વહીવટ હાલ નાબૂદ થયેલો જણાયછે.

બીજો એક ફરજીઆત સંપ્રદાય એવો હતો કે વર અને કન્યા બંનેના દાંત પોથીથી રંગવાજ જોઇએ. આ રીવાજ એજ વાણીઆની ન્યાતમાં હતો એટલુંજ નહિ, પણ દરેક વાણીઆની ન્યાતમાં હતો. બ્રાહ્મણ અને બીજી હિંદુની વર્ણમાં તો કન્યાનાજ ફકત દાંત પોથીથી રંગતા હતા. આથી કન્યાનું વદન દીપી નીકળતું હતું. એ રીવાજ હાલ નાબુદ થયેલો જણાય છે. ( આ બંને રીવાજો મેં નજરે જોયા છે. )

## વીશાલાડ વાણીઆ.

વીશાલાડ અને દશાલાડ તો અસલ એકજ માબાપનાં છોકરાં, લાડ વાણીઆથી ઓળખાતાં હશે, પણ પાછળથી બે ફાંટા પડયા હશે.

એ વીશાલાડ પણ કુમારપાળ રાજાના જુલમથી લાટ પ્રાંતથી આવી ખંભાત, જંબુસર, ભરૂચ અને જેને જે જગ્યા પોતાના ગુજરાન અર્થે પસંદ પડી હશે, ત્યાં વસેલા જણાય છે. પહેલું કયું કુટુંબ આવેલું તે કહી શકાતું નથી, પણ એક પ્રસંગે કેસુર ઘી વાળો, જે નવાદેહેરા આગળ ઘીની દુકાન માંડતો હતો, તેની સાથે પ્રસંગોપાત વાત નીકળવાથી તેનું કહેવું એવું થયેલું કે અમારૂં કુટુંબ તો ભરૂચમાં ૫૦૦-૭૦૦ વરસ થયાં આવેલું છે. એ સખસનું કહેવું ખરૂ માનીએ તો તે કુટુંબ પહેલું વસેલુ ગણાય. વરજીવન કીકા કરીને એક ગૃહસ્થ થઇ ગયા, જેના નામથી જે ખડકીમાં આવી એ વસેલા તે ખડકીનું નામ વરજીવન કીકાની ખડકી એવું આજે પણ કહેવાય છે, તેના વંશજોમાંના પણ પોતાનું કુટુંબ પહેલું આવ્યું એમ કહેતાં સાંભળ્યું છે. એ વંશમાંના એક ગૃહસ્થ મણિલાલ મોતિલાલ વકીલનું એક વખતે પૂછતાં એવું કહેવું થયેલું કે અમારી છઠ્ઠી પેઢીએ વરજીવન કીકા થઇ ગયા, તો એ કુટુંબને અત્રે આવ્યાને ૨૦૦-૨૨૫ થી વધારે વરસ થયાં હશે નહિ. તેઓ ખંભાતથી આવેલા કહેવાય છે, અને તેઓ ઘણા ખરાનો ખંભાત સાથે લગ્ન વહેવાર છે, તેમ બીજે ગામથી પણ કેટલાએક કન્યા લાવે છે તથા તે ગામોમાં આપે છે.

એ ન્યાતના ભરૂચમાં આશરે ૩૫ ઘર છે. લગ્ન પ્રસંગે પલ્લું રૂા. ૭૦૦) નું આપ-લે થાય છે. વરજીવન કીકા વાળા રૂા. ૪૦૦) નું પલ્લું આપે છે. કેટલાએકને બહાર ગામથી કન્યા લાવતાં ઘણો ખરચ કરવો પડે છે. કન્યાની અછતને લીધે પૈસા પણ ગજા ઉપરાંત આપવા પડતા સાંભળ્યા છે.

એ ન્યાતમાં કોઇક વહેપારી છે, ગુમાસ્તા છે, તેમ બીજા ધંધા પણ કરે છે. ફક્ત વરજીવન કીકાના કુટુંબીઓ અને એ ખડકીમાં રહેનારા સારી હાલતમાં છે. એઓ સારા ચોકસીઓ હતા. એ ધંધો એક વખત એમનાજ બાપનો કહેવાતો હતો. હાલમાં એ કુટુંબના ઘણા ખરા વકીલો છે અને તેઓ સારા વકીલો કહેવાય છે. ચોકસીનો ધંધો કરતા હવે કોઇ જણાતા નથી. ચોકસીના છોકરાઓ પણ સારા વકીલ થયા છે.

એ ન્યાતના ગૃહસ્થોએ પોતાની અટકો પોતાના ધંધા ઉપર રાખેલી જણાય છે.

વરજીવન કીકાના વંશનો એક બાળક અત્રેના વકીલ મોહનલાલ માણેકલાલના દીકરા ાહરાલાલનો દીકરો ઠાકોરલાલ ઇંગલંડમાં મરકેનટાઇલ લાઇનનું શિક્ષણ લેવા ગયો હતો, તે ત્યાંથી પાછો આવી એ લાઇન ( શાખા ) માં દાખલ થયો છે.

## મોઢ વાણીઆ.

સિદ્ધપુર અને અંબાજી માતાની જગ્યાને ધર્મારણ્ય પ્રાચીન કાળમાં કહેતા હતા. ત્યાં સિદ્ધપુરથી થોડે છેટે મોઢેરા નામનું શહેર હતું, ત્યાંથી આ લોકો અત્રે વહેપારને અર્થે આવેલા કહેવાય છે.

પૂર્વે એ સ્થળે શ્રી રામચંદ્રજી અને સતી માતા સીતાજીનાં લગ્ન થએલાં તેની ચોરી તથા તે પ્રસંગે પધારેલા ઋષિ–મુનિઓને સ્નાન, સંધ્યાદિક નિત્ય નૈમિત્તિક કર્મ કરવા માટે બંધાવેલો મોટા વિસ્તારવાળો એક કુંડ તથા ધર્મ–પાપની બારી વગેરે હાલ પણ ભાગી તુટી હાલતમાં જોવામાં આવે છે. તેમ તેની બાજુપર એક પવિત્ર નદી વહે છે.

એવા પવિત્ર સ્થળે એ મોઢેરા શહેર વસેલું, ત્યારે તેની જાહોજલાલીની તો વાતજ શી કરવી ! કાળે કરી એવા મહાન શહેરનો પણ નાશ થયો. હાલમાં તો એ મોઢેરા શહેર મોઢેરા ગામથી ઓળખાય છે. ત્યાં આશરે ૫૦ ઘરની વસ્તી છે. હાલમાં ત્યાં જોતાં ઘરની ભીંતો આડી પડેલી અને જમીનમાં દટાયલી જણાય છે. અહા ! કુદરતની કેવી વિચિત્ર કૃતિ !

એ ગામમાં મોઢ બ્રાહ્મણ તથા મોઢ વાણીઆની હાલ પણ વસ્તી છે. એ લોકોની કુળદેવી એજ ગામમાં એક વાવમાં ઉંધાં પડેલાં છે. તેની બાબતમાં એવું કહેવાય છે, કે અમુક મણ મીઠું મોઢ લોકો એક દિવસમાં વાપરે અથવા વાપરશે, ત્યારેજ એ દેવી જે ઉંધાં પડેલાં છે, તે ચત્તાં થશે. એ દેવીનાં દર્શનાર્થે પહેલાં મોઢ જતા હતા, પણ હાલ કોઇ જતું જણાતું નથી.

એ મોઢેરા શહેરમાં વસ્તી ઘણી થવાથી રોજગાર ઓછો માલમ પડયો, તેથી કેટલાએક ગુજરાતના ઘણા ખરા ભાગોમાં

તથા ઘણા કાઠીઆવાડ તરફ જઇને વસ્યા જણાય છે. ભરૂચમાં પણ તેવાજ અરસામાં આવેલા હશે. અત્રે પહેલું કુટુંબ કયું આવ્યું તે કહી શકાતું નથી, પણ દેસાઇનું કુટુંબ આવેલું એવું સંભવે છે; કારણ કે તેઓ પ્રથમ જમીનદાર હતા.

મોઢમાં પણ જુદા જુદા ફાંટા છે. ગોભૂજા અથવા ઘોઘવા મોઢ, કે જેઓની વસ્તી ભરૂચમાં ઘણી છે તે, માંડલીઆ, અડાળજા અથવા તેલી મોઢ વગેરે છે.

ગોભૂજા મોઢનાં આશરે ૮૦ ઘર તથા ૧૨૫–૩૦ લહેણાઓ છે. સુરતી, ઝવેરી, ચાંચટ, ગંદા, મઝા, દેસાઇ, મજમુનદાર વગેરે એઓમાં અટકો છે. એ અટકોમાંનો કેટલીએક તેમની રીતભાતથી તથા ધંધાથી પડેલી છે.

મોઢના કુળદેવતા શ્રી રામચંદ્રજી છે. એ ન્યાતમાં લગ્ન પ્રસંગે રૂા. ૩૫૧) નું પલ્લું છે, તથા વર પરણાવવા જાય છે, ત્યારે હાથમાં તલવાર રાખે છે. એઓ શ્રી રામચંદ્રજીને કુળદેવ માને છે, તેથી રામનવમીની ઉજાણી એ લોકો દર ચૈત્ર શુદ ૧૦ ને દિવસે પોતાની વાડીમાં કરે છે. બીજી ઉજાણી બાજુભાઇ ગોવનદાસની દીકરી બાઇ સુરજ નામની દર આનંદ ચૌદશને દિવસે, તેમણે ન્યાતને રૂા. ૩૯૦૦) ની પુંજી અર્પણ કરેલી, તે પુંજીમાંથી દરેક ઉજાણી વખતે એ લોકો રૂા. ૮૦) થી વધારે ખરચ કરતા નથી, પણ પાંચ પાંચ જણના વારા હોય છે; તેઓ ઉજાણી માથે લે છે, અને ખોટ પુરી કરે છે.

આ ન્યાતમાં મજમુનદારના કુટુંબમાં મંગલેશ્વર ગામ પળે છે. તેઓને કેટલોએક મજમુનદારી હક પણ રોકડ તરીકે મળે છે. એ કુટુંબમાં લલુભાઇ દયાળદાસ નામના નામિચા ગૃહસ્થ એક પ્રસંગે છેલ્લા નવાબ મોઆજુખાનના દિવાન હતા. તેમ સિંધિયાના રાજ્યમાં ભરૂચનો ઇજારો પણ તેમણે રાખ્યો હતો, તેથી આજ પણ લોકો ભરૂચમાં લલુભાઇનું રાજ્ય હતું એમ સંભારે છે. જે જગ્યાએ એમની હવેલી છે, તે જગ્યા લલુભાઇના ચકલાથી ઓળખાય છે, એટલે એમનું નામ એમનો નિરવંશ ગયા છતાં કોઇ દિવસ ભૂંસાવાનું નથી, એટલે અમરજ રહેશે.

હાલ જે લલુભાઇનો વારસો ભોગવે છે, તે તેમની દીકરી લલીતા-કુંવરના દત્તકના વંશના ભોગવે છે.

મંગલેશ્વર ગામની જાગીર એ કુટુંબને શાહજહાન મોગલ બાદશાહના વખતમાં મળેલી સાંભળી છે. એ જાગીર વંદ્રાવનદાસ નામના એક માણસને મળેલી, પછી તેમના દીકરા ભુખણદાસે ભોગવી, તે પછી તેમના દીકરા ભાઇદાસે ભોગવી. ભાઇદાસને સંતતિ ન હોવાથી પોતાના ભાણેજ લલુભાઇ દયાળદાસને લાયક જાણી તેમને દત્તક લઇ એ જાગીર તથા પોતાની હવેલી, રતછત સોંપ્યાં. લલુભાઇ આથી એ ભાઇદાસના વારસ થયા. એ લલુ-ભાઇ વિષે ઇતિહાસિક પ્રકરણમાં હકીકત આવશે.

લલુભાઇને એકજ લલીતાકુંવર નામની દીકરી હતી, તે અંકલેશ્વરના ભુખણદાસ નામના ગૃહસ્થ સાથે પરણાવેલી હતી, તેથી લલુભાઇએ ભુખણદાસને પોતાના જમાઇ જાણી દત્તક લીધા. લલુભાઇને ભગવાનભાઇ કરીને એક સગા ભાઇ હતા, તેમને નંદકિશોર કરીને એક દીકરો હતો. એ નંદકિશોરે વારસા બા-બત ફરીઆદ માંડેલી, તેનો ફેંસલો અત્રેના નામાંકિત દેસાઇ હકુમતરાયજી દોલતરાયજીએ કરી બંનેને ટાઢા પાડયા. આથી મજમુનદારના બે કુટુંબ થયાં. હવે નંદકિશોરને પણ કાંઇ સંતાન નહિ, તેથી તેના વારસ તેના ભાણેજ મઝા કુટુંબના મનસુખરામ, ભોગિલાલ, તથા તુલજારામ થયા. મનસુખરામને પ્રજા ન હોવાથી ભોગિલાલ અને તુલજારામના વંશજો એ જાગીર હાલ ભોગવે છે.

આ મજમુનદાર કુટુંબમાં અસલ પાલખીનો હક મળતો હતો. દેસાઇજી કલ્યાણરાયજીનો ને એમનો પાલખી હક સર-કારે સાથે બંધ કરેલો. દેસાઇ તો પ્રિવિ કાઉન્સિલ સુધો પહોંચ્યા ને હક મેળવ્યો, પણ મજમુનદારોથી તેમ થયું નહિ. દેસાઇનું શું થાય છે તે જોવા રહ્યા, તેથી મુદત ખોઇ હાથ ઘશી બેઠા. આવું બન્યું છતાં પણ એ કુટુંબ પાલખાનશીન કહેવાય, તેથી દશરાને દિવસે, નંદકિશોરના વારસોમાંનો એક ગૃહસ્થ પાલખીમાં બેસી સવારી કાઢે છે. તેથી દશરાનો તહેવાર પહેલાંના જેવો તો નહિ, પણ સહેજસાજ દિપાયમાન જણાય છે. એ કુટુંબમાં ચુનિલાલ હોંશીલો હતો તે સવારી કાઢતો હતો. પોતાના બાપને

પગલે ચુનિલાલનો દીકરો કૃષ્ણલાલ ચાલી, હાલ સવારી કાઢે છે લલીતાકુંવરના વારસો હિરાલાલ વગેરે ભાઇઓએ એ રીવાજ બંધ પાડયો છે. આ કુટુંબ, ઇચ્છાલાલના તથા મનસુખરામના વખતમાં દેવાદાર બની ગયું હતું, તેથી તેમની જાગીર રહેશે કે કેમ તે વિષે લોકોમાં શક હતો, મનસુખરામને પોતાની મામી નંદકિશોરની વિધવા સાથે વારસા બાબત લઢવામાં ઘણો ખરચ થયેલો, તેથી તે કરજદાર બની ગયા હશે. ઇચ્છાલાલને તો કરજ આગળથીજ ચાલ્યું આવ્યું હતું, પણ મંગલેસર ગામ મુંબઇના કોઇ શાહુકારને અમુક મુદત સુધી ખાવા આપવાથી નકરજા થયા હતા. હાલ તે ઇચ્છાલાલના દીકરાઓ સારી હાલતમાં છે. મનસુખરામના વારસો કરજ અદા થયાથી સારી હાલતમાંછે.

એ ન્યાતમાં ઝવેરી તથા સુરતી કુટુંબ સરકારી નોકરીમાં આગળ પડેલું છે. ઝવેરી કુટુંબમાં મોરારદાસ કરીને એક ગૃહસ્થ અમદાવાદમાં ઝવેરીનો ધંધો કરતા હતા તથા રાજ્ય દરબારી કામમાં પણ પ્રવેશ રાખતા હતા. તે અહીં પહેલા આવેલા કહેવાય છે. તેમના દીકરા ભકિતદાસ થયા તેઓને ચાર દીકરા હતા, તેમાં વ્રજભુખણદાસ તથા ગિરધરભાઇ લોકોમાં મશહુર હતા. વિજભુખણદાસ સરકારી વકીલ હતા. સને ૧૮૧૪માં જ્યારે સ્ટેમ્પ એકટ પહેલ વહેલા શરૂ થયો, ત્યારે મહાજને મળી એવો ઠરાવ કરેલો, કે કોઈએ સ્ટેમ્પ ખરીદ કરવો નહિ, જે સાદા કાગળ ઉપર લખવાનો રીવાજ છે, તેજ કાયમ રાખવો. આ વિજભુખણદાસે મહાજનના હુકમને માન ન આપી પહેલવહેલો સ્ટેમ્પ ખરીદ કર્યો, તેથી એમને લોકો મારવા તૈયાર થયા હતા. શખત માર ખાત, પણ એમના ભાઇ ગિરધરભાઇએ એમને છુપાવી દીધાથી બચી ગયા, ગિરધરભાઇ લેન દેનનો તથા કાપડનો ધંધો કરતા હતા. તેમાં ફાવી જવાથી સારી હાલતમાં હતા. તેના દીકરાઓમાં રણછોડદાસ સરકારી નોકરીમાં પહેલાજ એ કુટુંબના દાખલ થયા. એ રણછોડદાસ વિષે કેળવણીના પ્રકરણમાં સૂચવ્યું છે. રણછોડદાસના દીકરા મોહનલાલ સુરત જીલ્લામાં નિશાળ ખાતામાં ડેપ્યુટી ઇનસ્પેકટર હતા. બીજા દીકરા મનમોહનદાસને સાહિત્યનો શોખ હોવાથી કવિતાઓ રચે છે. એઓની ઉમ્મર ૮૨ વરસની થઇ છતાં હજુ પણ એઓ સારી અસરકારક કવિતાઓ

બનાવે છે. એમણે કેટલાંક પુસ્તકો છપાવ્યાં છે. આ હકીકત મોઢ વિશેની લખાઇ છે, તે એમનાજ પ્રતાપથી લખાઇ છે.

મોહનલાલના દીકરા કૃષ્ણલાલ હાલ મુંબઇમાં સ્મોલકોઝ કોર્ટનાજડજને મોટે હોદ્દે બીરાજે છે, તેમને રૂા. ૧૨૦૦) પગાર મળે છે. આખા ભરૂચમાં હિંદુઓમાં વધારે પગારનો અને મોટામાં મોટો હોદ્દો એમનેજ પ્રાપ્ત થયો છે. એઓ હાઇકોર્ટની ખુરસીએ બીરાજે એવી આશા રાખવામાં આવે છે. એઓ એમ, એ, એલ, એલ, બી છે. સાહિત્યનો શોખ છે તેથી કેટલાંએક પુસ્તકો લખી પ્રજા આગળ છપાવી મૂકી દીધાં છે. વિદ્યા અને મોટો હોદ્દો એ બંને સાથે મળે છે, ત્યારે માણસ અહંકારી બની જાય છે. એ અવગુણથી એ તદન બાતલ છે, અને એમના પિતાશ્રી મોહનલાલના ગુણો એમણે ગ્રહણ કર્યા છે, કે જેનું વિવેચન આગળ આવે છે.

સુરતી કુટુંબમાં પરભુદાસના વંશમાં મોતિલાલના દીકરા જગજીવનદાસ તથા અમરતલાલ મામલતદારને હોદ્દે હતા. એ કુટુંબના મૂળ પુરૂષ પરભુદાસના બાપ હરિભાઇ સુરતથી આ-૨૫૦ વરસ ઉપર અત્રે આવેલા કહેવાય છે. અમરતલાલ હાલ પેન્શનર છે. એઓ ડાહ્યા, ધર્મિષ્ઠ, અનુભવી અને સલાહ લેવા લાયક છે, તેમ કામ જેટલું બોલે એવા છે. તલાટીની નોકરીથી મામલતદાર સુધી ચઢયા હતા. એઓ જોઇતો ધર્મ પણ કરે છે. દાખલા તરીકે—લલુભાઇની દશાશ્વમેધ ઉપર આવેલી ધર્મશાળા સમરાવવા એમણે એક મોટી રકમ ખરચી છે. એઓ પેનશન ઉપર આવ્યા પછી એમને મહેરબાન કલેકટર સાહેબે ખાસ બોલાવી મ્યુનિસિપાલ કમિશનર નિમવાનું કહેલું, તથા ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકે કામ કરવા કહેલું, છતાં એમણે એ બંને જગ્યાની ચોખ્ખી ના પાડી, અને પોતાના ભત્રિજા માણેકલાલ જે વિલાયત જઇ આવેલા, તેમની માફક ધર્મ પુસ્તકો વાંચવામાં તથા ધર્મ સંબંધી ચર્ચા કરવામાં વખત ગાળે છે. એમની ધર્મની વૃત્તિ જોઇ સ્માર્ત ધર્મ તથા આર્ય ધર્મ પાળનારા વચ્ચે દશાલાડની વાડીમાં સંવાદ થયો, તે વખતે એમને લાયક જાણી બંને પક્ષ તરફથી અધ્યક્ષપણું આપ્યું હતું.

મોઢની ન્યાતને આગવી વાડી છે. તે સંવત ૧૮૮૦ માં

ઉઘરાણાથી બાંધવામાં આવી છે. હાલ પાસેની જમીન ખરીદી વાડીની જગ્યામાં વધારો કર્યો છે.

એ ન્યાતમાં સરકારી નોકરી, ખાનગી નોકરી, વ્યાજવટણુ, કાપડનો ધંધો કરી લોકો પોતાનું ગુજરાન ચલાવે છે.

એ ન્યાતમાં પરદેશ ગયેલા આ માણેકલાલ જગજીવનદાસ સુરતી ઇંગલંડની મુસાફરીએ ગયા હતા. સને ૧૮૬૭ માં એ ગયેલા તે વખતે ફ્રાંસ દેશમાં ત્રીજા નેપોલીઅન બાદશાહે મોટું સંગ્રહસ્થાન પેરિસ શહેરમાં ભર્યું હતું, તે તેમના જોવામાં આવ્યું હતું. એ સંગ્રહસ્થાન દુનિયામાં બીજુંજ હોવાથી યુરોપ, એશિયા, આફ્રિકા, અમેરિકામાંથી બાદશાહી કુટુંબો ઘણાં જોવા આવ્યાં હતાં. તેનું વર્ણન તેમણે કરેલું તે સાંભળવા લાયક હતું. આ માણેકલાલ મારા મિત્ર હતા, તેમની પ્રસંશા કાંઇ પણ કરવી એ અણઘટતું કહેવાય, છતાં મારે એટલું કહેવું જોઇએ, કે એ એક વિલાયત જઇ આવેલા માણસ છતાં જીંદગીના મધ્ય અને પાછળના ભાગમાં હિંદુ ધર્મ એક બ્રાહ્મણ કરતાં પણ વિશેષ પાળતા હતા. એમણે યોગ વિદ્યાનું જ્ઞાન મેળવ્યું હતું. સાધુ સંતને સેવતા હતા, તેમને માન પણ વિશેષ આપતા હતા. પોતાની શક્તિ પ્રમાણે ધર્મ–દાન પણ કરતા હતા. ધર્મ પુસ્તકો નિરંતર પેનશન લીધા પહેલાં અને પછી પણ વાંચ્યા કરતા હતા. ખરા શિવભક્ત હતા. આ શિવાય એમનામાં બીજા પણ સારા ગુણો હતા.

બીજા ગૃહસ્થ મજમુનદાર કુટુંબના હિરાલાલ મજમુનદારના દીકરા જયકૃષ્ણલાલ છે, તે બેરિસ્ટર થઇને આવ્યા છે.

આ ન્યાતમાં સરકાર તરફથી સને ૧૮૬૭ માં રાવસાહેબનો ખિતાબ ઝવેરી કુટુંબના મોહનલાલ રણછોડદાસને મળ્યો હતો, અને એઓનેજ પેનશન લેતી વખતે રાવબહાદુરનો ઇલકાબ સરકારે ઇનાયત કર્યો હતો એઓ ઘણાજ શાંત સ્વભાવના, સાહિત્યના શોખીન, મિલનસાર, ડાહ્યા, દુનીઆદારીના અનુભવી અને કામ જેટલુંજ બોલે એવા હતા. એ ગુણો એઓએ પોતાના દીકરા મોતિલાલ જેઓ ભાવનગર સ્ટેટમાં એજયુકેશનલ ઇન્સ્પેકટર હતા, તેમને તથા મણિલાલ અને કૃષ્ણલાલને વારસામાં આપેલા છે.

તેમાં મોતિલાલને તો પોતે પોતાના રૂપ, રંગ, શરીર અને ચહેરા નો પણ વારસો આપ્યો છે. ઉંચાઇ અને શરીરના સ્થુલપણામાં સહેજજ ફેર છે.

અડાળજા મોઢ અથવા તેલી મોઢનાં આશરે ૧૦ ઘર છે. તેઓ વહેપારી વર્ગના છે.

## વાયડા વાણીઆ.

વાયડા વાણીઆની ન્યાતમાં પણ દશા અને વીશા એવા બે વર્ગ છે. દશાનાં ૫–૬ ઘર છે. વિશાના આસરે ૬૦ ઘર છે તથા ૮૦–૮૫ લહેણાઓ છે. એ ન્યાતમાં નગરશેઠનું કુટુંબ સૌથી શ્રેષ્ઠ અને ઉંચુ કહેવાય છે. એક વખતે નગરશેઠનું કુટુંબ ઘણું ધનાઢય કહેવાતું હતું, પણ વહેપાર દરેક જાતનો કરતા તેથી તેમાં સપડાયા, તેથી તેમનો સ્થિતિમાં ફેરફાર થયો. એક પ્રસંગે માજી રાજ્યોમાં એમને ત્યાં ટંકશાળ પડતી હતી, અને ટંકશાળના ઉપરી પણ કહેવાતા હતા. વિઠલદાસ નગરશેઠથી સાંભળ્યા પ્રમાણે એમની સત્તા લલુભાઇએ તોડી હતી. એ છતાં સંવત ૧૮૮૯ નો જધરેલ વખતે એ કુટુંબ નગરશેઠનું અને શહેરમાં આબરૂદાર હોવાથી રેવા માતાના પૂજા કરાવવા શહેરના લોકોએ એમના વંશના જુગલશેઠને પાલખીમાં બેસાડી વાજતેગાજતે લઇ ગયા હતા અને રેવાજીમાતાની પૂજા તેમને હાથે કરાવી હતી.

નગરશેઠના કુટુંબના ગૃહસ્થ શિવાય સરકારી નોકરી કોઇ કરતા હોય એમ જણાયું નથી. બીજાઓની મારફતીઆની પેઢીઓ છે, દલાલી કરે છે, તોળાટો છે અને ગુમાસ્તી કરી ગુજરાન કરે છે. વ્યાજનો ધંધો કરતા જણાય છે. પરસોતમ ઘેલાભાઇની મારફતી-આની પેઢી તેના વંશના ભોગિલાલ તથા ઠાકોરલાલ વગેરે ભાઇઓ ચલાવે છે. લલુભાઇ પ્રાણવલભની પેઢી તેના દીકરા ત્રિભોવનદાસ વગેરે ભાઇઓ ચલાવે છે, તાપિદાસ લછમણદાસ તથા ઝીણભાઇ વિઠલદાસની પેઢી આગવી છે. એ મારફતીઆઓ તથા તોળાટનો ધંધો કરનાર મગનલાલ મથુરાંદાસ તથા તાપીદાસ મોહનભાઇ એઓ સારી હાલતમાં છે.

વાણીઆઓ ગુમાસ્તા રહી ધંધો લઇ બેસે છે, તેવી બાબત લલુભાઇ પ્રાણવલભની બાબતમાં બનેલી છે. લલુભાઇ ભરૂચના

ભાર્ગવ ગૃહસ્થ માધવરામ જીવણદાસ પાઠેકની મારફતીઆની દુકાનમાં ગુમાસ્તા હતા. શેઠ ગુજરી ગયાથી તેમને પેટે દીકરાની પ્રજા નહિં, તેથી આખરે પેઢી પોતાના નામની થઇ. એકંદરે આ ન્યાતની સ્થિતિ સારી છે. કોઇ ધંધા વિનાનો તો જણાતો નથી.

એ ન્યાતમાં નહાના વરના લગ્ન પ્રસંગનું પલ્લું રૂા. ૯૪૧) તથા મોટી ઉમ્મરે પરણનારનું રૂા. ૧૦૪૧) છે. એમની કુળદેવી વાઇદેવતા ( વાયુદેવતા ) નગરશેઠના ઘરની નજીક એક ભાર્ગવ બ્રાહ્મણના ઘરમાં છે. એ દેવને એ લોકો સારૂં માન આપે છે, તથા એ મંદિરનો ખરચ પણ એઓજ પુરો કરે છે. એઓ વૈષ્ણવ ધર્મના છે, પણ ઘેલાભાઇ ભગવાનદાસ જે ઘેલા ભૂતને નામે ઓળખાતો હતો, તે ભૂતનાથ મહાદેવનો ખરો ભક્ત હતો. તેના તથા મથુરાં ભુખણના વંશજો પણ ખરા શંકરભક્ત છે. મથુરાં ભુખણે મહારૂદ્રમાં એક શિવાલય બંધાવ્યું છે.

દશા વાયડા પણ તોળાટનો ધંધો તથા રૂનો વહેપાર કરતા હતા અને હાલ પણ કરે છે.

વાયડા વાણીઆઓમાં વાઇદેવતાની ઉજાણી દર ભાદરવા શુદ ૬ ને રોજ થાય છે. એ દિવસ એમનો મોટો તહેવારનો ગણાય છે. એમની વાડી નગરશેઠની ખડકીમાંજ છે.

એ ન્યાતમાં પાવડીઆનો પણ સમાસ થાય છે. તેઓ શ્રી ગોકુળનાથજીને ઇષ્ટદેવ માની તેમની પાવડી પૂજે છે. એ લોકો પહેલાં મોટા વહેપારી હતા. રૂનો ધંધો એમના બાપનોજ એક વખત કહેવરાવ્યો હતો. સને ૧૮૬૩–૬૪ માં એઓની જાહોજલાલી જોવા લાયક હતી. કોઠીનું મકાન એઓએ ખરીદ કર્યું હતું, તેથી વલંદાની કોઠીને બદલે કેટલીએક મુદત પાવડીઆની કોઠી કહેવાતી હતી.

## પોરવાડ વાણીઆ.

પોરવાડમાં પણ દશા ને વીશા એવા બે વર્ગ છે. વીશાનાં આસરે ૧૫ ઘર છે અને દશાનાં ૩૦ ઘર છે. વીશામાં રૂા. ૬૦૧) નું પલ્લું છે તથા દશામાં રૂા. ૫૦૧) નુ પલ્લું તથા રીત ભાત મળી રૂા. ૭૦૦) ને આસરે કન્યાના બાપને આપવા પડે છે.

દશા તથા વીશા વહેપારીવર્ગના છે વીશામાં મારફતીઆનો ધંધો પણ કરે છે, તેમ નોકરી પણ કરનાર છે. દશામાં કહાનદાસ મંગળજીવાળા મોટા વેપારી અને સરાફ થઇ ગયા. એ પેઢી સને ૧૮૬૪ સુધી આબાદ ચાલી. વેપારમાં ખોટ જવાથી તુટી. એ વંશના ગૃહસ્થો હાલ સરકારી નોકરીમાં છે. રણછોડ રાયજી-વાળાની પેઢી હાલ પણ સારી સ્થિતિમાં છે. એમની પેઢીમાંથી વરસમાં એક દિવસ દરેક બ્રાહ્મણને દશાલાડની વાડીમાં શહેરના અગર પરગામનાને આના ૮) દક્ષિણા અપાય છે, એ રીવાજ આજ સુધી ચાલ્યો આવ્યો છે. એ એમનું મોટું ભાગ્ય છે. હિમ્મતલાલ માણેકલાલ કરી એક વેપારીએ નવી પેઢી હાલ કાઢી છે. એ ગૃહસ્થ રૂસ્તમજી વખારીઆને ત્યાં ગુમાસ્તો હતો, પણ વેપાર વિષયમાં એ ચાલાક હોવાથી આંટ આવી ગઇ, તેથી આગવી પેઢી કાઢવાને શકિતવાન થયો છે. એ શંકર ભકત છે અને ધર્માદાના કામમાં આગળ પડે એવો છે. એણે લોકહિતેચ્છુ સ્કુલનું મકાન ભારે રકમ આપી ખરીદ કર્યું છે.

દશા તથા વીશા વૈષ્ણવ છે.

## ખંડાયતા વાણીઆ.

ખંડાયતા વાણીઆમાં-દશા અને વીશા એવા બે ભાગ છે. દશાનાં આશરે ૨૫ થી ૩૦ ઘર છે. વીશાનાં ૪૦ ઘર છે. વીશામાં પલ્લું રૂા. ૪૫૦) નું છે, તેમ બીજા રૂા. ૪૦૦) રીતભાતના આ-પવા પડે છે, એટલે કન્યાના બાપને રૂા. ૮૫૦) આપવા પડે છે. એ વર્ગના સુખડીઆનો, વ્યાજનો, ઘી વેચવાનો, સરાફીનો ધંધો કરતા હતા. વિઠલ મંછારામ કરી એક ગૃહસ્થ મોટો રૂનો વહે-પારી થઇ ગયો, ખોટ આવવાથી પડી ભાગ્યો હતો. અમરતલાલ જમનાદાસે સરાફની દુકાન હાજીખાંના બજારમાં પોતાની આગવી રાખી હતી. હાલ એ ન્યાતનો વ્યાજનો, ઘી વેચવાનો તથા ખાનગી તેમજ સરકારી નોકરી કરવાનો ધંધો કરે છે.

દશા ઘણા ખરા ચોકસીનો ધંધો કરતા હતા, હાલ પણ કરે છે. જમીનનો ઇજારો પણ રાખે છે. એ ન્યાત પ્રથમ સુ-ધારામાં આગળ પડેલી હતી. માણેકલાલ વિઠલદાસ કરી એક

ગૃહસ્થ " માણેકલાલ સુધારા " ના નામથી ઓળખાતો હતો, તેનો સગો પરમાનંદ ભુલાભાઇ પણ તેવોજ હતો.

એ લોકો બહાર ગામથી કન્યા લાવે છે, ત્યાં તે માગે તે પલ્લું આપવું પડે છે. ચોકસી તરીકે એ વર્ગ ઘણો વખણાઇ ગયો અને વખણાય છે. જેકીશન ચોકસી, તેનો દીકરો ત્રિભોવન ચોકસી વગેરે ચોકસીના ધંધામાં હુંશીઆર કહેવાતા હતા. ત્રિભોવનદાસ ચોકસીના દીકરા પ્રાણલાલ ચોકસીએ સિંધવાઇના રસ્તા ઉપર એક બંગલો બાંધી આસપાસ સુંદર બાગ બનાવ્યો છે. એ બે ઘડી આરામ લેવા જેવી જગ્યા થઇ પડી છે. એ વાડીને " પ્રાણવિનોદ વાટિકા કહે છે.

ઉપર જે વાણીઆ લખ્યા છે તે શિવાય બીજી વાણીઆની જાતો છે. શ્રીમાળીના આસરે ૧૦, ઝારોળા ૫-૬, દેશાવાળ ૧૦, તેમાં (તંબોળી) ૩, કપોળ ૪૦, અગરવાળા ૪-૫, નાગર ૪-૫, ચીત્રોડા ૫, પહોંચાનાં ૭૫ ઘર છે. પહોંચા ડાંગરનો વહેપાર તથા બીજો ધંધો કરે છે. એઓ ઘણા ખરા વેજલપોર તરફ રહે છે. આ વાણીઆઓ એટલે શ્રીમાળી વગેરે સરાફી, કાપડનો વેપાર, રૂનો ધંધો, નોકરી વગેરે કરે છે. એઓની સ્થિતિ નબળી નથી.

## મારવાડી.

મારવાડીઓ મારવાડથી આવી વસેલા છે. તેઓની વસ્તી કબીરપરામાં વિશેષ છે. આસરે ૨૫ ઘર છે, તેઓ વ્યાજનો ધંધો કરનાર છે, ઉઘરાણી કરનાર સખત છે, કંજુસ છે તેથી કોઇ પૈસા છતાં કંજુસાઇ કરે છે તેને " એતો ખરો મારવાડી છે " એમ કહે છે.





# પ્રકરણ ૨૨ મું.



## શૂદ્ર વર્ગ.

### કણબી—લેઉવા તથા કડવા.



ગત પ્રકરણમાં બ્રાહ્મણ, ક્ષત્રિ અને વૈષ્ય એ વર્ગો ગણાવી ગયા, હવે શૂદ્ર વર્ગમાં કણબી વગેરે બીજી હિંદુ તથા હિંદુના કોઇ પણ દેવને માનનારી જાતો આવે છે.

કણબીના બે વર્ગ છે, લેઉવા તથા કડવા. લેઉવાનાં ૪૦ તથા કડવાનાં આશરે ૮૦-૯૦ ઘર છે. લેઉવા તથા કડવામાં નાતરાંનો રીવાજ છે. લેઉવા કણબી ખેડુત વર્ગના છે, તેઓમાં દાદાભાઈ પારેખવાળા આબરૂદાર અને આગળ પડતા કહેવાય છે. દેસાઇ દાદાભાઇની પેઢી હાલ હાજીખાંના બજારમાં મોજુદ છે. ગુલાબભાઇ નરોતમની પેઢી કેટલીએક મુદત સારી ચાલી હતી, હાલ તુટી છે. એ કુટુંબના રૂના વહેપારી તથા જીનના માલીક પણ છે. એઓ સ્વામીનારાયણ પંથના છે.

કડવા કણબી ઉમીઆ માતાના ઉપાશક છે. તેઓ ઘણા ખરા તંબાકુ, બીડીઓ, ખાનગી-સરકારી નોકરી કરે છે. ભાભાવાળાની, ધનજી પટેલની દુકાનો હાલ તેમના વંશના મોરાર પટેલ તથા ધનજી પટેલના દીકરા ગિરધર ચલાવે છે. ગિરધર શંકર ભક્ત પણ છે. દરરોજ દશાશ્વમેધ સ્નાન કરે છે. નથુ થોભણ-

વાળા ધનાઢય છે, એઓ મોટા જમીનદાર તથા તંબાકુના વહે-પારી છે. એ વંશમાં ભિખાભાઇ વનમાળીદાસ શહેરમાં આગળ પડતા ગૃહસ્થ હતા. એક વખત સુધરાઇમાં મેમ્બર પણ હતા, તેમ કનસિલેએટર પણ સરકાર તરફથી નિમાયા હતા. એ બાહોસ, મિલનસાર અને શોખીલા ગૃહસ્થ ગાડી ઘોડા રાખી નથુ થોભણની પુંજીનો સરસ્તે ઊપયોગ કરતા હતા, તેમ ધર્મ પણ એના ઘરમાં સારો થતો અને થાય છે, એ ગૃહસ્થ ગયા વરસમાં ગુજરી ગયા છે.

કણબીઓની કુળદેવી ઊંઝા ગામમાં છે. લેઉવામાં ગમે તે વખતે લગ્ન થાય છે, પણ કડવામાં તો દેવીને ૯ થી ૧૨ વરસ સુધીમાં ચિઠ્ઠી નાંખે, એ મુદતમાં હા આવે તો લગ્ન કરાય છે " કડવાની દેવી બાર વરસે બોલે છે " એવી કહેવત થઇ પડી છે. દવીએ હુકમ કર્યો કે તે વરસ એ લોકોમાં લગ્ન લેવાય છે. એઓ એક દિવસની ઉમ્મરનાથી તે ૨૪ વરસની ઉમ્મર સુધીનાં લગ્ન તે વરસ કરે છે. બે સ્ત્રીઓ ને પેટમાં ગર્ભ હોય તો પણ બંને ગર્ભને પણ પરણાવે છે; પછી જેને છોકરો થાય તેને દીકરી આપવી પડે છે. બંનેને છોકરા અગર છોકરી થાય તો તે લગ્ન રદ જાય છે, એમના લગ્ન બીજી વખત ૧૨ વરસે દેવી રજા આપે ત્યારેજ થાય છે. નવા દેહેરા આગળ તેમની દુકાને એક તરફ હિરા પટેલ, એક તરફ ધનજી પટેલ, એક તરફ જોઇતા પટેલ, તથા બીજી તરફ લાલાભાભા પંચહથા ગૃહસ્થો તંબાકુની દુકાનો માંડી પોતાની ભાભાસાહી પાઘડી ઘાળી બેસતા તે વખતે તેઓની દુકાનો દીપી નીકળતી હતી. નરભેરામ મહેતાજીની નિશાળે સાંજે છુટી આપતાં પહેલાં મહેતાજી તથા તેના આસિ-સ્ટંટો મ્હોડાના હિસાબ, આંકના પલાંખાં વગેરે પૂછતા, તે વખત આ તંબાકુના વહેપારીઓના દુકાનોએ બેસવાના લોકોને જગ્યા પણ ભાગ્યે મળતી હતી. દુકાનો પર ખોચ ખોચાઇ માણસો બેસી મઝા જોતા હતા.

આનંદ ચૌદશની ઉજાણી નથુથોભણવાળા કરે છે તથા માગ-સર સુદી ૫ મે એક હરા નામની સ્ત્રીનાં નાણાંથી થાય છે. તે ઊજાણી પાટઓચ્છવની કહેવાય છે. કણબીઓની એકંદરે બંને વર્ગની સ્થિતિ નબળી કહેવાય નહિ.

## કનસારા.

કનસારાનાં ઘરાં ૩૦ ભરૂચમાંછે, તેઓમાં નાતરાં થાય છે. એ વર્ગમાં ઘણું કરી સઘળા વાસણ ઘડવાનો, કલાઇ ચઢાવવાનો તથા વાસણો વેચવાનો ધંધો કરે છે. એઓ વૈષ્ણવ છે. ભરૂચના કંસારાઓના ત્રાંબા પીતળનાં બેડાંના ઘાટ વખણાય છે.

## સોની.

ભરૂચમાં જે સોનીઓ છે, તે ત્રાગડ, કડીવાળા તથા મારવાડી વર્ગમાંના છે. ત્રાગડમાં નાતરાં થતાં નથી. બીજા સોનીઓમાં નાતરાં થાય છે. બધા સોની મળી આશરે ૬૦ ઘરાં છે. એઓ સોના રૂપાની જણસો ઘડવાનો ધંધો કરે છે.

## લવાણા ભાટીઆ.

આ ભાટીઆનાં આશરે ૧૫–૧૭ ઘરાં છે તેઓ દુધ વેચી પોતાનું ગુજરાન કરે છે. એઓ ઘણા ખરા દુધના મોટા વહેપારી છે તશા વ્યાજનો ધંધો પણ કરે છે. એમની સ્થિતિ સારી છે.

## ઘાંચી.

ઘાંચીનાં આશરે ૫૦૦ થી ૬૦૦ સુધી એમની જાતનાં આઠ તડ મળી ઘર થાય છે. જયારે કોઇ આઠે તડને જમાડે તો ૨૦૦૦ ઉપરાંત માણસો થાય છે. તેલ, દીવેલ ઘાણીમાં તૈયાર કરી ભરૂચની પ્રજાને પુરૂં પાડવાનો; એ જાતનો અસલ મુખ્ય ધંધો હતો અને હાલ છે. એ જાતની વસ્તી જેટલી બીજી હિંદુઓમાં કોઇ ન્યાતની વસ્તી નથી. ઘરડાથી તે જુવાન અને છોકરાં સુધી, પછી પુરૂષ હોય કે સ્રી તે દરેક જણ ધંધામાંજ ગુંથાયલાં જણાય છે. એ વર્ગ દરેક જાતનો ધંધો હાલના વખતમાં કરતા જણાય છે. ગાંધી, નેસ્તી, ગુમાસ્તી, વહેપાર, વ્યાજુકો, મજુરી વગેરે હલકા તેમ ભારે ધંધા પણ એઓ કરે છે. એ જાત જેવી ઉદ્યોગી જાત હાલ કોઇ જણાવી મુશ્કેલ છે. આ કારણથી એ જાત સુખી હાલતમાં છે. એઓમાં નાતરાંનો રીવાજ છે. પહેલા લગ્ન વખત ફક્ત રૂા. ૬૫ ) નું પલ્લું હોય છે.

પહેલાં એ લોકો નબળી સ્થિતિમાં હતા. દલાલી, તોળવાનો, કાછીઆનો, બીડી તંબાકુ વેચવાનો, ફેરી ફરવાનો પણ ધંધો એ-ઓમાં છે. ઘણું ખરૂ પારસી કોમમાં, મુસલ્લમાનોમાં ઘાંચીજ ગુમાસ્તા હોય છે. એઓ વૈષ્ણવ છે. લગ્ન પ્રસંગે તથા અશુભ પ્રસંગે સારા વરા એ લોકો કરે છે, તેમ વાસણોનાં લહાણાં ઘણા ખરા કરે છે. પહેલાં ઘાંચીની ન્યાત જમવા બેઠી હોય તો ગોળ પાપડી ને વાલ શિવાય બીજું જમણ ભાગ્યેજ જોવામાં આવતું. હવે સ્થિતિ સાથે વરા પણ ફર્યા. નાતરાં વખતે વધારે રકમ આપવી પડે છે. ઘાંચીઓ ઘીનો પણ વહેપાર કરતા માલમ પડે છે. ધર્મ પણ કેટલાએક સારો કરે છે.

## ગોલા.

ભરૂચમાં ગોલાઓનાં ઘર પણ આશરે ૫૦૦ છે. એ લોકો દાળ, ચોખા તૈયાર કરી વેચવાનો ધંધો કરે છે. કેટલાએક જીનોમાં પણ જતા જણાય છે, તેમ દાળ, ચોખા લઇ જવાની મજુરી પણ કરે છે. એઓને અમુક ઘર ગ્રાહક તરીકે હોય છે, ત્યાં એમની સ્ત્રી ગોલેણો તથા પોતે દાણા સાફ કરવા જાય છે. દાણા સાફ કરવાની મજુરીમાં એક મણે અરધો શેરથી પો-ણો શેર સુધી જે દાણા સાફ કર્યા હોય, તે દાણા તેમના ગ્રાહક તેમને આપે છે. આ રીવાજ અસલથીજ ચાલ્યો આવ્યો છે, તે હજુ સુધી કાયમજ છે. મરદો ચોખા ખાંડવાનો મજુરી પણ કરે છે. ઘર દાળ, ચોખા સાફ કરવા તેમની સ્ત્રી ગોલેણો-તથા છોકરાં પણ મદદમાં આવે છે એ વર્ગમાં કોઇકજ સારી સ્થિતિમાં જણાય છે. એઓ નાતરાં કરે છે. દારૂ વાપરતા નહોય તો તો એ લોકો તાજા હોય.

## દરજી.

દરજીઓનાં આશરે ૮૦ ઘર છે. તેઓ કપડાં શિવવાનો સ્ત્રી પુરૂષો ધંધો કરે છે. એ લોકોમાં નાતરાંનો ચાલ છે. પહેલા પણીએતમાં રૂા. ૧૦૦) અને કપડાંની રીતભાત મળી રૂા. ૧૫૦) આપવા પડે છે, એઓને રોજગાર વિશેષ છે. નવરા માલમ પડતા નથી. “ સઇનો સાંજ ને મોચીનું વહાણું ” એવી કહે-વત એ લોકો હજુ રાખી રહ્યા છે. વાયદામા “ સાંજે જરૂર

આપીશ" એમજ કહેવાના. એઓ દારૂ પીતા નહિ હોય તો એઓ તરત નાંણાવાળા થાય એવું તો ખરૂં, પણ કમાઇ તેમાં જાય છે.

## કાછીઆ.

આ વર્ગનાં ઘરની સંખ્યા આશરે ૧૫૦ ઉપરાંત છે. ઘણી વસ્તી આલીમાં છે. એ ઘરોમાંનાં બે-ત્રણ ઘર ચોકસીનો વહેપાર કરતા હતા. કેટલાએક વ્યાજનો ધંધો, કડીઆ કામ, આદુ મરચાં, શાક ભાજી વેચવાનો તથા વાડીઓ રાખવાનો ધંધો કરે છે. એઓમાં નાતરાં થાય છે.

## સગરીઆ.

શગરીઆનાં આશરે ૨૫-૩૦ ઘર છે. એઓમાં નાતરાંનો ચાલ છે. એઓ શાક ભાજી વેચવાનો, પાઘડી રંગવાનો તથા પરચુરણ મજુરી કરવાનો ધંધો કરે છે. નાતરીઆ નાત છે.

## માળી.

આ જાત શહેરમાં પુલો પુરાં પાડે છે. દેવને ચડાવવા સારૂ પુલ લેવા હિંદુઓ એમને ત્યાં સવાર સાંજ જાય છે. તેઓને પુલની પાત્રી બાંધી આપે છે. દરેકના વરસાશન બાંધેલાં હોય છે. ઘરાકોને ત્યાં શુભ પ્રસંગે એઓને સારી કમાઇ થાય છે. એઓ પુલ વાડીઓ ભાડે રાખી અગર વરસમાં અમુક રકમ આપવાની બાંધી પુલો લાવે છે. જ્યારે કોઇ હિંદુને ત્યાં વરો હોય ત્યારે કોઇ માળી પોતાના ઘરાકને ત્યાં ભાણું લેવા જાય ત્યારે તેને તો સ્વચ્છ રસોઇમાંથી અપાય છે. બીજા વસવાયાંઓને છાંયડું અપાય, પણ એઓને તો અપાયજ નહિ. એટલો બીજા વસવાયાંને એમનામાં ફેર છે. એઓનાં આશરે ૧૨ ઘર છે. નાતરીઆ નાત છે.

## હજામ.

આ હજામની જાતમાં લીમચીઆ, ચરોતરીઆ અને ઢોલી એવા ત્રણ વર્ગ શહેરમાં છે. કુલ વસ્તી ૬૦ ઘરની છે. ઢોલી હજામ શુભ પ્રસંગે ટકોરખાનાં વગેરે વગાડવાનો ધંધો કરે છે,

લગ્ન પ્રસંગે એઓને સારી કમાઇ હોય છે. એઓની સ્ત્રીઓ પણ દાઇએણો છે, એટલે છોકરાંના પ્રસવ ( જન્મ ) વખતે એઓના હાજરાની ખાસ જરૂર પડે છે. કોઇને ત્યાં બાળકનો જન્મ હોય તે હકીકત તેઓ સરકારી અધિકારીને જાહેર કરે છે, એટલે સુધરાઇમાં બાળકોની જન્મ તારીખ નોંધાય છે. એ દાખલો ઘણી વખત ઉપયોગી થઇ પડે છે. એઓનાં હાલ ૪–૫ ઘર રહ્યાં છે. બીજા ઘણા ખરા હજામો પોતાના બાપ દાદાનો હજામત કરવાનો ધંધો કરે છે. કોઇ ખાનગી નોકરી કરે છે, તેમ કેટલાએક સુધરાઇ તરફથી દીવાબત્તી કરે છે. કોઇક વૈદકનો ધંધો પણ કરે છે, તેમાં આમોદથી આવી અત્રે વસેલા ગોપાળભાઇ બહેચરદાસ વૈદકમાં કાબેલ ગણાય છે. એ ન્યાતમાં નાતરાં થાય છે. સ્થિતિ એકંદરે સારી નથી.

## ભોઇ.

ભોઇઓનાં અત્રે ૨૦૦–૨૫૦ ઘર છે. એઓ જીનોમાં, કાંઠા ઉપર તથા બીજી જગ્યાએ પરચુરણ મજુરી કરે છે. ભોઇ લોકો મજુર સારા કહેવાય છે. તેઓ બીજા મજુરો કરતાં વધારે ભાર ઉચકી શકે છે. એઓની સ્ત્રીઓ હિંદુવર્ગમાં ઘણી જગ્યાએ પાણી ભરવા, લુગડાં ધોવા, વાસણ માંજવા જાય છે. વરા વખતે એઓ મજુર તરીકે ઘણાં ઉપયોગી થઇ પડે છે. એઓ પાલખી પણ ઉચકે છે. ભોઇ શિવાય બીજી જાત એ ધંધો કરતી નથી. નાતરીઆ ન્યાત છે. એઓ છડીને તથા માતાને વિશેષ માને છે. છડીનો મેળો એઓથી તથા ખારવાઓથી ભરાય છે. એઓ મેઘરાજા બનાવે છે અને છડીને બીજે દિવસે ધામધુમથી તેને નદીમાં પધરાવે છે. આ મેળો જોવા ઘણાં માણસો એકઠાં થાય છે. એઓની વસ્તી ભોઇવાડા શિવાય બીજી જગ્યાએ જુજ છે. મજુર તરીકે એ વર્ગ પ્રમાણિક કહેવાય છે.

## કુંભાર.

શહેરમાં અને પરામાં મળી કુંભારનાં આશરે ૬૦ ઘર છે. એ લોકોને પણ ઘરાકી હોય છે. દરેક ઘરાકને ત્યાં કાદવ–માટીનાં વાસણો એઓ પુરાં પાડે છે. માટીનાં વાસણ બનાવી વેચવાનો તથા ઘરાકોને પુરાં પાડવાનો તથા માટીની જેવી જોઇએ તેવી

કોઠીઓ બનાવી વેચવાનો ધંધો એઓના બાપનોજ છે. એ પણ નાતરીઆ ન્યાત છે. નળીઆં તથા ઇંટો પણ એજ વર્ગ ઘડે છે અને વેચે છે.

## પખાલી.

પખાલીઓનાં ઘર આશરે ૧૦ છે. તેઓ પાણી લઇ જવા પાડા રાખે છે અને ઘર બાંધવામાં તથા જે વર્ગને પખાલનું પાણી ખપે છે, તેમને પાણી પુરૂં પાડે છે.

## રજપુત—ગરાસીઆ.

રજપુતો પહેલાં ઘણા હતા, હાલ ૧૬ ઘર છે. તેઓ નોકરી કરી તથા કોઇક લાકડાં વેચવાનો ધંધો કરી ગુજરાન કરે છે. એઓમાં બાપુ કરીને એક ગૃહસ્થ લાકડાંનો વહેપાર કરતો હતો, તે બાપુ લોધાના નામથી ઓળખાતો હતો. એ નાતરીઆ ન્યાત છે. ગરાસીઆનાં ૩–૪ ઘર છે, તેઓ નોકરી કરી ગુજરાન કરે છે.

## સુથાર.

પહેલાં સુથારનાં ઘણાં ઘર હતાં. હાલ તો ૨૫ રહ્યાં છે એ લોકો મોટી મોટી ઇમારતો બનાવતા હતા, વહાણો પણ બનાવતા હતા, હવે તો એવા કોઇ હોંશીઆર રહ્યા નથી. તેમનો ધંધો, ખારવા, માછી, વગેરે બીજી જાતે ઉપાડી લીધો છે. આગળ ભરૂચના સુથારો ઘણાજ કાબેલ કહેવાતા હતા. એઓ પણ નાતરાં કરે છે.

## લુહાર.

લુહારનાં હવે થોડાં ઘર રહ્યાં છે, હાલ આશરે ૧૩ ઘર છે. તેઓ પહેલાં કહ્લાં વગેરે ઘડતા હતા, હાલ તો લોખંડનું કામ કરતા જણાય છે. પરદેશીઓ ઘણા ખરા માલમ પડે છે. એઓ નાતરીઆ ન્યાત છે.

## વણકર, છીપા અને ખાત્રી.

વણકર, છીપા, ભાવસાર તથા ખાત્રી; એઓ લુગડાં, રજાઇઓ વગેરે બનાવી છાપી વેચવાનો તથા ખાત્રીઓ લુગડાં વણ-

વાનો ધંધો કરે છે. એઓ સઘળી જાત નાતરાં કરે છે.

## ગળીઆરા.

ગળીઆરાનાં આશરે ૨૫ ઘર છે. તેઓ લુગડાં ગળીમાં બોળી ( રંગી ) વેચે છે, ચુનાનો તથા બીજો ધંધો પણ કરતા જણાય છે. એમનામાં પણ નાતરાં કરે છે.

## મોચી.

મોચીનાં આશરે ૧૫ ઘર છે. એઓ જોડા શિવવાનો ધંધો કરે છે. પહેલાં એ જાત ભરૂચમાં ઘણી હતી. ભરૂચના જેવા સારા જોડા પહેલાં કોઇ જગ્યાએ શિવાતા નહિ. લશ્કરમાં બુટ વગેરે એ લોકોનાજ ખરીદ થતા હતા. હવે એવા મોચી-ઓ જણાતા નથી.

## ભાટ, ચારણ, હિજડા અને ભવાયા.

આ લોકો ઘણા ખરા આલીમાં રહે છે. હિંદુઓમાં છોક-રાનો જન્મ થાય છે, ત્યારે એ લોકો પોતાના દાપાં લેવા આવે છે. ભાટ ચારણ છોકરા જન્મ્યાનાં ગીતો ગાય છે. હિજડા, ભવાયા નાચે છે. આવે પ્રસંગે જેને ત્યાં છોકરાનો જન્મ થયો હોય તેને ત્યાં આનંદ વર્તાઈ રહે છે. લોકો જોવા એકઠા મળે છે. એઓ પરગામ ફરતા ફરે છે. હવે એઓની સંખ્યા વિશેષ નથી. બધાંનાં મળી ૨૦-૨૫ ઘર હશે. પરદેશી ભાટ શહેરમાં વસેલા છે, તેઓ ભેંસો રાખી દૂધ વેચે છે, તથા મજુરી પણ કરે છે.

## કોળી, ભીલ, તલાવીઆ અને ભાલીઆ.

આ વર્ગ મજુરી કરનાર છે. ખેતીની મજુરી પણ એઓજ કરે છે. કોળી, ભીલ, તલાવીઆ કરતાં ઉંચા છે. તલાવીઆ ભીલ કરતાં ઉંચા છે. એ વર્ગની વસ્તી હાલ વધારે જણાય છે.

## મારવાડા.

મારવાડા લોકો લાકડાં કાપવાનો, વહેરવાનો ધંધો કરે છે, એઓ પરદેશથી આવી અત્રે વસેલા છે. એઆનાં આશરે ૨૫-૩૦

ઘર છે. બીજી મજુરી પણ કરે છે. ચપ્પુ, કાતર, કડછી, સાણસી, તબેથા વગેરે બનાવી વેચવા નીકળે છે.

## ધોબી.

આ વર્ગના લોકો શહેરના રહેવાશીઓનાં કપડાં ધોવાનો ધંધો કરે છે. એઓનાં આશરે ૬૦ ઘર છે. એઓ ધોબીવાડામાંજ જથાબંધ રહે છે.

## ડબગર.

ડબગરો ઘણુ ખરા ફાટા તળાવ તરફ રહે છે. એઓનાં આશરે ૨૫ ઘર છે. એઓ ખાનગી નોકરી નથા :મજુરી કરી પેટ ભરે છે. કેટલાએક કામળા પણ બનાવે છે, તેમ કેટલાએક નગારાં, તાંસાં વગેરે વાજીંત્રો ઉપર ચામડાં મઢી આપે છે.

## સાબળીઆ.

સાબળીનાં ૫ ઘર છે. તેઓ અમુક બાંધેલી જગ્યાએથી દૂધ લાવી પુટકળ દૂધ વેચવા તામડીઓ લઇને બેસે છે, અગર કોઇ વેચવા પણ નાકળે છે. મરદો કેટલાએક ગાડી હાંકવાનો તથા કેટલાએક મજુરીનો ધંધો પણ કરે છે.

## મરેઠા, પરભુ.

દક્ષિણમાંથી પહેલાં મરેઠાઓ આવી વસેલા હતા, અને તેઓએ પોતાનું વતનજ ભરૂચ કર્યું હતું, તે વસ્તી હાલ જણાતી નથી, તેમ પરભુ પણ ઘણા હતા, તે પણ હાલ કોઇકજ ઘર રહ્યું છે. દામોદરરાવ દાદાજી વકીલ ગયા પછી પરભુનાં બે ઘરજ છે. મરેઠાઓ હાલ જે છે તે હાલજ આવેલા છે. ખાનગી નોકરી, પોલિસમાં નોકરી, તથા જીનોમાં પણ નોકરી કરતા જણાય છે.

## ખરાદી તથા સરાણીઆ.

ખરાદી તથા સરણીઆની જાત જુદી જુદી છે. એઓનાં ૩૦-૩૫ ઘર છે. ખરાદીઓ લાકડાંનાં રમકડાં, તથા બીજી વસ્તુઓ બનાવે છે.

સરણીઆ ચપ્પુ, છરી, તલવાર, જમઇયો અસ્ત્રા વગેરે લોઢાની ચીજો ઉપર સરણ ચઢાવવાનો ધંધો કરે છે.

## રાવળીઆ.

આ લોકોના આશરે ૨૫–૩૦ ઘર છે તેઓમાં ખાટલાને સારૂ પાટી વણવાનો, દાતણ વેચવાનો ધંધો સ્ત્રી પુરૂષો બંને કરતાં જણાય છે. સ્ત્રીઓ છોકરાંના કે મોટાના કાનમાંથી બગાઇ કાઢવાને પણ શેરીઓમાં ફરતી જણાય છે. એઓને અડક. વાનો ધર્મથી બાધ છે.

ઊપલી હિંદુની જાતો શિવાય બીજી નીચ વર્ણની જાતો છે; તેમાં ચમાર, ઢેડ, ભંગીઆ જેઓ હિંદુના દેવ, જેવા કે માતા, બળીઆ કાકા, હનુમાન, તુલશી વગેરેને માને છે, તેઓ પણ શહેરના પ્રમાણમાં ઓછા નથી. ચમાર ચામડાના વહેપારી છે, ઢેડ ધોતીયાં વણે છે, અથવા મજુરી કરે છે. ભંગીઆ શહે-રને સાફ રાખવાનો ધંધો કરે છે, તેમ મજુરી પણ કરે છે. એ વર્ગને કોઇ પણ હિંદુ જાતનો માણસ અડકી શકતો નથી, અ-ડકે તો તેને નહાવાનું પ્રાપ્ત થાય છે. અને જે લુગડાં સાથે તેઓથી અડકાયું હોય તે બોળવાં પડે છે.

આ બધી વાણીયા તથા શૂદ્ર વર્ગની જાતોનાં ઘર, વસ્તી વગેરેની ભરૂચના રહેનાર દશાલાડ વાણીઆ તુમડી કુટુંબના ઇચ્છાલાલ પરભુદાસે ખબર કાઢવામાં મદદ કરી છે તેથી તેમનો આભાર માનવાનો છે.





# પ્રકરણ ૨૩ મું.



## શ્રાવકો.



શ્રાવક લોકો જૈન ધર્મ પાળે છે. એઓ ઘણાં વરસોથી અત્રે આવી વસેલા છે. જ્યારે ઇ. સ. ૬૪૦ માં હુએન થૅંગ નામનો ચીનનો મુસાફર ભરૂચમાં આવેલો, તે વખતે અત્રે આ લોકોની વસ્તી ઘણી હતી. એઓનાં દેરાસર ( દેવસ્થાન ) પણ તેના જોવામાં આવેલાં હતાં. એ વિષે ઇતિહાસિક પ્રકરણમાં જણાવ્યું છે. આથી ખાત્રી થાય છે કે એ લોકોની વસ્તી એ પહેલાંની હોવી જોઇએ. કેટલાએક રાજાઓ જૈન ધર્મ પાળનારા હોવાથી એઓ અત્રે વહેલા વસેલા હશે !

એ ગૃહસ્થોનાં દેરાસરો ઘણું કરી સારી સ્વચ્છ બાંધણીનાં હોય છે અને તે ઘણાંખરાં ગુજરાતમાં વખણાય છે. આ શહેરમાં ૧૦ દહેરાં છે, તેમાં શ્રીમાળી પોળ તથા ઉંડી વખાર મળી ૮, એક કબીરપરામાં તથા એક વેજલપોર જ્યાં એઓની વસ્તી છે ત્યાં છે. એ દહેરાંઓને દેરાસર કહે છે. ઉંડી વખારમાં જ્યાં સારામાં સારા પત્થરની બાંધણીનાં દેરાસરો છે, તેમાં એ લોકોના મહાવીર સ્વામી તથા મુનિસુવૃત્ત સ્વામીની મૂર્ત્તિઓને બીરાજમાન કરી છે. શ્રીમાળીપોળમાં આદીશ્વર ભગવાન, પારસનાથ સ્વામી, શાંતિનાથ, શ્રીયાંગનાથ, સંખેસર પારસનાથ તથા બીજું પારસનાથનું દેરાસર છે. કબીરપરામાં અજીતનાથનું તથા વેજલ-

પોરમાં આદીશ્વર ભગવાનનું દેરાસર છે. આ શિવાય શહેરમાં તથા બે પરાંમાં મળી ૮ ઉપાશ્રય ( અપાસરા ) છે. જે અપાસરામાં સાધુ રહ્યા હોય ત્યાં સાધવી રહી શકતી નથી. સાધવીને કોઇ મરદ જાતને અડકવાનો ધર્મથી બાધ છે.

અપાસરામાં મૂર્ત્તિઓ હોતી નથી. એ જગ્યાએ એ વર્ગના સાધુ સાધવીઓને ઉતારા તરીકે વાપરવા રખાય છે. એ ધર્મમાં ચોવીશ તીર્થંકરો મુખ્ય છે. એ શિવાયના બીજા ૧૭૦ છે. મુખ્ય તીર્થંકરોની મૂર્ત્તિઓ દરેક દેરાસરમાં હોય છે.

આ ધર્મમાં પચુસણના દિવસ મોટા તહેવાર તરીકે ગણે છે. પચુસણ શ્રાવણ શુદ ૧૨ થી ભાદરવા શુદ ૪ સુધી ઘણું કરી હોય છે. આ તહેવારોમાં એ ધર્મવાળા ઉપવાસ કરે છે. આ ઉપવાસ કોઇ પચુસણ બેસતાં પહેલાં મહિના આગમચથી, કોઇ પંદર દિવસ આગમચથી, કોઇ આઠ દિવસ આગમચથી કરે છે. પચુસણના તહેવારમાં એ વર્ગ પોતાના દેરાસરના અને પોતાના ઘરના દેવોને સારાં લાડ લડાવે છે. કથા શ્રવણ કરે છે, પ્રતિક્રમણની ક્રિયા કરે છે. એ ક્રિયામાં આખા વરસમાં કોઇ સાથે વેરવિરોધ થયાં હોય તે છોડી દે છે, ને તે બાબત દેવો પાસે માફી માગે છે. ભાદરવા શુદ પાંચમે એમના દેવનો મોટો વરઘોડો કાઢે છે. તે વખતે દેવને કોઇ વખત નાની રૂપાની બંગલા આકારની ગાડીમાં કે પાલખીમાં બેસાડે છે. આ વરઘોડામાં એ વર્ગનાં સર્વ નાનાં-મોટાં સ્ત્રી–પુરૂષો ભાગ લે છે. આ તહેવાર મોટામાં મોટો હોવાથી દરેક સ્ત્રી–પુરૂષનાં અંગ ઉપર ઉંચામાં ઉંચા પોશાક તથા આભૂષણો માલમ પડે છે.

જેવી રીતે હિંદુઓ એકાદશી વગેરેના ઉપવાસ કરે છે, તેવી રીતે અમુક દિવસે એ વર્ગ પણ ઉપવાસ કરે છે. જ્ઞાનપંચમી એટલે કારતક શુદ ૫ ને દિવસે પુસ્તકોની પૂજા કરી ઉપવાસ કરે છે. મુનિ એકાદશી જે માગસર શુદ એકાદશીને દિવસે હોય છે, તે દિવસે પણ ઉપવાસ કરે છે. ચૈત્ર શુદ ૭ થી પુનમ સુધી એકજવાર ભોજન કરે છે, એ ભોજનમાં ધાર્મિક શ્રાવકો ઘી, દૂધ, તેલ, ગળપણ તજે છે, ફક્ત ભાતને રોટલા ખાઇ રહે છે. એ દિવસોમાં એમને એમના ધર્મને અનુસરી અંબાલ નામનું તપ કરવાનું છે.

દર મહિનાની બંને ચૌદશો મોટો દહાડો, એટલે ધાર્મિક ગણાય છે. તેમાં કારતક, ફાગણ અને અશાડ એ મહિનાની શુદ ચૌદશો વિશેષ મોટી ગણાય છે.

શ્રાવક પ્રાચીન કાળથી વહેપારી વર્ગના છે. તેઓ વહેપાર કરતા એટલુંજ નહિ, પણ રાજાઓ જૈન ધર્મના હોવાથી રાજ્ય કારભારમાં પણ ભાગ લેતા હતા. હાલના શ્રાવકો પણ વહેપાર, વ્યાજુકો વગેરે ધંધાઓ તથા બીજા અનાજ વગેરેના તેમની કોમને શોભે એવા ધંધા કરે છે.

એ ધર્મમાં દિગંબર અને શ્વેતાંબર એવા બે ફાંટા છે.

આ કોમના એક ગૃહસ્થ અનુપચંદ મેલાપચંદ હાલ લંડનમાં ઝવેરીને ત્યાં નોકર છે.

સને ૧૯૧૧ ના વસ્તી પત્રકમાં શ્રાવકોની વસ્તી સ્ત્રી પુરૂષ સાથે ૬૭૬ માણસની હતી.

આ શ્રાવકો વિષેની હકીકત સ્વર્ગવાશી શેઠ અનુપચંદ મલુકચંદે આપેલી લખી છે.





# પ્રકરણ ૨૪ મું

## મુસલમાન.



ઈસલામી ધર્મ પેગંબર સાહેબ હજરત મહમદ નામના મહાપુરૂષે સ્થાપન કર્યો. એઓનો જન્મ મક્કા શહેરમાં ઇ. સ. ૫૬૯ માં થયો હતો. આ વખતે આરબ લોકો મૂર્ત્તિપૂજક હતા અને ઘણા દેવોને માનતા હતા. એઓએ પોતાની ૪૦ વરસની ઉમ્મરે ઇ. સ. ૬૦૯ માં નવો ધર્મ સ્થાપીને લોકોને ઉપદેશ કરવા માંડયો, કે પરમેશ્વર એકજ છે, ઘણા નથી. પોતેજ પરમેશ્વરના પેગંબર એટલે સંદેશો લાવનાર છે. એમણે મૂર્તિ પૂજવાની મના કરી, તથા બધા મુસલમાનો ભાઇ છે ધર્મને માટે લઢી મરનાર સ્વર્ગે જાય છે, ને મૂર્તિ પૂજક લોકોને મુસલમાની ધર્મમાં લાવવાથી ઘણું પુણ્ય છે, એમ શિખવ્યું.

હજરત મહમદનો ઉપદેશ તે વખતના આરબ લોકોના ધર્મની વિરૂદ્ધ હોવાથી તેઓ હજરત મહમદની સામા ઉઠયા, ને તેમને મારી નાખવાનો વિચાર કર્યો, તેથી હજરત મહમદ કંટાળી મક્કાને ત્યાગ કરી મદીને ગયા. ઇ. સ. ૬૨૨. એને અરબી ભાષામાં હીજરી* કહે છે, તેથી મુસલમાનો એ વરસથી સન ગણવા લાગ્યા. એ સનનું નામ હીજરી પડયું. હજરત મહમદના ઘણા શિષ્યો થયા. એ શિષ્યોમાં પોતાના પેગંબર જેવોજ જુસ્સોને આગ્રહ આવ્યો હતો, તેથી તેઓ સઘળા એક સરખા ઝનુનથી પરધર્મીઓની સામા થયા ને તેમને વશ કર્યા. હજરત મહમદ

---

* હીજરીનું ૧૩૩૧ મું વરસ ચાલે છે.

પેગંબરના ઉપદેશથી આખા અરબસ્તાનમાં ઇસ્લામી ધર્મ ફેલાયો. એઓ મદીના શહેરમાં ઇ. સ. ૬૩૨ માં બેહેસ્તનશીન થયા. ( ભરતખંડનો ઇતિહાસ વિઠ્ઠલ ધનજી ) મક્કા અને મદીના એ ધર્મવાળાનાં મોટાં પવિત્ર ધામ ગણાય છે. આ કારણથી એ ધર્મવાળાઓ મક્કે હજ ( જાત્રા ) કરવા જાય છે. જેઓએ હજ કરી હોય તેઓ " હાજી " કહેવાય છે. ભરૂચના પણ ઘણા ખરા એ ધર્મવાળા હજ કરી આવેલા છે. હજ કરવા જવાનાં વહાણો પહેલાં હાજી પાર કરમાણીને ઓવારેથી ઉપડતાં હતાં.

પેગંબર હજરત મહમદ પછી એમની ગાદીએ ઇસ્લામી ધર્મનું કામ ચલાવવા ખલીફ અથવા ખલીફા થયા. હજરત અબુબકર સિદીક, હજરત ઉમ્મર, હજરત ઉસ્માન અને હજરત અલી એઓએ એક પછી એક ખલીફાની પદવી ભોગવી. આ ખલીફા તથા તેમની પછી જે જે ખલીફા થયા તેમણે મોટી મોટી લઢાઇઓ કરીને પોતાનો ઇસ્લામી ધર્મ એશિયા, યુરોપ અને આફ્રિકા ખંડના ઘણા ખરા દેશોમાં માન્ય કરાવ્યો.

એ ધર્મમાં " સુની " અને " શિયા " એવા બે ફાંટા છે. જેઓ ચારે હજરતોને માને છે, તેઓ સુની કહેવાય છે. એઓમાં જેઓ હજરતઅલીના દીકરા હજરત હુસેન તથા હજરત હુસનના વંશમાંથી ઉતરેલા છે, તેઓ સૈયદ કહેવાય છે. એઓમાં શેખ, પઠાણ, બેગ, મલેક, તથા મોગલ પણ છે.

એ ધર્મમાં દિવસમાં પાંચ વખત નમાઝ પડવાનું ફરમાન છે. નમાઝ પઢવાની જગ્યા એ ધર્મના માણસો જ્યાં રહેતા હોય ત્યાંની નજીકની મસજીદમાં હોય છે. ભરૂચમાં એ ધર્મવાળા જ્યાં જ્યાં રહે છે, ત્યાં નજીકમાં તેમને નમાઝ પઢવા સારૂ એકેકી મસજીદ હોય છે.

દર અઠવાડીએ એટલે દર શુક્રવારે બપોરે એકજ વખત જુમા મસજીદમાં નમાઝ પઢવાની છે. જુમા મસજીદને જામે મસજીદ કહે છે. જુમેએ એટલે શુક્રવાર, મસજીદ એટલે સીજદાની જગ્યા.

વરસમાં બે વખત એટલે જ્યારે ઇદનો વખત આવે છે, ત્યારે ઇદગામાં એ ધર્મ પાળનારા એકઠા થાય છે. મુસલમાનોમાં

" ઇદુલફીતર " એટલે રોજા છોડવાની ઇદ, અને " ઇદુદદોહા " એટલે બકરી ઇદ; એમ બે ઇદના તહેવારો ઘણા મોટા અને પવિત્ર ગણાય છે તેથી ગરીબ કે તવંગર ગમે તે સ્થિતિનો મરદ સારાં સારાં કપડાં પહેરી ઘરનાં અગર ભાડાનાં વાહનમાં બેસી ધર્મનાં માન ખાતર તે દિવસે કાજી સાહેબની સવારી નીકળે છે, તેની પાછળ ઇદગામાં જાય છે. એ જગ્યાએ જે ગૃહસ્થનાં કુટું-બમાં ખતિબનો ખિતાબ હોય છે તે કુટુંબનો ગૃહસ્થ ખતિબ તરીકે એ ધર્મવાળાઓને ધર્મ સબંધી બોધ કરે છે. પહેલાં અત્રેના જાણીતા અને શેખ કુટુંબના ઘણા લીઆકતવાળા શેખ નજમુદીન હમીદુદીન ખતિબ હતા. તેઓ ગુજરી ગયા પછી હાલ તેમની દીકરીનો દીકરો હુસેનુદીન સકરૂમીઆં મરનારની જગ્યાનું કામ કરે છે. તેમ એ ધર્મવાળા એ ગૃહસ્થને ખતિબ તરીકે માન પણ આપે છે.

મુસલમાનોમા વિવાહ કરવાની રીત એવી છે, કે જ્યારે બંને પક્ષવાળા રાજી ખુશી હોય, ત્યારે વરની મા કન્યાને ઘેર જે જનસો કન્યાને ચઢાવવાની નક્કી કરી હોય, તે જનસો તથા રૂા. ૧) ની મીઠાઇ લઇને જાય છે. છોકરીની મા છોકરીને મોઢે માથે ઓઢાડી સાસુના ખોળામાં બેસાડે છે, તે વખતે સાસુ તેના હા-થમાં રૂા. ૧) આપે છે, તથા પેલી મીઠાઇ તથા જનસો પણ આપે છે. આ પ્રમાણે કર્યું એટલે માગણી અથવા નિસબત થઇ કહેવાય છે. લગ્નની રીત સાધારણ એવી છે કે વિવાહ નિસબત અથવા માગણી થયા પછી બંને પક્ષવાળાઓનો ઈરાદો વર કન્યા-ને પરણાવવાનો થાય, ત્યારે વર સગીર હોય તો વરનો બાપ અગર કોઈ વાલી, કન્યાના બાપને કે વાલી હોય તો વાલીને કહે-વરાવે, કે હવે લગ્નનો દિવસ નક્કી ઠરાવો. આ કહેણ આવ્યા પછી કન્યાનો બાપ અગર વાલી કહાવે કે તમે ફલાણે દિવસે દિવસ નક્કી કરવા આવજો. ઠરાવેલે દિવસે વરની તરફના લોકો વાજતે ગાજતે ( વાજીંત્રો સાથે ) નાળીએર, સાકર, પુલના હાર, થાળોમાં ભરીને કન્યાને ઘેર જાય છે. કન્યા તરફના માણસો તેમને બેસાડયા પછી શરબત પાય છે, તે શરબતની થાળીમાં શરબત પીનારા સગપણના નેક મુજબ આનો, બે આના, પાવલી કે રૂપીઓ નાખે છે. આ થયા પછી કન્યા તરફના લોકો લગ્નનો દિવસ ઠરાવે

છે, પછી કન્યાને માટે જનસો, કપડાં શું શું લેવાનાં, તે તથા બીજી શી શી ચીજો લેવાની તે વર તરફના માણસોને કહે છે. પછી એ બાબતમાં કાંઇ ઓછું વધતું કરવાનું હોય તે નક્કી કરી મિજલસ બરખાસ્ત થાય છે. પછી ઠરાવેલે દિવસે વરઘોડો કાઢી વરને કન્યાને ઘેર લઇ જાય છે, ત્યાં આગળ મિજલસમાં બેઠા પછી ત્યાં કાજી હાજર હોય તો તે અગર કાજીનો માણસ વરને બે શાહેદો તથા એક વકીલની સમક્ષ પૂછે છે, કે " ફલાણી બાઇ સાથે આટલા રૂપીઆની મેહર સાથે પરણવાની ખુશી છે? " વર કબુલ કરે ત્યારે કન્યા તરફની જે મેહર વગેરેની સરતો હોય તે વરને કહી સંભળાવે છે. પછી વર મેહરની સરતો કબુલ કરે તો કાજી હાજર હોય તો તે અગર તેના તરફનો માણસ ધર્મ શાસ્ત્ર મુજબના કેટલાએક શબ્દો બોલી આશીર્વાદ દે છે અને મુબારકબાદી આપે છે. આ ક્રિયા થઇ એટલે પરણી ચુકયાં- એ ક્રિયાને નિકાહ થયો એમ કહે છે. ત્યાર પછી કન્યા તરફનાં માણસ બધાં લોકોને શરબત પાય છે, ને સંબંધ પ્રમાણે શરબત પીનરા લોકો બે આના, ચાર આના કે વધતા ઓછા પૈસા તે થાળીમાં નાખે છે. પછી મિજલસમાં હાર, કલગી તથા પાનનાં બીડાં સર્વેને આપે છે અને નાચ કે બીજી ગંમતમાં આખી રાત કન્યાને માંડવે ગુજારે છે. સવારે પોતાને ઘેર આવે છે. જો કન્યાનાં માબાપ ગરીબ હોય તો કન્યાને વરની સાથેજ વિદાય કરે છે. અગર બરાત ( સાજન–મહાજન ) ને જમાડવાની કન્યાના બાપની શક્તિ હોય તો તે વરને કહે છે, કે તમો બરાતના ( સાજન–મહાજન ) ના, અમુક સંખ્યા નીમી એટલે ૨૫—૫૦—૧૦૦ અથવા પોતાની જેટલી મરજી હોય તેટલાને લઇને આવવાનું વરને કહે, તે પ્રમાણે માણસો લઇ સાંજે વરઘોડા સાથે કન્યાને ઘર જાય છે. ત્યાર પછી જમવાનું કામ શરૂ થાય છે. જમી રહ્યા પછી કન્યા તરફથી વરને અને વરના સગાં વહાલાંને સંબંધ પ્રમાણે પહેરામણી આપવામાં આવે છે. એ પહેરામણી આપ્યા પછી કન્યાને વરની સાથે કેટલીક ક્રિયાઓ કરી વિદાય કરે છે, અને તે કન્યા લઇ વાજીંત્ર વગાડતા વરઘોડા સાથે પોતાને ઘર લાવે છે.

મુસલમાનોમાં સુનત કરવાનો રીવાજ છે. છોકરો પાંચ

વરસથી બાર વરસનો થાય ત્યાં સુધીમાં ગમે તે વખતે સુનત કરવામાં આવે છે.

એ ધર્મવાળાઓમાં લગ્ન પ્રસંગે વરઘોડો કાઢવાનો રીવાજ છે. હિંદુઓની માફક વર ઘોડા ઉપર બેસે છે, ને કન્યાને ઘેર શાજનીઆ સાથે પરણવા જાય છે, તેમ રામજણીના નાચ વગેરે બાબત ખરચ પણ સારો કરે છે.

મુસલમાનોમાં મરણ સમયે ખરચ કરવામાં આવે છે. ત્રીજે દિવસે ફાતીઓ પઢે છે. શક્તિવાન હોય તેઓ ચોથે દિવસે ફાતીઓ પઢે છે, અને સગાં વહાલાંને તથા ન્યાતને પણ ભોજન આપે છે. ચાલીસો પણ કરવાનો રીવાજ છે. મરનારના ચાલીસમે દિવસે સારાં સારાં ભોજન રાંધે છે. કુરાન પઢાવે છે, ને તે દિવસે અગર બીજે દિવસે ફકીરોને રાંધેલું અનાજ ખવરાવી દે છે. કોઇક તે દિવસે સગાંવહાલાંને અગર ન્યાતને પણ જમાડે છે. એ લોકો ભૂમિદાહ કરે છે, અને તે ઉપર કબર પણ ચણાવે છે.

મરણ પાછળ શોક પાળવાનો રીવાજ કેટલીએક રીતે હિંદુઓને મળતો આવે છે. ઓછામાં ઓછા ત્રણ ચાર દિવસ અગર તેથી વધારે તો મરનારની ઉમ્મરના પ્રમાણમાં શોક પાળે છે. નાતરાંનો રીવાજ છે. કોઇ સ્ત્રી જુવાનીમાં પાછી ફરી હોય, તે સ્ત્રીને નાતરૂં કરવું હોય તો તેને તેમ કરવાને અડચણ નથી, પણ ધારો એવો છે કે મરનાર ધણીને ૪ાા સાડા ચાર માસ થયા પછી નાતરે જવું, ન જવું, તેની મરજી ઉપર હોય છે. આ હદ બાંધવાનું કારણ કે એ મુદતમાં એ સ્ત્રીને મરનાર ધણીના પેટના હમેલ હોય તો જણાઇ આવે. હમેલ દેખાય તો પછી કેટલીએક મુદત નાતરે જવાનું માંડી વાળવું પડે છે. ખાનદાન ઘરની સ્ત્રીઓ કવચિતજ નાતરાં કરે છે. હોજલ તેવા ખાનદાનમાં વિશેષ છે, ખાનદાન કુટુંબની સ્ત્રી પોતાનું મ્હો કોઇને બતાવેજ નહિ. ઘરના છોકરાં અગર કોઇ નજદીકનું સગું જુવે તો કંઇ હરકત નહિ. એ જાત પાસે નાણાં હોય તો એમના જેવી ઉદાર વૃત્તિની કોઇકજ જાત નીકળે. ધર્મ ઝનુની એ કોમમાં ઘણી છે. એ બાબતમાં તરતજ એકસંપ થઇ જાય છે.

જેવી રીતે હિંદુઓ ઉપવાસ કરે છે, તેવી રીતે મુસલમાનો રોજા પાળે છે. સાબાન માસની છેલ્લી તારીખે રોજા લેવા જવાને

એ ધર્મવાળાઓ ઉજાણી જાય છે. રમજાન માસની પહેલી તારીખથી રોજા શરૂ થાય છે. સૂર્ય ઉગ્યા પહેલાં દોઢ કલાક આગમચથી તે સૂર્ય આથમતાં સુધી અન્ન તો શું, પણ પાણી પણ એઓ પીતા નથી. સવાલ માસની પહેલી તારીખે રોજા ભાંગે છે ( મુક્ત થાય છે ), તે દિવસ તે ઇદનો તહેવાર ગણાય છે.

**તાબુત**—તાબુતનો રીવાજ ફક્ત આ દેશમાંજ છે, અને તે ઇ. સ. ૧૫૨૯ પછી બાબરના વખતમાં નીકળ્યો છે. પહેલાં તાબુતો દિલ્હી અને આગ્રામાં થયાં. પછી આ દેશમાં જે જે જગ્યાએ મુસલમાનોની વસ્તી થઇ તે તે જગ્યાએ તાબુતો થવા માંડયાં. તાબુતના દિવસો એ ગમીના દિવસો છે. એ તાબુતો હિંદુ મહિનાના દર અગીઆરમે મહિને આવે છે, એટલે આ વરસ માગશર માસમાં થયાં છે, તો આવતે વરસ કાર્તિક માસમાં થવાનાં; અને તે હંમેશાં શુદ ૧૨ ને દિવસેજ ઠંડાં કરવામાં આવે છે. અગીઆરસનો દિવસ એટલે પાછલા દિવસની રાત કતલની રાત કહેવાય છે. તાબુતો હંમેશાં એ ધર્મવાળાઓના મોહરમ માસમાં થાય છે. પહેલાં તાબુતો મોટાં અને સારી કારીગરીથી કરવામાં આવતાં હતાં. ચુનારાનું, કલેકટર ઓફિસનું, મામલતદારનું, અદાલતનું, તથા બીજાં એક બે તાબુતોને જોઇને આંખ ઠરતી હતી. હંમેશાંના રીવાજ પ્રમાણે કતોપોરના દરવાજા આગળ એકઠાં કરીને એક પછી એક તાબુતને ઠંડાં કરવા લઇ જાય છે. હાલ તાબુતમાં શું શું થાય છે તે પ્રજા જુવે છે એટલે, તે વિષે વિવેચન કર્યું નથી.

ભરૂચમાં એકંદરે જોઇએ તો મુસમાનોની સ્થિતિ સારી નથી. ગરીબ ઘણા છે. ઘણા ખરા પટાવાળાની નોકરી કરતા જણાય છે, મજુરી પણ ઘણા કરે છે. કોઇક વહેપાર પણ કરતા જણાય છે, પણ તે જુજ. જેવી મુસલમાની રાજ્યમાં તેમની ચઢતી હતી, તેવીજ તેમની હાલ પડતી જોવામાં આવે છે. આનું ખાસ કારણ એ જણાય છે કે તેઓ કેળવણી લેતા નથી.

પીંજારા, મેમાન, મોમના, ખોજા, શેખડા, તાઇ, છીપા તથા ખારવા, એ જાતના મુસલમાન અહીં માલમ પડે છે. લોટીઆ હોરાની જાત પણ છે. કેટલાએક હોરા શહેરમાં પણ વસેલા છે.

આ જાત મહમદ બેગડાના વખતથી એ ધર્મમાં પેઠેલી છે. એઓ અસલ તો હિંદુ પણ પાછળથી તેઓ વટલેલા છે. ખરા મુસલમાન તો તેઓનું ભરૂચમાં રાજ્ય થયું ત્યારથી આવી રહ્યા, તેઓજ કહેવાય છે. પીંજારાનો ધંધો રૂ ખરીદી ગોદડાં તૈયાર કરવાનો છે. એઓમાં કોઇક વહેપાર પણ કરે છે. આ મુસલમાનો શિવાય તેમનામાં નાગોરી કરીને બીજી જાત છે. તેઓ માળવામાં નાગોર કરી શહેર છે, ત્યાંથી આવી વસ્યા છે. એઓ અસલથી ગાડાં ભાડે ફેરવવાનો ધંધો કરનાર છે. રેલવે થયા પહેલાં એઓનો રોજગાર ઘણો સારો ચાલતો હતો. મુસલમાન ખારવાઓ હોડી ફેરવવામાં ઘણા કાબેલ ગણાય છે. તેઓ વહેપારી પણ છે.

શહેરમાં લોટીઆ હોરાની જાત પણ છે, તેઓ ઘણા ખરા મણીઆરાનો ધંધો કરે છે. બીજા લોખંડ વગેરેનો ધંધો કરે છે. તથા વહેપાર પણ કરે છે. એ જાત શિયા પંથની છે. એઓની સ્થિતિ સારી છે. લગ્ન પ્રસંગે ખરચ પણ સારા કરે છે. તેઓના જમાતને માટે તેઓની આગવી વાડી છે. એ જાત એક જથે રહે છે. બીજા મુસલમાનોની માફક શેરીએ શેરીએ નથી. આ જાત વહેપારના કામમાં ઘણીજ સાહસિક છે, તેથી દરીઆની મુસાફરી કરવા ડર રાખતા નથી, ગમે તે જગ્યાએ જઇ શકે છે. તેઓની સ્ત્રીઓ હોજલ રાખે છે, પણ શરીર ઉપર બુરખો નાખી કોઈ વખત ઘર બહાર ફરતી જણાય છે. એઓ આબરૂદાર વર્ગના છે. એઓ એમના મુલ્લાંને ઘણું માન આપે છે.

આગળ ઉપર મુસલમાનો પોતાની જાત શિવાય બીજી જાતનું લાવેલું પાણી પણ પીતા નહિ, તો અન્ન તો કયાંથીજ ખાય. એવા હાલ ભરૂચમાં કોઇક વખતે જણાય ખરા. મારી જાતના અનુભવથી લખવા હિમ્મત ધરૂં છું, કે અત્રેના લાલબજારના રહેનાર સૈયદ અબાસઅલીના પિતા સૈયદ સમસુદ્દીન વલદે સૈયદ મહમદ સલાહ આમોદમાં સબરજીસ્ટ્રાર હતા, તેઓ ધર્મમાં એટલે દરજજે ચુસ્ત હતા, કે હિંદુ અગર બીજી કોઇ પણ વર્ણનું પાણી પણ પીતા નહિ. હું કલેકટર ઓફિસમાં રેજીસ્ટ્રેશન ખાતામાં હોવાથી એમની ઓફિસનું મેં દફતર તપાસેલું, તે સાહેબની સહી કરાવવા આમોદથી સમની મુકામે એઓને હું

લઇ ગયેલો. એ જગ્યાએ તે દિવસે જાફત હોવાથી અમારા સર્વના ઘણા આગ્રહ થયા તો પણ એમણે ચોખ્ખી રીતે કહ્યું કે "મુસલમાનના હાથની રસોઇ શિવાય હું કોઇ પણ વર્ણનું ખાતો નથી તેમ પાણી પણ પીતો નથી." આથી અમારે એમને માટે એક મુસલમાન પટાવાળા પાસે રસોઇ કરાવવાની જરૂર પડી હતી. આ રસોઇ તૈયાર થયા પછી એઓએ ભોજન કર્યું.

ભરૂચમાં એ કોમે રાજ્ય પણ કરેલું છે. દિવાન, લશ્કરના સરદાર તથા બીજા મોટા મોટા હોદાની જગ્યાઓ એઓએ ભોગવી છે; તેમના નામ ગણાવીએ તો આવી બે-ચાર ચોપડીઓ ભરાય. અંગ્રેજી રાજ્યમાં પણ ભરૂચના મુસલમાનોએ પદવી ભોગવી છે.

એઓની પવિત્ર જગ્યા એઓની મસજીદો છે. એ મસજીદો અને જુમા મસજીદ, ઇદગા, એદ્રુસ સાહેબની દરઘા, જુની મદ્રેસા, પીરછત્તર, બાવારેન, નવાબની કબરો વગેરે જોવા લાયક છે.

જુમામસજીદ-અસલ શ્રાવકોનું દેહેરૂં હતું. જયારે અંગ્રેજ સરકારે ભરૂચ સને ૧૮૦૩ માં લીધું,ત્યારે એ મસજીદમાં અંગ્રેજી લશ્કરને ઉતારો આપ્યો હતો. ઇદગા સને ૧૩૨૫-૧૩૫૧ સુધીના વખતમાં જયારે મહુમદ તઘલખ ભરૂચ બંડ સમાવવા આવ્યો ત્યારે તેણે બંધાવ્યું છે, એવું સૈયદ મહુમદ હુસેન સાહેબ અમીર સાહેબથી સાંભળ્યું છે. જુની મદ્રેસા વિષે એક વૃદ્ધ સાધુથી સાભળેલું કે એ ગુરૂ દત્તાત્રયનું સ્થાન હતું, એ મુજબ સૈયદ મહુમદ હુસેન સાહેબે પણ સાંભળેલું પોતે કહેતા હતા. એ મકાન મુસલમાનોને પઢવાની જગ્યા હતી. એદ્રુસની દરગા એ સૈયદ એહમદઅલી એદ્રુસ નામના મહાત્માનીજ છે. એ દરઘાનો અમુક વખતે ઓરસ ભરાય છે. એ વખતે દરેક કોમના માણસો ત્યાં જોવા જતા દીઠા છે. એ દરઘાના ખરચ માટે ઔરંગજેબનાં વખતથી ઉમરાજ ગામ બક્ષીસ આપેલું છે તેથી ખરચ નભે છે.

બાવારેન વિષેની હકીકત ઇતિહાસના પ્રકરણમાં જણાવી છે, એટલે આ જગ્યાએ જણાવી નથી.

પીરછત્તરનો પરતો એવો હતો, કે એ કબર અથવા દરઘાની આસપાસ પાંચ ફુટ લાંબી અને બે ફુટ પહોળી પાળ કરેલી

છે, તેમાંથી પાણી કોઇ દિવસ ખુટતું નહિ હતું. જ્યારે ગેમબીર ઇ. સ. ૧૭૭૨ માં ભરૂચ જીતવા આવેલો, તે વખતે ફતેસિંહ ગાયકવાડ નવાબની મદદે આવ્યા હતા, તેમણે આ વાત જાણ્યાથી અચંબો પામી અજમાયશ કરવાનું ધાર્યું. પોતાના બે હાથી બે પાસે રાખી તેમને પાણી પાયું. કેટલાએક હાથીઓએ પાણી પોતાથી પીવાયું તેટલું પીધું, પણ પાણી તો તેટલું ને તેટલુંજ જણાયું હતું. આ વાત ભરૂચમાં આજ લગી ચાલી જ આવી છે. સને ૧૮૫૭ ના બળવા પછી એ પાણી એ પાળોમાં જોવામાં આવ્યું નથી. પાણી ખુટવાનુ કારણ પણ એમજ કહેવાય છે, કે એ દરઘાના મુઝાવરો માંહોમાંહે લડી મૂવા, તેમાં એકે પાળ ખોદી નાંખી. ત્યારથીજ પાણી ગેબ થઇ ગયું. પાછળથી કેટલાએક ધાર્મિક મુસલમાનોએ પાણી પાછું લાવવા પોતાના ધર્મના ફરમાન મુજબ ઘણી ક્રિયાઓ કરી, પણ પાળમાં પાણી પાછું આવ્યુંજ નહિ. ( પાણી ખુટવાનું કારણ દિવાન સાહેબ અરદેસરજીએ લખાવ્યું છે. )

નાગામીઆં કરીને એક ઓલીઆ હતા. એ મહાત્મા બીલકુલ કપડાં પહેરતાજ નહિ. એઓ વસ્ત્ર પહેરે અથવા કોઇ બળાત્કારે એમની કમ્મરે બાંધે તો તે બળી જતું હતું. એ વાત આજે પણ ચાલુજ છે. એઓની રહેવાની જગ્યા લાલભાઇની પાટ આગળ છે, તે હવેલીમાં એમના વંશજો હાલ રહે છે અને આજ પણ નાગામીઆંની હવેલીથી એ મકાન ઓળખાય છે. એઓ જાતે સૈયદ હતા અને એમની માનતા ચાલતી સાંભળી હતી. એઓના વંશના ગૃહસ્થો પીંજારા અને હોરાઓના પીરજાદા છે.

એઓમાં જાગીરદાર ઇનામદાર પણ છે. ભુવાના ઇનામદાર હાલ પીરસાહેબ અમીરસાહેબ તથા તેના ભાઇ મહમદ હુસેનસાહેબ છે. અમીરસાહેબ જાતે ઘણા દેખાવડા, નરમ સ્વભાવના અને મિલનસાર હકીમ હતા. ગરીબોને મફત દવા આપતા હતા. ભુવા ગામ એમના વડવાઓને શાહજહાનના રાજ્યમાં મળેલું કહે છે. મકતુપોરના ઇનામદાર સેદુમીઆં છબુમીઆં તથા તેના ભાઇઓ છે, તેમજ નરથલાના ઇનામદાર ગુલામઅલી મુદેફરમીઆં હતા.

સૈયદો ઊંચા કહેવાય છે. નવાબના, પીરસાહેબ, બડાસાહેબના, દિવાનજીના, મહમદશાળા સાહેબના કુટુંબીઓ તથા

બીજા કેટલાએક કુટુંબના ગૃહસ્થો ખાનદાન ગણાય છે હોજલનો ચાલ એએમાં વિશેષ છે. અને તે વિશેષે કરી ખાનદાન કુટુંબમાં વધારે છે.

સને ૧૯૧૧ ના વસ્તી પત્રકમાં એ કોમની વસ્તી ૧૨૧૨૫ માણસની હતી. એ કોમ પાસે નાણાં હોય તો એમની વૃત્તિ ઉદાર રહે છે અને ખરચ કરવા કોઇ દિવસ પાછી પહાની કાઢેજ નહિ. ધર્મની ઝનુની એઓમાં ઘણી છે. એવી બાબતમાં તરતજ એકસંપ થઇ જાય છે. ગમે ત્યાં જવાને ધર્મ સંબંધી બાધ નહિ, તેથી એ જાતના દરેક ખંડમાં વહેપાર અથવા રોજગાર માટે જાય છે. ભરૂચથી કેટલાએક મુસલમાનો આફ્રિકા જઇ આવ્યા છે ને ત્યાંથી સારી કમાણી લાવ્યા છે.

આ ચોપડીમાં મુસલમાનો વિશે લખેલી હકીકત મેં વાંચી અને મારી સમજ પ્રમાણે તેમાં કેટલોક સુધારો કર્યો છે.

સૈયદ અબાસઅલી વલદે સૈયદ શમશુદીન
ઇબને સૈયદ મહમદ સલાહ સાહેબ.





# પ્રકરણ ૨૫ મું.



## પારસી.



અસલ આ પારસી કોમના માણસો ઇરાન રહેતા હતા. ઇ. સ. ની પૂર્વે એ કોમના બાદશાહ ઇરાનમાં રાજ્ય કરતા હતા, એટલુંજ નહિ પણ તેઓ બીજાં રાજ્યો ઉપર હુમલો પણ લઇ જતા હતા. એક વખત તેઓ આ દેશમાં પણ જીતવાને આવ્યા હતા, અને પંજાબમાં તેઓએ કેટલીએક મુદત સુધી થાણું પણ રાખેલું હતું, ઇરાન મુસલમાન લોકોના હાથમાં આવ્યાથી તેમનો ધર્મ બરાબર સચવાવો મુશ્કેલ જણાયાથી ધર્મિષ્ઠ પારસીઓની એક ટોળી ( કાફલો ) હોરમઝ બંદરથી વહાણમાં બેસી આ દેશમાં આવવા નીકળી, અને દીવ બંદરે ઉતરી. એ ટોળીનાં માણસો એજ જગ્યાએ ૧૯ વરસ રહીને, ત્યાંના તથા હિંદુસ્તાનની આજુબાજુના લોકોની રીતભાતથી તથા ભાષાથી જાણીતા થયા. દીવની હવા તેમને માફક નહિ આવવાથી પાછા વહાણોમાં બેસી સંજાણમાં આવ્યા, ને ત્યાંના “ જાદી રાણા ” ની પરવાનગી લઇ ત્યાં રહ્યા. આ જાદી રાણો ઘણું કરી ડોકટર જોન વિલસનના ધારવા પ્રમાણે પાટણનો જયદેવ વનરાજ જે ૭૪૫ થી ૮૦૬ સુધી ગાદી પર હતો તે હશે.

હવે ભરૂચના પારસી દસ્તુર અસપંદીઆરજી કામદીનજીએ ઇ. સ. ૧૮૨૬ માં “ કદીમ તારીખ પારસીઓની કસર ” એ

નામનું પુસ્તક લખ્યું છે, તે જોતાં તેઓ સંવત ૭૭૨ ના શ્રાવણ શુદ ૯ ને શુક્રવારે એટલે ઇ. સ. ૭૧૬ ના ઓગસ્ટમાં અને જરથોસ્તી સન ૮૫, માહ ચાર, તીર રોજ ૨, બમનને રોજ સંજાણમાં આવી વસ્યાનું જણાય છે. આ ઉપરથી એમ કહી શકાય છે કે તેઓ આ દેશમાં પહેલ વહેલા ઇ. સ. ૬૯૩ માં દીવ બંદરે ઉતર્યા હતા, એમ ગણતાં તેઓ આ દેશના આજે ૧૨૧૬ વરસના વતની થયા છે.

જાદી રાણાએ એ કોમના ચાર કાબેલ માણસોને બોલાવી, તેઓનું આ દેશમાં નાશી આવવાનું કારણ, તેમનો ધર્મ, રીત-ભાત વગેરેની તજવીજ કરી હતી. એ રાજાએ એ પારસીઓને એવી સરતથી ઉતારો આપ્યો હતો કે તેઓએ હવેથી હથિયાર બાંધવાં નહિ, મુલકની ભાષા તેમણે બોલવી, ઓરતોએ બહારનો પોશાક તેઓના જેવો પહેરવો તથા છોકરાંઓનાં લગ્ન સાંજની વખતે કરવાં. આ સરતો તેઓના ધર્મને નુકશાનકારક નહિ હોવાથી તેઓએ કબુલ કરી અને સંજાણમાં વાસો કર્યો. આ પછી તેઓએ પોતાને બંદગી તથા ધર્મક્રિયા કરવા માટે એક આતશ બહેરામ ત્યાં પરઠાવવાની રાજા પાસે પરવાનગી માગી અને ખોરા-સાનથી પોતાની સાથે લાવેલા અલાતોથી તૈયારી કરી. એક ઇ-લાહિદી ઇમારત બંધાવી, તેમાં તેને તખ્તનશીન કીધા. સંજા-ણના આતશ બહેરામ ઘણા જુના વખતના તેથી વિશેષ પવિત્ર ગણાય છે. આ સંબંધીની સઘળી ક્રિયા સાપુરના દીકરા, ધવ-લના દીકરા નેરીઓ સંગે કરાવી હતી. એ ધવલના વંશમાં બહેરામ થઇ ગયા, તેની ઓલાદના મોબેદો જ ભરૂચમાં પહેલા વસેલા છે.

સંજાણથી પારસીઓ ભરૂચ, અંકલેશ્વર, ખંભાત, નવસારી વગેરે ગામોમાં જ્યાં જેને પસંદ પડ્યું, ત્યાં જઇ વસ્યા. ભરૂચ-માં પેસ્તનજી નામના પારસીએ અંકલેશ્વરથી આવી અગીઆરમા શૈકાની આખરે પહેલ વહેલી અગીઆરી બંધાવી હતી. આ ઉપ-રથી એમ જણાય છે કે એ લોકો અગીઆરમા શૈકાની આખરે અગર મધ્ય ભાગમાં ભરૂચમાં આવી વસ્યા હશે. દસ્તુરવાળી અગીઆરી જે ૮૦૦-૯૦૦ વરસની જુની કહેવાય છે, તે એ પેસ્તનજીવાળી હશે.

ઇ. સ. ૧૮૧૨ ના વસ્તી પત્રક વખતે ભરૂચમાં ૨૯૯૨ પારસી હતા. એ સંખ્યા ઘટતી ઘટતી સન ૧૮૪૬ માં ૧૮૨૩ હતી. આ વસ્તી ઘટવાનું કારણ એમ જણાયું કે ઘણા ખરા વહેપારી વર્ગના ગૃહસ્થો કુટુંબ સાથે મુંબઇ જઇ વસ્યા. હવે સને ૧૯૧૧ ના વસ્તી પત્રક વખતે એ કોમની સંખ્યા ૧૯૪૮ માણસની હતી. મરદોની સંખ્યા ૮૫૨ અને સ્ત્રીઓની સંખ્યા ૧૦૯૬ હતી. સ્ત્રીઓ મરદો કરતાં ૨૪૪ વધારે છે.

આ કોમની ધર્મની જગ્યાએ ભરૂચમાં સાત અગીઆરીઓ છે. એ અગીઆરીઓમાં પાંચ કોટમાં અને બે કોટ બહાર છે. કોટ બહાર નાળીએરવાળાનો તથા ડુંગાજીવાળી છે. વળી નાળીએરવાળાની અગીઆરી કોટમાં પણ ખલાસવાડમાં છે. એ શિવાય કોટમાં બીજી ચાર હુમાવાળાની,વખારીઆની, સોરાબજી ધનજીભાઇવાળી તથા દસ્તુરવાળી અગીઆરીઓ છે.

અગીઆરીઓમાં હંમેશ રાત દિવસ આતશ રોશન રાખવો પડે છે. તે સારૂ ધર્મમાં ફરમાન છે કે સુખડ, લોબાન, બોંઅ, અગરબત્તિ અને એક કે દોઢ વરસની સુકી કાઠી હંમેશાં બાળવા. આતશ કદી પણ બુજાવો જોઇએ નહિ. આતશ પરસ્ત નથી પણ અગ્નિ એ પરમેશ્વરનું રૂપ તથા નૂર છે અને તેના કેબલા સમક્ષ જરથોસ્તી પરમેશ્વરની પૂજા કરે છે. આતશ તુમામ દુનિયાના જીવનું મૂળ છે, માટે એ ખુદાનું નૂર છે અને એ પરમેશ્વરનો પુત્ર છે. આ વિચારથી પારસીઓ આતશ બહેરામોની તથા પોતાનાં ઘરમાં આતશ હોય તેની સંભાળ રાખે છે, તથા તેની સેવા કરે છે. દર મહિનામાં અમુક ચાર દિવસ આતશની મવક્કળ કરવાના દહાડા છે. અરદીબેહસ્ત, આદર, સરોસ અને બહેરામ એ ચાર દિવસ દરેક પારસાએ અગીમારીમાં જઇને આતશ પર સુખડ ચઢાવવી અને આસ્કા લેવી એ ધર્મથી ફરજ છે. વરસના બે મહિનાને મવક્કળ છે. અરદ બેહુસ્ત, આદર મહિનાના ચાર અને ચાર હંમકારાના દિવસો બીજા દશ મહિનાના હંમકારા કરતાં વધારે પવિત્ર ગણે છે. દરેક અગીઆરીમાં એક મોબેદ આતશની આરાધના કરવા રાખવામાં આવે છે. તેની ફરજ એ છે કે દરરોજ પાંચ વખત આતશ ઉપર સુખડ ચઢાવવી, ન્યાસની બંદગી કરવી. પારસીની વરસગાંઠના દિવસની, લગ્ન પ્રસંગની તથા મોત વખ-

તની સર્વ ક્રિયા અગીઆરીમાં કરવામાં આવે છે. ઘરમાં પણ ક્રિયા થાય છે, ને તે વખતે આતશને રોશન રાખીને તે ઉપર સુખડ અને લોબાન મૂકી મોબેદ બંદગી કરે છે, છતાં અગીઆરીના આતશની વાત તો ન્યારીજ છે. તેનું કારણ કે તે આતશનો દરજ્જો મોટો છે. આથી અગીઆરી જેવાં પવિત્ર જગ્યામાં કાર્ય થાય એ તો ઉત્તમજ ગણાય. કોઇ અગીઆરીમાં બંદગી કરે, તો બંદગી પુરી થયે તેણે આતશની પવિત્ર રાખ, જેને હિંદુઓ ભસ્મ કહે છે, તેનો તેમણે, જેમ હિંદુઓ કપાળે ચાંલ્લો કરે છે, તે માફક ચાંલ્લો કરવોજ જોઇએ.

ડોસલાં યાને મુકતાદના તહેવારો પારસીઓમાં મોટામાં મોટા ગણાય છે. એ તહેવારો તેમના ધર્મનું વરસ શરૂ થતાં દશ દિવસ પહેલાં શરૂ થાય છે. આ તહેવારો હિંદુઓનો ભાદરવો મહિનો ઉતરતાં અગર આશોની શરૂઆતમાં હોય છે. વરસનો છેલ્લો મહિનો " અસપનદારમદ " તેના છેલ્લા પાંચ દિવસ અને બીજા વધારાના પાંચ દિવસ " ગાથા " ના છે. એ દશ દિવસ ડોસલાંના કહેવાય છે. હિંદુઓમાં જેમ મંદિરોમાં ઓચ્છવ થાય છે, તે મુજબ પારસીઓમાં એ દિવસો ફીરસ્તાઓના માન ખાતર તેમના નામના વાર્ષિક ઓચ્છવ તરીકે મનાય છે. ડોસલાં પુરાં થયાં કે તરત નવું વરસ બેસે છે. જે પારસીઓથી પોતાનાં ઘરમાં ડોસલાં માડી શકાતાં નથી, તેઓ અગીઆરીમાં માડે છે.

મારે જણાવવું જોઇએ, કે પારસીઓ તેઓના બેસતા વરસને (પટેટી)દહાડે હિંદુઓના રીવાજ મુજબ એક બીજાને મુબારકબાદી આપે છે, સારાં સારાં ભોજન કરે છે, સારાં સારાં કપડાં પહેરે છે, ઉલ્લાસમાં ફરે છે, બંદગી કરવા અગીઆરીમાં જાય છે, ધર્મ દાન પણ ડોસલાંના દિવસોએ કરે છે.

આ ધર્મ પાળનારાઓમાં પહેલો માસ " ફરવરદીન " ગણવો કે દેહ ગણવો, એ વિષે મતભેદ છે. એ મતભેદ બાબત બે મતભેદવાળા સારા આબરૂદાર ગૃહસ્થો તરફથી આ પુસ્તકમાં દાખલ કરવા મારી પાસે લખાણ આવ્યાં છે. આથી હું ગુચવણમાં પડયો કે મારે બંનેનાં લખાણ દાખલ કરવાં કે બેમાંથી કોઇનું એ ન કરવું. હું એ ધર્મથી બીલકુલ અજાણ્યો તેથી એમાં ખરૂં શું, તે જાણવાની મારામાં શક્તિ નહિ, સબબ બંને પક્ષના મત

નહિ લખવાં એવા નિશ્ચયપર આવવાથી બંનેના દાખલ કર્યા નથી. આ બાબત બંને પક્ષવાળાઓ દરગુજર કરશો એવી આશા છે. એ વિષયનો તે કોમના વિદ્વાનોએ નિર્ણય કરવાનો છે.

પારસીઓ નદી કાંઠે કસ્તિ કરે છે, તેથી જણાય છે કે પાણીને પણ તેઓ પવિત્ર ગણી માને છે. નદીમાં ફુલ, નાળીએર વગેરે ચઢાવતા પણ જોયા છે. હિંદુઓના જયોતિષને પણ માને છે. વળી કેટલીએક પારસેણો માતાનાં મંદિરોમાં તથા સહિયદકાકા આગળ બાધા મૂકવા આવતી જોઇ છે. આથી હિંદુઓના દેવને પણ એ કોમ માન આપે છે એમ કહેવાને જરાપણ આચકો આવતો નથી.

એઓના ધર્મમાં શેનશાહી અને કદમી એવા બે ફાંટા છે. જે પારસીઓ હાલ ભરૂચમાં છે, તેઓ શેનશાહીજ છે, કદમી હવે ભરૂચમાં કોઇ રહ્યો નથી. પહેલાં બંને પક્ષના પારસીઓ ભરૂચમાં હતા. ધર્મની બાબતમાં મતભેદને લીધે માંહોમાંહે લઢી મરતા હતા. એ લઢાઇ એટલે લગી થતી કે તે લઢાઇમાં ખુન પણ થતાં હતાં. એવો એક દાખલો પારસી પ્રકાશના પહેલા ભાગને ૬૨ મે પાને આપેલો છે.

પારસીઓમાં મોત વખતે અગ્નિદાહ કરતા નથી પણ સૂર્યદાહ કરે છે. જયારે ભસ્તા નહિ હતા, ત્યારે તેઓ મેદાનમાં સૂર્ય સમક્ષ મરણ પાંમેલાંને મૂકતા હતા. આથી તેઓ જનાવરો તથા પક્ષીને ભોગ થતાં હતાં.

હાલ ભસ્તાઓ બંધાયલા છે, ત્યાં તેઓ શબને લઇ જાય છે. ચાર ભસ્તા ભરૂચમાં છે. બે હાલ વપરાતા નથી. પહેલો ભસ્તો ઇંટોથી બાંધેલો છે. બીજો ભસ્તો ઇ. સ. ૧૩૦૯ માં એક પેસ્તનજી નામના પારસીએ બંધાવેલો છે. ત્યાર પછીથી બીજા ભસ્તા ( દખમાં ) બંધાયા છે. મરણ ક્રિયા કરતી વખતે દાન પુણ્ય એ લોકો ઘણું કરે છે. એઓના ધર્મ પ્રમાણે ઊઠમણું જેને એ લોકો ઊઠાઆણું કહે છે, તે ભાર્ગવ બ્રાહ્મણોની રીત પ્રમાણે સવારમાં ત્રીજે દિવસે કરવું જોઇએ, પણ હાલ લાંબી મુદત થયાં, સાંજે કરે છે. ગમીના દિવસ હિંદુઓની માફક મરનારની ઉમ્મર, યોગ્યતા અને તેને વિષે જેવી પ્રીતિ હોય તેના

પ્રમાણમાં ઓછા કે વધારે દિવસ હોય છે. હિંદુઓના રીવાજને અનુસરી ખરચ પણ કર્યા જાય છે. દસ્તુરોને ધર્મદાન પણ કરે છે. ઓછામાં ઓછા પાંચ દિવસ તો જુવાન કે વૃદ્ધનાં મોત પાછળ શોક પાળે છે. ૪–૧૦ અને ૩૦ મે દિવસે તથા સમચરીને દિવસે મોત પાછળ દસ્તુરોને જમાડવાનો રીવાજ છે. આ ધર્મનું ફરમાન નથી. હવે તો ધીમે ધીમે એ ચાલ નીકળી જવા માંડયો છે.

હિંદુઓમાં જેમ બ્રાહ્મણ વગેરે જાતને જનોઇનો અધિકાર છે, તે મુજબ પારસીઓમાં ધર્મને અનુસરી બાળકોને કસ્તિ પહેરાવે છે. પાંચ સાતથી પંદર વરસનાં બાળકો થાય ત્યાં સુધીમાં આ ક્રિયા થવીજ જોઇએ.

લગ્ન પ્રસંગમાં કેટલાએક હિંદુઓના રીવાજ એ કોમમાં ચાલુજ છે. ચૉરી કરવી, કંકુના ચાંલ્લા કરવા, કપાળે ડાંગર કે ચોખા ચોઢવા, વરની મા હાથમાં થાળી લે, ને દસ્તુરો આશીર્વાદ ભણે ને લગ્ન કરાવે. લગ્ન પ્રસંગે ભોજન પણ અપાય છે. એક લોહીનામાં એટલે કાકા મામાનામાં માંહોમાંહે લગ્ન કરવાનો રીવાજ છે, તેથી સગાં વહાલાંમાં માંહોમાંહે વિશેષ સંપ, હેતભાવ રહેવાનો સંભવ હોય, એમાં નવાઇ શી ? સંપ હોય ત્યાં લક્ષ્મી પણ વાસો કરેજ. હિંદુઓની માફક આજ સુધી બાળ લગ્ન કરવાનો રીવાજ હતો. હવે કેટલાંએક વરસ થયાં એ રીવાજ બંધ પડવા માંડયો છે, અગર હાલ તો છેક બંધ પડયો છે એમ કહીએ તો ચાલે.

સરકારને અરજ કરી પારસીઓએ લગ્ન તથા તલ્લાકનો કાયદો મંજુર કરાવ્યો છે. સને ૧૮૬૫ નો ૧૫ મો એકટ લગ્ન સંબંધીનો છે, તે એકટની રૂએ લગ્ન થયું કે મહિના માસમાં રૂા. ૨) ફી આપી રજીસ્ટ્રાર કોર્ટમાં નોંધાવવું જોઇએ. લગ્ન પ્રસંગે હિંદુઓની માફક વરઘોડો કાઢવાનો રીવાજ પણ હતો. વર ઘોડા ઉપર બેસી પરણવા જતો. મોટાં સરગસો પણ નીકળતાં. આતસબાજીનાં ઝાડો પણ ફોડતા અને ઢોલીઓ ( ઢોલ વગાડનાર ) ને પણ સાજન આગળ નચાવતા જોયા છે. હાલ તો સુધારો થઇ ગયો છે. વિદ્યાના વધારાથી છોકરાઓ લગ્ન પણ કરવા આનાકાની કરતા જણાય છે. ભણેલી સ્ત્રીઓ જોઇએ છે,

તેમ સ્ત્રીઓને પણ વિદ્વાન ભરથારો જોઇએ છે. બંનેની મોટી ઉમ્મર થયા શિવાય કવચિતજ લગ્ન થાય છે. વરઘોડાનો તથા વરને ઘોડે બેસવાનો રીવાજ હાલ બંધ પડી ગયો છે. ફક્ત વર હાથમાં નાળીએર રાખી કોટમાં પુલનો હાર પહેરી ચાલતો–પરણવા જતો જોવામાં આવે છે. ઢોલીઓનો ચાલ નીકળી ગયો છે. ફક્ત વાજાં પડઘમ સાથે હોય છે, તે સાજન આગળ વગાડતાં જોવામાં આવે છે. જુનો રીવાજ ઢોલીઓનો બીલકુલ બંધ પડેલો જોયો, પણ એક જગ્યાએજ કાયમ રાખેલો જણાયો. ધનજીશા ડાકટરના દીકરા ખરશેદજીના દીકરાના લગ્ન પ્રસંગે સાજન આગળ ઢોલી નાચતા જોયા છે. એજ ગૃહસ્થે અસલ રીવાજ કાયમ રાખ્યો છે.

તલ્લાકને માટે મેટ્રિમોનિયલ કોર્ટો નીકળી અને સને ૧૮૬૫ નો ૨૧ મો એકટ પસાર થયો. આથી છુટા છેડા અથવા લગ્ન તોડવાનો ધારો પણ નીકળ્યો. એ બંને એકટો પસાર થયા બાબત સને ૧૮૬૫ ના એપ્રિલ માસના સરકારી ગેઝેટમાં છપાયું છે. વિધવાઓને નાતરૂં કરવાનો તથા તલ્લાક લીધેલી સ્ત્રીને ફરી લગ્ન કરવાનો ધારો છે.

છોકરીઓ મોટી ઉમ્મરની થાય છે. છોકરાઓ લગ્ન કરવાની ના કહે છે. કદાચ હા કહે, તો છોકરીનાં માબાપથી નહિ ઉચકી શકાય એવી રકમ માગે છે. આથી કોઇ પારસીને બે ચાર દીકરીઓ પેટે પડી હોય, તેના તો ભોગજ ફરી વળ્યા સમજવાનું છે. હાલ તો પારસીઓ ઘણે ભાગે ખરી જાહોજલાલી ભોગવે છે, તેથી વખતે તવંગર માણસો આપી શકે, પણ દશી વીશી હંમેશાં હોય છે. બારે દિવસ સોનાના વરસાદ વરસતા નથી. હાલ ૫૦ વરસ થયાં ચઢતી છે તો એ બાબતમાં હાલ નભ્યું જાય છે, પણ આગળ ઉપર બહુ મુશ્કેલ પડવાનો સંભવ છે; પછી ઇશ્વર જે કરે તે સારાને માટેજ. ઇશ્વર ઇચ્છા બળવાન છે. એ બાબત ક્ષત્રિઓનાં લગ્ન સંબંધી જે ટીકા લખી છે તે આ જગ્યાએ લાગુ પડે છે.

એ વર્ગ એક જથે રહે છે. હાથીખાર, ખલાસવાડો અને વેજલપોરમાંજ એ કોમની વસ્તી છે. અંગ્રેજી અમલ થતાં પહેલાં

અને પછી પણ જ્યારે ભરૂચ મોટું બંદર ગણાતું હતું, ત્યારે પારસીઓ પોતાનાં આગવાં વહાણો રાખી વહેપાર કરતા હતા. દલાલી પણ એમના બાપનીજ કહેવાતી હતી. ભરૂચનો કાપડનો માલ વખણાતો, તે વખતે એ લોકો ઘણા કાબેલ વણકરો ગણાતા હતા. કાપડનો ધંધો પણ ઘણો ખરો એ લોકોજ કરતા હતા. હાલ પણ કેટલાએક કરે છે. ગાંધીની દુકાન, દારૂનાં પીઠાં, તાડીની દુકાનો માડતા ને હાલ પણ માડે છે. ફળ ફળાદિ વેચનાર ( પસ્તાગીઆ ), તરકારી વેચનાર આદુ–મરચાં વગેરે મસાલો વેચનાર તથા કેરી વસાણાનો ઇજારો રાખનાર એજ લોકો હતા. વખારો પણ વહેપાર માટે રાખતા હતા. દસ્તુરો ગોરપદું પણ કરતા હતા. હાલ પણ એ બધા ધંધા એઓ કરે છે. હાલ વણકરો ભરૂચમાં નથી, મુંબઇ અગર બીજે ગામ જતા રહ્યા છે, મોટા મોટા ઇજારા રાખનારા વહેપારી તથા દલાલો, સરકારી નોકરો, વકીલો, ખેતી કરાવનાર, જમીનદાર પણ છે. એ વર્ગના કેટલાએક ગૃહસ્થો, જીનો, પ્રેસો, મિળોના ધણી છે. તેઓનો વહેપાર સારો ચાલે છે. રૂસ્તમજી હોરમસજી વખારીઆ નામના એક ગૃહસ્થ મોટા વહેપારી એ કોમના છે. પારસીઓ એવા કારખાનામાં ઘણા નોકરીએ પણ વળગેલા છે. રેલવેમાં પણ ઘણા નોકરી કરે છે. કોઇ પારસી હાલ ઉદ્યોગ વિનાનો ક્વચિતજ હશે. પહેલાં એ લોકો કરકસર કરવામાં વખણાતા હતા અને રીતભાત પણ કરકસરીઆ હતી. સને ૧૮૬૨ સુધી એ લોકોની હાલત વખાણવા જેવી મોટે ભાગે ન હતી. જ્યાં પારસીઓનાં મકાનો એક માળથી વધારે માળના જોયલાં નહિં, ત્યાં હાલ મોટી મોટી ગગન સાથે વાતો કરતી ઇમારતો જોવામાં આવે છે. એ ઘણા ખરા રેલવેના પ્રતાપ છે, તથા તેઓના ઉદ્યાગ અને તેમની મહેનતનુંજ ફળ છે. હાલ તેઓની જાહોજલાલી વખાણવા જેવી છે, કોઈકજ નબળી સ્થિતિમાં હશે.

ધર્મદાન એ લોકોમાં સારૂં થાય છે. ધર્મનાં ફંડો છે, તેમાં દરેક પારસી ઉમેરણ કરતો જણાય છે. સારે નરસે પ્રસંગે તેમાં રકમો ભરાય છે. એ કોમના ગરીબોને, વિદ્યાભ્યાસ કરનારાઓને, તેમજ પોતાની કોમમાંથી જે દાન લેવા લાયક હોય તેને તેઓ એ ફંડમાંથી આપે છે. ત્રસ્ટીઓ આ ફંડ

ચલાવે છે. એ કોમ હિંદુઓ સાથે હળીમળીને રહે છે. મિઠાસ એમની જીભમાં વિશેષ છે. બનતા સુધી કડવો સુકન વાપરવાનું શિખ્યા નથી. ગોળે મરે તેને વિખે મારવાનું એઓ થોડું સમજે છે. વિવેકમાં કાચા નથી, તેમ પોતાની આબરૂ જાળવવાની તથા હોદ્દાને ખાંપણ લાગે નહિ એવી એમનામાં આવડત છે. પહેલાં માંહોમાંહે અદેખાઇ વિશેષ હતી, પણ હાલ સંપ સારો છે અને તેથીજ શ્રી લક્ષ્મીજીના વહાલા દીકરા ગણાય છે. વિદ્વાનો પણ એ વર્ગમાં એમના વસ્તીના પ્રમાણમાં વિશેષ છે. અને આગળ પડતા છે. પ્રભુ કરેને એમની જાહોજલાલી કાયમ રહે, પણ એમની દીકરીઓ એમની જાહોજલાલીમાં લગ્નના ખર્ચને લીધે વખતે ખામી લાવે તો કોણ જાણે. હાલ એઓ મોજ શોખ ભોગવે છે. લાડી, વાડી અને ગાડી, એ ત્રણે સુખ એ લોકોને છે તેમ “ ધન, ધાન્ય, પશુ, પુત્રનો લાભ થાઓ ” એવા આશીર્વાદ જે બ્રાહ્મણો દક્ષણા લેતાં વખતે આપે છે, તે આશીર્વાદ એમને બરાબર ફળીભુત થયો છે. તેનું કારણ સંપ અને ધર્મદાન છે. ખરચ ઘણો વધી ગયો છે. નજરે જોયેલી તેમજ સાંભળેલી વાતથી કહી શકું છું, કે જે પારસીને મહિને રૂા. ૧૫) પગાર મળતો હતો, ને તમાં સંતોષ માનતો હતો, તેને હાલ ૧૦૦-૧૫૦ મળે છે, તો પણ બૂમ પાડે છે, અને સંતોષ રહીત છે. મોજ શોખ તેમજ બચડવાળી વધી ગઇ છે. બે ત્રણ દીકરીઓને પરણાવવાની છે. શું કરીશું ! વગેરે બોલતા. સાંભળ્યા છે,* અને જ્યારે આ પ્રમાણે છે, તો કેટલાક અનુભવી લોકોનું કહેવું અને માનવું, એવું છે કે પારસી કોમ દેખાવમાં બહારથી આગળ પડતી છે, પણ અંદરખાનેથી તેના સંસારીક સળાને લીધે તે પાછળ પડતી જાય છે, અને થોડા વખતમાં તે કયે તારે જઇ બેસશે તે ઘણું અંદેશા ભરેલું થઇ પડ્યું છે.

એ કોમમાં ધર્મથી વિલ કરવાનું ફરમાન છે, તેથી દરેક પારસી પોતાનું વિલ કરી રાખે છે. કેટલાએક રજીષ્ટર કરાવે છે, તેમ કેટલાએક નથી પણ કરાવતા, પણ વિલમાં મૃત્યુ વખતે ધર્માદા સારૂ રકમ તો બતાવેલીજ હોય એવું વાંચેલું છે, અને તે દરેક વિલમાં હોયજ છે. એ અનુભવ સિદ્ધ વાત છે

---

* આ વાક્ય અરદેસરજીએ ઉમેર્યું છે.

પારસીઓમાં ઘણા વહેપારીઓ થઇ ગયા. બહેરામશા ધનજીભાઇનો વહેપાર ઘણો સારો ચાલતો હતો. એમના ગુમાસ્તા નાનાભાઇ પાવડીઆ તથા લખમીદાસ ગોપાળદાસ, એમનાં રૂડાંવાનાથી મોટા વહેપારી બની ગયા હતા. એ કુટુંબોએ સને ૧૮૬૩ ની જાહોજલાલી સારી ભોગવી હતી.

બહેરામશા ધનજીભાઇ મોટા રૂના વહેપારી હતા. સને ૧૮૬૪–૬૫ ના શેરમેનિયામાં એઓની પડતી દશા આવી હતી. એઓના મૂળ પુરૂષ નવરોજી ખંભાતથી આવ્યા હતા ખંભાતના નવાબ સાથે સંબંધ હોવાથી એમના ખવાસ નવાબીદોરના હતા. મકાનો, બંગલાઓ તથા વાડીઓ જે એ કુટુંબે બંધાવ્યાં છે; તે સઘળાં રોનકદાર છે. બેગમ વાડી જે પાદશાહી મકાન આખા ગુજરાતમાં મશહુર છે, તે એઓના કબજાની હતી. હાલ જે શહેર બહાર છોટાલાલની વાડીથી ઓળખાતો બંગલો એઓનોજ હતો. ત્યાં એ કુટુંબ તરફથી સર્વથી પહેલુંજ કપાસ પીલવાનું જીન કાઢવામાં આવ્યું હતું, અને ચરખાઓ એમણેજ ત્યાં વાપર્યા હતા. એઓની જાહોજલાલી નજરે જોઇ છે. શેઠ બહેરામશા પોતાના મકાનના પત્થરના પ્રચંડ ઓટલા ઊપર વચ્ચે ખુરશી નાંખી બેસતા અને ગુમાસ્તાઓને હુકમ આપતા હતા, અથવા કોઇ આવે જાય તેની સાથે વાતચાત કરતા હતા. થોડું બોલા હતા. પોતાનો મોભો સારો જાળવતા હતા. એ નવરોજીના દીકરા ધનજીભાઇના દીકરા બહેરામશા હતા. એઓ ખંભાતથી આવેલા તેથી એઓ ખંભાતી કહેવાતા હતા. એમનો મેડો ગુમાસ્તાઓથી ભરપૂર જણાતો હતો. એક ઓફિસ જેવું ડોળ દેખાતું હતું.

ડુંગાજી કુટુંબમાં પેસ્તનજી અસલાજી વહેપારી થઈ ગયા. તેઓના બાપ અસલાજી તો વણકરનો ધંધો કરતા હતા અને પાંજણાઓ ફરતી નજરે જોઇ હતી. પેસ્તનજીના માસા શેરીઆરજી નસરવાનજી મઉડાં, અનાજ વગેરેનો ધંધો કરતા હતા. તેઓને પેટે સંતાન ન હોવાથી પેસ્તનજીને વારસ કીધા હતા. એ પેસ્તનજીએ આગળ ઉપર વહેપાર વધારવાથી વહેપારમાં ફાવી ગયા હતા. તેમ પેટે આઠ કાંડા વછોડ દીકરા તે આસપાસ ફરી વળવાથી લાતી સારી હાલતમાં જોઇ હતી. એમના બે પુત્ર ધન-

જીશા તથા નસરવાનજી હિંદુઓમાં મિલનસાર હતા, તેમને ઘણા હિંદુઓ ઓળખતા હતા, કારણ લગ્ન યા મોત પ્રસંગે તેઓ હાજરી: આપતા હતા.

દલાલ કુટુંબમાં પહેલ વહેલા મજા નામના એક ગૃહસ્થ અત્રે આવેલા, તેમના દીકરા આશા, તેમના દીકરા નહાના, અને ચોથી પેઢીએ કડવા નામે જે ગૃહસ્થ થયા તે મોટા વહેપારી થયા હતા અને " પોટલીઆ " નામથી ઓળખાતા હતા. અનાજ, ઘી વગેરેનો વહેપાર તેમનો હતો. માજી રાજ્યમાં નામાંકીત વહેપારી શિવાય પુરજામાં બીજાનું નામ દાખલ થતું નહિ હતું, તેથી જે જકાત ભરાતી તે આ " પોટલીઆ " વહેપારીના નામથી ભરાતી હતી. કડવા નહાનાના ચાર દીકરામાં માણેકજી તથા સોરાબજી બંને એકત્ર વહેપાર કરતા હતા. વહેપાર બહોળો હોવાથી ૨૧ વહાણો તેમના આગવાં હતાં. વહાણોનાં નુરની દલાલી, રૂ, અનાજ, મઉડાં વગેરેનો વહેપાર કરતા હતા. શહેરમાં માણેકજીએ ઘણી પ્રખ્યાતિ મેળવેલી, તેથી તેને માણેકજી બાપા કહેતા હતા. કાજી, મોલવી, હિંદુના મહાજન વગેરે તેમને માન આપતા હતા. તેમ બે જણ વચ્ચે વાંધો પડયો હોય, તો તેઓ એમને પ્રમાણિક જાણી ફેંસલો કરવાનું કહેતા, તેમનો ઇનસાફ બંને પક્ષને રાજી કરી આપી તેમને વદાયે કરવાની તેમનામાં બુદ્ધિ પણ હતી. હિસાબી કામમાં કીટ હોવાથી નામું વગેરે પોતાની જાતે જોતા. એમણે જે હવેલી બાંધી છે, તેમાં કોતર કામ ઘણું ઉંચા પ્રકારનું છે. તેથી હાલ પણ તે જોવા લાયક છે. એઓ જામો પહેરી તે, સાથે કમ્મરે દોપટો બાંધી ફરતા હતા. કમાવું, કરકસર કરવી અને વધે તે ધરમાદામાં આપવું એઓ શિખ્યા હતા. નાતો જમાડવામાં બાહોશ હતા. ૨૧ તો નાતો જમાડી હતી. તેમ પોતાનું મોત કયારે, કઈ ઘડીએ ને પળે થશે તે આગમચથી કહ્યું હતું. મરતી વખત પોતાના બંને ભત્રીજાઓ, પોતાના ભાઇ સોરાબજીના દીકરાઓ, નામે રૂસ્તમજી, તથા મંચેરજીને બોલાવી કહ્યું કે " હું તમને દ્રવ્ય આપતો નથી, પણ આ પેટીમાં ખુશબો મેં એકઠી કરી તે તમને વારસામાં આપુછું. એ વશીએતનો તમે ઉપયોગ કરજો, એટલે તમે પણ ખુશબો એટલે કીર્તિ એકઠી કરજો એમ કહી પેટી દેખાડી.

એ માણેકજી બાપાને એક દીકરી વિરબાઈજી નામે હતી, કે જેને વિષે પ્રદર્શનના પ્રકરણમાં હકીકત આપી છે. પોતાના ભાઇ સોરાબજીના બંને દીકરા રૂસ્તમજી તથા મંચેરજીને દ્રવ્ય મળ્યું નહિ હતું, પણ પોતાની જાતતોડ મહેનત અને ખંતથી વહેપાર ચલાવ્યો હતો. ઇસ્ટ ઇન્ડીઆ કમ્પની જે હિંદુસ્થાન સાથે વહેપાર કરતી હતી, તેની દલાલી એઓ કરતા હતા, તથા વહાણો, રૂ વગેરેની પણ દલાલી કરતા હતા, તેથી તેમનું નામ દલાલ પડયું કે જે નામથી હાલ એમનું કુટુંબ ઓળખાય છે. વળી ઇસ્ટ ઇન્ડીઆ કમ્પનીના આડતીઆ મેહરવાનજી ફ્રેઝરના તરફથી એઓ રૂ વગેરે ખરીદ કરતા તથા મુંબઇ, કલકત્તા, વિલાયત વગેરે જગ્યાઓની પેઢીનું આડતીઆપણું કરતા હતા. એમનો વહાણોનો વહેપાર પણ જારીજ હતો. શહેરમાં, ગામડાઓમાં, તળાવ, કુવા ખોદાવવા, પરબો મંડાવવી, મહાજન, મંદિરોના લાગા અપાવવામાં આગેવાન ભાગ લેવો, બીજાં ધર્માદા કામ કરવાં એજ એઓ શિખ્યા હતા. પોતાના કાકા માણેકજી બાપાની શિખામણનો બરાબર અમલ કર્યો હતો. “ શેઠની શિખામણ ઝાંપા સુધી ” એ કહેવતથી દૂર રહ્યા હતા. રૂસ્તમજીને નસરવાનજી, અરદેસર, પીરોજશા, દીનશા ને દારાશા નામે પાંચ દીકરા હતા. તેઓ વિદ્વાન અને કેળવાયલા હતા અને વહેપારમાં પોતાના બાપને પગલે ચાલતા હતા. એ પાંચે ભાઇઓના દીકરાઓ પણ મોટા ગ્રેજ્યુએટો થઇ સારી કેળવણી લઇ વહેપારમાં, ખેતીમાં, સરકારી નોકરી વગેરે ધંધામાં સારા ગણાય છે. મંચેરજીને બે દીકરા નામે આદરજી તથા રતનજી છે. બંને ભાઇઓ ગ્રેજ્યુએટ છે, અને વહેપાર સારો ચલાવે છે. રતનજી શાંત સ્વભાવના વિવેકી અને ડાહ્યા છે. પોતાના વડા ભાઇની આમન્યા સારી રાખતા મેં નજરે જોયા છે.

વખારીઆ કુટુંબ હાલ સારી તેજી પર છે. રૂસ્તમજી હોરમસજી વખારીઆ મોટા કાબેલ વહેપારી ગણાય છે. એમના જીન–પ્રેસ વગેરેમાં વહેપાર ધમધોકાર ચાલે છે. એના સઘળા દાકરાઓ વહેપારી લાઇનમાં રોકાયલા છે. એક તો રંગુનમાં સારો બેરિસ્ટર ગણાય છે. રૂસ્તમજી વૃદ્ધ થયા છે. આશા છે કે એમના દીકરાઓ પોતાના બાપને પગલે ચાલી વહેપાર ધમધોકાર

ચલાવશે. અસ્તુઃ એમના દીકરા પિરોઝશા હાલ આગળ પડતો ગણાય છે. લાયકી સારી મેળવે છે અને હિંદુઓમાં મશહુર છે.

## ગંભારો.

હિંદુઓમાં જેમ ઓચ્છવો, ઊજાણીઓ થાય છે, તેમ પારસીઓમાં પણ એવા જમણવાર થાય છે, તેને ગંભાર કહે છે. કેટલાએકે પોતાની મરણ તિથિને દિવસે જમણવાર કરવા નાણાં આપેલાં છે, તેથી તે દિવસે જમણવાર થાય છે. આવા જમણવાર વરસમાં ૨૭–૨૮ થાય છે અને તેમાં દોઢ લાખ સુધીની થાપણ એકઠી થઇ છે. મોટે ભાગે રસોઇ સાદી થાય છે. કોઇકમાં દારૂ પીરસાય છે ને કોઇકમાં તે વપરાતો નથી. કોઇકમાં માંસ પીરસવાની મનાઇ છે ને કોઇકમાં વપરાય પણ છે. હાલ એવા ખરચ વિરૂદ્ધ ઘણા ખરા છે. તેઓનું કહેવું એવું છે કે આ નાણાં બરબાદ જાય છે, પણ કેટલાએક જુના વિચારના એની પક્ષના છે અને કહે છે કે જમણવાર તો જારોજ રાખવાં. એ જુના વિચારના નહિ હશે ત્યારે વિરૂદ્ધ પક્ષવાળા ફાવી જશે.

પહેલાંના પારસીઓમાં હિંદુઓના કસર વગેરેના બીજા સદગુણો હતા, તે હાલના પ્રસંગમાં પારસીઓમાં જણાતા નથી. આ એક "પાછળ પડવાની" બીજી નિશાની છે. વળી હિંદુ મુસલમાનના કેટલાએક વહેમો હતા તે પણ જતા રહ્યા છે. મોટી ઉમ્મરે પરણવાથી કુંવારાપણું વધી ગયું છે. સ્ત્રી પુરૂષ બંનેમાં અંગ્રેજી કેળવણી વધી છે.

છોકરીઓને માટે અંગ્રેજી સ્કુલ નીકળવાથી સ્ત્રીઓમાં જે સહેજસાજ અંગ્રેજી જ્ઞાન જણાય છે, તે વધવાનું. ધર્મ સંબંધી કેળવણી ઘણી ઓછી જણાય છે. પહેલાં કેટલાએક પારસીઓ બીજી કોમનું પાણી પણ પીતા નહિ હતા, તો ખાય તો શાનુંજ! તે હવે વહેમ એઓએ દૂર કરેલો જાણ્યો છે. હવે નીચ ઉંચ ગમે તે કોમનું ખપે છે. કોઇક જુના વિચારના પણ હશે ને તેઓ ધર્મ સાચવતા હશે. પહેલાં પારસેણોને નદીનું પાણી જાતે લાવતાં જોઇ છે, ને હજુ પણ કેટલીક લાવે છે. એ પાણી તેઓ જોડા વગર ઉઘાડે પગે ભરે છે. શ્રીમંતોને ત્યાં પારસીજ પાણી ભરનાર દીઠા હતા. હવે તે રીવાજ નાબૂદ થયેલો જણાય છે.

પાણી માથે બેડું મૂકી લાવવું એ કસરતનું કામ હતું, તેથી પહેલાં સ્ત્રીવર્ગ નિરોગી હતો. હવે તો હિસ્ટિરીઆની બૂમ કસરત ગઇ માટે કેટલીએક જગ્યાએ સંભળાય છે. ૫૦ વરસ અંદરના પારસીમાં કોઇકનેજ અંગ્રેજી બોલતાં આવડતું નહિ હશે. પોશાકમાં પણ અંગ્રેજી નકલો કરે છે. પાઘડીઓનો ખરચ ધીમે ધીમે નીકળી જશે ને ( Hat ) ટોપીઓનો ખરચ વધશે. ઇજારોને બદલે પાટલુનો થઇ છે. સ્ત્રીઓના પોશાકમાં પણ ફેરફાર થઇ ગયો છે. સ્ત્રીઓ ઉઘાડું માથું રાખતીજ નહિ. દરેકને માથે "માથા બાનું" જોવામાં આવતું હતું. એ રીવાજમાં ફેરફાર થયો જણાય છે. પહેલાં પારસીની સ્ત્રી કવચિતજ બહાર ફરતી જણાતી અને કોઇ જગ્યાએ જવું હોય તો ગાડી શિવાય કવચિતજ જતી. હવે તો પોતાના ધણી સાથે ફરવા ( વોક લેવા ) જતી જોવામાં આવે છે, તેમ મીટિંગોમાં પણ આવેલી જોઇ છે. સુધારો વધી ગયો છે. દરેક કોમની ત્રણ પેઢી એટલે ૧૦૦ વરસ ચડતી હોય છે. ૫૦ વરસ ચઢતીના પુરાં થયાં છે. તે ચઢતી પ્રભુ કરેને તેમનો જન્મોજન્મ કાયમ રહે, પણ તેમની દીકરીઓ તેમની ચઢતી કાયમ રાખવામાં આડે આવશે એમ લાગે છે. હાલના યુવાનો બબ્બે ત્રણ ત્રણ હજાર અને તેથી પણ વધારે તેમને પરણવાને માગે છે, તેથી આગળ ઉપર શું થશે તે ઇશ્વરને માલમ. મોટી ઉમ્મરનાં સ્ત્રી પુરૂષો કુંવારાં રહે છે. ટુંકમાં મોજશોખ ( લકઝરી ) ઘણી વધી પડી છે. જે લોકો માંસ વાર–પરબે ખાતા હતા તેઓને દરરોજ તે વગર ચાલતું નથી. ખાદ્ય ખોરાક તથા કપડાંનો શોખ વધી ગયો છે, જામા તો હવે નીકળી ગયા છે, છતાં લગ્ન પ્રસંગે લગ્નને દિવસે છોકરાના બાપને પહેરતા જોયા છે. એ જામાનો ઉપયોગ તેજ દિવસે કરી પછી તો તેને પેટીજ સેવતી હશે, એમ ધરાય છે.

એક ખુશી થવા જેવી વાત એ છે કે પહેલાં પારસીઓ દારૂ ઘણો વાપરતા હતા. કોઇક રસ્તામાં પડતા પણ હતા, તેથી તેને " મગ્ડી " કરી છોકરાઓ રોડાં મારતા હતા. તે દારૂ ઘણોજ ઓછો થઇ ગયો છે. કોઇ લેતું હશે તો મ્યાન સરજ. દારૂનું વ્યસન, કુચાલ અને કુસંપ એ ત્રણ જયાં હોય છે ત્યાંથી લક્ષ્મી દૂર જતી રહે છે. દારૂનું વ્યસન ઓછું થયું,

અને સંપ પણ ઘણો દેખાય છે એટલે તેમના વહેપાર, રોજગાર વધ્યા છે અને એજ ખાસ કારણ તેમની હાલની ચઢતીનું છે. એ તેઓમાં કાયમ રહેશે તો ખરે તેઓ સારી હાલતમાંજ રહેશે. ઇશ્વર એમની જાહોજલાલી કાયમ રાખે. અસ્તુ:

સને ૧૭૭૨ માં જ્યારે અંગ્રેજ સરકારે નવાબ પાસેથી ભરૂચ જીતી લીધું ત્યારે પારસીઓ અંગ્રેજી અમલને કેટલું, ચહાતા તેનો એક દાખલો નીચેના કાગળ ઉપરથી જણાશે. એ કાગળ જીવણજી ફરદુનજી નામના એક વહેપારીએ મી. ફોરબસ સાહેબને લખેલો છે. એ કાગળ લખ્યો, તે વખત પહેલાં અંગ્રેજોએ સિંધિયા સરકારને ભરૂચ આપી દીધું હતું.

Letter from Jivanjee Fardunjee merchant of Broach.

I was much obliged by your kind notice of me through Mr. Corcran, on your leaving India. I pray to God almighty to give you a long life and day by day to increase your dignity, that you may be happy and rise up in his favour, which I shall hear of with much pleasure. Mr. Dalton and you were my good friends, and Jivanji still hopes to see your feet once more before he dies.

17th December 1884.

આ કાગળ " ઓરીએન્ટલ મેમોયર " ભાગ બીજો પાને ૨૩૩-૨૩૪ મે છપાયલો છે. હવે જીવણજી શેઠને અંગ્રેજી આવડતું હતું કે નહિ તે કહી શકાતું નથી, પણ આ પત્ર અંગ્રેજીમાં છપાયલો તેની નકલ આપી છે.

## ખિતાબો.

ભરૂચના પારસી ગૃહસ્થોમાં જે સખસને સરકાર તરફથી ખાનબહાદુરનો ખિતાબ ઇનાયત કરવામાં આવ્યો, તે દલાલ કુટુંબના રૂસ્તમજી સોરાબજી દલાલ હતા. એ ખિતાબ એમને



**ખાનબહાદુર રૂસ્તમજી સોરાબજી દલાલ**
**હાઈસ્કુલનું મકાન બંધાવવામાં મોટી**
**રકમની સખાવત કરનાર**

જન્મ સને ૧૮૦૩      મરણ તારીખ સને ૧૮૭૯ના
ઓગસ્ટની તા. ૧૭ મી વય ૭૬

'જ્ઞાનોદય' પ્રેસ–ભરૂચ.

એમની સને ૧૮૫૭ ના બળવા વખતની બાહોશ નોકરી, એમની સખાવત તથા ધર્મદાન તરફ વૃત્તિની બૂજ જાણી સને ૧૮૮૭ માં આપવામાં આવ્યો હતો. એમની ઉદાર વૃત્તિ અને સખાવતનો એક દાખલો અત્રેની હાઇસ્કુલનું નવું મકાન છે. એ મકાન બંધાવવામાં એમણે મોટી રકમ આપી હતી. આ કારણથી એમનું નામ અમર રાખવા સરકારે “ આર, એસ, દલાલ હાઇસ્કુલ ” અથવા “ ધી રૂસ્તમજી સોરાબજી દલાલ હાઇસ્કુલ ” એવું નામ આપ્યું છે. એ નામ કોઇ કાળે ભુસાશેજ નહિ. આ ગૃહસ્થની રીતભાત નજરે જોઇ છે. તો એમને માટે બે બોલ લખવાની જરૂર છે. એમને માટે જેટલું લખીએ એટલું ઓછું છે. એઓ અત્રેની પારસી કોમમાં ઉપર જણાવ્યા પ્રમાણે વહેપારી હતા. એમનો તેજસ્વી મ્હોનો, ચહેરો તે સાથે અતિશય સાદો પોશાક એમની ખાનદાની જણાવી આપતું હતું. પારસીસાહી છીંટીઆ પાઘડી, ધોળો અંગરખો, અસલી ઇજાર, મીરજાઇ ચાંચ કાપેલો જોડો અને જુના વખતની કાગળની ચીનાઇ છત્રી, એજ એમનો દરરોજનો પોશાક હતો, પછી કદાચ એઓનો મોટો તહેવાર હોય તો પણ એજ પોશાક જોવામાં આવતો હતો. ઘણી ખરી વખત દરરોજ સવારે આઠ વાગેથી દશ સાડાદશ વાગ્યા સુધી ચકલામાં આવી, ત્યાં લોકોને, વહેપારીઓને મળવું. જે કોઇ સલામ કરે તેને ખબર પૂછવી “ કેમ ભાઇ સારા છો ” ( તેના બાપને ઓળખતા હોય તો ) “ બાપાની શી ખબર છે ” એ તો એમના મ્હોઢામાંથી શબ્દ નીકળેજ. આથી દરેક નહાનો મોટો માણસ એમને ચહાવટથી સલામ કરતો હતો. મારા જાણવા પ્રમાણે પારસીઓની અસલની રૂઢી એમને પસંદ હતી. દુનીઆદારીના અનુભવી, ડહાપણ અને વિવેકનો ભંડાર, તેમ શાન્ત ગુણના આ ગૃહસ્થ હતા. ગરીબ ગરબાંની દાઝ રાખનાર પણ ખરા. એમની ઉદાર વૃત્તિથી કેટલાંએક આબરૂદાર, પણ તંગીમાં આવેલાં કુટુંબોને નનામું દાણાનું ધર્મ કરતા પણ સાંભળ્યા છે. એમના ભાઇ ઘણા ઉગ્ર સ્વભાવના મંચેરજી, જો કે શહેરમાં થોડા ફરતા જણાતા હતા, તો પણ તેઓ બીજાઓને શાંત સ્વભાવના લાગતા હતા અને ધર્મિષ્ઠ પણ હતા. જરથોસ્તી ધર્મ પાળવામાં શ્રેષ્ઠ ગણાતા હતા.

બીજા ગૃહસ્થ—જેમને સરકારે ખાનબહાદુરનો ખિતાબ આપ્યો છે, તે અત્રેના નસરવાનજી સેરીઆરજી જીનવાલા છે, તેમને સને ૧૮૯૪ માં એ ખિતાબ મળ્યો છે, પણ તે શા કારણથી તે જણાયું નથી.

ત્રીજા ગૃહસ્થ—જેમને ખાનબહાદુરનો ખિતાબ ઇનાયત થયો છે, તે અત્રેના દલાલ કુટુંબના મંચેરજી દલાલના વડા દીકરા આદરજી મંચેરજી છે. આ ઇલકાબ એમણે પ્લેગ અને દુકાળમાં પ્રજાની સારી સેવા બજાવી તેના બદલામાં સને ૧૯૦૩ માં સરકારે આપ્યો છે. કોલેજમાં અંગ્રેજી જ્ઞાન ઉંચા પ્રકારનું મેળવી ગ્રેજયુએટ થયા છતાં, એમણે સરકારી નોકરી તરફ વળણ કર્યું નહિ અને પોતાના બાપદાદાનો ધંધો જે વહેપાર તે ધંધો કરવાથી તેમાં ફતેહમંદ નીવડયા છે. એઓ એમના બાપ તથા કાકાને પગલે ચાલતા માલમ પડે છે. શહેરના આગેવાનોમાં પારસી કોમમાં એ ગણાય છે. અંગ્રેજી અને ગુજરાતી જ્ઞાનના એઓ સારા વકતા છે. એમણે દુનીઆદારીનો અનુભવ સારો મેળવ્યો છે. ડાહ્યા, વિવેકી અને કોઇને ખોટું ન મનવે એવા એ ગૃહસ્થ છે. માણેકજી બાપાની "ખુશબોની પેટી" નો એઓ પણ ઉપયોગ કરે છે. એઓ સાહિત્યના શોખીન છે, તેથી એવી તથા બીજી બાબતમાં પણ પોતાની ઉદારતા જણાવતા જોયા છે.

ચોથા ગૃહસ્થ—જેમને સરકાર તરફથી જેલના સુપ્રિન્ટેન્ડેન્ટ તરીકે બજાવેલી સારી નોકરીના બદલામાં સને ૧૯૦૯ ની સાલમાં ખાનબહાદુરનો માનવંતો ઇલકાબ ઇનાયત કરવામાં આવ્યો હતો, તે અત્રેના રહેનાર શેઠ સોરબશા દાદાભાઇના વડા દીકરા દાદાભાઇ સોરાબશા મુનસફના હતા. એઓ નોકરી આત હતા, તે દરમ્યાન ગુજરી ગયા, તેથી તેમના ઘરના તથા ઓળખાણવાળાઓમાં દીલગીરી ફેલાઇ હતી. મોટી દીલગીરી એ હતી કે પુરૂં વરસ પણ ખિતાબ ભોગવાયો નહિ. આવી સુપ્રિન્ટેન્ડેન્ટની મોટી જગ્યા દેશી ગૃહસ્થોમાં મેળવવાને એજ પહેલ વહેલા ભાગ્યશાળી નીવડયા હતા. એવો હોદ્દો કયાંથી લાંબી મુદત ભોગવાય !

પાંચમા ગૃહસ્થ—જેમને સને ૧૯૧૩ માં ખાનબહાદુરનો ખિતાબ મળ્યો છે, તે અત્રેના માજી ડેપ્યુટી કલેકટર સોરાબશા



સર સાપુરજી બરજોરજી ભરૂચા હોલ.

'જ્ઞાનોદય પ્રેસ-ભરૂચ.



નવચોકીના ઓવારાનો દેખાવ.

'જ્ઞાનોદય' પ્રેસ-ભરૂચ.



**સર. સાપુરજી બરજોરજી ભરૂચા. નાઈટ**

**ભરૂચા હોલ બંધાવનાર**

જન્મ તારીખ સને ૧૮૪૫ ના એપ્રિલ મહિનાની તા. ૩૦ મા

હાલ વય ૬૯.

'જ્ઞાનોદય' પ્રેસ-ભરૂચ.

હોરમસજી છે. એઓને વિષે બે બોલ સુધરાઈના પ્રકરણમાં લખ્યા છે.

“ રંકના રાય ” એ કહેવત પરાપૂર્વથી ચાલતી આવી છે. એ કહેવત અત્રેની પારસી કોમના એક વતની ખેસવાળા કુટુંબમાં તા. ૩૦ અપ્રેલ સને ૧૮૪૫ ને રોજ બરજોરજી શેઠને ત્યાં માણેકબાઈને પેટે જન્મેલા ગૃહસ્થને લાગુ પડે છે. આ ભાગ્યશાળી નરે પોતાની ઉદાર વૃત્તિથી તથા સરકારની વખાણવા લાયક સેવા બજાવ્યાથી ઘણો ઉંચો ખિતાબ જે “ સર ” (Sir) નો કહેવાય છે, તે મેળવી આ શહેરને દીપાવો દીધું છે. આવો ખિતાબ મેળવવાને ભરૂચી ભાઇઓમાં કોઇ આજ સુધી શકિતવાન થયો નથી. એ ખિતાબ અત્રેના વતની સાપુરજી બરજોરજી ખેસવાળાને સરકાર તરફથી સને ૧૯૧૨ માં ઇનાયત કરવામાં આવ્યો છે.

સુરત જીલ્લાના નવસારી શહેરમાં પારસી કોમમાં જેવાં ત્રણ રત્નો (૧) સર જમશેદજી જીજીભાઇ (૨) લોક પ્રિય દાદાભાઇ નવરોજી તથા (૩) શેઠ જમસેદજી નસરવાનજી તાતા; પેદા કર્યાં છે, તેવાં બે રત્નોએ ભરૂચને શોભાવી મૂકયું છે. (૧) સર સાપુરજી બરજોરજી પોતે તથા (૨) શેઠ નવરોજી ફરદુનજી સી, આઇ, ઇ, જેઓને પોતાની વિદ્વતા અને સારાં કામોને લીધે આપણાં સ્વર્ગવાસી મહારાણીજીના કાકા ચોથા વિલિયમના વખતમાં, એટલે સને ૧૮૩૭ પહેલાં આવો ઉંચો ખિતાબ આપવામાં આવ્યો હતો. આથી ભરૂચ કાંઇ ઓછું અભિમાન ધરાવે છે એમ નથી.

અત્રે આ ખેસવાળા કુટુંબમાં સર સાપુરજીથી ઉપલી ચોથી પેઢીએ અસલાજી નામે એક ગૃહસ્થ અસલા શેઠને નામે મશહુર હતા, તેઓ ઘણાં માણસોને નોકર રાખી વણવાનુ કામ કરાવતા હતા. ભરૂચમાં જેમ જેમ વહેપાર કમી થતો ગયો, તેમ તેમ આ કુટુંબની સ્થિતિમાં પણ ફેરફાર થતો ગયો. એ વહેપાર સર સાપુરજીના દાદા દાદાભાઇના વખતમાં થોડો ઘણો ચાલુ રહ્યો એમના દીકરા બરજોરજી તે સર સાપુરજીના પિતા હતા. તેઓ બે દીકરાઓને નહાની ઉમ્મરના મૂકી ગુજરી ગયા. આ ખેદકારક બીના બનવાથી વહેપાર તો છેક પડી ભાગ્યો એટલુંજ નહિ, પણ

સર સાપુરજી તથા તેમના ભાઇ છેક નિરાધાર બની ગયા. આવી વિપત્તિમાં મહેનત મજુરી કરી એમની મા માણેકબાઇએ એમને ૧૪ વરસના કર્યા. જ્યારે માણુસને માથે દુઃખ આવે છે ત્યારે સામટું આવે છે; ( Calamities come in battalions ) એવી રીતે સર સાપુરજીની તથા તેમની માની બાબતમાં બન્યું. એમનો મોટો ભાઇ એક બે દિવસની માંદગીમાં ગુજરી ગયો. હવે દુઃખનો કાંઠો બાકી રહ્યોજ નહિ, મા દીકરો બંને નાઉમેદ થઇ ગયાં.

પ્રભુ ઇચ્છા બળવાન છે ! જ્યારે દહાડો ફરવાનો હોય છે, ત્યારે માણુસ માત્રની મતિ પણ ફરે છે અને તેને સારા સુકનીઆળ વિચારમાં નાંખે છે. તે મુજબ આ મા–દીકરાના મનમાં એવો વિચાર આવ્યો કે ભરૂચમાં આવી વિપત્તિ ભોગવવી, તે કરતાં કોઇ બીજે ગામ જઇ નશીબ અજમાવવું એ સારૂં છે. આવો વિચાર તેમના મનમાં આવ્યો, તેનું પરિણામ એ થયું કે તેઓએ મુંબઇ જવાનો ઠરાવ કર્યો, અને ભરૂચ છોડી બંને મા–દીકરો મુંબઇ ગયાં.

મુંબઇ શહેર એવું છે કે આબરૂદારને આબરૂદાર જેવી મહેનત મળે છે. તે મુજબ એમની માએ મહેનત કરી એમને મેટ્રિકયુલેશન સુધી ભણાવ્યા. એ પરીક્ષામાં એઓ બેઠા તો ખરા, પણ પરિણામ સારૂં આવ્યું નહિ. આથી એમને રેલવેમાં પ્રથમ નોકરી લેવી પડી. એ નોકરીમાંથી એશિયાટિક બેંકમાં કલાર્ક તરીકે રહ્યા, છતાં પોતાનો અંગ્રેજી અભ્યાસ પોતાની જાતે ખાનગી રીતે એટલો તો વધારી દીધો કે તેઓ આજે અંગ્રેજીમાં ભાષણ કરે છે અને સારા વક્તા ગણાય છે. આથી એઓ સેલ્ફટોટમેન ( Selftaughtman ) કહેવાયા.

આ જગ્યામાં કાંઇ શુક્રવાર થાય એમ એમને નહિ લાગવાથી એઓએ દલાલીનો ધંધો હાથમાં લીધો. એ ધંધો આજ સુધી જારીજ છે. આ ધંધામાં એઓ એટલા બધા ફાવી ગયા કે લાખો રૂપીઆ કમાયા.

ઇશ્વરની ઘેંગટ એવી છે કે ત્રીજી ચોથી પેઢીએ ઘરની જાહોજલાલી જાય, કે કોઇ ભાગ્યશાળી નર પેદા થાય તો ગયેલી જાહોજલાલીથી બમણી ચોઘણી લાવે. એવો દાખલો આ નરની બાબતમાં બન્યો છે.

અસલાશેઠ તો ભરૂચમાં અને આસપાસના ગામોમાં અગર શહેરોમાં પ્રસિદ્ધ હશે, પણ અસલાશેઠની ચોથી પેઢીએ જે સર સાપુરજી જન્મ્યા, તેમનું નામ તો દુનિયાના ઘણા ખરા ભાગમાં જ્યાં જ્યાં એમણે મુસાફરી કરી, ત્યાં તથા આ દેશમાં એમની સખાવતથી પંકાઇ ગયું છે.

પોતાની એસવાળા અટક બદલી “ ભરૂચા ” અટક પોતે રાખી, એ ઉપરથી જણાય છે કે પોતાની જન્મભૂમિ ભરૂચને વિષે કેટલું એમને અભિમાન છે, તથા કેટલી પ્રીતિ છે, અને પોતે ભરૂચનાજ વતની છે પણ મુંબઇના નથી, એમ સાબીત કરી આપેછે.

આ દલાલીના ધંધામાં ( જાણ્યા પ્રમાણે પ્રેમચંદ રાયચંદની સહાયતાથી ) એમણે પોતાની તન, મનની મહેનત અને ઉદ્યોગથી લાખો રૂપીઆ પેદા કર્યા છે. એ નાણાનો કેવો ઉપયોગ કરવો એ વિષે એમણે વિચાર કરતાં, એમના મનમાં એમ આવ્યું કે માણસ લાખો રૂપીઆ પેદા કરે છે, પણ તે સમાર્ગે વાપરવા એવું માણસના મનમાં કવચિતજ આવે છે. મારા ઉપર પ્રભુએ અણધાર્યો મહેરબાનીનો વરસાદ વરસાવ્યો છે તો મારે એ નાણાંનો સમાર્ગેજ ઉપયોગ કરવો. આ વિચારથી એમણે આસરે દશ લાખ રૂપીઆની સખાવત કરી છે. એ સખાવતનો લાભ એમણે ભરૂચને પણ આપ્યો છે, માટે ભરૂચ જે એમની જન્મભૂમિ તેમાં એમણે સખાવત કરી છે તે પહેલી જણાવી, બીજી જે જે સખાવતો કરી છે તે પણ જણાવીશું.

૧ પોતે ભરૂચનાજ વતની છે, એમ સાબીત કરવા સારૂ રૂા. ૫૦૦૦૦) પચાસ હજારની ભારે રકમ ખરચી મ્યુનિસિપાલ હોલની અડોઅડ એક ભવ્ય મકાન બંધાવ્યું. આ અલીજહાન મકાનનો નીચલો ભાગ “ રાયચંદ દિપચંદ લાયબ્રેરી ” ના ઉપયોગ સારૂ અર્પણ કર્યો. એ ઉપરનો જંગી હોલ ( દિવાનખાનું ) પ્રજાના ઉપયોગમાં આવે એ માટે ભરૂચી પ્રજાને ભેટ કર્યો. એ મકાનનું વાસ્તુ તા. ૧૨ મી ડીસેમ્બર સને ૧૯૧૧ ને રોજ મે. કલેકટર સાહેબ મી. રોથફીલ્ડે સર સાપુરજીની પ્રસંશા કરી શુભ પ્રસંગે કર્યું; કારણ કે એજ દિવસે એજ હોલમાં પૃથ્વીપતિ પાંચમા જયોર્જ મહારાજાના કોરોનેશનનો દરબાર ભરાયો હતો. એ દિવાનખાનાને એમની અટક જે “ ભરૂચા ” એમણે રાખી છે, તે

અટક ઉપરથી " ભરૂચા હોલ " નામ આપ્યું છે. પ્રજાના ઉપયોગમાં આપ્યો, એટલે એ જગ્યાએ સભાઓ ( મીટિંગો ) ભરવાનું સુલભ થઇ પડયું છે. ધન્ય છે ! એવા ગૃહસ્થની જન્મભૂમિ ઉપરની પ્રીતિને !

એ ભેટ પ્રજાને મળી તેથી તા. ૪ થી માર્ચ સને ૧૯૧૨ ને રોજ મે. જડજ સાહેબ તૈયબજીના પ્રમુખપણા નીચે એક જાહેર મીટિંગ મળી હતી, અને એમનો ઉપકાર માન્યો હતો, એટલુંજ નહિ પણ એમની એક તસ્વિર એ દિવાનખાનામાં મૂકવી એવો ઠરાવ કરવામાં આવ્યો હતો.

ઉપરની સખાવત શિવાય બીજી સખાવત રૂ. ૬૪૫૦૦) ભરૂચ ખાતે કરી છે. એ રકમ પૈકી રૂ. ૩૭૫૦૦) અનામત રાખી, તેના વ્યાજમાંથી ભરૂચનાં તથા તેને લગતાં ગામોની ગરીબ પારસી વિધવાઓને માશીક પગાર આપવા તથા તેમનાં બચ્ચાંઓને કેળવણી આપવા મદદ કરવી એમ ઠરાવ્યું છે. એ રકમ હાલ સીકીંગ ફન્ડ સાથે મળી રૂ. ૪૨૪૦૨—૫—૬ થઇ, તેના વ્યાજમાંથી ગરીબ પારસી વિધવાઓ જેઓને મદદની જરૂર હોય તેમને દરેકને ઓછામાં ઓછો માશીક પગાર રૂ. ૪) અપાય છે, અને વિધવાઓનાં છોકરાંને કેળવણી બાબત મદદની જરૂર હોય તો તેમને દર મહિને રૂ. ૧) થી રૂ. ૨) સુધી અપાય છે.

હવે આ રૂ. ૬૪૫૦૦) પૈકી રૂ. ૧૯૫૮૮) સર સાપુરજીનાં, સ્વર્ગવાશી માસીઓ નામે મહેરબાઇ શેરીઆરજી મોટાભાઇની ધણીઆણી તથા કુંવરબાઇ તે નસરવાનજી અશાપનદીઆરજીની વિધવાના પુણ્યાર્થે આપ્યા છે. એ રૂપીઆ અનામત રાખી વ્યાજની રકમમાંથી દર વરસે રૂ. ૧૦૦૦) નું અશોરૂવાનોને અવલ મજલે પહોચાડવાના ફંડમાં વાપરવા ઠરાવ્યું છે; હવે બાકીના રૂપીઆના વ્યાજમાંથી પોતાના સ્વર્ગવાસી માતુશ્રી માણેકબાઇ, માસી મહેરબાઇજીના પુણ્યાર્થે દરેક વરસે શરેવર મહિનાના ૪ થા ગંભારને દિવસે બૈરાં ભાયડાઓને જમણવાર આપવાના કામમાં વાપરવાનું છે.

સર સાપુરજીએ પોતે તથા તેમનાં પત્ની પીરોજબાઇએ સ્વર્ગવાશી શેઠ બરજોરજી તથા શેરીઆરજી દાદાભાઇ ખેસવાળાના પુણ્યાર્થે રૂ. ૧૦૦૦) ભરૂચની પારસી પંચાયતને આપ્યા હતા. એ રકમનું વ્યાજ ભરૂચના પારસી કાપડીઆઓ તરફથી બીજા

ઘંઘાધારી ભેગું મરદોના જમણવારમાં વપરાતું હતું; પણ મરદો માટે જમણવાર વધી જવાથી કાપડીઆઓએ પારસી સ્ત્રીઓને માટે ઇલાયદો ગંભાર ચાલુ કર્યો છે, તેમાં વપરાય છે.

સર સાપુરજીએ પોતાનાં માતુશ્રી માણેકબાઇના પુણ્યાર્થે રૂા. ૫૦૦) તથા માસીઓના પુણ્યાર્થે રૂા. ૫૨૫) ભરૂચની પારસી પંચાયતને આપ્યા છે. એ રકમનું વ્યાજ ગરીબ પારસીને આશરો આપવાના ફંડમાં વાપરવાનું છે. એમની સ્ત્રી પીરોજબાઇએ રૂા. ૫૦૦) સ્વર્ગવાસી શેઠ ખરસેદજી શેરીઆરજી ભરૂચાના પુણ્યાર્થે આપ્યા હતા. એ રકમના વ્યાજમાંથી ભરૂચની શેઠ જ. ન. પિટિટ કન્યાશાળાના ખરચમાં વાપરવા આપ્યા છે.

દુકાળની વખતે અથવા મોંઘવારીના વખતમાં ખોડાં જાનવરોને ઘાસ દાણો ખવરાવવા રૂા. ૧૦૦૦) ની રકમ શેઠ સાપુરજીએ પાંજરાપોળ ખાતે તા. ૧૭—૯—૧૧ ને રોજ આપી છે. હુન્નર, ઉદ્યોગના પ્રદર્શનમાં રૂા. ૨૦૧) અને ગરીબ પારસીઓના સંકટ નિવારણ ફંડમાં રૂા. ૫૦૧) પ્લેગ વખતે આપ્યા હતા. ભરૂચની નર્મદા અંગ્રેજી સ્કુલને તથા ભરૂચના હિંદુ અનાથઆશ્રમને નાણાંની સારી મદદ કરવા ઉપરાંત, આશ્રમના બે બાળકોના પોષણનો ખરચ આપ્યા કરે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે સર સાપુરજીએ ભરૂચ ખાતે સવા લાખ રૂપીઆની સખાવત આજ સુધીમાં કરી છે. હવે ભરૂચ શિવાય બીજી જગ્યાએ જે સખાવત કરી છે, તે નીચે પ્રમાણે છે.

પારસી કોમના તેમ બીજી કોમોના વિદ્યાર્થીઓને યુરોપ ખાતે મોકલી, બેરિસ્ટર, ડોકટર વગેરેની ઉંચી કેળવણી આપવામાં, તેમજ મુંબઇની કોલેજોના તથા શેઠ જ. ન. પિટિટ ઓરફ્નેજના તથા પુનાની સાયન્સ કોલેજના વિદ્યાર્થીઓની ફી વગેરેનો ખરચ કરવામાં તથા પારસી અને હિંદુની લાચાર અવસ્થામાં આવેલી સ્ત્રીઓને તથા કામ કરવાને અશકત પુરૂષોને માસીક પગારો આપવામાં આવે છે, તે બધું મળી અર્ધાથી પોણા લાખ રૂપીઆની સખાવત સર સાપુરજી પોતે કરે છે.

સને ૧૯૧૨ માં ગરીબ પારસી વિધવાઓ તથા ન વારસાં બાળકોના સંકટ નિવારણ માટે ટ્રામ્વે કંપનીના છ ટકાના વ્યાજ

ના પ્રેફરન્સ શેરો જેની કિમ્મત આશરે એક લાખ વીશ હજાર થાય છે, એ શેરો મુંબઇની પારસી પંચાયતના ટ્રસ્ટીઓને ભેટ આપ્યા હતા. એનું છ ટકાના વ્યાજ મુજબ રૂા. ૪૦૦૦) થયું, તે માબાપ વગરનાં બાળકોની કેળવણી માટે અને રૂા. ૨૦૦૦) પારસી વિધવાઓઓને હુન્નર ઉદ્યોગ શિખવા તથા તેમના લાભ માટે આપ્યા છે.

યુરોપીઅન નિરાધારોને માટે મુંબઇ ટ્રામ્વે કંપનીના ૬૭૦ પ્રેફરન્સ શેરો, જેની કિમ્મત આશરે સવા લાખ રૂપીઆ થાય છે, તે મુંબઇ યુરોપીઅન રીલીફ એસોશીએશનને ભેટ આપ્યા છે. એનું વ્યાજ રૂા. ૬૦૩૦) થાય છે. એ રકમમાંથી નિરાધાર અંગ્રેજ વિધવાઓ, બાળકો તથા ઓરફનોનો નિભાવ કરવા તેમજ તેમને વિલાયત મોકલવાની ફી આપવાની છે.

શેર દલાલના કુટુંબોને રૂા. ૪૨૦૦૦) ની મદદ કરી છે. એ રકમ સર સાપુરજી શેર અને સ્ટોક બ્રોકર્સના 'અધ્યક્ષ હોવાથી એસોસીએશનના ગરીબ અવસ્થામાં આવી પડેલા હયાત દલાલો તેમજ ગુજરી ગયેલા દલાલોના કુટુંબને મદદ કરવા સારૂં તથા તેમનાં બાળકોને કેળવણી આપવામાં મદદ કરવા સારૂં એક ફંડ સ્થાપવાની આગેવાની લઇ, એ માટે રૂા. ૧૫૦૦૦) ની કિમ્મતના મુંબઇ ઇલેકટ્રીક ટ્રામના છ ટકાના એકસો પ્રેફરન્સ શેરો, એસોસીએશનની કમીટીને બક્ષીસ આપ્યા હતા. ( ય. ૧૨૭૭ ની સાલ ) બીજે વરસે રૂા. ૬૦૦૦) નો એ ફંડમાં વધારો કર્યો છે.

પોતાની જન્મભૂમિ ભરૂચ જેવું નહાનું શહેર, જેનું નામ પૃથ્વીના નકશામાં પણ સોધ્યું જડે નહિ, તેવા શહેરનું નામ સર સાપુરજીએ ગ્રેટબ્રિટનમાં જાણીતું કર્યું છે, કે હિંદુસ્થાનમાં ભરૂચ પણ એક શહેર છે. એવું એક પરમાર્થનું કામ કરી ત્યાંના રહેવાશીઓની જાણમાં આણ્યું છે. એ પરમાર્થનું કામ એ છે કે સ્કોટલંડ દેશની રાજ્યધાની એડિનબરોમાં પારસી વિદ્યાર્થીઓને માટે રૂા. ૨૦૦૦૦) ની ભારે રકમ ખરચી "ભરૂચાહાઉસ" નામ આપી એક મકાન બંધાવ્યું છે.

હવે સર સાપુરજીએ સરકારની તથા પ્રજાની શી શી સેવા બજાવી તે જણાવીએ. એઓ સને ૧૮૯૬ માં "જસ્ટીસ ઓફ

ધી પીસ " નિમાયા. સને ૧૯૦૫ માં મુંબઇમાં ઓનરરી મેજી-સ્ટ્રેટ નિમાયા. સને ૧૯૧૦–૧૧ ની સાલમાં મુંબઇના શેરિફની જગ્યા મળવાથી શેરિફ તરીકે કામ કર્યું. એ પ્રસંગમાં નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ દિલ્હીમાં કોરોનેશન સારૂ મુંબઇથી જવાના હતા, એ વખતે એક ફંડ ભરાવવામાં સર સાપુરજીએ ભારે ઉલટ બતાવી હતી. જ્યારે શહેનશાહ મુંબઇ પધાર્યા ત્યારે પોતાના શેરિફના હોદ્દામાં જેટલો વખત મહારાજા મુંબઇમાં રહ્યા, તેટલો વખત સર સાપુરજીએ રાત દિવસ એટલી મહેનત કરેલી, કે તે વખતે જે મેળાવડો થયો હતો તેને દીપાવી મૂકયો હતો.

સને ૧૯૧૨ ના જાનેવારી માસમાં સર સાપુરજીના માન-માં મુંબઇના પ્રદર્શનમાં એક " ગાર્ડનપાર્ટી " નો મેળાવડો થયો હતો. આ વખતે નામદાર ગવર્નર સીડનહામ કલાર્ક સાહેબ અને લેડી કલાર્કે ખાસ હાજરી આપી હતી. આ વખતે એઓ-ની બેઠક સર સાસુન ડેવિડ અને જસ્ટીસ ચંદાવરકરની વચ્ચે હોવા છતાં, તે જગ્યાએથી નામદાર ગવર્નરને માટે જે પ્લેટફોર્મ કરેલો હતો, ત્યાં જઇ બેઠક લીધી હતી.

સને ૧૮૭૧ થી મુંબઇમાં " બોમ્બે સ્ટોક એક્ષચેન્જ એ-સોશીએશન" સ્થાપન થઇ, ત્યારથી એ મંડળીના એઓ વાઇસ પ્રેસિડેન્ટ નિમાયા. પ્રેસિડેન્ટના મરણ પછી એઓને પ્રેસિડેન્ટ નિમ્યા છે. વળી હાલ એઓ " આયર્ન અને સ્ટીલ " કંપનીના ડિરેકટર નિમાયા છે. એમને કલકત્તાની " સ્ટોક એક્ષચેન્જ " એ કે લાઇફ મેંબરનું માન આપ્યું છે. વાઇસરોયની કાઉન્સિલના નાણાતંત્રીએ એમની ભારે પ્રસંશા કરી હતી, અને બાદશાહી હરશલ કમિટીએ " સિલવર કવેસ્ચન " વખતે એઓને સાક્ષી આપવા બોલાવ્યા હતા

સર સાપુરજીએ લાખો રૂપીઆ મેળવ્યા અને હજુ પણ મેળવે છે. મોટા મોટા હોદ્દાઓ ભોગવ્યા અને ભોગવે છે, એ બધું કેમ બન્યું, તે પ્રજાની નિધામાં આવશે કે એ બધું એઓના તન, મનની મહેનત, ઉદ્યોગ, તીવ્ર બુદ્ધિ, ચાલાકી, આગ્રહી અને મિલનસારી સ્વભાવનું પરિણામ છે. આ ગુણોને લીધે એઓ સર સાપુરજી શ્રીલક્ષ્મીજીના વહાલા દીકરા થઇ પડયા છે, કે જે લ-ક્ષ્મીજીને એ સમાર્ગે ખરચે છે. આથી એમ કહેવાને અડચણ

નથી કે એઓએ પોતાની બાબતમાં “ રંકના રાય ” એ કહેવત ખરી પાડી છે. પ્રભુ એમની જાહોજલાલી કાયમ રાખે. અસ્તુઃ

હવે બે ત્રણ વૃદ્ધ ગૃહસ્થો જેઓની રીતભાતથી હું વાકેફ છું અને જેઓની સાથે મને ઘણો ખરો પરિચય થયો છે, તેઓને વિષે કાંઇ મારે લખવું જોઇએ એ મારી ફરજ સમજી, બે બોલ લખવા છુટ લઉં છું.

(૧) સોરાબશા દાદાભાઇ—આ ગૃહસ્થ વદોડરામાં તથા ભરૂચમાં સ્ટેશન માસ્તર હોવાથી વખણાતા હતા. અંગ્રેજી જ્ઞાન એમનું ઘણું સારૂં છે. સને ૧૮૭૦ સુધી એમના જેવો કોઇ પણ ભરૂચમાં અંગ્રેજીમાં કાબેલ ગણાતો ન હતો. એઓ સાહિત્યના શોખિન છે. “ ઇનડિયન કોટેજ ” નામની અંગ્રેજી ચોપડીનો એમણે તરજુમો પોતાની જુવાનીમાં કર્યો છે. એ ચોપડી (હિંદુસ્થાનનું ઝુપડું ) મેં વાંચી છે. સને ૧૮૫૯ માં ભરૂચમાં પહેલ વહેલી જે લાયબ્રેરી સ્થાપન, થઇ એ એમની તથા દેસાઇ હકુમતરાયજીની ઉદારતાનું ફળ છે. એઓએ નવો જન્મ પાએલી લાયબ્રેરીને ૪૦૦ ચોપડીઓ બક્ષીસ આપી હતી. આ ગૃહસ્થ બાહોશ, સલાહ લેવા લાયક, મળ્યાને માથું આપે એવા તથા મુત્સદ્દી છે.. ધારેલું કામ પાર પાડવાની એમનામાં શકિત છે. એઓ ૮૦ વરસ ઉપરની ઉમ્મરના છતાં નવરા બેસતા નથી. હંમેશાં એમનું ચિત્ત કામમાંજ હોય છે, વર્તમાનપત્રો વગેરે વાંચ્યાજ કરે છે.

(૨) ધનજીશા મેરવાનજી ડાકટર—પહેલ વહેલા હોસ્પિટલમાં પારસી ગૃહસ્થ એસિસ્ટંટ તરીકે મેં સિવિલ સરજનના હાથ તળે અત્રે જોયા, તે એઓ હતા. હોસ્પિટલની દવાથી વટલાય એવો વહેમ હિંદુઓમાં તે વખતે વિશેષ હોવાથી, ત્યાં દવા સારૂ કવચિતજ એ વર્ણના ગૃહસ્થો જતા હતા. કોઇ જતા ને કહેતા કે સાહેબ હું ઘેરથી પાણી લાવ્યો છું, માટે મને તે પાણીમાં દવા આપો, અગર પડીકાં આપો કે અમે ઘેર જઇ પાણી સાથે પીએ. જેમ જેણે દવા માગી તેમ એઓએ આપવા માંડયાથી હિંદુઓનો ભાવ એમના ઉપર સારો ચોટયો, અને એમને પોતાને ઘેર બોલાવતા થયા. જાતે મિલનસાર, લોકોનાં મન મેળવી લેવા-

ની શક્તિથી એઓ હિંદુઓમાં ઘણા હળી ગયા અને પ્રજા પ્રિય થઇ પડયા એટલુંજ નહિ પણ નિદાન વૈદ્ય તરીકે કહેવાયા. નોકરી છોડયા પછી એઓએ જુદું દવાખાનું કાઢયું. ગરીબ ગરબાં પાસે પૈસા લેતા નહિ. એઓ દુનિયાદારીના અનુભવી, ડાહ્યા અને વખત વિચારી કામ કરે એવા હતા.

(૩) અરદેસર જમસેદજી દસ્તુર—પહેલ વહેલો હું અંગ્રેજી સ્કુલમાં દાખલ થયો, ત્યારે એઓ છેલ્લા વર્ગમાં રૂ. ૪) ના પગારથી મારા મોનિટર હતા. મારા :માસ્તર તરીકે એમને હું માન આપું છું. એઓએ ત્યાંથી ખસી બીજી લાઇન પકડી અને મેં એમને કલેકટરના હેડ કલાર્ક જોયા. પોતાના કામથી સાહેબ લોકોની પ્રીતિ એમણે સારી મેળવી હતી અને તેથી ઘણા હિંદુઓને ઠેકાણે પાડયા હતા. એઓ ડેપ્યુટી કલેકટરને હોદ્દે હતા, ત્યાથી એઓ જુનાગઢમાં નાયબ દિવાન તરીકે ગયા હતા, તેથી એઓ હાલ અરદેસર દિવાનથી અત્રે ઓળખાય છે. એઓ મિલનસાર, ડાહ્યા અને અનુભવી છે. હાલ પેનશન લીધું છે અને પોતનો ઘણો ખરો વખત પોતાનાં ધર્મપુસ્તકો વાંચવામાં ગાળે છે.

પારસીઓમાં હિંદુસ્થાન બહાર ગમે ત્યાં જવાનો ધર્મથી બાધ નથી માટે જેઓ ગયેલા હતા, અને છે, તેઓ વિષે અત્રે વિવેચન કર્યું નથી.

આ પારસીઓની હકીકત, કેટલીએક નજરે જોયેલી, કેટલીએક ખાનબહાદુર આદરજી મંચેરજી દલાલે તથા દિવાન સાહેબ અરદેસરજીએ આપેલી લખી છે.





# પ્રકરણ ૨૬ મું.



## ક્રિશ્ચિયન.



સને ૧૯૧૧ નું વસ્તી પત્રક જોતાં એ ધર્મવાળાઓની વસ્તીની સંખ્યા ૩૦૧ માણુસની છે. એઓ રાજ્યકર્ત્તા હોવાથી જે ખરા અંગ્રેજો છે, તેઓની તો આવ-જા થયા કરે છે, એટલે બદલી થાય ત્યારે જવું પડે અને નિમનોક થાય ત્યારે આવવું પડે. એ છતાં પણ મિળ જેવાં કારખાનાંઓ વધી જવાથી ખરા અંગ્રેજ કારખાનાં ચલાવનારની જરૂર, તેથી મુંબઇ ઇલાકાના મુંબઇ સિવાયના બીજા કેટલાક ભાગો કરતાં ખરા અંગ્રેજો અત્રે વધારે જોવામાં આવતા હુતા અને આવે છે. એઓની રીતભાત વખાણુવા જોગ છે. તેઓ દયાળુ, સમજુ, વિચારવંત અને દાદ સાંભળી ઇનસાફ આપે એવા છે. રાજ્ય કેવી રીતે ચલાવવું. એ તો એ વર્ગ ઘણી સારી રીતે સમજે છે. જાતના અનુભવથી કહું છું કે જુઠ તો એ રાજ્યકર્તાને પસંદ છેજ નહિ, એમ કરતાં જુઠ પકડાયું, તો જુઠા ઉપર ઇતબાર રાખતા નથી. ભૂલતો ઇશ્વરને ત્યાંથી ઉતરી આવી છે, તે જો કબુલ કરીએ તો તેઓ નાખુશ થતા નથી. તેમનાં વખાણુ તેમને મ્હોઢે સાંભળવા ઇચ્છતા નથી. કેટલાઅકને એવાં વખાણુ કરવાની ટેવ હોય છે, તેઓની તે તરતજ કિમ્મત કરે છે. પ્રમાણીકપણું વિશેષ પસંદ કરે છે. વળી પોતાના હાથ તળેના માણુસોમાં કોઇ સારી રીતભાતનો તેમને માલમ પડયો તો તેનું તે કલ્યાણુ થવામાં મદદ કર્યા શિવાય રહેતા નથી. એઓ ગમે ત્યાં હોય, છતાં પણ

પોતાની નજરમાં ખુંપેલા માણસની ચઢતીનું સાધન થઇ પડે છે. એવા ૧૫ કલેકટરોના હાથની નિચે, તેમના રજીસ્ટર ખાતાના શિરસ્તદાર તરીકે મેં કામ કરેલું છે, તેથી તેમના સ્વભાવનો મને અનુભવ છે.

એઓમાં કોઈક રોમનકેથેલિક, કોઇક પ્રોટેસ્ટંટ, પ્રેસબિટેરીઅન, એપીસકોપેલીઅન, કોઇક વેસલેઅન્સ પણ હોય છે. એ વર્ગને માટે પ્રાર્થના કરવાને ત્રણ દેવળો ભરૂચમાં છે. લાઇનમાં, લાઇનને દીપાવી રહ્યું છે. બીજું બહેચરાજી જતાં અને ત્રીજું પોરચ્યુગીસ લોકાનું રોમનકેથોલીક દેવળ લાલબજારમાં છે. આ દેવળોમાં તેઓ પ્રાર્થના કરે છે ત્યારે તેઓનો જે અવાજ કાને પડે છે, તે ઘણો મધુર લાગે છે.

બીજા જે એ ધર્મમાં છે તે દેશી ખ્રિસ્તીઓ છે. એઓની સંખ્યા સને ૧૮૭૧-૭૨ માં વસ્તી પત્રકમાં ૪૦ થી વધારે નહિ હશે. કારણ કે કુલ ૫૫ ની સંખ્યા જણાવેલી છે તો ૧૫ ખરા અંગ્રેજોને બાદ કરતાં એટલીજ હોય એમ સંભવે છે. હાલ તો ૩૦૦ ઉપરની છે. તેનું કારણ એમ જણાય છે. કે દુકાળ અને પ્લેગના વખતમાં ભૂખે મરતાઓને એ વર્ગના ધર્માચાર્યોએ આસરો આપેલો હશે. આવા દેશી ખ્રિસ્તીઓને રસ્તામાં ઉભા રહી એ ધર્મની મહત્તા વિષે ભાષણો કરી લોકોને બોધ આપતા સાંભળ્યા છે, તથા જોયા છે. એઓની રીતભાત વિષે કાંઇ માહિતી નથી, છતાં પણ વિદ્વાન, ધર્મિષ્ઠ પાદરીઓના હાથ તળે કેળવણી પામેલા માટે સારીજ હોવી જોઇએ. આવા માણસો જુદા જુદા ધંધા કરી પોતાનો વ્યવહાર ચલાવે છે.

લગ્ન પ્રસંગે પાદરીઓની જરૂર હોય છે, અને મીજબાનીઓ પણ થાય છે. મોત વખતે ભૂમિદાહ કરવામાં આવે છે. દાન લેવા લાયકને દાન પણ કરવામાં ચુકતા નથી. તેમ કેળવણી વગેરે લોકોપયોગી કામમાં પોતાથી બનતી મહેનત કરવામાં પાછી પાની કાઢતા નથી. તેમ એવા કામમાં નાણાં પણ ઘણાં આપે છે.

દુકાળ વખતે આ ધર્મવાળાઓ તરફથી ભૂખે મરતાંના જીવ ઉગારવા મોટી મોટી રકમો પરદેશથી પણ મોકલેલી સાંભળી છે. દુખીઆરાને દુઃખમાંથી છોડવવો એ એઓ ઘણો ધર્મ સ-

મજે છે. ગુલામગીરીનો ધંધો જે ચોથા વિલિયમ રાજાના વખતમાં બંધ પડયો, તે એજ લોકોના પરાક્રમથી બંધ પડયો હતો. એ ધર્મવાળાઓની બહાદુરી, બાહોશપણું, અક્કલ, હોંશીઆરી, વહેપારમાં આંટ, કળા કૌશલ્ય વિષે જેટલું લખીએ તેટલું ઓછુંજ છે, અને તેથી અંગ્રેજો સર્વોપરી ગણાય છે. તેમ ગણાય તેમાં નવાઇ શી ! આગગાડી, તાર, વરાળ યંત્ર, આગબોટો વગેરે પહેલાં ઘરડાઓએ નહિ સાંભળેલાં એઓએ આપણને દેખાડી આપ્યાં છે, અને તેનો ઉપયોગ પણ આપણે કરીએ છીએ. રાજ્ય કરવાની, રીતસર રાજ્ય ચલાવવાની શક્તિ તો એમના બાપની કહેવાય. એ લોકોમાં સંપ, વિદ્યા અને ઉદ્યોગ ત્રણ વસ્તુ મહાલે છે, તો લક્ષ્મી એઓને પ્રાપ્ત થાય એમાં નવાઇ શી ? તેથીજ એમને જાહોજલાલી મળી છે. હજારો ગાઉથી માબાપથી વખુટા પડી, બૈરાં છોકરાંને પોતાનાં ગામમાં રાખી, મુસાફરીએ નીકળી પડે છે, નવા નવા દેશો શોધી કહાડે છે. દુનીઆના ગમે તે ભાગમાં જઇ જુદા જુદા દેશો જોઇ ત્યાંની રીતભાત, કળા કૌશલ્ય જુવે છે, સારૂં ગ્રહણ કરી, નબળું બાજુ પર રાખી, પોતાના વતનમાં જઇ સુધારો કરે છે. ટુંકામાં એ ધર્મવાળા જેવા સુખી છે તેવા બીજા ધર્મવાળા ભાગ્યેજ હશે. ઇશ્વર એમની જાહોજલાલી કાયમ રાખે. અસ્તુઃ

**સુચના**—હિંદુની વર્ણમાં ભાડભુંજાની જાત લખવાની રહી ગઇ હતી. એ જાત વિષે કયાં લખવું, તો વિચાર કરતાં બધી જાત લખ્યા પછી લખવું એવો વિચાર કરી અત્રે લખ્યું છે.

**ભાડભુંજા**—એ જાત પહેલાં કાયસ્થ કહેવાતા હતા, પણ હલકો ધંધો લીધાથી તેઓ ભાડભુંજા કહેવાયા. પહેલાં એમની સ્થિતિ સારી હતી, વહેપારી પણ હતા, વ્યાજનો ધંધો કરતા તેમ હાલ પણ કોઇક કરે છે. ઘણા ખરા મમરા–સેવ વેચી, મજુરી કરી, બીડીની દુકાન માંડી પોતાનું ગુજરાન કરે છે. હાલ સ્થિતિ સારી નથી. એમનાં અત્રે ૬૦ ઘર છે, અને નાતરીઆ ન્યાત છે.



# પ્રકરણ ૨૭ મું.

—*******—

## પ્રાચીન કેળવણી.



પ્રાચીનકાળથી તે અંગ્રેજ સરકારનું રાજ્ય ભરૂચમાં, બલકે આખા ગુજરાતમાં થયા પછી પણ પચીશ વરસ સુધી સરકાર તરફથી કોઇ પણ ગુજરાતી કે અંગ્રેજી નિશાળ સ્થાપન કરવામાં આવી નહોતી. જે શિક્ષણ પહેલાં ચાલતું હતું, તે ગામઠી નિશાળોમાંજ અપાતું હતું. આ નિશાળોમાંથી જે છોકરો પરિપકવ થઇ નીકળ્યો હોય, તેને રોજગાર મળતાં વાર લાગતીજ નહિ, ગમે ત્યાં ઠેકાણે પડી જતો હતો. આ ગામઠી નિશાળોના મહેતાજીઓ ઘણું કરીને મેવાડા બ્રાહ્મણો જોવામાં આવતા હતા. સને ૧૮૬૨ સુધી મારા જોવામાં ચાળીશેક આવી હશે. ઓછામાં ઓછી પચીશેક તો શહેરમાંજ હશે અને બીજી આસપાસનાં પરાંમાં હતી.

આ શિવાય ભાર્ગવ બ્રાહ્મણોને ત્યાં ઘણું કરી બે ચાર વિદ્યાર્થીઓ કોઇ જ્યોતિષનું, કોઇ વેદનું, કોઇ શાસ્ત્રનું, તેમ કોઈ કર્મકાંડનું શિક્ષણ મેળવતા હતા. આ વિદ્યાર્થીઓ સવારમાં નાહી, ધોઇ, સ્નાન સંધ્યાથી પરવારી ગુરૂને ત્યાં શિક્ષણ લેવા જતા. ગુરૂ તેમને પાઠ આપતા અને દશ અગીઆર વાગે તેઓ છુટા થતા એટલે તેઓ ગૃહસ્થોને ત્યાં મધુકરી માગવા નીકળી પડતા. પાંચ સાત ઘરથી મધુકરી મળેથી તેમનું બંને વખતનું

પેટ પૂરતું અન્ન મળવાથી પોષણ થઇ શકતું હતું. તેમ ભાર્ગવ જ્ઞાતિમાં વરો હોય ત્યાં તેમને ભોજન આપવાનો રીવાજ હતો, એટલે તેઓને કોઇ રીતની અડચણ પડતી નહિ. ભાર્ગવ જ્ઞાતિમાં એવા વિદ્યાર્થીઓને ભોજન આપવાનો રીવાજ અદ્યાપી પર્યંત જારીજ છે.

જ્ઞાતિ વરો હોય તે વખતે વિદ્યાર્થીના પટેલને ખબર આપ્યાથી તે બબ્બે માણસને વારા ફરતી દરેક વરો કરનારને ત્યાં સવારે મોકલે છે. તે બે વિદ્યાર્થીઓને ફકત ચોખા ધોઇ આપવા શિવાય બીજું કામ સોંપવામાં આવતું નથી. ચોખા ધોયા પછી તે બંનેને દૂધનું ખવવરાવી રજા આપવામાં આવે છે, અને ન્યાત વખતે પહેલીજ પંગતે દરેક વિદ્યાર્થી આવી ભોજન લઇ જાય છે. આ વિદ્યાર્થીઓને ભોજન આપવા આજ સુધી કોઇ ભાર્ગવે ના પાડી નથી. આ રીવાજ ભાર્ગવની ન્યાતમાંજ ચાલ્યો આવે છે, બીજી ન્યાતના બ્રાહ્મણો એવા વિદ્યાર્થીઓને ભોજન આપતા નથી. આ વિદ્યાર્થીઓ ઘણા ખરા ગામડાઓમાંથી અથવા બીજાં શહેરોમાંથી આવેલા હોય છે. જે વિદ્યાર્થીએ જે વિષય લીધો હોય તે પૂર્ણ થયો, કે ભરૂચ છોડી પોતાને ગામ ચાલ્યો જાય છે, અને પોતાને ધંધે વળગે છે. આવા વિદ્યાર્થીઓ પોતાના ગુરૂના ઘરનું કામ કરવાને તથા ગુરૂની આજ્ઞામાં રહેવાને બંધાયલા હતા. તેઓએ ગુરૂની આજ્ઞાનું કોઇ વખત લોપન કર્યું હોય એવું સાંભળ્યું નથી. ગુરૂને પોતાના પિતા જેવા અને ગુરૂપત્નીને પોતાની માતા પ્રમાણે ગણતા, તેમ ગુરૂ અને ગુરૂપત્ની, તેમના શરીરમાં બગાડો જણાય તો તેમને ઓસડ વેસડ કરતાં અને તેમની ચાકરી પણ કરતાં જોયાં છે. દીકરો બાપની આમન્યા શું રાખે, તે કરતાં આ વિદ્યાર્થીઓ ગુરૂની આમન્યા વિશેષ રાખતા હતા. આવા વિદ્યાર્થીઓને કોઇ વખત મધુકરી નહિ મળી હોય, તો ગુરૂ પોતાને ત્યાં ખવરાવતા હતા, તેથી તેઓ સુખે દિવસ નિર્ગમન કરતા જણાતા હતા. આવા વિદ્યર્થીઓ બારથી પચીશ વરસની ઉમ્મર સુધીના માલમ પડતા હતા, અને હાલ પણ માલમ પડે છે. દરેક ગુરૂઓ પોતાને ત્યાં શિક્ષણ લેતા વિદ્યાર્થીને ખંત રાખી ભણાવતા, તેમની પ્રસંશા કરી તેમને આગળ પાડતા હતા. આથી તેઓનું મન પ્રફુલ્લિત રહેતું હતું.

હાલ પહેલાંના જેટલા વિદ્યાર્થીઓ ભણવા આવતા જણાતા નથી. હવે આ શિક્ષણ નર્મદા વેદશાળામાં અપાય છે, એટલે એ વિદ્યાર્થીઓ ગુરૂનું ઘર શોધતા નથી. તેમ હવે પહેલાંના જેવા ગુરૂઓ પણ થોડા માલમ પડે છે. આવું ધર્મ સંબંધી શિક્ષણ જેવું બ્રાહ્મણો પાસે લેવાનો રીવાજ હતો, તેવોજ રીવાજ પારસીઓ ધર્મ સંબંધી જ્ઞાન અધ્યારૂઓ પાસે તથા મુસલમાનો તેમના સાક્ષરો પાસે લેતા હતા.

હવે ગામઠી નિશાળોમાં કેવું શિક્ષણ અપાતું હતું, તે વિષે વિવેચન કરવામાં આવે છે.

ઘરડાઓનું કહેવું એવું હતું કે સાત વરસની ઉમ્મરનો બાળક થયા પહેલાં તેને નિશાળે કવચિતજ મૂકતા. તે વખતમાં નિશાળે બેસવાની ઉમ્મર નવ વરસની ગણાતી હતી. નહાનપણમાં નિશાળે મૂકવાથી છોકરાઓનું શરીર સારૂં રહે નહિ. નબળો પડી જાય. ચહેરા ઉપર ફીકાશ આવી જાય, એ વહેમથી સાત કે નવમું વરસ બેસતાં પહેલાં થોડાજ નિશાળે બેસતા. સાતમે આઠમે કે નવમે વરસે પાટલો મંડાવે, કે એકડો કાઢવો શરૂ થાય. વરસ છ મહિનામાં આંક પુરા થતા, કે તરત કક્કો શરૂ થતો. કક્કો બરાબર આવડયો કે પદાં શિખવવામાં આવતાં હતાં અને પદાં પુરાં થાય કે કક્કાથી તે "જ્ઞ" સુધીના નામાં શિખવતા હતા. એ દરમ્યાનમાં સાડાસાતનો પા, શરૂ થતો હતો અને જે સાડાસાતના પા માં પૂર્ણ થયો, તેને મ્હોઢાના હિસાબની કુંચીઓ મહેતાજી શિખવતા હતા. તેમ ગુણાકાર ભાગાકાર, સરવાળા, બાદબાકી પણ શિખવવામાં આવતાં હતાં, તેમાં આન પાન, એટલે આના પઇ પણ આવી જતાં હતાં, અને છેલ્લા હિસાબમાં હડાકાર શિખ્યો એટલે તે પરિપૂર્ણ થયો કહેવાયો. હડાકાર આ શબ્દ હાલની પ્રજાને નવાઇ જેવો માલમ પડશે, પણ તેમાં વર્ગમૂળ, ઘનમૂળ અને વર્ગસમીકરણના ( કવોડ્રેટિક ઇકવેશન )ના દાખલા આવી જતા હતા. આ બધું શિખતાં નવ વરસની ઉમ્મરથી બાર તેર વરસની ઉમ્મર થઇ જતી હતી. પછી કોઇ શાહુકારની પેઢીએ છોકરો બેસતો અને ત્યાં એક બે વરસ ઉમેદવારી કરી ગમે તે ધંધે વળગતો હતો. સને ૧૮૫૫ માં મેં એ નિશાળ છોડી ત્યાં સુધી મારા જોવામાં પણ આ શિક્ષણ આવ્યું છે.

નિશાળનો વખત સવારના સાતથી તે અગીઆર વાગ્યા સુધીનો અને પછી બેથી પાંચ વાગ્યા સુધીનો, એટલે દિવસમાં બે વખત જવું પડતું હતું. સવારના વખતમાં, ઉપલા છોકરાઓને નામાં વગેરે શિખવતા હતા અને સાંજે હિસાબ ચાલતા હતા.

સવારે જે છોકરા આવે તેઓ મુઠ્ઠી લાવતા, એટલે એક કકડામાં અનાજ બાંધી લાવતા હતા. બે છોકરાઓ જેઓ વડા નિશાળીઆ કહેવાતા, તેઓ જે છોકરાઓ આવે તેમનાં નામ લખતા હતા. આઠ વાગે આવે તે મોડામાં ગણાતા હતા, એટલે સવારે વહેલા ગણાવવા છોકરાઓ છ વાગ્યાના જઇને બેસતા હતા.

મુઠ્ઠી દરેક છોકરો મહેતાજીને બતાવે, કે તરત મહેતાજી બોલે, ૮–૯ કે ૧૦–૧૨; આ આંકડા મહેતાજીના મ્હોમાંથી નીકળે કે જે છોકરાઓ નામ લખતા હોય, તે તરત પોતાની પાટીમાં તેની સામું આંકડો મૂકી દે. જે બ્રાહ્મણના છોકરાઓ એટલે કે જેઓ ભિક્ષાવૃત્તિ કરીને ગુજરાન કરતા હોય તેમની સામું ૨૦ આંકડો મૂકાતો હતો, એટલે માફી (Free) માં ગણાતો હતો.

આ છોકરાઓ નિશાળે આવ્યા કે તરત પોતાના પાટલા લેતા, અને તે ઉપર ધુળ નાંખી, પોતાનો જે પાઠ હોય તે લખતા હતા. લખી મહેતાજીને અગર મહેતાજી પોતે આસિસ્ટંટો રાખતા, તેમને બતાવતા. તેઓ ખરા ખોટા કહેતા, ખોટા હોય તો એકાદ સોટી પણ તેના દીલપર પડતી હતી. એક પાડો કે પાઠ શિખી રહ્યા કે બીજો મહેતાજી અગર આસિસ્ટંટ, અગર વડો નિશાળીઓ પાટલા ઉપર માંડી આપતા હતા. જે લખ્યું હોય અથવા લખવાનું હોય તે ઘાંટો કાઢી મ્હોઢે બોલી લખવામાં આવતું હતું. મ્હોઢે બોલી લખે તેના ખરા, એમ ભણાવનાર ચોખ્ખું કહેતા હતા, એટલે દરેક છોકરો ઘાંટો પાડી લખતો હતો, તેથી શોર ઘણો થતો હતો. નિશાળમાં છોકરાઓને બેસવાની જગ્યા નહિજ, માટે છોકરાઓ બહાર ધુળમાં ભોંય ઉપર બેસી ભણતા હતા, અગર આગળ પાછળ ઓટલા હોય તે ઉપર બેસી ભણતા હતા. દશેક વાગ્યાનો વખત થાય એટલે મહેતાજી જે બે છોકરાઓએ નામ લખ્યાં હોય, તેમને પોતાની પાસે ભોંય ઉપર ઉભા રાખતા, તે દરમ્યાન દરેક જણ પોતાનો પાટલો નિશા-

ળમાં મૂકી દેતો હતો. દરેક છોકરાને હારબંધ ઉભા રાખી પોતે જાતે હાથમાં સોટી લઇ " સવાયા " સવાઅઢી, પોણાચાર, પાંચ એવી રીતે હજારે સવા સાડીબારસેં, સુધી ઘાંટો પાડી ભણાવતા હતા આ સવાયા તો દરેક છોકરાને મ્હોઢેજ હોય. પછી ઉભા રાખેલા છોકરાનાં એક પછી એક નામ વાંચવા માંડતા. તે વાંચવાની રીત એવી હતી કે " કસનદાસ નરસિદાસ, ૯ બીલોસ, મોડાની બાબતમાં કસનદાસ નરસિદાસ, પરદરીઓને તેડું કરાવ્યું દશ બીલોસ. જ્યાં " પરદરીઓ " શબ્દ બોલાયો કે મહેતાજી " કેમ મોડો આવ્યો એમ કરી એક સોટી લગાવે. નિશાળ સવારે છુટે કે દરેક છોકરાએ પાટી લખવી જોઇએજ, એટલે પાટીનાં બંને પાસાં પુરાં લખવાં જોઇએજ. ( પાટી એટલે એક લાકડાનું પાટિયું પહોળાણમાં લંબાણ કરતાં ટુંકું અને મથાળાની વચ્ચે ઝાલવાની મૂઠ, એ પાટીયાં ઉપર સાહી બંને પાસે ચોપડેલી અને બોર્ડના જેવું કાળું કરેલું ) પાટી સફેતા કે ખડીથી લખવામાં આવતી હતી. તે પાટી લખેલી મહેતાજી આ મુજબ હાજરી બોલાવતાં જોતા હતા.

એ પાટી ઉપર આંક ભણનાર આંક, કક્કો ભણનાર કક્કો કે પદાં, નામા ભણનાર નામો, હિસાબ ભણનાર " સાડા સાતનો પા " લખતા હતા. જે છોકરો પાટી લખી નહિ લાવ્યો હોય, તેના તો ભોગજ ફરી વળતા. તે તો બે ચાર સોટી ખાધા વગર રહેજ નહિ. છોકરાઓ પણ પક્કાઇ કરતા. જેણે પાટી નહિ લખી હોય તે બે ત્રણ બદનોને ઉપર અંગરખી પહેરે. બદન તો ખાદીના ઘણા ખરાના હોય કે જેથી વાગે થોડું; તેમ મહેતાજી પણ દયાળુ. સોટી ઉગામે તો એવી કે જાણે વાંસો ચીરાઇ જશે, પણ જે સોટી પડે, તે છોકરાના અંગરખાની ચાળપર પડે, કે જેથી તેને વાગે નહિ, એમ કરતાં એકાદ આડી અવળી વાગી ગઇ તો છોકરાનું નસીબ.

નામ બોલાય અને છોકરો મહેતાજી પાસે ગયો કે છોકરો જમણો હાથ ધરે ને મહેતાજી જરા સોટી હાથેલીમાં અડકાડે, એટલેછોકરાને રજા મળી કહેવાય, રજા મળતાંજ છોકરો તરતજ પોબાર ગણી જતો. આ નામ જે બોલાતાં તેને " મોડા " કહેતા હતા.

મહેતાજી કોઇ દિવસ આ મુજબ " મોડા " નો હુકમ આપે, કોઇ દિવસ " હાજરી " સવારે છોડતી વખતે બોલાવે,

હાજરી એટલે જે છોકરાઓ સાંજે નિશાળમાં આવ્યા હોય તેમની હાજરી, તે બોલવાની રીત જુદી હતી.

કરશનદાસ નરસિંહદાસ સાંજીના હાજર,–આ મુજબ જેનું નામ વંચાયું કે તરત મહેતાજી છોકરાની પાટી જોઇ રજા આપતા હતા.

હવે જે છોકરાઓ સાંજે હાજર ન હોય તેઓનાં નામ લઇને એકેક એકેકને બોલાવી "કેમ ગેરહાજર રહ્યો" કહી બે ચારેક ઉપર મુજબજ સોટી તેના ઉપર લગાવે. છોકરો જ્યાં સુધી એમ નહિ કહે કે મહેતાજી સાહેબ હવે સાંજે ગેરહાજર નહિ રહું, અથવા હવે સાંજે રોજ આવીશ, ત્યાં સુધી સોટી કવચિતજ પડતી બંધ થતી હતી. આવા છોકરાઓએ, ગેરહાજરી બાબત મહેતાજીની રજા લેવી પડતી હતી. રજા લઇને રહ્યો હોય તેની ફીકર નહિ. તેણે એટલુંજ કહેવું જોઇએ કે મેં સાહેબ રજા લીધી હતી, અથવા ચિઠ્ઠી લાવ્યો હોય તો તે મહેતાજીને તરત આપે એટલે ફીકર નહિ.

ચોમાસામાં ધુળ મળે નહિ, તેથી છોકરાઓ રોડાં એકઠાં કરી તેને ભાંગી તેનો ભૂકો કરતા. તેને "પરપોટો" કહેતા હતા. તે પાટલા ઉપર નાંખી લખતા હતા. પાટલા ખડી કે ગેરૂથી રંગેલા હોય અને તે ઉપર વતરણાવડે લખતા હતા.

વતરણું છીંણીનું અથવા દાતણનું કરતા હતા, તેને સીસાપેન પેઠે છોલતા હતા અને તે વડે લખતા હતા. આ સઘળો અનુભવ હું લઇ ચુકયો છું, તેમ મારી ઉમ્મરના બીજાઓને પણ થયોજ હશે.

હવે સાંજનો વખત તો જોનારાઓને ઘણોજ આનંદી લાગતો હતો. નવા દહેરાની નિશાળ, નરભેરામ જેવા ભણાવનાર મહેતાજી, હિસાબ કિતાબમાં પ્રવીણ, વૃદ્ધ માણસ, જાતે દયાળુ અને સાત્વિક સ્વભાવના, જેની નિશાળમાં બસેંથી કોઇ દિવસ ઓછા છોકરા હોયજ નહિ, તે નિશાળની કેળવણીમાં પૂછવુંજ શું!

સાંજે પાંચ વાગે એટલે તેવા સામાન્ય છોકરાઓને રજા આપી બાકીના સારા છોકરાઓને પોતાની પાસે એટલે જુદા બેસાડે. સાંજનો વખત, એટલે કામકાજથી પરવારી લોકો પણ

ઘણા એકઠા થતા, તેમ રસ્તે જતા પણ આ આનંદ ઉપજાવે એવો વખત ગુજારવા ઉભા રહેતા. છોકરાઓ તો ફકત દશ, કે પંદર હોય તેમનામાંથી ત્રણ ચારને અથવા બધાને નીચે ઉભા રાખે. તેમને કોઇને "કરપલ્લવી" કે "ડંકાપલ્લવી" પૂછવા માંડે. કોઇને "લીલાવતી"ના હિસાબ પૂછવા માંડે. લીલાવતીના હિસાબ તો વખતે કોઇ સમજતું હશે, પણ "કરપલ્લવી" અને "ડંકાપલ્લવી" તો હાલની પ્રજાએ સાંભળ્યુંજ નહિ હોય !

"ડંકાપલ્લવી" જેવી રીતે હાલ તારનું કામ ચાલે છે, તેવીજ રીતનું તે કામ હતું. જેમ તાર મૂકતી વખતે દાંડો ઠોકે છે અને એ. બી. સી. ડી. લખી લે છે, તેવીજ રીતે એ વિદ્યા હતી. એક ડુમકો, નરભેરામ મહેતાજી હાથમાં લેતા અને તે ડુમકા ઉપર એક નાની લાકડી વતે ઠોકતા. એક વગાડે તો ફલાણો અક્ષર. આવી રીતે દાંડો ઠોકાય તો "કાનો". આવી રીતે ઠોકાય તો "માત્રા". આવી રીતે ઠોકાય તો "મીડું"; એવી રીતે ગોઠવેલી સંજ્ઞા પ્રમાણે ડુમકો વગાડી ગમે તે છોકરાને પૂછે, કે તે તરતજ જવાબ દે કે "નર્મદા નદીમાં કંકર એટલા શંકર છે", આવી રીતે બે ચાર છોકરાને જુદાં જુદાં વાકયો પૂછે, તે તરત છોકરાઓ જવાબ દેતા હતા.

"કરપલ્લવી" એટલે એવીજ રીતે હાથના આંગળાંની સંજ્ઞાથી સવાલો પૂછતા, તેના જવાબ પણ છોકરાઓ ઝટ દેતા હતા. પછી લીલાવતીના હિસાબ ચાલતા, તેમાં ઝાડપરનાં પાંદડાં ગણવાનું હતું. એ સમીકરણ જેવા હિસાબ હતા. ઉપલી રીતના હિસાબોમાં દશાલાડ વાણીઆ નંદાશેઠના દીકરા ભગવાનદાસ ઉર્ફે કાળીઆની બરાબરી કોઇ કરી શકે તેમ નહોતું.

બીજી તરફ રંગરેજને ઓટલે પહેલા આસિસ્ટંટ અંબારામ મહેતાજી કેટલાએક છોકરાઓને એકઠા કરી મ્હોઢાના હિસાબ પૂછતા હતા, કે જે હિસાબ કરવાને હાલના ગ્રેજ્યુએટને પણ સ્લેટ પેનની જરૂર પડે. એ હિસાબ એવી રીતે પૂછતા, કે "પોણી પચીશ અને સવાત્રણ આને ખાંડી, તો દોઢ શેર અને સવા ત્રણ અધોળનું શું ?" જે છોકરાને સવાલ પૂછાય, તે છોકરો શિખવેલી હિસાબની કુંચીથી તરતજ જવાબ દઇ શકતો

હતો. આવા હિસાબ ગણવામાં એક હરગોવન નામના દશાલાડ વાણીઆનો છોકરો ભાણો જે ભાણા ફોજદારના નામથી હાલ એની ન્યાતમાં ઓળખાય છે, તે તથા એજ ન્યાતના હરગોવન ભગતનો છોકરો કેશવરામ ઘણાજ કાબેલ ગણાતા હતા. તેઓ તરતજ બે ચાર મિનિટમાં જવાબ દઇ શકતા હતા.

બંને મહેતાજીઓની આસપાસ લોકોની ઠઠ મળેલીજ હોય તેઓ આવી રીતે છોકરાઓને જવાબ આપતા જોઇ ખુશી થતા હતા અને એવા છોકરાઓ તે વખતે, પછી ગરીબના હોય તો ફીકર નહિ, પણ વરમાં ગણાઇ તેમના વિવાહ થતા હતા.

હવે આ મહેતાજીઓ પોતાના હાથ તળેના માણસોની પાસે કેવી રીતે કામ લેતા હતા, તે જણાવવું જોઇએ તથા તેઓને શું આપતા હતા, તે પણ જાણવાનું જરૂરનું છે તથા મુખ્ય મહેતાજીને શું કમાઇ હતી તે જણાવવું જોઇએ.

આસિસ્ટંટો ચારથી પાંચ અથવા ખપ હોય તે મુજબ રાખવામાં આવતા હતા. તેઓ સવારે નાહી ધોઇ, સંધ્યાદિકથી પરવારી શિયાળામાં સાડા છ વાગે અને ઉન્હાળામાં છ વાગે સૂર્યોદય થતાં નિશાળમાં આવતા. સાતેક વાગે એટલે કેટલા છોકરાઓ નિશાળમાં આવ્યા છે, તેમ કોણ આવ્યા છે અને કોણ નથી આવ્યા, તે નજર કરતા, અને જે ના આવ્યા હોય તેમને તેડવા એક બે જણ નીકળી પડતા. શેરીમાં જઇ મહેતાજી ઉભા અને એક છોકરાને બૂમ પાડે, કે તરત માબાપ છોકરાઓને લુગડાં પહેરવા કહેતાં, કે છોકરા તરતજ બહાર નીકળી નિશાળ તરફ જતા.

કલાકેક એવી રીતે તેડાં કરવામાં જાય, એટલે આસિસ્ટંટ મહેતાજી પાછા નિશાળમાં આવી પોતાને જે છોકરા સોંપેલા હોય તેમને પાડો પાટલા ઉપર લખી આપતા, અથવા જે જે શિખતો હોય, તેને નવો પાઠ આપતા હતા. પાઠ–પાડો પોતે લખી આપતી વખતે પણ પોતે મ્હોઢે બોલી લખતા અને મહેતાજી બોલે તે મુજબ છોકરાને પણ બોલવું પડતું હતું. બોલવામાં ભૂલ થાય તો એકાદ સોટી પણ લગાવતા અથવા એકાદ બે ગાળો પણ સંભળાવતા હતા.

આસિસ્ટંટ મહેતાજીમાં પહેલાને વરસ દહાડે રૂા. ૪૦ થી ૫૦ સુધી, બીજાને રૂા. ૨૫ થી ૩૦ સુધી, ત્રીજાને રૂા. ૨૦ અને

ચોથાને રૂા. ૧૫ સુધી પગાર આપતા હતા. પંદરથી કોઇનો પગાર ઓછો હતોજ નહિ. એ પગાર ઉપરાંત જે મુઠ્ઠી (દાણા) આવે તેમાં અરધા મુખ્ય મહેતાજીને ત્યાં જતા અને અરધા આસિસ્ટંટો વહેંચી લેતા હતા. દાણો મણ દોઢ મણથી કવચિતજ ઓછો આવતો. કોઇ દિવસ ઓછો આવે તો પોણો મણ પાંત્રીશ શેર તો હોયજ. આ દાણો માટીનાં તપખીર ઘુંટવા જેવાં કુંડાં હોય, તેમાં જે છોકરો જે અનાજ લાવ્યો હોય તે તેમાં નાંખતો હતો. આસિસ્ટંટો વાર પરબે પોતાના હાથ તળેના છોકરાને ત્યાં જાય તો તેના માબાપ શેર દાણો કે એકાદ બે પૈસા આપતાં હતાં, તેમ કોઇ પણ ગૃહસ્થને ત્યાં ન્યાતિ વરો હોય તો મહેતાજી તથા આસિસ્ટંટોને ભોજનનું પણ હોયજ. બ્રાહ્મણ શિવાયની બીજી વર્ણને ત્યાં બ્રહ્મભોજન હોય તો મહેતાજી તો બ્રાહ્મણ તરીકે ખરાજ. આ રીતે આસિસ્ટંટોને વરસ દિવસે રૂા. ૧૦૦) થી ઓછી કમાઇ થતી નહિ.

હવે મહેતાજીને દર અગીઆરસ, અમાસ અને પુનમે એકેકો પૈસો આપવા છોકરો બંધાયલોજ હતો. આવી રીતે દર મહિનાની ફી દરેક છોકરાને એક આનો આપવી પડતી હતી. મુખ્ય મહેતાજી ઘેરેઘેર વાર તહેવારે ભટકતા નહિ, પણ તેમને એમ લાગે કે આ ગૃહસ્થ સન્માન કરશે, તો તેને ત્યાં જતા અને તેને ત્યાંથી બે આની, પાવલી દક્ષિણા મળતી હતી. આનાથી કવચિતજ કોઇ ઓછું આપે. શ્રાવણ માસમાં આ મહેતાજીઓને વધારે કમાઇ થતી હતી, તેમ બેસતે વરસે પણ સારૂં મળતું હતું. બળેવને દિવસે જનોઇ પહેરતી વખત આવા મહેતાજીઓને સારી કમાઇ થતી હતી. બળેવને દિવસે મહેતાજીઓ પુરજે જતા, ત્યાં ઘણા ખરા હિંદુ વહેપારીઓ હોય તે તેમની સારી આગતાસ્વાગતા કરતા હતા. કોઇ કહે મહેતાજી મણ દાણો ફલાણો મોકલી દઇશ, કોઇ કહે મહેતાજી પાંચ શેર ઘી મોકલી દઇશિ. એવી રીતે જે જેનો વહેપાર કરતો હોય તે તેને ત્યાં મોકલી દેતો. વાસી બળેવને દિવસે મહેતાજી નવચોકીના ઘાટપર એક ગોખલામાં બેઠાજ હોય, ત્યાં દરેક છોકરો રક્ષા બંધન કરાવેજ અને પૈસો મહેતાજીના હાથમાં મૂકે, તેમ મહારૂદ્રના મેળા વખત પણ તેમજ થતું.

ધનતેરશને દિવસે ઘણું કરી દરેક છોકરાને પાટલો મંડાવવાનો રીવાજ હતો, ત્યારે તો મહેતાજીને ધનના બૃહસ્પતિ થતા. જે છોકરાને પાટલો મંડાવે, તેના બાપ મહેતાજીને રૂા. ૧) થી વધારે નહિ અને અર્ધાથી ઓછું નહિ એ મુજબ દક્ષિણા આપતા, એવી રીતે જ્યારે જ્યારે એટલે ધનતેરસ શિવાયને દિવસે પાટલો મંડાવે તે વખત એ રીતે મળતું હતું. પાટલો મંડાવવો એટલે ભણવાનું શરૂ કરવું. બ્રાહ્મણ, ક્ષત્રિ, પરોતના છોકરાઓનો જનોઇનો બડવો ફરે, ત્યારે મહેતાજીને નિશાળે સરસ્વતિ પૂજન કરવાનો હાલ પણ રીવાજ છે, તો તે વખતનો એ મહેતાજીનો રૂા. ૧) થઇ ચુકયો એમ સમજવાનુંજ. તેમ બીજી વર્ણમાં નિશાળગરણું કરે, ત્યારે પણ એ રકમ મહેતાજીને મળતી હતી. વાણીઆમાં લગ્ન વખતે " સલોકો " હસ્ત મેળાપ થયા પછી ભણી જવાનો રીવાજ હતો, તે વખતે મહેતાજીને સલોકો શિખવવાને રૂા. ૨) થી ૩) સુધી મળતા હતા, હાલ પણ એ રીવાજ છે. લગ્ન પ્રસંગે મહેતાજીને સારો લાભ થતો. સારે ઘેરથી વખતે પાઘડી, શેલું કે શાલ પણ મળતી. વળી આંક પુરા થયે, અગર કાંઇ પુરૂં થયે, મહેતાજીને ગુરૂદક્ષિણા પણ મળતી, અને ઉઠી જાય ત્યારે પણ કાંઇ મળતું હતું. વળી સાંભળ્યા પ્રમાણે કલ્યાણરાય દેસાઇના જનોઇના બડવા વખતે ચકલાવાળા રામશંકર મહેતાજીને પાંચે પોશાક સાથે રૂા. ૨૫) રોકડા તેમના પિતા હકુમતરાયજી દેસાઇએ આપ્યા હતા. ભાર્ગવ ગૃહસ્થોમાં છોકરાના પરણ્યાની અને વહુના સીમંતની પહેરામણી વખતે મહેતાજીને પણ પહેરામણીમાં ગણતા હતા. કોઇ ચાર ટકા આપતું અને કોઇ વખતે દોપટો પણ આપતું સાંભળ્યું છે. રઘુભાઇ મુનશી જેઓ મુંબઇની સદર અદાલતમાં સરકારી વકીલ હતા, તેમણે પોતાની દીકરીના લગ્ન વખતે પહેરામણીમાં નરભેરામ મહેતાજી ( નવાદહેરાવાળા ) ને કસબી દોપટો આપેલો સાંભળ્યો છે. આ બધું મુખ્ય મહેતાજીને મળતું હતું, એમાં આસિસ્ટંટોને કાંઇ લેવાદેવા નહિ. તેઓને બારોબાર મળે, તે વાતની મહેતાજીને દરકાર પણ નહિ. આવા મહેતાજીઓની નિશાળમાં ઉમેદવારી કરવા પણ એકાદ રહેલો માલમ પડતો હતો. તે છ સાત માસ ઉમેદવારી કરે કે તેનો પગાર થતો હતો. તેઓનું

કામ વિશેષે કરી તેડાં કરવાનું હતું અને વખતે તેઓ એકડીઆને ભણાવતા પણ હતા. મુખ્ય મહેતાજીને જેવી જેની નિશાળ તેના પ્રમાણમાં રૂા. ૨૫૦) રૂા. ૩૦૦ થી ઓછું ભાગ્યેજ મળતું હતું, નવા દહેરા આગળની નિશાળ, ચકલાની રામશંકર મહેતાજીની નિશાળ અને ખો ઉપર રૂપશંકરની નિશાળના મહેતાજીઓને સારી કમાઇ હતી. તેમની ઉપજ ખરચ બાદ જતાં રૂા. ૪૦૦) થી રૂા. ૫૦૦) સુધી કહેવાતી હતી.

નરભેરામ મહેતાજીની નવા દહેરાની નિશાળમાં મારા વખત સુધી ચાર આસિસ્ટંટો જોવામાં આવ્યા હતા. અંબારામ પહેલો, લક્ષ્મિરામ બીજો, પરભુરામ ત્રીજો અને મનસુખ ચોથો. એવા ચાર ભણાવનાર મને યાદ છે. પાછળથી મનસુખરામે હાજીખાંના બજારમાં દૂધીઆ પત્થરની સામુંના ઓટલા ઉપર જુદી નિશાળ કાઢી હતી, તે ઘણા વરસ સુધી ચાલી હતી. નરભેરામ ગુજરી ગયા પછી તેમનો દીકરો નહાનો હોવાથી પરભુરામે આજ સુધી નિશાળ ચલાવી હતી અને એ નિશાળ હાલ એમનાં ભત્રીજીનો દીકરો ચુનિલાલ ચલાવે છે. રામશંકર ગુજરી ગયા પછી તે નિશાળ પણ બંધ થઈ. ફકત ચકલામાં જીવણરામ મહેતાજીની નિશાળ રહી હતી, જે નિશાળ પાછળથી ભવાનિ મહેતાજીની કહેવાઇ, તે હાલ ભવાનિ મહેતાજીનો દીકરો ચલાવે છે.

વળી મહેતાજીઓને બીજી એક સારી કમાઇ એ હતી કે કોઇને ત્યાં છોકરો આવે તે વખતે ઘણું કરી શહેરના બધા મહેતાજીઓને, નિશાળના છોકરાઓ સાથે છોકરાના બાપને ત્યાં જવાનો રીવાજ હતો. તે છોકરાઓ હારબંધ ઉભા રહી " સરસ્વતિ સરસ્વતિ તું મોરી મા, પહેર પટોળાં ઘેબર ખાય. " એ રીતે ઘાંટા કાઢી ભણતા હતા. હાલ પણ એ રીવાજ જારી છે. જેના વગામાં છોકરો જન્મ્યો હોય, તે મહેતાજીને રૂા. ૧) અને બીજાઓને કોઇને અડધો, કોઇને પાવલી, કોઇને બે આની મળતી હતી. આનું નામ છુટ્ટી લેવા જવાનું કહેતા હતા અને હાલ પણ કહે છે. દરેક છોકરાને ધાણાં સાકર અને જરા ગોળ વહેંચાતાં હતાં, તે છોકરાઓ તરતજ ખાઇ જતાહતા. છેલ્લે છોકરાઓ પાસે દક્ષિણા પતે કે તરત મહેતાજીઓ " એક રૂપીઓ બે આનાની છુટ્ટી મેલાવો " એવું મોટેથી બોલાવતા હતા. પછી મહેતાજીઓ છોકરાઓને

લઇ પોતાની નિશાળ તરફ જતા હતા. સાંજે છુટ્ટી એટલે રજા આપતા હતા. એટલે સાંજે છોકરાઓને નિશાળે આવવાનુંજ નહિ. આ રીવાજ હજુ જારી છે.

હવે એવી નિશાળોમાં રજા કયારે પાળતા હતા તે જણાવું છું. ઉપલે પ્રસંગે દર અગીઆરસ, પુનમ તથા અમાસે, સવારની નિશાળ કરી સાંજે રજા પાળતા હતા. દરેક હિંદુના તહેવારને દિવસે તથા તાબુતને દિવસે આખો દિવસ નિશાળ બંધ રાખતા હતા. શ્રાવણને આશો માસમાં બહુ રજા પડતી હતી. કારતક માસમાં શુકલતીર્થની જાત્રાના પાંચ દિવસ, હોળીના પાંચ દિવસ, અને દિવાળીના પાંચ દિવસ રજા પાળતા હતા. ધનતેરસને દિવસે ફકત મહેતાજીઓજ નિશાળ ઉઘાડી બેસતા હતા, તેનું કારણ કે તે દહાડે પાટલો મંડાવવાનું મૂહુર્ત ઘણાખરાને હોયજ.

આ શિવાય મુસલમાનોમાં જે મસજીદમાં, મુજાવર હોય તે અથવા કોઇ સૈયદ અગર મોલવી મુસલમાનના છોકરાઓને કુરાન પઢાવતા હતા તથા ઉર્દુનું પણ જ્ઞાન આપતા હતા. હિંદુ વર્ગમાં પણ ઘણા ખરા જેઓને ફારશી ભણવાનો શોખ હોય, તેઓ કોઇ હોંશીઆર ફારશી ભણેલા મુસલમાનને ત્યાં શિખવા જતા હતા. મુસલમાનનો છોકરો કવચિતજ વખતે કોઇકજ ગામઠી નિશાળે માલમ પડતો હતો.

પારસીઓ પણ પોતાના દસ્તુરો પાસે તેમની અગીઆરી વગેરે જગ્યાએ જઇ ધર્મનું શિખતા હતા, તેમ ગુજરાતી નિશાળોમાં પણ ભણતા હતા, કેમકે પારસીવાડામાં પણ ગામઠી નિશાળો હતી.

આથી ગામઠી નિશાળો, હાલ સરકાર તરફથી ગુજરાતી, ઉર્દુ તથા અંગ્રેજી નિશાળો નીકળવાથી ભાગી પડી છે.





રાજેશ્રી રણછોડદાસ ગિરધરભાઈ ઝવેરી.
ગુજરાતમાં સરકારી ગુજરાતી શાળાઓના
સ્થાપન કરનાર.

| જન્મ તિથી. | મરણ તિથી. |
|---|---|
| સંવત ૧૮૬૦. | સંવત ૧૯૨૯. |
| કાર્તિક શુદ ૧. | ભાદરવા શુદ ૧. |
| | વય ૬૯. |

'જ્ઞાનોદય' પ્રેસ-ભરૂચ.



# પ્રકરણ ૨૮ મું.



## હાલની કેળવણી તથા કેળવણીના પિતા.



સને ૧૮૨૬ માં પહેલ વહેલી સરકારી ગુજરાતી નિશાળ મકનરામ મહેતાજીના ઉપરીપણા નીચે સ્થાપન થઇ. એ નિશાળ પહેલાં તો રણછોડજીની દીપમાળના સામેના મકાનમાં શરૂ થઇ. પાછળથી એકાદ બે વરસે નવા દહેરા આગળ સાહીવાળાના સામુંના મકાનમાં આવી. તે નિશાળ હાલમાં બે ત્રણ વરસ થયાં નથુ થોભણવાળા ભિખાભાઇ વનમાળિદાસના મકાનમાં લઇ ગયા છે. હવે એ નિશાળ શી રીતે તથા કોની મહેનતથી સ્થાપન થઇ તે જણાવવું જોઇએ તે જણાવવાને છુટ લઉં છું.

અત્રેના મોઢ વાણીઆમાં ઝવેરીનું કુટુંબ હાલ નામીચું અને વિદ્વાન પંકિતમાં ગણાય છે. એ કુટુંબના એક રણછોડદાસ ગિરધરભાઇ નામના ગૃહસ્થની મહેનતથીજ એ નિશાળ અત્રે સ્થાપન થઇ છે. ભરૂચમાં એવી નિશાળ સ્થાપન થઇ એટલુંજ નહિ, પણ આખા ગુજરાતમાં તે સાલમાં જે જે નિશાળો સ્થાપન થઇ, તેના સ્થાપન કરનાર એજ ગૃહસ્થ હતા. આ રણછોડદાસ ગિરધરભાઇએ એ નિશાળો શી રીતે સ્થાપન કરી તે વિષે તથા એ ગૃહસ્થ વિષે પણ બે બોલ જણાવવા જોઇએ.

રાજેશ્રી રણછોડદાસ ગિરધરભાઇ સંવત ૧૮૬૦ સને ૧૮૦૩-૪ માં જન્મ્યા હતા. આ વખતે અંગ્રેજી અમલ તરતજ શરૂ થયો હતો. એઓએ ગામઠી નિશાળનું પૂર્ણ જ્ઞાન મેળવ્યા પછી

કાંઇ પણ ધંધે વળગવું એવો એમના પિતાનો વિચાર થયો. બાપનો વિચાર પોતે સમજી ગયા, તેથી બાપને વિનતિ કરી કે કાંઇ પણ ધંધે વળગવા કરતાં અંગ્રેજ સરકારનું રાજ્ય છે, તો અંગ્રેજી શિખવું એ વધારે ઉત્તમ છે, અને એ વિદ્યા કોની પાસે શિખવી, એ હું મારી જાતે શિખવનાર ઢુંઢી કાઢું તો કાંઇ આપને અડચણ છે? બાપે કહ્યું કે "વાહ! સોનાથી પીળું શું, હું ખુશી થઇશ." બાપના જવાબથી પોતાને હિમ્મત આવી.

તે વખતમાં સોનેરી મહેલમાં કેટલાએક યુરોપીઅનોને રહેવાનાં મકાનો હતાં, તેમાંના એક મકાનમાં કેપટન ટક્કર નામનો એક લશ્કરી ખાતાનો પેન્શનર રહેતો હતો, તેની પાસે પોતે ગયા. આ વખતે રાજેશ્રી રણછોડદાસની ઉમ્મર સોળ સત્તરની હશે. કેપટન ટક્કરને ઉર્દુ બોલતાં આવડતું હતું, તેમ રાજેશ્રી રણછોડદાસને પણ ઉર્દુ બોલતાં ભાગું ટુટું આવડતું હતું. કેપટન ટક્કરને કહ્યું કે મારે અંગ્રેજી શિખવું છે માટે જો મને શિખવો તો મહેરબાની. તેના જવાબમાં તેણે કહ્યું કે "ઘણી ખુશી સાથે, હું તમને અંગ્રેજી શિખવીશ અને તમે મને ગુજરાતી શિખવો." આ જવાબ ઉપરથી તેઓ તેની પાસે રોજ જવા લાગ્યા.

ગામઠી નિશાળે પૂર્ણ જ્ઞાન મેળવેલું, હડાકાર, લીલાવતીના હિસાબ તો કાંઇ તેમની ગણત્રિમાં નહિ, જાતે અક્કલવાન, મહેનતુ અને ખંતીલા, તેથી બે ત્રણ વરસમાં હાલની મેટ્રિકયુલેશન જેટલું જ્ઞાન મેળવી શકયા.

કેપટન ટક્કરને ત્યાં એક દિવસે મુંબઈથી લોર્ડ બિશપ, રેવરન્ડ કયાર સાહેબ પરોણા આવેલા, તેમણે રણછોડભાઇની પરીક્ષા લીધી. જે જે સવાલો પૂછયા તેના સંતોષકારક જવાબ મળવાથી અને ગણિતનું ઉત્તમ જ્ઞાન જોઇ કયાર સાહેબ ઘણા ખુશ થયા, ને કહ્યું કે "છોકરા! તું મુંબઇ આવ, તારૂં આગળ ઉપર ભલું થશે." રણછોડભાઇએ કહ્યું કે "મારા બાપની સમ્મતિ લેવી જોઇએ, તે હા કહેશે તો હું તૈયાર છું." ઘેર જઇ બાપને હકીકત કહી. બાપે તરતજ મુંબઇ જવા ખુશી બતાવી. રણછોડદાસજી મુંબઇ ગયા, ત્યાં તેઓએ મગનિરામ માળવીને ત્યાં ઉતારો કર્યો. થોડા દિવસ પછી જુદું ઘર માંડી રહ્યા, ત્યાં

મરાઠીનું સારૂં જ્ઞાન એક વરસમાં મેળવ્યું. કયાર સાહેબે રાજેશ્રી રણછોડદાસને કરનલ જરવિસ નામના એજ્યુકેશન સોસાઇટીના એક મેમ્બરને સોંપ્યા. ત્યાં મરાઠીનું તથા અંગ્રેજીનું વિશેષ જ્ઞાન મેળવ્યું.

એજ્યુકેશન સોસાઇટીના મેંબરોનો ઠેકાણે ઠેકાણે અંગ્રેજી રાજ્યમાં,તેમાં ગુજરાતમાં ગુજરાતી નિશાળો સ્થાપન કરવાનો વિચાર હોવાથી, રાજેશ્રી રણછોડદાસજીને મેંબરોએ હુકમ કર્યો કે “ અત્રે રહી ગુજરાતી ભાષાનું જ્ઞાન સારૂં મેળવે એવા માણસોને ગુજરાતમાં જઇ તેડી લાવો. ” તેઓ ગુજરાતમાં આવ્યા અને કેટલાએક માણસોને સરકાર ખરચથી તેડી ગયા. ત્યાં નોરમલ કલાસ નીકળ્યો, તેમાં મુંબઇથી કેટલાએક દાખલ થયેલા તથા ગુજરાતથી ગયેલાઓએ ગુજરાતી કેળવણી લીધી. આ કેળવણી લેવામાં મેતાળા બ્રાહ્મણો વિશેષ હતા.

આ નોરમલ કલાસ બે વરસ સુધી ચાલુ રહ્યો, તે દરમ્યાન રણછોડદાસજીને સોસાયટી તરફથી હુકમ થયો કે તમારે ગુજરાતમાં જે નિશાળો સ્થાપન કરવાની છે, તેમાં ચલાવવા જે બુકો જોઇએ તેનો મરાઠીમાંથી તરજુમો કરો. એ હુકમને અનુસરી રાજેશ્રીને નીચેની ચોપડીઓનો તરજુમો કરવો પડયો હતો. (૧) લિપિધારા, (૨) બોધવચન, (૩) ડોડ્સ્લીની વાર્તા, (૪) ભૂગોળ, (૫) વ્યાકરણ, (૬) ઇતિહાસ તથા જગન્નાથ શાસ્ત્રી ક્રૃમવંત નામના મરાઠા બ્રાહ્મણે શિક્ષામાળા પ્રથમ ભાગ નામની ગણિતની ચોપડી લખી હતી, ને જેમાં અપૂર્ણાંક, દશાંશ વગેરે હિસાબ આવી ગયેલા હતા તેનો તરજુમો કર્યો. આ તરજુમા ગુજરાતી ભાષામાં પણ બાળબોધ લિપિમાં છાપવામાં આવ્યા હતા.

બે વરસે ગુજરાતીઓનું નોરમલ કલાસનું શિક્ષણ પુરૂં થયું અને રાજેશ્રી રણછોડદાસજીને ગુજરાતમાં તેવે તેવે ઠેકાણે ગુજરાતી નિશાળો સ્થાપન કરવાનો હુકમ થયો, તથા એમનેજ ગુજરાતી નિશાળોના રૂા. ૮૦) ને પગારે સુપ્રિન્ટેન્ડેન્ટ નિમ્યા.

મુંબઇથી ૨૪ વરસની ઉમ્મરે ગુજરાતમાં આવ્યા. તેમ ભરૂચમાં મકનરામ મહેતાજીને તેડીને આવ્યા. રણછોડજીના દીપમાળના સામેનું મકાન ભાડે રાખ્યું, પણ કોઇ છોકરો

સરકારી નિશાળમાં ભણવા જાયજ નહિ. ગામઠી મહેતાજીઓનું અતિશય પરિબળ, તેથી તેમણે લોકોના મનમાં એવું ઠસાવેલું કે સરકાર નિશાળો કાઢી બંદુકો ઉચકાવશે અને લશ્કરમાં લઢવા મોકલશે.

આ વિચાર લોકોના મનમાં ઠસ્યાથી કોઇ પોતાના છોકરાઓને નિશાળે મોકલેજ નહિ. લોકોને ઘણુંએ સમજાવે પણ કોઇ પત કરેજ નહિ, અને પ્રજાની સાબાશી મેળવવાના બદલામાં અપ્રિય થવાનો વખત આવ્યો. રાજેશ્રીએ વિચાર કર્યો કે પોતાના પગમાં કુહાડો માર્યા શિવાય બીજાના પગમાં મરાવાનો નથી, તેથી પોતાના ભાઇ જગન્નાથનેજ પહેલ વહેલા સરકારી નિશાળે મૂકયા. એક છોકરાથી નિશાળ શરૂ થઇ.

જોયું કે કોઇ માબાપ, છોકરાંઓને મોકલતાં નથી,તેથી પોતાની ન્યાતના ગૃહસ્થોને સમજાવી તેમના છોકરાઓને દાખલ કરાવ્યા. ધીમે ધીમે છોકરાઓ આવતા થયા. નિશાળનું મકાન નહાનું પડવાથી બીજા મકાનની જરૂર પડી, પણ ગામઠી મહેતાજીઓના પરિબળને લીધે મકાન પણ બીજુ મળવું મુશ્કેલ પડવા લાગ્યું. પોતાની ન્યાતના એક મજમુનદારને સમજાવી તેનું મકાન ભાડે રાખ્યું. એ મકાનમાંજ આ નિશાળના છોકરાઓ ૮૦–૮૨ વરસ સુધી ભણ્યા. હાલ એ મકાન બદલાઇ નથુ થોભણવાળા ભિખાભાઇ વનમાળિદાસના મકાનમાં એ નિશાળ બેસે છે.

ભરૂચમાં આ મુજબ હરકત પડી એટલુંજ નહિ, પણ સુરત અમદાવાદ, નડીઆદ વગેરે જગ્યાએ પણ એવીજ હરકત નડી હતી. સુરતમાં કાયસ્થ અને નાગરના છોકરાઓને સમજાવી દાખલ કરાવ્યા. તે મુજબ અમદાવાદ વગેરે જગ્યાએ પણ પટાવી ફોસલાવી છોકરાઓ દાખલ કરાવ્યા. જેમ જેમ લોકોના વહેમ દૂર થતા ગયા, તેમ તેમ દરેક નિશાળોમાં છોકરાઓ વધતા ગયા. દરેક તાલુકામાં પણ નિશાળો સ્થાપન થઇ. પછી તો નિશાળો માટે અરજીઓ આવવા માંડી, તેથી જરૂરીઆત જગ્યાએ નિશાળો ઉઘડવા માંડી. કેળવણીનો પ્રચાર વધવા લાગ્યો. તે આજ એટલે લગી વધી પડયો છે, કે ગામેગામ એકેકી નિશાળ થઇ એમ કહીએ તો ચાલે. એ માન રાજેશ્રી રણછોડદાસજીને ઘટે છે.

પાછળથી એમનો હોદો સુપ્રિન્ટેન્ડેન્ટનો બદલાઇને ઇન્સ્પેકટરનો થયો, અને એજયુકેશન સોસાઇટી બદલાઇ "બોર્ડ ઓફ

એજ્યુકેશન ” થયું. એ બોર્ડના પ્રોફેસરો પરીક્ષા લેવા આવતા, તેમને તે વખતે સુપ્રિન્ટેન્ડેન્ટ કહેતા હતા. બોર્ડના ઉપરી જોન-હાર્કનેસ સાહેબ નિમાયા હતા.

પરીક્ષા માટે મુંબઇથી આવવું દૂર પડવા લાગ્યું, તેથી સુરતની અંગ્રેજી સ્કુલના માસ્તર ગ્રીન સાહેબને સુપ્રિન્ટેન્ડેન્ટ નિમ્યા. તેમની પછી ગ્રેહામ અને પાછળથી કરટિસ થયા હતા. તેઓ પરીક્ષા લેવા ભરૂચ આવતા હતા.

સને ૧૮૨૯ થી તે સને ૧૮૫૩–૫૪ સુધી રાજેશ્રી રણ-છોડભાઇ સાહેબ ઇન્સ્પેકટર રહ્યા, તે દરમ્યાન એમના પગારમાં વધારો સારો થયો હતો. આ પ્રસંગે આ ખાતું સરકારી ગણાતું નહિ, તેથી એમને પેનશન મળે નહિ, માટે બોર્ડ તરફથી રૂા. ૧૬૪૫) ની રકમ ઉચક આપી હતી.

એઓનો હોદ્દો ઇન્સ્પેકટરનો હતો અને એમના હાથ નીચે વિઝિટરો દરેક જીલ્લા ખાતે નિમાયા હતા. તે વિઝિટરો પણ નિશાળો તપાસતા હતા. એમની પછી યુરોપીઅન ઇન્સ્પેકટર નિમાયા. પહેલા ઇન્સ્પેકટર મી. ટી. સી. હોપ સાહેબ થયા હતા. એ હોપ સાહેબની સીરીઝ આજ સુધી ચાલતી હતી.

સને ૧૮૬૬ ના જાનેવારીમાં જ્યારે મુંબઇના ડિરેકટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશન સર એલેકઝાન્ડર ગ્રાન્ટ સાહેબ ભરૂચની અંગ્રેજી સ્કુલ તપાસવા આવ્યા, ત્યારે તેમની સાથે તે વખતના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર મી. ટી. બી. કરટિસ પણ આવ્યા હતા. રાજેશ્રી રણછોડદાસજી એઓને સ્કુલમાં મળવા આવ્યા. બારણા આગળથી પટાવાળા સાથે વર્દી કહાવી. વર્દી મળવાથી જેવા બારણામાંથી દેખાયા અને ધીમે ધીમે આવ્યા, તેવાજ મી. કરટિસે ગ્રાન્ટ સાહેબને કહ્યું કે એઓ આખા ગુજરાતની કેળવણીના પિતા છે, તે આપને મળવા આવ્યા છે. ( He is father of Education in Gujarat he has come to pay his respects to you. ) આ શબ્દ મી. કરટિસના મ્હોમાંથી નીકળ્યા, એટલે ગ્રાન્ટ સાહેબ ખુરશી ઉપરથી ઉભા થઇ ચાર–પાંચ ડગલાં સામા તેમને લેવા ગયા. “ સેકહેન્ડ ” કરી પોતાની પાસે બેસાડયા, અને ઓછામાં ઓછી પોણો કલાક સુધી એમની સાથે અસલની

વાતો કરી. પછી રાજેશ્રી રણછોડદાસજી રજા માગી ગયા, તે વખતે બારણા સુધી બંને સાહેબો તેમને વળાવવા ગયા હતા. આ હકીકત હું તે વખતે સ્કુલમાં માસ્તર હોવાથી મેં નજરે જોઇ હતી.

સાંજે સ્ટેશન ઉપર સાહેબોને વળાવવા ગયા, તે વખતે, રાજેશ્રી રણછોડદાસજી પણ પધાર્યા હતા. તેમણે બંને સાહેબોને હાર પહેરાવ્યા, તે વખતે ગ્રાન્ટ સાહેબ બોલ્યા કે " વૃદ્ધ માણસ, તમારાં પુલો હું ઘણી ખુશી સાથે કબુલ રાખું છું. જો કે મને એ રીવાજ પસંદ નથી. " વાત નીકળતાં મી. કરટિસે એમનો દીકરો આપના ખાતામાં ડેપ્યુટી ઇન્સ્પેકટર છે. " કયો " એવું ગ્રાન્ટ સાહેબે પૂછયું, ત્યારે રાજેશ્રી મોહનલાલનું નામ સાંભળ્યું, તે વખતે ગ્રાન્ટ સાહેબ બોલ્યા, કે " કેળવણીના બાપ ! હું તમારા દીકરાને ઓળખું છું. મને તે સુરત મળ્યો હતો અને વળી વધારે કહું છું, કે મી. પ્રાણલાલ મથુરાંદાસ, મી. ભોગિલાલ પ્રાણવલ્લભદાસ અને તમારો દીકરો મી. મોહનલાલ; તેઓ અધિકાર ભોગવવાનેજ જન્મ્યા છે. ( are borne to command ) તે વખતે સ્ટેશન ઉપર હું હાજર હોવાથી એ વાકય મેં કાને સાંભળ્યું હતું.

રાજેશ્રી રણછોડદાસજી મહેનતુ, ખંતિલા, અગમચેતીવાળા, સ્વભાવે નરમ અને હસમુખા હતા. સુધારો એમને બહુ પસંદ હતો. રા. માણેકલાલ જગજીવનદાસને વિલાયત મોકલવામાં એઓ આગેવાન હતા. તેમને છ મહિનાની રજાની જરૂર હતી, તે મંજુર કરાવનાર પણ એઓજ હતા. એમને સાદાઇ અને સ્વચ્છતા વધારે પસંદ હતી. પોતે મોટા માણસ, આબરૂદાર, ઘર આગળ ચાકર નફર, છઇયાં છોકરાં છતાં, પોતાનાં ધોતીઆં પોતે જાતેજ ધોતા અને તે ધોવાની એક જગ્યા પણ નક્કી કરી રાખી હતી. ત્યાં સવારમાં પોતે જતા અને ધોતીયું ધોઇ ગડી વાળી ઘર લાવતા હતા. એમની સાથે ફરવામાં એક હરભજનદાસ કરીને બાવો ( સંસારી બાવો ), તથા મકનરામ મહેતાજી હતા, તેઓ સાથે ફરવા જતા હતા. એઓની શિક્ષણ આપવાની પદ્ધતિનો એક રમુજી દાખલો જે સાંભળેલો, તે એ હતો કે પાંચેક વરસની ઉમ્મરે પહોંચેલો પોતાના દીકરાનો દીકરો હતો, તેને

નવડો કાઢતાં આવડતો નહિ, તે ઉપરથી પોતે ચુલો ( ચુલડી ) પડી હશે, તે તે છોકરા પાસે લાવ્યા અને કહ્યું કે " આ શું છે ! " છોકરાએ " ચુલડી છે " એવું કહ્યું, ત્યારે કહ્યું કે એવું કાઢ અને એમાં લાકડું મૂક, એ રીતે કરી બતાવી નવડો કાઢતાં શિખવ્યો. એઓ સંવત ૧૮૨૯ ના ભાદરવા માસમાં એટલે સને ૧૮૭૩ ના સપ્ટેમ્બરમાં પાછળ સારી વાડી મૂકી દેવલોક પામ્યા.

રાજેશ્રી રણછોડદાસજીએ જે ચોપડીના મરાઠીમાંથી તરજુમા કરેલા, તેજ ચોપડીઓ ગુજરાતમાં " સ્કુલ સીરીઝ " તરીકે પસંદ થઇ હતી. છોકરો નિશાળમાં દાખલ થયો કે છેલ્લો કલાસ કક્કો, પદાં, મૂળાક્ષર વગેરે શિખવાનો હતો. એ પૂર્ણ થયું કે લિપિધારા, બોધવચન અને ડોડ્સ્લીની વાતોની ચોપડી ચાલતી હતી. ઇસપનીતિ, શાળોપયોગી નીતિ ગ્રંથ પહેલા કલાસમાં ચાલતાં હતાં. પહેલા કલાસની ઉપલા કલાસમાં ( મોનિટર કલાસ ) બાળમિત્ર ચાલતું હતું. હિસાબમાં પણ મરાઠીમાં રણછોડદાસજીએ તરજુમો કરલો તે પુસ્તકમાંથી શિખવાતું હતું. પછી ઘનમૂળ, વર્ગમૂળ સમીકરણ વગેરે પહેલા કલાસમાં ચાલતાં હતાં. મોનિટર કલાસમાં ભૂમિતિ તથા વર્ગસમીકરણ ચાલતાં હતાં. મોનિટર કલાસમાંથી ઉપલા છોકરાઓને બીજા કલાસોમાં શિખવવા મોકલતા હતા. તેઓને રૂા. ૨) થી રૂા. ૦ાા સુધી પગાર મળતો હતો.

ગામઠી ગુજરાતી નિશાળમાંથી ગુજરાતી તો શિખીને આવ્યો હોયજ, તેથી શરૂમાં છોકરાઓને કક્કાથી બાળબોધમાંજ શિખવતા હતા. લિપિધારા, બોધવચન, ડોડ્સ્લી, બાળમિત્ર એ બાળબોધ લિપિમાં હતાં, તેમજ ગણિત પણ બાળબોધ લિપિમાં હતું. ઇસપનીતિ, શાળોપયોગી નીતિ ગ્રંથો ગુજરાતી લિપિમાં હતાં. ઇતિહાસ, ભૂગોળ, વ્યાકરણ પણ શિખવાતાં હતાં. ઇતિહાસ હિંદુસ્થાનનો મોગલ રાજ્ય સુધી શિખવાતો હતો અને ભૂગોળ " રીડસ જ્યોગ્રોફી " નો તરજુમો હતો, એટલે તેમાંથી ચારે ખંડનો સારાંશ કાઢી બતાવી હતી, નકશા પણ શિખવાતા હતા, તે ભૂગોળની સાથેજ શિખવાતા હતા.

મકનરામ મહેતાજી પાછલા ભાગમાં રહેતા હતા. નિશાળનો વખત દશથી સાડાચાર સુધીનો હતો, તેમાં વચ્ચે અડધા

કલાકની પાણી પીવાની રજા મળતી હતી. નિશાળમાં પાણી રાખતા હતા. જેને નિશાળમાં પાણી પીવું હોય તેણે મહિને એક આનો ફી ઉપરાંત એક પઇ આપવી પડતી હતી. તે પાણી પાનારનેજ મળતી હતી. પાણી પાનાર નિશાળનો એક છોકરો લિલો કરીને ખેડાવાળ હતો, તેની એક આંખ મીંચાયલી હતી. તે આંખમાં ડોળો હતોજ નહિ આ છોકરાને કોઇ પણ છોકરો તેવા કાંઇ પણ શબ્દ કહે તો, મહેતાજી તેને શિક્ષા કરતા હતા, એટલે કોઇ-ની મગદૂર નહિ, કે લિલાધરને કાંઇ પણ કહી શકે. પાણી ઘ-માંદા પવાતું હતું. મહેતાજી સોટીનો ઉપયોગ થોડો કરતા હતા, પણ બાળમૂત્રીનો ઉપયોગ ઘણો કરતા હતા. બાળમૂત્રી એટલે હાથેળી જેટલું લાકડાનું ગોળ ચોખઠું, તેમાં આરપાર કાણાં પા-ડેલાં અને તેને ઝાલવાની નહાની મૂઠ હતી. મહેતાજી મકનરામ નો એવો ધાક હતો કે કોઇથી નિશાળમાં ચેં, કે ચું કરી શકાય જ નહિ. પાછળથી એક–બે આસિસ્ટંટો અપાયા હતા. તેમના પગાર રૂા. ૧૦) અને રૂા. ૬) હતા. મકનરામ મહેતાજી સને ૧૮૫૬ માં ત્રીશ વરસે પેનશનપર ગયા, ત્યાર પછી સુરતના એક વાણીઆ ત્રિભોવનદાસ આવ્યા. આ બંને મહેતાજીના વખત મેં જોયા છે. દોઢેક વરસ મકનરામનો તથા દોઢક વરસ ત્રિભોવન-દાસનો વખત જોયો છે. ત્રિભોવનદાસ મહેતાજી ભણાવવા ઉપર બહુજ કાળજી રાખતા હતા. પાછળથી આસિસ્ટંટો પણ વધાર્યા હતા, પણ તે રૂા. ૪) થી રૂા. ૭) સુધીના પગારના હતા. મકન-રામના વખતમાં તેમના ધાકથી છોકરાઓ ભણતા હતા, અને ત્રિભોવનદાસ ઘણા માયાળુ હતા, તે બાપા–બેટા કરીને સારૂ ભણાવતા હતા. ત્રિભોવનદાસના વખતમાં સને ૧૮૫૬ ની સાલ-માં અંગ્રેજ ઇન્સ્પેકટર તરીકે મી. હોપ સાહેબ પહેલ વહેલાજ પરીક્ષા લેવા આવ્યા હતા. તેમને ગુજરાતી જ્ઞાન સારૂં હોવાથી દરેક વર્ગની પરીક્ષા તેમણે દરેક વિષયમાં લીધી હતી. એ મને યાદ છે, અને નિશાળને ગુજરાતમાં સારામાં સારી ગણી હતી.

સને ૧૮૩૧–૩૨ માં વેજલપોરમાં એક સરકારી નિશાળ સ્થાપવામાં આવી હતી. તે નિશાળના મહેતાજી હરિભાઇ કરીને મકનરામ મહેતાજીના ભાઇ હતા. પાછળથી તે નિશાળ બરાબર ચાલી નહિ, તેથી સને ૧૮૩૭ માં કમી કરી હતી.

ઇ. સ. ૧૮૬૦ થી હોપ સીરીઝ શરૂ થઇ. તે પહેલી ચોપડીથી તે સાતમી ચોપડી સુધી ગણાતી હતી, તે સને ૧૯૦૯ થી બંધ થઇ છે, અને હાલ નવી સીરીઝ ચાલે છે. એ સીરીઝ-માં બીજી ચોપડીનો છેલ્લો પાઠ, તે હાલની પહેલી ચોપડીનો પહેલો પાઠ લખાયલો છે.

ઇ. સ. ૧૮૩૩ માં લોર્ડ વિલ્યમ બેન્ટિક નામના ગવર્નર જનરલ થઇ ગયા, તેમણે એ સાલમાં કેળવણી વિષે પોતાની મિનીટમાં જણાવ્યું કે " આપણે દેશી ભાષાની કેળવણી પર વધારે પૈસા ખરચવા ન જોઇએ, પણ યુરોપીઅન ભાષાની કેળ-વણી ઉપર પૈસા ખરચવા જોઇએ. કારણ કે આપણો મુખ્ય હેતુ એ છે કે યુરોપીઅન જ્ઞાન હિંદુસ્થાનના દેશીઓમાં ફેલાવવું. " આ ઉપરથી તેવેતેવે ઠેકાણે અંગ્રેજી સ્કુલો સ્થાપન કરવામાં આવી.

આ મિનીટને આધારે સને ૧૮૪૯ માં ભરૂચ શહેરમાં પણ એક અંગ્રેજી સ્કુલ સ્થપાઇ. પહેલા માસ્તર ધનજીશા કરીને હતા, તે થોડી મુદત રહ્યા પછી રૂા. ૧૮૦) ના પગારે કાવસજી એદલજી નામના માસ્તર થયા. કાવસજી મુનસફ થયા, તેથી તેમણે એ નોકરી છોડી દીધી. પછી પાર્વતીશંકર માસ્તર થયા, એ માસ્તર સને ૧૮૮૭ સુધી એજ જગ્યાએ રહ્યા અને એજ જગ્યા-એથી પેનશન લીધું. એઓ રૂા. ૧૦૦) ને પગારે નિમાઇને આ-વેલા તે રૂા. ૨૫૦) સુધી ચઢયા હતા. એમના હાથ તળે ઘણા એ કેળવણી લીધી છે અને એમના સ્વભાવથી દરેક જણ વાકેફ છે. એમની નીતિ વિષે જેટલું કહીએ તેટલું ઓછું છે. ઇનસાફ તરફ એમનું વળણ હતું. પોતાના વિદ્યાર્થીઓને પોતાનાં બચ્ચાં તરીકે ગણતા હતા, અને તેમનું ભલું થાય તે જોવાને રાજી હતા; એ વગેરે ગુણો હાઇસ્કુલમાં એમની છબી મૂકાઇ તે દિવસે વર્ણ-વાયા હતા, એટલે હાલની પ્રજાને એમની રીતભાત જણાઇ હશેજ. એઓને પેનશન લેતી વખતે રાવબહાદુરનો માનવંતો ઇલકાબ સરકાર તરફથી એમની સારી નોકરીના બદલામાં ઇનાયત કરવા-માં આવ્યો હતો. એઓ હાલ પાંચ વરસ થયાં ગુજરી ગયા છે. એમના વખતમાં સ્કુલનાં પરિણામો પણ સારાં આવતાં હતાં.

રાવબહાદુર પાર્વતીશંકર ગ્રેજ્યુએટ નહોતા, છતાં એમનું અંગ્રેજી જ્ઞાન ગ્રેજ્યુએટો કરતાં ઓછું નહોતું, બલકે ગ્રેજ્યુએટો

ને પણ ટક્કર મારે એવું હતું. તેમ હિસાબી કામમાં તો એમના વખતમાં એમની બરાબરી કરી શકે એવો ગુજરાતમાં કોઇ ભાગ્યેજ નીકળ્યો હશે. એઓની પછી જે જે ગ્રેજ્યુએટ માસ્તરો થયા, તેઓ સર્વે સારા માણસો હતા, તેથી સ્કુલની આબાદાની રહી છે.

સને ૧૮૪૯ માં સ્કુલ રણછોડજીની સામેના દીપમાળ પાસેના મકાનમાં, જ્યાં સને ૧૮૨૬ ની સાલમાં ગુજરાતી નિશાળ શરૂ થઇ હતી, ત્યાંજ શરૂ થઇ હતી. અંગ્રેજી સ્કુલને માટે સરકારી મકાન જોઇએ, એવી યોજના થવાથી ઉઘરાણું થયું, ને રૂા. ૩૦૦૦) માં લાલ બજારમાં મકાન બાંધ્યું. એ જગ્યાએ સને ૧૮૮૭ સુધી સ્કુલ રહી, પછી લાઇનમાં નવા મકાનમાં લઇ ગયા, કે જ્યાં હાઇસ્કુલના છોકરા બેસે છે.

શરૂઆતમાં અંગ્રેજી સ્કુલમાં પહેલાં જુની સીરીઝ ચાલતી હતી. ફર્સ્ટ રીડિંગ બુક, સેકન્ડ બુક, થર્ડ બુક, ઇસપ્સફેબલ અને મોરલ કલાસ બુક ચાલતી હતી. આ ચોપડીઓ ઇન્ગલંડ ચાલતી બુકો હતી. રીડસનું નાનું ગ્રામર, જ્યોગ્રોફી, મરેઝની ઇન્ડીઅન હિસ્ટરી અને નહાની ઇન્ગલંડની તથા મોટી સીમસનની ઇન્ગલંડની હિસ્ટરી ચાલતી હતી. સને ૧૮૫૯ માં પહેલ વહેલી મેટ્રિક્યુલેશનની પરીક્ષા શરૂ થઇ. કોલેજ મુંબઇમાં સ્થપાઇ, તેનું નામ મુંબઇના નામદાર ગવર્નરસાહેબ એલ્ફિન્સ્ટન સાહેબનું નામ અમર રાખવા એલ્ફિન્સ્ટન કોલેજ આપ્યું, ને ડિરેકટર મી. હાવર્ડ નિમાયા. તેમણે પોતાની સીરીઝ કાઢી. ફર્સ્ટ બુક, સેકન્ડ બુક, થર્ડ બુક, ફોર્થ બુક અને ફિફ્થ બુક એ નામ આપી સ્કુલોમાં ચલાવવા લાગ્યા. પોતે એક ગ્રામર તૈયાર કર્યું, તેનું નામ હાવર્ડસ ગ્રામર હતું, તથા " મોરલ એનેલેસિસ " ચાલવા માંડયાં. ગુજરાતી ટેલર ગ્રામર પણ નવું થયું. હાવર્ડ સીરીઝ ઘણા વરસ સુધી ચાલી. હવે રોયલ સીરીઝ ચાલુ થઇ છે.

સને ૧૮૬૦ સુધી મોનિટરો નિમાયલા હતા. તેઓને પહેલાં રૂા. ૨ થી રૂા. ૪ સુધી પગાર મળતો હતો. સને ૧૮૫૬ માં પગાર વધવાથી રૂા. ૪) થી રૂા. ૬) સુધી પગાર થયો અને સને ૧૮૬૦ થી રૂા. ૨૫) ના પગારનો એક આસિસ્ટંટ અપાયો,

તથા સને ૧૮૬૩ માં બીજો આસિસ્ટંટ રૂા. ૨૦) ના પગારનો નિમાયો. આ આસિસ્ટંટો શિવાય મોનિટરો તો કાયમજ હતા.

સને ૧૮૬૩ માં લોકલ ફંડનો ધારો નીકળ્યો, તેથી સને ૧૮૬૪ માં લોકલ ફંડની રકમ એકઠી થવાથી મોનિટરોને કાઢી નાંખો, સને ૧૮૬૫ ના જાનેવારી માસથી આસિસ્ટંટોની નિમણુક થઇ. પહેલાને રૂા. ૬૦), બીજાને રૂા. ૫૦), ત્રીજાને રૂા. ૩૫) એ મુજબ છ આસિસ્ટંટો નિમાયા. છેલ્લાને રૂા. ૨૦) નો પગાર મળતો હતો.

સને ૧૮૬૪ માં એક તથા સને ૧૮૬૫ માં એક, એવી રીતે બે છોકરા મેટ્રિક થયા, પણ સને ૧૮૬૬–૬૭ થી એવો ધારો નીકળ્યો કે એંગ્લોવર્નાકયુલર સ્કુલોમાં ચાર ધોરણથી વધારે ચલાવવાં નહિ. ભરૂચમાં એ વર્ગની સ્કુલ હોવાથી મેટ્રિકયુલેશન કલાસ બંધ થયો, અને ઉપલા વર્ગના છોકરાઓને સુરત, અમદાવાદ જવું પડયું.

સને ૧૮૬૬ થી ધોરણો બંધાયાં, તે મુજબ દરેક છોકરાને દરેક વિષયમાં માસ્તરે માહિતી આપવી જરૂરની થઇ. સને ૧૮૫૮ ની રૂલની પરીક્ષા જે કલેકટર સાહેબની કચેરીમાં દર વરસ લેવાતી હતી, અને તેમાં જે પાસ થાય તેને સરકારી નોકરી મળતી હતી, તે બંધ થઇ અને જે છોકરો ગુજરાતીમાં ચોથામાં, અંગ્રેજીમાં ત્રીજા ધોરણમાં પાસ થયો હોય, તેને સર્ટિફિકેટો ડેપ્યુટી ઇન્સ્પેકટરો આપવા લાગ્યા. એ સર્ટિફિકેટ જેની પાસે હોય તેને નોકરી આપવા માંડી. સને ૧૮૭૧ થી એકઝામિનેશનની કમિટી નિમાઇ, તેમાં દરેક જીલ્લામાં, સ્કુલના માસ્તર પ્રસિડેન્ટ, અને ડેપ્યુટી ઇન્સ્પેકટર તથા ફર્સ્ટ આસિસ્ટંટ મેંબરો નિમાયા. આ પરીક્ષાને ફર્સ્ટગ્રેડ અને સેકન્ડગ્રેડ સર્ટિફિકેટ પરીક્ષા કહેતા હતા, એટલે અંગ્રેજીમાં અને ગુજરાતી બંનેમાં લેવાતી હતી. અંગ્રેજી પાંચમું ધોરણ એ ફર્સ્ટગ્રેડ અને ગુજરાતી છઠું ધોરણ તે સેકન્ડ ગ્રેડ કહેવાઇ. એ પરીક્ષામાં જે પાસ થાય તેઓને નોકરી અપાતી હતી. ડેપ્યુટીઓ સર્ટિફિકેટ આપતા બંધ થયા. મેટ્રિક પાસ થયેલા પણ સરકારી નોકરીને લાયક ગણાતા હતા.

સને ૧૮૮૯ ના સપ્ટેમ્બર માસમાં એવો ઠરાવ થયો કે હવે પછી મેટ્રિક પાસ થયેલાને સરકારી નોકરી આપવી નહિ, અને તેજ સાલથી સ્કુલ ફાયનલ નીકળી. સ્કુલ ફાયનલ તથા સર્ટિફિકેટ પરીક્ષામાં પાસ થયેલાઓને નોકરી મળતી હતી, તેમાં સ્કુલ ફાયનલ વાળાને પહેલી પસંદગી આપતા હતા, અને હાલ પણ આપે છે. મેટ્રિક અને સ્કુલ ફાયનલ પાસ થયેલાને વકીલાતમાં કે હાઇકોર્ટ પ્લીડરમાં જવાની છુટ હતી અને હાલ પણ છે. સ્કુલ ફાયનલ નીકળી, એટલે જે પાંચમા ધોરણની ફર્સ્ટગ્રેડ ગણાતી હતી, તે સેકન્ડગ્રેડ અને જે ગુજરાતી છઠ્ઠા ધોરણની સેકન્ડગ્રેડ સર્ટિફિકેટ પરીક્ષા ગણાતી હતી તે થર્ડગ્રેડ થઇ. સને ૧૯૦૪ માં સેકન્ડગ્રેડ પરીક્ષા અંગ્રેજી પાંચમા ધોરણની બંધ કરી અને ૧૯૦૫ થી થર્ડગ્રેડ પરીક્ષાને વર્નાક્યુલર સ્કુલ ફાયનલ નામ આપ્યું, તેથી ગ્રેજ્યુએટો, સ્કુલ ફાયનલ તથા વર્નાક્યુલર સ્કુલ ફાયનલ વાળાને નોકરી અપાતી થઇ. હાલ સ્કુલ ફાયનલ વાળા મળતા નથી, તેથી મેટ્રિક્યુલેશન પાસ થયેલા ઉમેદવારોને પણ નોકરીમાં દાખલ કરવાનો ધારો નીકળ્યો છે, તેથી તેઓને પણ નોકરીઓ મળે છે.

હવે સ્કુલમાં પહેલાં કેવી રીતે પરીક્ષાઓ લેવાતી હતી, તે જણાવવું જોઇએ. એજ્યુકેશનલ ઇન્સ્પેકટરો દર વરસે અંગ્રેજી સ્કુલની પરીક્ષા લેવા સને ૧૮૬૬ સુધી આવતા હતા, તેઓ દરેક છોકરાને અંગ્રેજી વંચાવતા હતા, એમાં તો શક નહિ, તેમ મીનિંગ, અધરવર્ડો વિશેષ પૂછતા હતા. ઇતિહાસ, ભૂગોળ, વ્યાકરણ વગેરેના સવાલ ઇન્સ્પેકટર પૂછે કે તરત જે છોકરો તે સવાલનો જવાબ જાણતો હોય, તે ઉઠીને જવાબ દેતો હતો, તે ઉપર સ્કુલની હોંશીઆરી ગણાતી હતી. હિસાબી કામમાં તો આ સ્કુલ પહેલા નંબરનીજ ગણાતી હતી. કારણ પહેલાં સને ૧૮૬૧ સુધી એવો ધારો હતો કે જે છોકરો ગુજરાતી નિશાળમાં હિસાબ વધારે શિખી આવ્યો હોય, તે કદાપિ અંગ્રેજીમાં છેલ્લા કલાસમાં હોય તો પણ હિસાબમાં પહેલા કલાસમાં બેસતો હતો.

સને ૧૮૬૧ થી એ રીવાજ બંધ કર્યો, ને જે કલાસમાં અંગ્રેજીમાં હોય તેજ કલાસમાં હિસાબમાં બેસવાનો ધારો નીકળ્યો. આ ફેરફાર મી. હોપ સાહેબે કર્યો. એ કરવાનું કારણ

કે હોપ સીરીઝ નવી નીકળવાથી પાંચમી ચોપડીમાં જે છોકરો પાસ થયો હોય તેનેજ અંગ્રેજીમાં દાખલ કરવો, એવો હુકમ નીકળ્યો હતો.

સને ૧૮૬૫ સુધી એક બીજી પરીક્ષા વરસમાં એક વાર દરેક સ્કુલની લેવાનો ધારો હતો. એ પરીક્ષા કાગળ ઉપર લખવાની તથા મ્હોઢાના સવાલોની હતી. ( Oral ) એ પરીક્ષાના છાપેલા સવાલો મુંબઇથી આવતા હતા. (૧) પેપર ગુજરાતીમાંથી અંગ્રેજીમાં અને અંગ્રેજીમાંથી ગુજરાતીમાં તરજુમો કરવાનો હતો. (૨) પેપર ગ્રામર તથા વાકયો અશુદ્ધ હોય તો સુધારવા વગેરેનો હતો. (૩) ઇતિહાસ, ભૂગોળ, તથા સામાન્ય જ્ઞાનનો હતો. દોઢ દહાડે આ પરીક્ષા પુરી થતી, પછી ડિકટેશન અંગ્રેજીમાં મુંબઇથી છાપેલું પેપર પર આવેલું, તેજ લખાવતા હતા. એવી રીતે બે દહાડા આ પરીક્ષા ચાલતી હતી. ત્રીજે દહાડે “ ઓરલ ” ચાલતું હતું. તેમાં અંગ્રેજી વાંચન, અધરવર્ડસ, મીનિંગ, પારસિંગ પૂછતા હતા, એમ ગુજરાતી વાંચન તથા તેની સમજુત, પારસિંગ પૂછતા હતા. ત્રણ દિવસે આ પરીક્ષા પુરી થતી હતી, અને તે ઉપલા બે કલાસના છોકરાઓનીજ થતી હતી. પહેલા અને બીજા કલાસના પેપરો જુદા જુદા હતા. એ પરીક્ષા એન્યુઅલ પેપર એકઝામિનેશન કહેવાતી હતી, અને તે ઘણું કરી એપ્રિલમાં લેવાતી હતી. એ પરીક્ષાના પ્રેસિડેન્ટ સિવિલ સરજન હતા અને મેમ્બરો, સદરઅમીન, હરભજનદાસ બાવા અને એક રેવન્યુ ખાતાના ડેપ્યુટી હતા. સવાલો સિવિલ સરજનને ત્યાં આવતા, તે પરીક્ષાને દિવસેજ મેંબરોની રૂબરૂ ફોડી વહેંચતા હતા.

અંગ્રેજી ઓરલ સિવિલ સરજન તથા ગુજરાતી સદરઅમીન લેતા હતા. જે છોકરાએ જેવો જવાબ દીધો હોય, તે ઉપર વિચાર કરી માર્ક મૂકતા હતા. આ ઓરલના માર્કનું પત્રક તથા છોકરાઓએ જે જવાબ લખી આપ્યા હોય, તે મુંબઇ તેજ દિવસે મેંબરોની રૂબરૂ પાકીટમાં બંધ કરી મોકલી દેતા હતા. આ જવાબો મુંબઇમાં તપાસાતા હતા અને તે ઉપરથી સ્કુલની આબાદી સમજાતી હતી અને માસ્તરોને તેમની સ્કુલના પરિણામની ખબર આપતા હતા. આ પરીક્ષા સને ૧૮૬૫ ના એપ્રિલમાં

છેલ્લી લેવાઇ હતી. સ્ટેન્ડર્ડો ( ધોરણ ) નીકળ્યાં એટલે એ બંધ કરવામાં આવી હતી.

સને ૧૮૭૦ માં એવો ઠરાવ થયો, કે મુંબઇની કોલેજમાં જે પ્રાફેસરો હોય, તેમણે અંગ્રેજી સ્કુલોમાં પરીક્ષા લેવા જેવું. આ ઠરાવથી સને ૧૮૭૦ ના સપ્ટેમ્બર માસમા મી. બિલેઅર્સ, અને ભંડારકર નામના બે પ્રોફેસરો ભરૂચમાં સ્કુલની પરીક્ષા લેવા આવ્યા. પ્રોફેસર ભંડારકરે હિસાબી કામમાં છોકરાઓને તપાસ્યા, અને પ્રોફેસર બિલેઅર્સે અંગ્રેજીમાં તપાસ્યા. આ પ્રોફેસરોએ ભરૂચની સ્કુલને બધી સ્કુલો જે જે ગુજરાતમાં એઓએ તપાસેલી તેમાં પહેલે નંબરે ગણી હતી અને પ્રોફેસરોએ જે તપાસણીના પરિણામનો રીપોર્ટ કરેલો તેવો સારો રીપોર્ટ કોઇ દિવસ રા. બા. પાર્વતીશંકર માસ્તરની કારકીર્દિમાં થયો હોય, એવું મેં જોયું નથી, તેમ સાંભળ્યું નથી. ( ડિરેકટરનો ૧૮૭૦–૭૧ નો એન્યુઅલ રીપોર્ટ જુવો ).

સ્કુલની ઉત્તમ પ્રસંશા થવાથી, ડિરેકટર મી. પીલ ભરૂચ આવ્યા. તેમણે ઉપરચોટી પરીક્ષા લીધી, તેથી તે પણ ખુશ થયા, અને સને ૧૮૭૧ ના એપ્રિલ માસથી એ સ્કુલને હાઇસ્કુલ કરવી, એવો સરકારમાં રીપોર્ટ કરવાથી ભરૂચમાં સને ૧૮૭૧ ના એપ્રિલથી હાઇસ્કુલ સ્થપાઇ, અને મેટ્રિકયુલેશનમાં છોકરાઓ પાછા જવા લાગ્યા. પહેલેજ વરસે ત્રણ પાસ થયા.

ભરૂચમાં હાઇસ્કુલ થઇ, તેથી સ્ટાફમાં પણ વધારો થયો. રૂા. ૧૦૦) નો પહેલો તથા રૂા. ૭૫) નો બીજો આસિસ્ટન્ટ નિમાયો. બાકીના જુના હતા, તેઓ તેજ પગારથી કાયમ રહ્યા હતા. પહેલા આસિસ્ટન્ટ સુરતના મી. છબિલદાસ દોલતરામ દીક્ષિત જેઓને અત્રે લાંબી મુદત રહેવાથી ભરૂચના ઘણા ખરા ઓળખે છે તેઓ હતા, બીજા આસિસ્ટન્ટ મી. દાદાભાઇ નસરવાનજી નાણાવટી હતા. એઓ બંને ફેલ્ડ ગ્રેજયુએટો હતા. આ સાલ પછી સ્કુલના સ્ટાફમાં તથા માસ્તરોના પગારમાં વધારો થયેલો સાંભળ્યો છે.

હાઇસ્કુલ થઇ છતાં પહેલા ધોરણથી મેટ્રિકયુલેશન ધોરણ સુધી શિખવવામાં આવતું હતું. લાંબી મુદતે ફકત ઉપલાં ચાર ધોરણોજ શિખવવાનો ઠરાવ સરકાર તરફથી થયો હતો. સને

૧૯૦૭ ના સપ્ટેમ્બરની તા. ૧ લીથી પાછું પહેલા ધોરણથી શિખવવામાં આવે છે. સ્કુલમાં સંસ્કૃત અને ફારશી ભાષા તથા "ડ્રોઇંગ" પણ શિખવાય છે, તથા જીમનેઝીઅમ માસ્તર પણ છે. ભરૂચની સ્કુલમાં વિદ્યાર્થી તરીકે અને માસ્તર તરીકે હું લાંબી મુદત રહેલો, તે દરમ્યાનમાં મેં નજરે જોયેલું, તે ઉપરથી તથા મારા પોતાના અનુભવ ઉપરથી મેં સ્કુલ વિષેની હકીકત દર્શાવી છે. મકાન સ્કુલનું આગવું છે અને એ બંધાવવામાં અત્રેના નામાંકિત પારસી ગૃહસ્થ સ્વર્ગવાસી ખાનબહાદુર રૂસ્તમજી સોરાબજી દલાલે મોટી રકમ બક્ષીસ તરીકે આપવાથી એ ગૃહસ્થનું નામ એ સ્કુલ સાથે જોડાઇ, "આર, એસ, દલાલ હાઇસ્કુલ—ભરૂચ" લખાય છે. જીમનેઝીઅમ પણ એમના સ્વર્ગવાસી દીકરા દિનશા રૂસ્તમજી દલાલના ખરચથી થયું છે, માટે દિનશાજીનુ નામ જીમનેઝીઅમ સાથે જોડાયું છે. પહેલાં આ સ્કુલ સરકાર, લોકલફંડ અને સુધરાઇથી અમુક ખરચ અપાતો તેથી ચાલતી હતી. સને ૧૯૦૯ ના માર્ચ આખરે ૩૩૫ છોકરા તથા ૨૮૯ સરાસરી હાજરી હતી. સ્કુલની છોકરાઓની ફીની રકમ રૂા. ૯૦૮૧–૧૨–૦ ઉપજી હતી. હેડમાસ્તર સાથે ૧૭ શિક્ષકોનો ખરચ રૂા. ૧૪૨૩૮ થયો હતો. એ રકમ પ્રોવિનશીઅલ ફંડમાંથી અપાય છે. ( મી. પંડયા. )

સને ૧૯૧૩ ના માર્ચ આખરે સ્કુલમાં ૩૫૦ છોકરા તથા સરાસરી હાજરી ૩૧૪ હતી. સ્કુલની છોકરાઓની ફી રૂા. ૧૦૬૩૭ હતી. હેડમાસ્તર સાથે હાલ ૧૫ શિક્ષક છે, તેનો વરસનો ખરચ એપ્રિલ સને ૧૯૧૨ થી માર્ચ સને ૧૯૧૩ સુધીનો રૂા. ૯૬૪૩—૧૪–૮ થયો હતો. માર્ચ મહિનામાં રૂા. ૮૦૫) પગાર ખાતે ખરચ હતો. હેડમાસ્તરને હાલ રૂા. ૩૦૦) મળે છે. પહેલા રૂા. ૨૫૦) મળતા હતા. હેડમાસ્તર હાલ રાજેશ્રી મોરારજી નારણજી અધ્યારૂ છે. એઓની શિક્ષણ આપવાની રીત મારા જોવામાં આવી, તે મને તો સારી લાગી હતી.

જ્યારે સ્કુલ સને ૧૮૪૯ માં શરૂ થઇ, ત્યારે રૂા. ૦–૮–૦ ફી લેવાતી હતી. સને ૧૮૬૬ માં સ્ટેન્ડર્ડ બંધાયાં, ત્યારે પહેલા અને બીજા ધોરણના રૂા. ૦–૮–૦, ત્રીજાના રૂા. ૦–૧૨–૦,

ચોથા ધોરણથી રૂા. ૧) ફી લેવાવા મંડાઇ. હાઇસ્કુલ થયા પછીથી ફી વધવા માંડી છે. રૂા. ૧–૮–૦ અને રૂા. ૨) સુધી ફી જોયલી, પાચળથી ૧ લા તથા ૨ જા સ્ટેન્ડર્ડનો રૂા. ૧), ત્રીજાનો રૂા. ૧ા ચોથાના ને પાંચમાના રૂા. ૨), અને છઠ્ઠા તથા સાતમાના રૂા. ૩) ફી થઇ હતી. હાલ પહેલાથી ત્રીજા સુધી રૂા. ૧ા તથા ચોથા પાંચમાના રૂા. ૨ા, છઠ્ઠા, સાતમાના રૂા. ૪ ફી લેવાય છે. (મો. મોરારજી)

પહેલાં તો સરકારી ગુજરાતી નિશાળ એકજ હતી અને પાછળથી આટલી બધી શી રીતે વધી તે હવે જણાવવું જોઇએ. સને ૧૮૬૩ માં લોકલફન્ડ લેવાનો ધારો નીકળ્યો, એટલે લોકલફંડના પૈસાથી " લોકલબોર્ડ સ્કુલો " નામ અપાઇ કેટલીએક સ્કુલો નીકળી, તેમાં ભરૂચ શહેરમાં નિશાળો વધારવામાં આવી. સને ૧૮૬૪ માં પહેલી વેજલપોરમાં નીકળી, પછી જેમ જેમ છોકરાઓ કેળવણી લેતા થયા, તેમતેમ તે વગામાં નિશાળો સ્થાપન કરવામાં આવી.

સને ૧૮૭૩–૭૪ માં ૯ નિશાળો સરકાર તરફથી સ્થાપન થયેલી હતી અને તેમાં સરાસરી હાજરી ૭૭૯ ની રહેતી હતી. આ સ્કુલો પૈકી એક હાઇસ્કુલ તથા એક એંગ્લોવર્નાકયુલર સ્કુલ હતી. છોકરાઓની ત્રણ ગુજરાતી નિશાળો હતી, અને એક છોકરીઓની નિશાળ હતી. એ શિવાય એક મુસલમાનોને માટે ઉર્દુ નિશાળ હતી, તથા બે ઇવીનિંગ સ્કુલો હતી. એ નિશાળોમાં ૧૧૪૯ છોકરાઓ ભણતા હતા. આ શિવાય બીજી ૧૫ ગામઠી નિશાળો હતી અને એક નિશાળને સરકાર તરફથી મદદ મળતી હતી.

સને ૧૯૦૮–૦૯ ના માર્ચ માસમાં પાંચ સરકારી ગુજરાતી નિશાળો હતી. (૧) લાલબજારની નિશાળમાં ૩૨૫ છોકરા હતા, તથા વરસની સરાસરી હાજરી ૨૩૫ હતી. (૨) નવાદહેરાની નિશાળ, તેમાં ૩૨૫ છોકરા તથા ૨૫૧ હાજરી હતી. (૩) દાંડીઆ બજારની નિશાળમાં ૨૦૧ છોકરા તથા ૧૪૮ હાજરી હતી. (૪) વેજલપોરની નિશાળમાં ૨૧૧ છોકરા તથા ૧૫૦ ની હાજરી હતી. (૫) છીપવાડવાળી નિશાળમાં ૩૦૭ છોકરા તથા ૨૩૬ હાજરી હતી. એક મુસલમાનના છોકરાઓ માટે ઉર્દુ નિ-

શાળ હતી, તેમાં ૨૪૫ છોકરા તથા ૧૬૬ હાજરી હતી. આ છ છોકરાઓની સરકાર તરફથી સ્થાપન થયેલી નિશાળોમાં માર્ચ આખરે ૧૬૧૪ છોકરા કેળવણી લેતા હતા, અને હાજરી ૧૧૮૬ ની હતી. નિશાળોની સંખ્યા તો માર્ચ આખરની છે, પણ હાજરી તો વરસની સરાસરી જણાવી છે.

ઉર્દુ સાથે છ કન્યાશાળાઓ પણ સરકાર તરફથી સ્થાપન કરવામાં આવી છે. (૧) લાલબજાર કન્યાશાળામાં ૧૩૬ છોકરીઓ માર્ચ આખરે હતી અને વરસની સરાસરી હાજરી ૭૮ હતી. (૨) નવાદહેરાની કન્યાશાળામાં માર્ચ આખરે નંબર ૨૨૭ તથા વરસની સરાસરી હાજરી ૧૩૫ હતી. (૩) દાંડીઆ બજારમાં માર્ચમાં ૬૩ છોકરીઓ તથા વરસની સરાસરી હાજરી ૪૦ હતી. (૪) વેજરપોર કન્યાશાળામાં માર્ચની સંખ્યા ૯૭ તથા સરાસરી હાજરી ૭૦ હતી. (૫) છીપવાડ કન્યાશાળામાં માર્ચની સંખ્યા ૭૩ તથા સરાસરી હાજરી ૪૬ હતી. (૬) ઉર્દુ કન્યાશાળામાં માર્ચનો નંબર તો ૪૨ હતો, પણ આખા વરસની સરાસરી હાજરી ૫૬ છોકરીઓની હતી. સને ૧૯૦૯ ના માર્ચ આખરે કુલ છોકરીઓ ૬૩૮ કેળવણી લેતી હતી, તથા તેમની આખા વરસની સરાસરી હાજરી ૪૨૫ ની હતી, એટલે દરરોજ ૪૨૫ છોકરીઓ કેળવણી લેતી હતી.

સને ૧૮૮૪ માં સેલ્ફ ગવર્નમેન્ટ થઇ ત્યાં સુધી આવી નિશાળો લોકલબોર્ડ નિશાળો કહેવાતી હતી, પણ એ સાલથી જ્યાં સુધરાઇ છે, ત્યાંની નિશાળો સુધરાઇખાતાને સોંપવામાં આવી છે. ભરૂચમાં એવી ઓફિસ હોવાથી એ નિશાળો સુધરાઇ ખાતાને સોંપી છે, તેનો વહિવટ સુધરાઇના સ્કુલબોર્ડના ચેરમેનને સોંપ્યો છે, તેથી તેઓ તથા એ બોર્ડના મેમ્બરો એ સ્કુલો ઉપર દેખરેખ રાખે છે, પણ એ નિશાળો જે લોકલ બોર્ડના સ્કુલો કહેવાતી, તે હવે મ્યુનિસિપાલ સ્કુલો કહેવાઇ, તેની દેખરેખ સુધરાઇ તરફથી રાખવામાં આવે છે, છતાં પરીક્ષાનું કામ તો એજ્યુકેશન ખાતાનેજ સોંપેલું હોવાથી જીલ્લા ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરોજ કરે છે અને તેઓની પરીક્ષાના પરિણામ ઉપર નજર રખાઇ નિશાળોની પ્રસંશા થાય છે. એ નિશાળોના એસ્ટાબ્લિ-

શમેન્ટનો ખરચ* રૂા. ૧૭૦૫૮) સુધરાઇ ખાતા તરફથી અપાય છે. આ ૧૨ નિશાળમાં ૯૫ શિક્ષકો કામે લાગેલા છે. એ સ્કુલોની ફીની ઉપજ રૂા. ૧૨૧૮) માર્ચ સને ૧૯૦૯ આખરના વરસની ઉપજ હતી.

લાલ બજારની છોકરાની નિશાળો તથા નવા દહેરાની કન્યાશાળા સરકારી મકાનોમાં બેસે છે. બીજી નિશાળોને માટે ભાડાનાં મકાનો છે.

સને ૧૯૧૩ થી લાલ બજારની નિશાળને વર્નાકયુલર હાઇસ્કુલ નામ અપાયાથી બીજી નિશાળોમાં ચારજ ધોરણ શિખવાય છે, અને પાંચમા ધોરણથી શિખવા છોકરાઓને ત્યાં જવું પડે છે.

સરકારી નિશાળો વિષે વિવેચન કરી ગયા, પણ એ શિવાય બીજી કેટલીએક ખાનગી નિશાળો જેમાં અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત, ફારશી, ઉર્દુ, અરેબીક કેળવણી આપવામાં આવે છે, તે વિષે પણ હકીકત લખવી જોઇએ તે લખવાને છુટ લઉં છું.

સને ૧૮૮૫ માં કેટલાએક ગૃહસ્થ પંકિતના સાહસિક જુવાનીઆ ભાર્ગવ બ્રાહ્મણોએ વિચાર કર્યો, કે આપણે પણ એક અંગ્રેજી સ્કુલ કાઢવી. સાત આઠ જણે મળી એક ફંડ ઉભું કર્યું. એવી સ્કુલ કાઢવા મકાનની ગોઠવણ પહેલી થયા શિવાય છોકરાઓને કયાં બેસાડવા અને કઇ જગ્યામાં સ્કુલ કાઢવી, એ બાબત પૂર્ણ વિચાર કરી લલુભાઇનું ચકલું મધ્યસ્થમાં હોવાથી, એ ભાગમાં કોઇ મકાન મળે તો સારૂં, એ ઇરાદાથી શેઠજીવાળું અત્તરશાહની પાછળનું મકાન પસંદ કર્યું. કોઇ સારા આબરૂદાર ગૃહસ્થની સહાયતાથી તેઓ એ મકાન વેચાણ પણ લઇ શકયા, અને એજ જગ્યાએ સને ૧૮૮૫ ના જાનેવારીમાં સ્કુલનું કામ શરૂ કર્યું. આ મકાન મધ્ય સ્થળમાં હોવાથી છોકરાઓ ધીમે ધીમે દાખલ થવા લાગ્યા. સ્કુલમાં જોઇતો સામન, પુસ્તકો, તેઓના એકત્ર ફંડમાંથી ખરીદ કર્યાં. આ જુવાનીઆઓમાં એક તાજા મેટ્રિક થયેલા, સાત્વિક સ્વભાવના, મિલનસાર અને શાંત

* આ રકમ પૈકી રૂા. ૭૦૧૬) સરકાર તરફથી, રૂા. ૮૮૫૬) સુધરાઇ તરફથી, રૂા. ૧૦૦૦) ફીમાંથી, રૂા. ૫૦૦) લોકલફંડમાંથી તથા રૂા. ૪૦૦) લોકલ શેસમાંથી મળે છે.

ગુણના રાજેશ્રી રતનરામ અમરતરામ થાનકી કરીને હતા, તેમનેજ હેડ માસ્તર બનાવ્યા, કે જે હાલ પણ એજ સ્કુલના હેડ માસ્તર છે. નવી સ્કુલમાં શિક્ષણ સારૂં અપાય છે, એવી ખ્યાતિ ચાલવાથી છોકરાઓની સંખ્યા એટલી બધી વધી પડી, કે ભાગદારોને એને લગતું બીજું મકાન પણ ખરીદવું પડયું. શરૂઆતમાં આ સ્કુલનું નામ તેઓએ લોકહિતેચ્છુ સભા સ્કુલ આપ્યું, અને એજ નામથી એ સ્કુલ ઓળખાતી હતી. એ સ્કુલમાં શરૂઆતમાં દરેક ધોરણનો અભ્યાસ કરાવવાનું નક્કી થયું હતું. ફી શરૂઆતમાં આઠ આનાથી દોઢ રૂપીઆ સુધી રાખી હતી. સારા શિક્ષણને લીધે આ સ્કુલની સ્થિતિ એજયુકેશન ખાતાના અધિકારીઓને વખાણવા લાયક જણાયાથી એ અધિકારીઓએ તેઓને સૂચવ્યું, કે જો તમે ત્રણજ ધોરણ ફકત રાખો અને સ્કુલમાં જે રૂ. ૧) ફી લેવાય છે, તેથી ફી ઓછી નહિ લો, તો તમારી સ્કુલને ગ્રાંટ આપીએ. આ એ ગૃહસ્થોએ કબુલ રાખ્યું, તેથી ગ્રાંટ અપાતો શરૂ થયો, અને ગ્રાંટ ઇન, એડ સ્કુલ કહેવાઇ.

આ ગૃહસ્થોએ એ રીતની કબુલત આપવાથી હાઇસ્કુલમાંથી નીચલાં ત્રણ ધોરણ કાઢી નાખ્યાં. તે છોકરાઓ પણ એ સ્કુલમાં દાખલ થયા અને હાઇસ્કુલને ઉપલા ધોરણમાં પુરૂં પાડનાર ( feeder to the High School ) કહેવાઇ, અને રૂ. ૧૧૫૯ ગ્રાંટ મળવા લાગ્યો.

જયારે હાઇસ્કુલમાં સને ૧૯૦૭ થી નીચલાં ત્રણ ધોરણ શિખવવાનો ઠરાવ થયો, ત્યારે એ સ્કુલના કેટલાએક છોકરાઓ વખતે ત્યાં ગયા હશે, અને ગુજરાતી શિક્ષણ પુરૂં થયે, બારોબાર હાઇસ્કુલમાં જતા હશે, તેથી એ સ્કુલની સંખ્યામાં ધોકો લાગ્યો. હાલ એ સ્કુલમાં ઉપલાં ધોરણ શિખવવાનું શરૂ કર્યું છે. માર્ચ સને ૧૯૦૯ માં છોકરાઓની સંખ્યા ૧૮૦ તથા સરાસરી હાજરી ૧૬૭ હતી.

એવીજ રીતે એક બે વણિકોએ, દશાલાડ વર્ગના ચુનિલાલ માણેકલાલ નામના એક સાહસિક જુવાનની આગેવાની નીચે ચકલામાં બીજી એક અંગ્રેજી સ્કુલ કાઢી, તેનું નામ “ નર્મદા ઇંગ્લીશ સ્કુલ ” આપ્યું. એ સ્કુલ સને ૧૮૯૮ ના જાનેવારીમાં

સ્થાપન થઇ. માર્ચ સને ૧૯૦૯ આખરે એ સ્કુલમાં ૧૫૬ છોકરા તથા સરાસરી હાજરી ૧૩૩ હતી.

તા. ૧ લી નવેમ્બર સને ૧૯૧૧ ની સાલથી આ બંને સ્કુલો એકત્ર થવાથી તેને "યુનીઅન હાઇસ્કુલ ભરૂચ" નામ આપ્યું છે. બંને સ્કુલો એકત્ર થવાથી છોકરાઓની સંખ્યા વધી ગઇ છે. સને ૧૯૧૩ ના માર્ચ આખરે ૩૮૨ છોકરા તથા ૩૪૬ સરાસરી હાજરી હતી. એજ સાલના સપ્ટેમ્બર માસમાં ૪૩૫ છોકરા હતા. એ સ્કુલનો માસિક ખર્ચ રૂા. ૬૫૦) હાલ છે. ૧૭ શિક્ષકો છે, તેમાં ત્રણ ગ્રેજ્યુએટો છે, અને વરસની ફીની ઉત્પન્ન રૂા. ૬૦૦૦) થઇ હતી. ફી ૧ લા ધોરણની રૂા. ૧), બીજાની રૂા. ૧—૪, ત્રીજાની રૂા. ૧—૮, ચોથાની રૂા. ૧—૧૨, પાંચમાની રૂા. ૨) અને છઠ્ઠાની રૂા. ૩) લેવાય છે.

મિશન ઓરફ્નેજમાં ગુજરાતી શિક્ષણ અપાય છે. તેમાં સને ૧૯૦૯ ના માર્ચ આખરે ૩૩ છોકરા તથા ૩૪ સરાસરી હાજરી હતી. એ નિશાળમાં દર વરસ રૂા. ૧૦૦) ગ્રાંટ અપાય છે.

કુંભારીઆ ઢોળવાળી નિશાળમાં સને ૧૯૦૯ ના માર્ચ આખરે ૨૫ છોકરા તથા ૩૩ સરાસરી હાજરી હતી. એ નિશાળમાં પણ ગુજરાતી શિક્ષણ અપાય છે.

ફાટા તળાવવાળી ગુજરાતી નિશાળમાં સને ૧૯૦૯ ના માર્ચમાં ૮૯ છોકરા તથા સરાસરી હાજરી ૬૦ હતી.

સને ૧૯૦૯ ના માર્ચમાં જીજીભાઇ દાદાભાઇવાળી ગુજરાતી નિશાળમાં ૧૧૫ છોકરા તથા સરાસરી હાજરી ૯૧ હતી. એ નિશાળમાં પારસીઓ ભણે છે.

જમસેદજી જીજીભાઇવાળી ગુજરાતી નિશાળ, તેમાં હાલ ૩૪ છોકરા તથા સરાસરી હાજરી ૨૮ છે. આ નિશાળ ઘણી જુની છે. ઘણું કરીને સને ૧૮૫૪ માં સ્થાપન થઇ છે.

પિટિટ કન્યાશાળામાં ગુજરાતી શિક્ષણ અપાય છે, તેમાં માર્ચ આખરે ૮૦ છોકરીઓ હતી. સરાસરી હાજરી ૭૦ હતી. એ શાળામાં છોકરીઓને અંગ્રેજી શિક્ષણ પણ અપાય છે.

વાર્ડ (બી) માં બે અરેબીક શિક્ષણની નિશાળો છે, તેમાં ૨૪ છોકરા ભણે છે. વાર્ડ (સી) માં ૩ ખાનગી નિશાળો

છે, તેમાં એકમાં ગુજરાતી, એકમાં ફારશી અને એકમાં ઉર્દુ શિખવાય છે, વળી એક સંસ્કૃત શાળા છે, તે પણ એજ વાર્ડમાં છે, તે ચારે નિશાળો મળી ૨૧૯ છોકરાઓ શિક્ષણ લે છે.

વાર્ડ ( ડી ) માં બે અરેબીક શિક્ષણની નિશાળો છે, તથા બીજી ખાનગી ગુજરાતી, ઉર્દુ મળીને દશ નિશાળો છે. કુલ બાર નિશાળો મળી ૨૩૯ છોકરા શિક્ષણ લે છે.

ભરૂચ શહેરમાં અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત, ફારશી, અરબીક, ઉર્દુ નિશાળો મળીને સને ૧૯૦૯ ના માર્ચ આખરે ૩૮૩૬ છોકરા શિક્ષણ લેતા હતા. કુલ નિશાળોની સંખ્યા ૪૦ હતી. આ ગુજરાતી અને અંગ્રેજી શિવાયની દરેક નિશાળની હકીકત સને ૧૯૦૯ ના માર્ચની છે.



ઉપર જે ગુજરાતી નિશાળોમાં છોકરા છોકરીઓની નિશાળમાં છોકરા છોકરીઓની સંખ્યા લખી છે, તે સને ૧૯૦૯ ના માર્ચ આખરની છે તથા સરાસરી હાજરી પણ તે વરસની સમજવી.



# પ્રકરણ ૨૯ મું.



## નર્મદા (સંસ્કૃત) વેદશાળા તથા તે સ્થાપનાર.



સંવત ૧૯૩૯ ના વરસમાં ધનતેરશને દિવસે, રાજેશ્રી માધવરાવ ત્રિંબકરાવ જોગને ત્યાં કેટલાએક મિત્રો બેઠેલા, તે દરમ્યાન ધર્મચર્ચા ચાલતાં, હાલમાં વેદવિદ્યા કોઇ શિખતું નથી, તેથી થોડે દિવસે એ વિદ્યા ભરૂચમાંથી જતી રહેવાની, સબબ એ વિષે કાંઇ પણ યોજના થવી જોઈએ, એવા શબ્દ રા. માધવરાવજીના મ્હોમાંથી નીકળ્યા.

આ પ્રસંગે ભરૂચના પુરોહિત જ્ઞાતિના એક ગૃહસ્થ રાજેશ્રી જગન્નાથ માધવરામ ભાઉ, જે ભરૂચમાં જગન્નાથ નાજરને નામે ઓળખાઇ ગયા, તે ત્યાં હાજર હોવાથી તેમણે કહ્યું કે ભરૂચમાં હાલને પ્રસંગે એ શિક્ષણનું કામ કોઇ કરી શકે એવું જણાતું નથી, તો આપ જેવા વિદ્વાન ધારો તો પાર ઉતારો એમાં શક નહિ. બીજાઓએ પણ ટેકો આપ્યો.

સઘળા મિત્રમંડળનું વલણ એમની તરફ ગયું, જોઇ પોતે એ શિક્ષણનું કામ માથે લીધું, અને સંવત ૧૯૪૦ ના કારતક શુદી ૨ થી એ કામની શરૂઆત ફકત ચાર છોકરાથી નવચોકીના ઘાટ આગળ ઐાદિચ બ્રાહ્મણોની વાડીમાં કરી.



મહાત્માશ્રી માધવરાવ ત્રંબકરાવ જોગ
નર્મદા વેદશાળા સ્થાપન કરનાર

| જન્મ તિથી. | મરણ તિથી. |
| --- | --- |
| સંવત ૧૯૦૪. | સંવત ૧૯૪૧. |
| ભાદરવા શુદ ૮. | ભાદરવા શુદ ૮. |
| | વય ૩૭. |

'જ્ઞાનોદય' પ્રેસ-ભરૂચ.

એ વાડીની જગ્યા અનુકૂળ નહિ હોવાથી, હાલ જે મકાનમાં શાળા બેસે છે, તે મકાન પોતાની માલકીનું હતું, તે ભાડે આપેલું ખાલી કરાવ્યું, ને ત્યાં શાળાના વિદ્યાર્થીઓ બેસવા લાગ્યા.

શાળા શરૂ થઇ ત્યારથી એજ વિચાર પોતે રાખેલો, કે શાળામાં સનાતન ધર્મ, વેદવિદ્યા તથા સંસ્કૃત વ્યાકરણ શિખવવું. પ્રજામાં આ બાબત જાણ થવાથી બ્રાહ્મણોના છોકરાઓ આવવા લાગ્યા. રાજેશ્રી માધવરાવ જેવા શિક્ષકના હાથ નીચે શિક્ષણ લેવું એ તો ઉત્તમ, તેથી શાળા તો છોકરાઓથી શરૂઆતમાં ભરપૂર થઇ ગઇ, અને પોતાના મકાનમાં કેટલાએક છોકરાને બેસાડવા પડયા.

પાછળથી શિક્ષકો રાખવા પડયા. ઋગ્વેદ અને યજુર્વેદ શિખવે એવા માણસ મળી આવવાથી, તેમને દર વરસે રૂ. ૧૦૦) પગાર ઠરાવી દરેક વેદનાને નોકર રાખ્યા, તથા વ્યાકરણનું કામ પોતે માથે લીધું, અને બીજા શિક્ષકોના ઉપર પોતે દેખરેખ રાખવા માંડી. આવી રીતે પોતે સંવત ૧૯૪૧ ના ચૈત્ર માસ સુધી દેખરેખ રાખી. વાણીઆના છોકરા પણ દાખલ થવા માંડયા, તેમને પુરાણોકત ચાલતું હતું. પછી વ્યાકરણને માટે પણ એક શિક્ષક રાખવો પડયો. એ શાળાનો ખરચ એમના શિષ્ય વર્ગમાં જે ગૃહસ્થો હતા, તેમની ઉદારતાથી ચાલતો હતો.

સને ૧૮૮૫ ના સપ્ટેમ્બર માસની તા. ૧૫ મી એટલે સંવત ૧૯૪૧ ના ભાદરવા શુદ ૮ ને દિવસે પોતે સ્વર્ગવાસી થયા. એમના ઉઠમણા વખત એમનું નામ અમર રાખવા માટે એ શાળા કાયમ રહેવા તરતજ ઉઘરાણું થયું. તે વખતે શહેરના ઘણા ખરા લોકો જેમાં ધનાઢય અને આબરૂદાર વિશેષે હાજર હતા, તેમાંના ઘણાઓએ મોટી મોટી રકમો ભરી, તેથી તેજ દિવસે રૂ. ૩૫૦૦) ની રકમ થઇ. એ રકમમાં ભરૂચના નામાંકિત દેસાઇજી કલ્યાણરાયજી હકુમતરાયજીની રૂ. ૧૦૦૧) ની મોટી રકમ હતી. આ રકમ શિવાય કેટલાએક ગૃહસ્થોએ રૂ. ૦ાા થી રૂ. ૪) ની રકમ દર માસે આપવા કબુલ કરેલું, કે જે રકમ કેટલાએકોએ પોતાની જીંદગી સુધી આપી હતી.

એમના શિષ્યો, રાજેશ્રી છબિલારામ દોલતરામ દીક્ષિત,

હરિકૃષ્ણ લાલશંકર દવે, ગગલ વનમાળી પાઠક, ગુલાબભાઇ ગોપાળજી નાયક, માણેકલાલ જગજીવનદાસ સુરતી. દ્વારકાંદાસ બાપુભાઇ મજમુનદાર, મોતિલાલ દલપરામ દેસાઇ સોલિસિટર વગેરેની દેખરેખ નીચે શાળાનું કામ ધમધોકાર ચાલવા માંડયું.

આ ગૃહસ્થોમાં કેટલાએક સ્વર્ગવાસી થવાથી તથા બીજા ઉમ્મરે પહોંચવાથી હાલ અત્રેના નામાંકિત મલજી કુટુંબના અંબાશંકર ઉત્તમરામ મલજી વકીલ, લક્ષ્મિરામ મહિપતરામ તથા ગંગાશંકર હરિભાઇના વહિવટમાં એ શાળાની દેખરેખનું કામ સોંપ્યું છે.

હાલ એ શાળાના ફન્ડમાં મુંબઇના ત્રિભોવનદાસ નરોતમદાસ માળવી તરફથી રૂા. ૨૦૦૦) ની રકમ આપવામાં આવી છે, તેમ ભરૂચની બાઇ ચુનો, મણિલાલ માણેકલાલ મલજીની વિધવાએ પોતાના સ્વર્ગવાસી દીકરા કૃષ્ણલાલના પુણ્યાર્થે રૂા. ૪૭–૧૧–૬ ગણોત હરસાલ ઉપજે એવી ઇનામી જમીન આપી છે. એ શાળામાં હાલ રૂા. ૬૨૫૭) ને આશરે શિલક છે.

એ શાળામાં હાલ સંસ્કૃત વ્યાકરણ. ઋગ્વેદ, યજુર્વેદ તથા જ્યોતિષનું કામ પણ શિખવે છે. હાલ ૪૦ છોકરાઓ શિક્ષણ લે છે. પરગામથી આવેલા નિરાશ્રિત વિદ્યાર્થીઓના નિર્વાહ અને રહેવાની ખાસ સવડ રા. અંબાશંકર ઉત્તમરામ મલજીના પ્રયાસથી થયેલી છે અને તે અર્થે એક વિદ્યાર્થી આશ્રમ તેમણે ખોલ્યું છે. તેમની અને બીજાઓની ઉદારતાથી આ ખાતું ચાલે છે. નવચોકીના ઓવારા આગળ એક મકાનમાં વિદ્યાર્થીઓ રહે છે અને ત્યાંજ તેમને ભોજન અપાય છે.

રાજેશ્રી માધવરાવજી એક મહાત્મા જેવા થઇ ગયા, તો તેમને વિષે કાંઇ વિવેચન કરવું જોઇએ. એ ગૃહસ્થ મારા ખાસ મિત્ર હતા. અને ગુજરાતી તથા અંગ્રેજી કેળવણી પણ અમે બંનેએ સાથે લીધી હતી, તેથી એમને વિષે મને વધારે અનુભવ, પણ મિત્ર એટલે વધારે પ્રસંશા કરૂં તો વાંચનારના મનમાં એમ આવે, કે અતિશયોક્તિ કરી છે, તેથી ટુંકામાં જણાવવા માગું છું.

એ ગૃહસ્થ સંવત ૧૯૦૪ ના ભાદરવા શુદ ૮ ને દિવસે જન્મ્યા હતા. એઓની મા એઓ છ માસના હતા, ત્યારે ગુજરી

ગયાં હતાં, તેથી એમના પિતા બળવંતરાવે, પોતાના સગા ભાઇ ત્ર્યંબકરાવ ભાઉની સ્ત્રીને એમનું રક્ષણ કરવા સોંપ્યા. જાનકીબાઇ ખરેખર જાનકી જેવાંજ હતાં, તેમણે પોતાને પેટે સંતતિ નહિ હોવાથી પોતાના પેટના દીકરા માફકજ ગણી એ ગૃહસ્થને ઉછેર્યા. એ જાનકીબાઇ એ માધવરાવનાં સગાં કાકી, ત્ર્યંબકરાવ ભાઉનાં સ્ત્રી હતાં. બળવંતરાવ તો બીજી પરણ્યા, એટલે જાનકીબાઇએ સાવકી માનો બીલકુલ ભરોસો થાય નહિ, એમ જાણી પોતાના ધણીને, માધવરાવજી જેને બાબા અથવા બાબા સાહેબ કહેતા હતા, તેને દત્તક લેવા સૂચવ્યું અને માધવરાવજીનો પાંચ વરસની ઉમ્મરે શાસ્ત્રવિધિથી દત્તક લીધા, તેથી એઓ ત્ર્યંબકરાવ ભાઉના પુત્ર થયા.

પાંચમેજ વરસે એમને ઉપવીત ( જનોઇ ) ધારણ કરાવ્યું, એટલે બ્રાહ્મણના રૂપમાં આવ્યા. સંધ્યા વગેરે શિખવવા એક ગુરૂ રાખ્યો. એક માસમાં સંધ્યા, બ્રહ્મયજ્ઞ, વૈશ્વદેવ વગેરે સ્પષ્ટ ઉચ્ચાર સાથે ભણતા જોઇ એમના દત્તકપિતાએ વિચાર કર્યો, કે આ છોકરાની યાદદાસ્ત અદભૂત છે, માટે એને નિશાળે બેસાડવો. છઠે વરસે ગુજરાતીનો નિશાળમાં એને મરાઠીનો ઘર આગળ અભ્યાસ શરૂ કરાવ્યો.

હું ભાર્ગવ ભાઇ સાત ભાઇ વચ્ચે એકનો એક લાડમાં ઉછરેલો, તેથી મારૂં ચિત ભણવા તરફ શાનું હોય ! હોયજ નહિ, પણ કાંઇ મારા સંસ્કાર સારા હશે, તેથી એક દિવસ એઓ મને એમને ઘેર તેડી ગયા અમે બંને એકજ કલાસમાં છઇએ, એવું એમના પિતાએ જાણ્યું, તેથી મને એમના પિતાએ કહ્યું કે તારે રોજ સવારે આવવું અને બંનેએ સાથે પાઠ કરવો. સવારે હું જલદી ઉઠું સાનો ! હું તો સુતો સુતો પથારીમાં ઘોરતો હતો અને એ મારે ઘેર આવી મને બૂમો પાડવા લાગ્યા. હું તરતજ ઉઠી એમની સાથે ગયો અને ત્યારથી અમે બંને મિત્ર થયા, અને અભ્યાસમાં હું પણ એમની સાથે ઠેઠ અંગ્રેજી સ્કુલમાં ફર્સ્ટ કલાસ સુધી ઘસડાતો ચાલ્યો.

એમના બાપ સવારમાં એમને ઉઠાડે, સંધ્યા વગેરે ખટકર્મ કરાવે; તે પછી લંગોટી મારી એક કપડું ખભે નાંખો, રોજ હાથમાં જામ આચમની લઇ, ને સોમનાથ જઇ પૂજા કરે. સોમ-

નાથથી પાછા ફરતાં મને બૂમ પાડે, ને હું સાથે તરતજ જાઉ. બંને સાથે અભ્યાસ કરીએ. એમની અગાધ મનશક્તિ, અને અદભૂત યાદદાસ્ત હું એમની બરાબરી શી રીતે કરી શકું ! એ તો એકજ વખત વાંચે, કે તરત ગમે તે ચોપડી હોય તેના પાઠ વખતે મોઢે બોલી જાય, તેમ મને તો વાંચું તેમાં સમજણ પણ થોડી પડે, તો એ મારાથી બે વરસે નહાના છતાં મને શિખવે. પછી તો મારૂં ચિત્ત પણ ભણવા તરફ વળગ્યું અને હું પણ એમને લીધે ખેચાયો ગયો, તે મારી યાદશક્તિને લીધેજ.

અગીઆર વરસની ઉમ્મરે ફારશી અને ઉર્દુનો અભ્યાસ કરવા માંડયો, અને તે ભાષામાં પણ પૂર્ણતા મેળવી. સને ૧૮૬૩ થી અમે બંને જુદા પડયા. હું વધારે અભ્યાસ કરવા સારૂ અમદાવાદ ગયો. તે દરમ્યાનમાં તે ભરૂચની સ્કુલમાં રૂા. ૨૦) ના પગારથી આસિસ્ટંટ નિમાયા, લાયબ્રેરીની દરેક ચોપડી ઉથલાવી કાઢી અને બાયબલ, કુરાન વગેરે પણ વાંચ્યાં. છએક મહિના માસ્તરની નોકરી કર્યા પછી નોકરી છોડી દીધી અને સોળ વરસની ઉમ્મરમાં “ લવ અને કુશ ” એ નામની અંગ્રેજીમાં કવિતા લખી છપાવી. અંગ્રેજીનું પૂર્ણ જ્ઞાન ભરૂચમાંજ મેળવ્યું. સને ૧૮૬૪ માં દોઢેક માસ અમદાવાદ આવી ત્યાંની હિમાભાઇ ઇનાસ્ટટયુટ લાયબ્રેરીની ચોપડીઓ વાંચી ગયા. આ ચોપડીઓમાં ફિલોસોફીની ચોપડી તરફ એમનું વધારે વળણ હતું.

સને ૧૮૬૬ માં અઢાર વરસની ઉમ્મરે ઉત્તર હિંદુસ્તાનની મુસાફરીએ નીકળી પડયા. રસ્તામાં રતલામ આગળ પોલિટિકલ ખાતાના વડા અધિકારી મીર સામતઅલી સાથે મુકાબલો થયો, તેમનો એક અંગ્રેજી રીપોર્ટ થોડા કલાકમાં લખી આપ્યો, તેથી એમના અગ્રેજીથી ખુશ થઇ એમને રતલામમાં રૂા. ૩૫૦) ના પગારથી હેડમાસ્તર તરીકે રહેવા કહ્યું. એ ત્યાં ત્રણ વરસ રહ્યા. પાછળથી આસિસ્ટંટ વધારવાની બાબતમાં વાંધો પડવાથી એ નોકરી છોડી દઇ ભરૂચ આવ્યા.

એમના પિતા તો સને ૧૮૬૨ માં ગુજરી ગયા હતા, પણ એમની મા હયાત હતાં, તે સને ૧૮૭૦ માં સ્વર્ગવાસી થયાં. તેમની ઉત્તરક્રિયાનું વરસ પુરૂં થતાં, એમનું મન આખા હિંદુ-

સ્થાનની મુસાફરી કરવી; એવા નિશ્ચય પર ગયું, પણ એઓ વેદાભ્યાસ કરતા હતા અને તે અધુરૂં મૂકી જવા એમના ગુરૂ રામશાસ્ત્રી, જેમની પાસેથી એમણે સંસ્કૃતનું પૂર્ણ જ્ઞાન મેળવેલું, તેમણે ના કહી, તેથી અટકયા. વરસેક દિવસ રહી ચારે વેદ અને શાસ્ત્રોમાં પ્રવીણુતા મેળવી. તે દરમ્યાન અત્રે દયાનંદ સરસ્વતીનું પધારવું થયું, તેમણે ધર્મ વિષે ભાષણ આપતાં મૂર્તિનું ખંડન કરવાની વાત આવતાં એઓ દયાનંદ મહારાજની સામે થયા, અને મૂર્તિપૂજા શાસ્ત્રમાં કહી છે, એવું હું વેદથી સાબીત કરૂં છું, માટે આવતી કાલે સભા ભરો. આ ભાષણમાં ઓછામાં ઓછાં ૫૦૦ માણસ હતાં, તેઓએ માધવરાવનું ભાષણ કાલે સાંભળવું એવો ઠરાવ કર્યો. દશાલાડની વાડીમાં બીજે દિવસે એમણે ભાષણ કર્યું. દયાનંદ સરસ્વતીને મોટા મોટા સદગૃહસ્થો ત્યાં પધારવા તેડવા ગયા, પણ તેઓ આવ્યા નહિ અને કહ્યું કે એવા છોકરાના ભાષણમાં હું આવતો નથી. માધવરાવજીએ વેદ ધર્મમાં મૂર્તિપૂજા છે, એવું સાબીત કર્યું. આ સભામાં બધો વાડાનો નીચલો ભાગ ચારે તરફથી ભરપુર માલમ પડતો હતો. એ સભામાં રાજેશ્રી પ્રાણલાલ તથા ચુનિલાલ ડેપ્યુટીઓ હાજર હતા, તેમણે એમને બહુજ ધન્યવાદ આપીને કહ્યું કે માધવરાવજી ! અમારા કાન તમે આજે પવિત્ર કર્યા. તમારામાં આટલું ઝેન છે, તે અમે તો આજેજ જોયું.

આ સભા સને ૧૮૭૨ આખરે ભરાઇ હતી. આ પહેલાં રા. ચુનિલાલભાઇના ધર્મ સંબંધી ગમે તે વિચાર હશે, તે તો જાણુવામાં નથી, પણ આ સભામાં હાજરી આપ્યા પછી નારાયણને તો સંભારતા સાંભળ્યા છે, અને મરતી વખતે પણ તેમને નારાયણ યાદ આવ્યા હશે !

એ પહેલાં થોડાં વરસ થયાં, એમના ગુરૂ રામશાસ્ત્રી કાશી વાસ કરવા ગયા હતા, એટલે એમને કોઇ કહેનાર રહ્યું નહિ. પાછો મુસાફરીનો ઉધામો કર્યો અને સને ૧૮૭૨ માં નીકળી પડયા. એમની સાથે બે સોબતી મુસાફરીમાં હંમેશાં રહેતા હતા. એક બાપુ સખારામ કરી દક્ષણી બ્રાહ્મણ હતા, અને બીજા એમના ગોર મહાશંકર જોશી, અથવા બેમાંથી એક તો હોયજ. આખા હિંદુસ્થાનનાં ઘણાં ખરાં ધામો જોયાં, તેમાં જવાળામુખી તથા

તરતા પહાડો પણ જોયા. ભાગ્યશાળી માટે પૈસા ખુટે કે ત્યાં રૂા. ૧૦૦) થી ઓછી નોકરી મળે નહિ. શ્રીજીમાં, ઉદેપોરમાં, પતીઆલાના રાજાને ત્યાં પણ થોડી થોડી મુદત નોકરી કરી હતી. આખરે અઢી ત્રણ વરસે પાછા આવ્યા. પછી નર્મદા પરિક્રમા કરવા નીકળી પડયા, તે ત્રણ વરસે પાછા આવ્યા.

પરિક્રમામાં એમના સંગમાં ૫૦ માણસ હતાં, તેઓ એમને મહાનત તરીકે માનતા હતા. પરિક્રમા વિષે એમનું કહેવું એવું થએલું, કે ગમે તેવી ગાચ ઝાડીમાં હોઇએ અને કાંઇજ મળે નહિ એવું હોય, છતાં સાંજનો વખત થાય કે તરતજ કોઇ કોઇ પણ જેટલા માણસો સાથે હોય તેટલાને પુરૂં પડે એટલું સીધું લઇને આવતું હતું. નર્મદા ઉપર એમની ઘણી આસ્થા હતી. જાતે શિવભક્ત હતા.

એમની એવી અગાધ શક્તિ થયેલી, કે એમની પાસે આવનાર માણસ શું પ્રશ્ન પૂછવાનો છે, તે એઓ જાણી શકતા, અને તે પ્રશ્ન કરતાં પહેલાં તેઓને તેનો સંતોષકારક જવાબ પણ આપતા હતા, તેથી સાંભળનાર આશ્ચર્ય પામતા હતા.

નર્મદાશંકર કવિનું નામ સર્વેએ સાંભળ્યું હશે, અને કેટલાએકોએ દીઠા પણ હશે. તે માણસ એક દિવસ જગન્નાથ નાજર સાથે માધવરાવજીને મળવા આવ્યા. ધર્મ સબંધી કેટલાએક સવાલ પૂછવાનું નક્કી કરી આવેલા, પણ તેના એક પણ સવાલ પૂછવા અગાઉથી એકેકના જવાબ એમણે તેને મ્હોઢે કહેવા માંડયા. તેથી નર્મદાશંકર તો આશ્ચર્ય પામ્યા. પાછળથી એમણે જે સુધારાના વિચારો ચોપડીઓમાં લખેલા તથા એમના મનમાં હતા, તે ઉપર ઉતરી પડયા. નર્મદાશંકર તરતજ પગે લાગ્યા ને કહ્યું કે માધવરાવજી આજ લગી જે મેં કર્યું, તથા હવે કરવા ધારૂં છું, તે મારી મોટી ભૂલ છે, માટે હવે મારા વિચાર ફેરવીશ. નર્મદાશંકરે પોતાના વિચાર ફેરવ્યા અને બીજું એક પુસ્તક તરતજ લખ્યું તેમાં પોતાની ભૂલો દર્શાવી.

શ્રીપત બાબાજી કરી એક ભરૂચમાં જડજ થઇ ગયા, તેઓ જગન્નાથ નાજર સાથે માધવરાવજી પાસે મળવા સારૂજ ફકત આવેલા, તેઓને સવાલ પૂછવાની વૃત્તિ તો નહિ હતી, પણ

માધવરાવજી વિષય કાઢી એમની રીતભાત ઉપર ઉતરી પડયા. શ્રીપત બાબાજી પગે લાગ્યા, ને કહ્યું કે માધવરાવજી આપનું કહેવું હું સમજી ગયો. મારે એ પ્રમાણે વર્તવુંજ જોઇએ ને વર્તિશ. ઘરમાં હું દેશી પોશાક પહેરીશ. સંધ્યા, સ્નાન વગેરે ખટ્કર્મ કરીશ અને લગ્ન પણ કરીશ. ફકત કચેરીમાં મારો જે પોશાક છે, તે કાયમ રાખીશ. શ્રીપત બાબાજીએ લગ્ન કર્યું. સ્નાન, સંધ્યા વગેરે કરતા થયા, ઘરમાં પંચીયાં પહેરવા માંડયાં, અને પાટલે બેસી જમતા થયા અને ટેબલ ખુરશી એક કોરણે મૂકયાં.

ધીરજ કાકાને જે એકદમ પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટના શિરસ્તદારની જગ્યા મળી હતી, તે એમના ભવિષ્ય કહેવાથી મળી હતી. તેમ રાજેશ્રી પ્રાણલાલ હરકિશનદાસ ડેપ્યુટીને હોદ્દે ચઢયા હતા, તે પણ એમની ભવિષ્યવાણી અને આશીર્વાદનું ફળ હતું.

એમના જે શિષ્યો છે અને હતા, તે મોટા હોદ્દેદાર અને વિદ્વાન વર્ગમાંના હતા. એઓ બ્રાહ્મણને ઘણું માન આપતા હતા અને બ્રહ્મભોજન કરવું, એ પુણ્ય સમજતા હતા.





# પ્રકરણ ૩૦ મું.



## સ્ત્રી કેળવણી.



અસલના વખતમાં સ્ત્રી કેળવણી હાલના કરતાં જુદાજ પ્રકારની હતી. છોકરી જન્મે ત્યારથી, કે તે પાંચ-છ વરસની થતાં સુધી લાડમાં ઉછરતી હતી. પાંચ-છ વરસની થઇ, કે તે વખતથીજ તેની મા ઘરનું કામકાજ સોંપવા માંડે, એકાદ જગ્યાએ પુંજો કાઢવો, વાસણ વીંછળવાં વગેરે તેની ઉમ્મરના પ્રમાણમાં કામ સોંપાતું હતું. આઠ-નવ વરસની ઉમ્મર થાય, ત્યારે તેની મા તેને રોટલી વણતાં, કે રોટલો ઘડતાં શિખવતી હતી. દશ-અગીઆર વરસની છોકરી તો ઘરનું રાંધી શકતી હતી. બીજા કામમાં મદદ આપી પોતાની માની મહેનત ઓછી કરતી હતી. શેર-અચ્છેર અટામણ દળવું, મા ચોખા ખાંડતી હોય તો તેનું ઉપરથી સાંબેલું પકડવું, અગર કાંઇ બીજું અનાજ મા ભરડવા બેઠી હોય, તો તેને ભરડવા લાગવું, એવા દરેક કામમાં તે મદદ આપતી. આવી દરેક જાતની તેની મા તેને મહેનત કરાવતી, અને દરેક જાતની રસોઇ કરતાં આવડે તેથી રસોઇ કરતી વખત પોતાની પાસે હાજર રાખતી. નજરબાજ છોકરીઓ તરતજ ગમે તે પ્રકારની રસોઇ કરવી હોય, તે તરતજ કરવાને શક્તિવાન થતી.

સ્ત્રીઓ ભણેલી નહિ છતાં સવારમાં ઉઠી પરભાતીઆં બોલતી, તે જોઇ છોકરીઓ પણ શિખી જતી અને માની સાથે બોલવા લાગતી. બાપ, ભાઈ જમવા બેસે તેમને ગોળીએથી

પાણીના લોટા ભરી આપવા, અથાણું બરણીમાંથી કાઢી તેમના ભાણામાં મૂકવું, તે તેઓની ફરજ હતો. મા-બાપ સામું બોલતી નહિ. તેઓ જે કામ કહે તે કરતી. સવારમાં ચુલો સળગાવવો, અને ઘરમાંથી પુંજો વાળવો, એ તેમનું પહેલુંજ કામ, તે પછી ઘરમાં કે રેવાજી જઇ સ્નાન કરવું અને જે દેવને માનતી હોય તે દેવનાં દર્શન કરવાં. નહાતાં પહેલાં પોતાનો ચોટલો મા પાસે વળાવવો કે પોતાને હાથે વાળવો. નહાઇને કપાળે ચાંલ્લો કરવોજ જોઇએ. બપોરે ખાઇ પી પરવારી કાંઇ આગલા દિવસની રસોઇની તૈયારી કરવી હોય તે સારૂ દાળ ચોખા વીણવા, શેર બશેર દળવુ, તે તેમનું કામ હતું. આથી પરવારી શેરીની છોકરીઓ અમુક ઘરમાં ભેગી થઇ હોય, તેમની સાથે બે ઘડી વાતો કરી કાંઇ છોકરીઓની રમત રમી બે ઘડી જીવ ખુશ કરવો, તેમ કોઇ ગીતાળી સ્રી હોય તેના પાસે ગીત શિખતી હતી. પહેલાં જે ગીત શિખતાં, તે ભગવાન સંબંધી અગર મહાદેવ સંબંધીનાં એટલે ધર્મ સંબંધોનાંજ શિખતાં હતાં. શેરીની છોકરીઓ ભેગી થઇ કોઇના ઘરમાં હિંચકા ઉપર બેસી ગીતો શિખતી અને સારા મધુર સ્વરથી ગાતી હતી. લગ્ન પ્રસંગનાં ગીતો દરેક છોકરીએ શિખવાં, એ તેમની ફરજ હતી, અને લગ્નમાં કયે પ્રસંગે કયું ગીત ગાવું, એ તેઓને ઘર સંસાર માંડયા પહેલાંથીજ આવડતું હતું. ગરબા ગાવાનું પણ શિખતી હતી. કોઇક પોતાના ભાઈ બાપ, અગર કોઇ નજીકના સગા પાસે લખતાં વાંચતાં પણ શિખતી હતી. આવી છોકરાઓ ઘરનો હિસાબ રાખે એમાં નવાઇ શી ! પણ જેઓ ભણેલી નહિ, તેઓ પણ પોતાના ઘરનો હિસાબ મ્હોઢે મ્હોઢે ગણીને બાપને કે ભાઇને આપી શકતી હતી. ઘરધણી અમુક રકમ ખરચવા આપે, તે ખરચાયાથી આટલા પૈસા આમાં ગયા, આટલા આમાં ગયા, એવો તરતજ હિસાબ આપી શકતી હતી. બુદ્ધિશાળી સ્રીઓ વગર ભણે સાધારણ હિસાબ પણ ગણી શકતી હતી. પાંચેક વાગે દરેક ઘર ધંધાથી પરવારી સ્રીઓ પોતાને પીએર જાય. ત્યાં સગાંને મળે, કોઇ બીજી જગ્યાએ જવું હોય તો ત્યાં જાય અગર દર્શન માટે પણ જતી જોતા હતા. આ પ્રસંગે દીકરા તેમની સાથેજ હોય, દીકરીને મા કવચિતજ મોટી ઉમ્મરની થઇ કે વ્હાલી મૂકતી.

છોકરીનો વિવાહ તો ૩ થી ૯ વરસની ઉમ્મર સુધીમાં થયો હોયજ. મહિનામાં ચાર દિવસ શ્રાદ્ધ, સમચરીએ અથવા બીજે તેવે પ્રસંગે સાસરેથી સાસુ કે સાસરાનું ગમે તે કહેવા આવે કે તરત ઘણી ખુશી સાથે છોકરી સાસરે જાય, ત્યાં સસરા, દીએર, જેઠની ઓળખત રાખી જ્યાં સાસુ બેઠી હોય અગર ઘરનાં બીજાં બૈરાં બેઠાં હોય ત્યાં જઇ બેસે, મરદોને કવચિતજ મ્હો બતાવે. સાસરાની રીતભાત જુવે અને તે પ્રમાણે આગળ ઉપર વર્તવાનું શિખે. બ્રાહ્મણ ક્ષત્રિની છોકરીઓ પાઠ પૂજાનું-શિખતી. માટીના મહાદેવ ઘડી તેની પૂજા કરતી. સ્નાન કર્યા શિવાય પોતે પણ પાણીની ગોળીને અડકતી નહિ, તો પછી બીજાને તો શી રીતે અડકવા દે. પાણી કોઇને જોઇએ તો પોતેજ આપે, સાસરે જાય ત્યારે હાથે, કોટે, કાને, નાકે અને પગમાં એકેકુ આભુષણ તો હોયજ. ચાંલ્લો તો કપાળે સ્નાન કર્યું કે તરતજ કરેલો હોય. સાંજ સુધી છોકરી સાસરે રહે. પોતાને ઘેર જેમ માને મદદ લાગે, તેવું કામ સાસુ સોંપે, યા ન સોંપે તો પણ સાસુને મદદ કરે ને કામ કરે અને પછી પોતાને ઘેર જાય. સાસુ તરફથી કાંઇ સોંપેલું કામ ન કર્યાની ફરીઆદ આવે, તો મા દીકરીને ઠપકો આપતી અને ધમકાવતી, તેથી તેઓ સાસરાનું ગમે તેવું કામ કરવા ના પાડેજ નહિ, તેમ સાસુ પણ તેનાથી બને તેવુંજ કામ સોંપતી. સ્ત્રીઓમાં પહેલાં સ્વતંત્રતા બીલકુલ હતીજ નહિ, તો છોકરીઓને તો શાનીજ હોય ! ગમે તેવી લાડકી, સેતાન કે કંકાસણી છોકરી હોય, અને તેનાથી કાંઇ ઢોળાયું, કે ફોડાયું, અગર કાંઇ નજીવો ગુન્હો થયો હોય, તો તેની મા તેને કહે કે હવે પછી જો એમ થશે, તો તારા બાપને કે તારા મોટા ભાઇને કહીશ, અગર સાસરે એવું બન્યું હોય તો સાસુ કહેશે કે તારા સસરાને કે તારી માને કહીશ, કે તરત છોકરી ગળગળી થઇ જઇ રડી પડતી, અને માના કે સાસુના કાલાવાલા કરી માફી માગતી અને કોઇને મ્હોઢે પોતાની ભૂલ કહે નહિ, તે માટે આજીજી કરતી. તેર વરસની ઉમ્મરે પોતાનો ઘરધંધો ઉપાડી લેતી.

એક ઘરમાં બે ચાર ભાઇ હોય અને તેનાં છોકરાં હોય, તો ચારે ભાઇની વહુઓ તેની સાસુ જે કામ સોંપે તે કરતી

હતી. કોઇ રાંધે, કોઇ ઘરમાંથી પુંજો કાઢે, કોઇ દળે, ખાંડે કે કોઇ મરદોના જમતી વખત લોટા ભરી આપે, રેવાજી જઇ એઓટીઆં ધોઇ આવે, એવાં માંહો માંહે વહુઓ કામ વહેંચી લઇ ઘર સંસાર સાસુનાં ઉપરીપણા નીચે ચલાવતી હતી. કોઇ ભાઇ વધારે કમાઉ હોય તો તેની વહુ તો બીજીઓને ઓછું ના આવે માટે પોતે વધારે કામ કરવા લાગતી. એક એકના છોકરાંઓને રમાડતી. હિંચકા નાંખતી, ભૂખ લાગે ખાવાનું પણ આપતી, તેમ સાસુને સારૂં લગાડવા નણંદના છોકરાંઓ ઉપર વિશેષ ભાવ બતાવતી જણાતી. આવી રીતે હિંદુ કુટુંબોમાં સંપ પ્રાચીન કાળથી ચાલ્યો આવેલો. હવે તો તરેહ બદલાઇ ગઈ છે. ભાઇઓ ભાઇમાં સંપ નહિ, તો વહુઓમાં કયાંથીજ હોય. માંહોમાંહે અદેખાઇ વધી પડી છે, સંપ નહિ ત્યાં જંપ પણ શાનો હોય ! માબાપને તો દીકરા ગણેજ શાના. તો વહુઓ તેમ કરે તેમાં કહેવાનું શું ! કુટુંબ કલેશ, ટંટો ફીસાદ જોવામાં આવે છે. એજ પડતીની નિશાની છે. તેમ ભાઇ તે સગપણ નહિ, પણ સાસરીઆનુંજ સગપણ સાચું એમ માને છે.

હાલની સ્ત્રી કેળવણી દરેક જણ જુવે છે. છોકરીઓની નિશાળ આજે આસરે ૫૦ વરસ એટલે અડધી સદી લગભગ થઇ છે, એટલે ચોપડીઓની વિદ્યા, સાધારણ હિસાબ વગેરે તેઓ જાણે છે. ન્યુસપેપરો પણ કેટલીએક વાંચતી જણાય છે. તેમ સ્ત્રી લાયબ્રેરીઓમાં પણ જતી જણાય છે. પહેલાં ૧૫ વરસ તો છોકરીઓને નિશાળે જવાનો શોખ હતોજ નહિ, હવે તો પાંચ વરસની થઇ કે નિશાળમાં દાખલ થાય છે. લગ્ન સબંધી ગીતો, ગરબા, ભગવાન, શંકરના ગીતો કોઇ છોકરીને કે ત્રીશ વરસની ઉમ્મરે પહોંચેલી કોઇ સ્ત્રીને ગાતાં કવચિતજ સાંભળીએ છીએ. પછી કોઇ ગાતી તો હસેજ, વરઘોડા પાછળ બે ત્રણ જણનેજ આવડતાં હોય, અને તેઓજ ગાતીઓ હોય, તેજ સંભળાય છે. પછી બીજી સ્ત્રીઓને શરમ લાગતી હોય તો ઇશ્વર જાણે ? ગરબામાં નાટકના ગરબા ગવાતા કહેવાય છે. નાટકો ઘણાં થાય છે. બૈરાંઓ પણ દરેક કોમના જોવા જતાં દીઠાં છે. ( મુસલમાન સ્ત્રીઓ શિવાય ) તેમની નકલો જોઇ તેમની ચોપડીઓ વાંચે છે. એવું સાંભળ્યું છે, તેમ જોયું પણ છે. પગ, કાન, ડોક એ તો

ઘણી ખરી પછી નાની છોકરી કે મોટી સ્ત્રીના ઢાંકેલાં જણાતાં જ નથી. પગે કલ્લાં સાંકળાં ઘરમાં હોય છતાં પહેરવાની શરમ લાગે છે. ડોકે અસલનાં આભૂષણો ઘાલવાં ગમતાં નથી. મરદો દોરા, કંઠી, અછોડા જેવાં આભૂષણો પહેરવા લાગ્યા છે. સ્ત્રીઓ હાથે જે પહેલાં સોનાની ચીપોના ચુડા પહેરતી હતી તે રીવાજ બંધ પડયો છે, કારણ તેમાં સોનું વધારે જોઇતું હતું. હવે નહાની ચીપોવાળી ચુડીઓ કોઇક પહેરે છે, પણ ઘણીકને તો કાચની બંગડીઓનોજ શોખ છે. ઘણી ખરીનાં કપાળ તો સુનાંજ માલમ પડે છે. ગુંથણના વાંક, સાદા વાંક, ઘોડા વાંક તો હવે પેટીઓ સેવે છે. કપડાંનો શોખ વધી ગયો છે, ચાર પૈસાની છીંટના ચોવીશ પૈસા શિવડામણ અપાય છે. બાંટો અને બીજાં સારાં મજબુત પોતનાં કપડાં, ચંદ્રકળાઓ, સાડીઓ નીકળી ગઇ છે. ચણીઆ શિવાય કવચિતજ લુગડાં પહેરાતાં, તે હવે કોઈક-જ પહેરે છે, ઝીણાં મલમલ જેવાં ગવનો ઘણી સ્ત્રીઓના શરીર ઉપર જોવામાં આવે છે. કોઇ સ્ત્રીએ ઉઘાડે માથે બેસવું, એ પહેલાં તો શરમ ભરેલું ગણાતું હતું, હવે તો માથું ઉઘાડું હોય કે ઢાંકેલું હોય તે બધું સરખુંજ છે. આવી રીતની હાલ ઉંચ વર્ણમાં ઘણી ખરી ન્યાતમાં બૈરાંઓની રીતભાત જોવામાં આવે છે. કપાળ સુનું, તેથી વિધવા કે સધવા કવચિતજ ઓળખી શકાય છે. કારણ વિધવા પણ વેશ રાખે છે. કદાપિ વેશ ઉતાર્યો હોય તો પણ માથે ચોટલા રાખવાનો રીવાજ નીકળ્યો છે. આથી પ્રાચીન સ્ત્રી કેળવણી ભૂલાવામાં પડી ગઇ છે.

હાલની સ્ત્રી કેળવણીને હું વખોડતો નથી, પણ ઉલટો વખાણું છું, અને સ્ત્રી કેળવણી જોઇએજ એવા વિચારનો હું પણ છું. ઇનામો વહેંચાતી વખત છોકરીઓના ગરબાઓ, ગાયનો મેં સાંભળ્યાં છે, તે મને કાનને મધુર લાગતાં હતાં. તેમ ગાનારી છોકરીઓ શાબાસી આપવા લાયક છે. એમાં તો શકજ નથી, છતાં છોકરીઓમાં જે અવિવેકો પેશી ગયા છે તે બાબત ઉપર તેમને સુધારવા પ્રયત્ન થાય તો વધારે સારૂં. કોઇ પણ છોકરી ચોટલો, ચાંલ્લો કર્યા શિવાય અગર પગમાં કે ડોકમાં કાંઇ પણ આભૂષણ ઘાલ્યા શિવાય નિશાળે આવે નહિ એવી મહેતીઓ તેમને શિખામણ આપે, તેમ ઉઘાડે માથે નહિ બેસવા કહેતી. અરે

પણ જુના રીવાજ શી રીતે કાયમ રહે. ઘણી ખરી છોકરીઓ ફક્ત ચણીઓ અને બદન કે કબજો પહેરીને નિશાળે આવે છે. આ હકીકત નજરે જોવામાં આવી છે, તો માથું શા રીતે ઢાંકે ! ઉપર પ્રમાણે સૂચના આપે તો આગળ ઉપર કાંઇક જુના રીવાજ કાયમ રહેશે. પછી " ધણીને સુજે ઢાંકણીમાં અને પડોશીને સુઝે આરસીમાં " હું કાંઇ એવો વિદ્વાન નથી, તેમ બહુ સુધારાવાળો નથી. જુના વિચારનો છું, તેથી મને જે ભાસ્યું તે લખ્યું છે. એમાં મેં કાંઇ હાલની કેળવણીને વખોડી નથી. પહેલાની કેળવણી જે સાંભળેલી તથા જોયેલી તે લખી જણાવી છે. હાલ કદાપિ પહેલાંની રીતભાત કોઇને હાલના જુવાનીઆઓને પસંદ નહિ હશે, તો મને તેની થોડીજ દરકાર છે. નજરે જોયેલી હકીકત લખવી એ મારો ધર્મ સમજું છું.

કાશી કાકુરામ કરી એક સધવા બ્રાહ્મણી મહેતી અત્રે કન્યાશાળામાં હતી, તે છોકરીઓને એવી શિખામણ આપતી હતી, અને પોતે પણ તેવીજ રીતે નિશાળે આવતી હતી. ત્યારે છોકરીઓ ચોટલો, ચાંલ્લો કરી, હાથે, પગે, ડોકે કાંઇ પણ પહેરી આવતી અને કોઇ છોકરી ઉઘાડે માથે બેસે તો તેને ધમકાવતી હતી. એ બાઇ દશેક વરસ નંબર ૧ લાની કન્યાશાળામાં રહી હતી.





# પ્રકરણ ૩૧ મું.



## લાયબ્રેરીઓ, ન્યુસપેપર્સ, છાપખાનાં તથા એસોશિએશન.

---

### ધી રાયચંદ દિપચંદ લાયબ્રેરી.



આ લાયબ્રેરી ભરૂચ લાયબ્રેરીના નામથી સને ૧૮૫૯ માં સ્થાપન થઇ છે. એ લાયબ્રેરી કાઢવામાં ભરૂચના દેસાઇજી હકુમતરાયજી દોલતરાયજીએ એક ભારે રકમ બક્ષીસ આપી, તેથી તથા ભરૂચના સોરાબશા દાદાભાઇ મુનસફ નામના એક પારસી ગૃહસ્થે ૪૦૦ ચોપડીઓ લાયબ્રેરી ખાતે આપી તેથી શરૂઆતમાં એ લાયબ્રેરીનો સારો નભાવ થયો.

સને ૧૮૬૪ માં મુંબઇના પ્રેમચંદ રાયચંદ નામના એક શેઠે રૂા. ૪૦૦૦) રોકડા તથા રૂા. ૧૦૦૦) ની કિમ્મતની ચોપડીઓ આપ્યાથી તથા સને ૧૮૬૫ માં મુંબઇના શેઠ ખરશેદજી કામાએ રૂા. ૨૦૦૦) ની રકમ બક્ષીસ આપી, તેથી એ લાયબ્રેરી સારા પાયાપર આવી. સને ૧૮૭૩-૭૪ માં એ લાયબ્રેરીમાં ૨૫૦૦ ચોપડીઓ તથા ૭૮ સબસ્ક્રાઇબરો હતા. પ્રેમચંદ રાયચંદે મોટી રકમ આપી તેથી આ મકાન બંધાયું, અને એમના બાપનું નામ એ લાયબ્રેરી સાથે જોડી “ ધી રાયચંદ દિપચંદ લાયબ્રેરી ” એ નામ આપ્યું, કે જે અદ્યાપી પર્યંત કાયમ

રહ્યું છે. ભરૂચની સુધરાઇ તરફથી રૂા. ૩૦૦) ભેટ તરીકે એ લાયબ્રેરીને આપે છે. અત્રેના એક પારસી ગૃહસ્થ દિનશા ફરદુ-જીના મરણ વખતે એ લાયબ્રેરી ખાતે અમુક રકમ આપી છે, તેનું વ્યાજ દર વરસ રૂા. ૧૦૧) આવે છે. સર બરજોરજી શાપુ-રજી ભરૂચા નામના એક પારસીએ મકાનમાં વધારો કરવા રૂા. ૫૦૦૦૦) ની રકમ આપી, તેથી મકાન પણ મોટું બંધાયું છે, તેનો નીચલો ભાગ લાયબ્રેરીના ઉપયોગમાં આવે છે, અને ઉપલા ભાગને "ભરૂચ ટાઉન હોલ" કહે છે.

સને ૧૯૦૮ માં ૯ લાઇફ મેમ્બરોની રૂા. ૧૫૦), તથા ૩૭ ફર્સ્ટ કલાસના રૂા. ૬૨૫ાા, ૨૦ સેકન્ડ કલાસના રૂા. ૧૭૩) તથા ૮૫ થર્ડ કલાસના મેમ્બરોની ફી રૂા. ૩૭૨) કુલ ૧૫૫ મેમ્બરોની ફી રૂા. ૧૩૨૬) ઉપજી હતી. તે સાથે બીજી આવક ગણતાં રૂા. ૨૨૩૩) નો આંકડો આવ્યો હતો. એ લાયબ્રેરી હાલ સારા પાયાપર ચાલે છે. બુકોની સંખ્યા ઘણી વધી ગઇ છે. આશરે ૪૦૦ ચોપડીઓ ધી દાદાભાઇ નવરોજજી ફ્રી રીડીંગ રૂમ ( લાયબ્રેરી ) માં મોકલવામાં આવી છે. એ લાયબ્રેરી ઉપર દેખ-રેખ સારી રાખવામાં આવે છે. પહેલા કલાસની રૂા. ૧૫), બી-જા કલાસની રૂા. ૮) અને ત્રીજા કલાસના મેમ્બરોની ફી રૂા. ૪) લેવામાં આવે છે. વળી ચોથા કલાસની ફી દર મહિને રૂા. ૦—૨—૦ લે છે, તેમ રૈયતને મફત વાંચવા દે છે.

## ધી નરસિંહ લાયબ્રેરી.

એ લાયબ્રેરી સને ૧૮૯૧ માં સુરતના રહીશ અને ભરૂચના આબકારી દરોગા રાજેશ્રી નરસિંહરામ જેશંકરના નામથી તેમના પિતાએ અત્રેના જુનાબજારમાં એક મકાન બંધાવી આપ્યું, તેથી તેમ શહેરના બીજા લોકોએ પણ સારી મદદ કરવાથી એ લાયબ્રેરી સ્થાપન થઇ. આજે એ લાયબ્રેરી સારા પાયાપર ચાલે છે. એમાં ફર્સ્ટ કલાસ રૂા. ૭), સેકન્ડ કલાસ રૂા. ૪) અને થર્ડ કલાસ રૂા. ૨) મેંમ્બરો પાસેથી ફી હાલમાં લેવાય છે.

## ધી ઇસલામ લાયબ્રેરી.

ભરૂચ ખાતે મુસલમાનોની લાયબ્રેરી ન હોવાથી અત્રેના

સૈયદ પીરસાહેબ વગેરે આગેવાન મુસલમાનોએ એ લાયબ્રેરી સને ૧૯૦૮ ના સપ્ટેમ્બર માસમાં સ્થાપન કરી. એની ફર્સ્ટ કલાસ રૂા. ૦—૧૨—૦, સેકન્ડ કલાસ રૂા. ૦—૮—૦ તથા થર્ડ કલાસ રૂા. ૦—૪—૦ એ પ્રમાણે મેમ્બરો પાસેથી ફી લેવાય છે.

## ધી મંગળાગૌરી ચુનિલાલ સેતલવાડ સ્ત્રી લાયબ્રેરી.

ભરૂચના રાવબહાદુર મોતિલાલ ચુનિલાલનાં પુત્રી મંગળાગૌરીના નામથી સને ૧૯૦૬ માં એ લાયબ્રેરી ખોલવામાં આવી, અને ઉઘરાણાથી રૂા. ૪૦૦) થયા, તેમ ત્રણ વરસ સુધી મંગળાગૌરીએ દર વરસે રૂા. ૧૫૦) અપવા કબુલ કર્યા, તથા લાયબ્રેરીનું મકાન બાંધવાને સારૂં, રૂા. ૧૫૦૦) આપવા કબુલ કરી મંગળાગૌરીએ પોતાની ઉદારતા જણાવી છે. એ લાયબ્રેરીમાં ફર્સ્ટ કલાસ રૂા. ૪), સેકન્ડ કલાસ રૂા. ૨) અને થર્ડ કલાસ રૂા. ૧) મેમ્બરો પાસેથી ફી લેવામાં આવે છે.

## ધી દાદાભાઇ નવરોજજી ફ્રી રીડીંગ રૂમ.

આ લાયબ્રેરી માટે અત્રેના રહીશ રાજેશ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી એડવોકેટ તથા મી. પીરોજશા રૂસ્તમજી વખારીઆએ મુંબઇના એક ગૃહસ્થ મી. સુખડવાળા પાસેથી નાણાની રકમ મેળવી અત્રેના ઝાડેસરી દરવાજે એક મકાન બંધાવ્યું છે. તેમાં એ લાયબ્રેરી સારા પાયાપર ચાલે છે. એ લાયબ્રેરીમાં ફી આપવાની મરજી હોય તેની પાસેથી દર મહિને રૂા. ૦—૨—૦ લેવામાં આવે છ, અને બાકીનાઓ મફત વાંચે છે. આ મકાનનું બાંધ કામ કરવામાં મી. પીરોજશા વખારીઆની ઘણી મહેનત હતી.

## ભરૂચ સ્મશાન સગવડ સાધક સંસ્થાને હસ્તે અધ્યાત્મિક પુસ્તકાલય (લાયબ્રેરી).

એ લાયબ્રેરી દશાશ્વમેધ આગળ નર્મદાજીની મૂર્તિના દક્ષિણ ભાગનું મકાન જે તેના ધણીએ સાર્વજનિક કામ સારૂં પ્રજાને બક્ષીસ આપ્યું છે, તેમાં છે. એમાં પણ પુસ્તકો તથા

વર્તમાનપત્રો જોવામાં આવે છે. એનો ઉપયોગ સ્મશાન ગયેલા ડાઘુઓ કરે છે. એ લાયબ્રેરી પ્રજા તરફના ઉઘરાણાથી તથા કેટલોએક સામન બક્ષીસ આપેલો તેથી સને ૧૯૧૨ માં શરૂ થઇ છે.

## ન્યુસપેપર્સ અને છાપખાનાં.

ભરૂચમાં પહેલાં અમદાવાદના એક સરૂપચંદ નામના શ્રાવક ગૃહસ્થે શિલાપ્રેસ લાવી " ભરૂચ સમાચાર " નામનું પત્ર સને ૧૮૫૯ માં બહાર પાડયું. સને ૧૮૬૦ માં પેસ્તનજી અધ્યારૂ નામના એક પારસીએ વેચાણ લઇ " ભરૂચ વર્તમાન " નામ આપી આશરે ૨૫ વરસ ચલાવ્યું. સને ૧૮૮૫ માં અત્રેના મોઢ ગૃહસ્થ મી. ઇચ્છાલાલ અમૃતલાલે વેચાણ લઇ એ પ્રેસનું નામ " જ્ઞાનોદય પ્રેસ " આપ્યું, અને શિલાને બદલે સીસાનાં બીબાં (ટાઇપ) થી ચલાવવા માંડયું. એકાદ વરસ પેપર ચલાવ્યા પછી અમુક કારણોને લીધે પેપર બંધ કર્યું. વળી કહેવું જોઇએ કે જે પત્ર મી. ઇચ્છાલાલ કાઢતા હતા, તેનું લખાણ જોતાં એમની હિમ્મત દેખાડી આપતું હતું. એમણે સને ૧૯૦૬ ના ભરૂચના સંગ્રહસ્થાન વખતે " કલર પ્રિન્ટિંગ " બદલ રૂપાનો ચાંદ મેળવ્યો હતો. ગુજરાત મધે " સિલ્ક પ્રિન્ટિંગ " નું થતું કામ ભરૂચમાં જ્ઞાનોદય પ્રેસમાંજ સાંભળ્યું અને જોયું હતું. હાલ પણ એમના પ્રેસમાં જે કામ થાય છે, તે ઉત્સાહથી, ત્વરાથી અને કાળજીપૂર્વક થાય છે એમ નજરે જોયું છે.

સને ૧૮૬૮ માં " સ્વદેશ મંગળ " નામનું એક પ્રેસ પુલચંદ ખુબચંદે કહાડયું.

સને ૧૮૭૯ માં " પ્રીન્સ ઓફ વેલ્સ " નામથી એક પ્રેસ નીકળ્યું, તે અત્રેના પારસી ગૃહસ્થ અરદેસર દીનશાજી ગાંધીએ કાઢયું હતું. તેમાં હાલ " ભરૂચ સમાચાર " નામનું પેપર છપાય છે.

સને ૧૮૮૩–૮૪ માં " વિકટોરિયા પ્રેસ " બેજનજી દરોગાએ કાઢયું. તેના ફરતા ફરતી ત્રણ ચાર માલેક થયા, પછી આખરે અત્રેના ક્ષત્રિ ગૃહસ્થ ત્રિકમલાલ હરિનાથે આશરે દશેક વરસ ઉપર વેચાણ લીધું. તેમાં હાલ " ભરૂચ મિત્ર " નામનું પેપર છાપે છે.

સને ૧૮૮૮-૮૯ માં " નર્મદા પ્રિન્ટિંગ પ્રેસ " નીકળ્યું હતું. તેમાં " દિનમણી " નામનું પેપર છપાતું હતું.

સને ૧૯૦૬ માં " પદ્મવિલાસ પ્રિન્ટિંગ પ્રેસ " નીકળ્યું તે અત્રેના ભાડભુંજા નરોતમ ગોવંને કાઢયું છે.

સને ૧૯૧૨ માં " સામુદ્રિવિજય પ્રિન્ટિંગ પ્રેસ " નીકળ્યું. તે મણિલાલ નામના વાણીઆએ કાઢયું છે.

ભરૂચમાં હાલ ભરૂચ સમાચાર અને ભરૂચ મિત્ર નામનાં બેજ અઠવાડીક પેપરો બહાર પડે છે. એ બંને વખણાય છે.

## એસોસિયેશન્સ.

સને ૧૮૭૧ ની સાલમાં આ શહેરના કેટલાએક આગેવાન ગૃહસ્થોએ એકઠા મળી એક "અસોસિયેશન" ઉભું કર્યું. એનું નામ "દુઃખ નિવારણ મંડળી" આપ્યું હતું. તેમાં ૫૭ મેમ્બરોમાં વકીલો વિશેષ ભાગે હતા. એ મંડળીનો હેતુ એવો હતો, કે પ્રજાને શું દુઃખ છે, તે બાબત સરકારને જાહેર કરવી. એઓએ " નોન એગ્રિકલચર સેસ " બાબત, ઘર વેરો ( હાઉસ ટેક્ષ ) કાઢી નાંખવા બાબત, ભરૂચમાં ડિસ્ટ્રિક્ટ જડજની કોર્ટ પાછી લાવવા બાબત, તથા ડિસ્ટ્રિકટ મ્યુનિસિપાલ એકટ ( સને ૧૮૭૩ નો ૬ ઠો ) બાબત સરકારને અરજી કરી હતી. ત્રણેક વરસ તો એ મંડળી ધમધોકાર ચાલી, પણ પાછળથી સને ૧૮૭૫ પછી તો નહિ જેવી થઇ પડી ને આખરે નીકળી ગઇ. એ મંડળી દશાલાડની વાડીના બહારના મકાનમાં મેડા ઉપર ભરાતી હતી. મકાનનું ભાડું આપતા હતા.

ચોત્રીશ વરસે એવીજ મંડળી સને ૧૯૦૫ ના ફેબ્રુઆરી માસમાં ઉભી થઇ, તેનું નામ ભરૂચ " ડિસ્ટ્રિકટ એસોસિયેશન " આપેલું છે. એ મંડળી ઉમરેઠના રહેનાર ઓનરેબલ ગોકળદાસ કહાનદાસ પારેખ તથા અત્રેના જાણીતા મલજી કુટુંબના વકીલ અંબાશંકર ઉત્તમરામ મલજીના પ્રયાસથી ઉભી થઇ છે, અને તે પ્રજા સેવા સારી બજાવે છે.





## પ્રકરણ ૩૨ મું.



### પ્રાચીન વહેપાર.



અસલના વખતમાં આ શહેર જે બારગોઝે, બારીગઝા, બારાગોઝ, ભૃગુપૂર, ભૃગુકચ્છ, ભૃગુગચ્છ, બારૂહ, બારૂઝ, બરૂસ, ભરોચ તથા ભરૂચના નામથી તે વખતના પ્રદેશોમાં ઓળખાતું હતું, તે શહેર આખા હિંદુસ્થાનમાં ઘણું મોટું, અને વહેપારનું મોટામાં મોટું મથક ગણાતું હતુ.

આ શહેર જે નદીને કાંઠે છે, તેને પરદેશી લોકો નેમ્યુદસ, નરમઝા, નાઇ–મો–લ્હો (Nai-mo-lho), નરબદા તથા નર્મદા કહેતા હતા. એ નદીને કાંઠે મુસા, ઇજીપ્ત, અરબસ્થાન, ચીન, ઇરાનથી જળમાર્ગે તેમજ હિંદુસ્થાનના કાંઠાનાં બીજાં બંદરોમાંથી આવી અગણિત વહાણો લંગર કરતાં હતાં.

એશિયા, યુરોપ, આફ્રિકા, તથા તે વખતના જાણીતા દેશોમાં આ શહેરની વહેપાર સંબંધી કીર્તિ ફેલાયલી, તેથી આ બંદર ઉપર તે દેશોની વખણાતી ચીજો જળમાર્ગે તેમ પગ રસ્તે પણ ઘણી આવતી હતી. તેમ આ દેશની વખણાતી વસ્તુઓ આજ બંદરેથી ઘણી જતી હતી.

જ્યારે " બનબરી " નામનો ઇતિહાસ કર્તા પોતાના પ્રાચીન ઇતિહાસ અને ભૂગોળમાં જણાવે છે, કે બારીગઝા આખા હિંદુસ્થાનમાં બધા ભાગોનું વહેપારનું મોટું મથક, જેવું સુરત અંગ્રેજ લોકોએ પોતાનો સુરતમાં વહેપાર શરૂ કર્યો, તે વખતે

હતું, અને હાલ જેવું મુંબઇ છે તેવુંજ હતું, ત્યારે હવે વિચાર કરવાનો કે જ્યારે આ ભાગ્યા તુટયા ભરૂચનો આ બે શહેરો સાથે મુકાબલો કરે છે, ત્યારે એ કેટલું મોટું ને કેવું ઉદ્યોગી હશે, તથા એની જાહોજલાલી અસલ કેવી હશે ! પણ ચઢતી, પડતી માણસની તેમ જગ્યાની પણ હોય છે. તે મુજબ હાલ તો ભાગ્યું તુટયું ભરૂચ કહેવાય છે, છતાં કોઇ કાળે પણ એ શહેરનું ભાગ્ય ખુલશે, એવી આશા રાખવામાં આવે છે.

યુરોપ અને આફ્રિકાની વખણાતી ચીજો ઇજીપ્તમાં એકઠી થઇ તથા અરબસ્થાન અને તેની આસપાસના મુલકોની વસ્તુઓ અરબસ્થાનમાં એકઠી થઇ અરબી સમુદ્રને રસ્તે તથા ઇરાન અને તેની આસપાસના મુલકોની વસ્તુઓ ઇરાની અખાતને રસ્તે આ શહેરમાં લાવવામાં આવતી હતી. તેમજ આ દેશનાં બીજાં બંદરોથી પણ આ દેશની વખણાતી વસ્તુઓ જળમાર્ગે અત્રે લાવતા હતા. ચીન સાથે જે વહેપાર ચાલતો હતો, તે જળમાર્ગે તથા ખુશકી-માર્ગે ચાલતો હતો.

આ શહેર ફક્ત જળમાર્ગના વહેપારનું મથક હતું એટલુંજ નહિ, પણ ચીન, અફગાનીસ્થાન અને હિંદુસ્થાનના બીજા અંદરના ભાગોની વખણાતી ચીજો ખુશકીમાર્ગે આવતી હતી. ઉજ્જન, માળવા, સિંધ વગેરે જગ્યાએથી પણ જે માલ આવતો તે ભરૂચમાંજ એકઠો થતો હતો. જે વહેપાર પગ રસ્તે ચાલતો હતો, તે ગાડાંઓથી ચાલતો હતો, એ ગાડાંઓને આઠ દશ બળદો જોડવામાં આવતા હતા. તેમ વણજારા પોઠ ( બળદ ), પાડા, ઊંટ ઉપર પણ અત્રે માલ લાવતા હતા. ચોમાસામાં તો પોઠ–પાડાનો ઉપયોગ થતોજ હતો.

અસલના વખતના જાણીતા દેશોની પેદાશો તથા આ દેશની પેદાશો, જ્યારે એકજ મથક ઉપર એકઠી થતી હશે, ત્યારે આ ભૃગુપૂરની જાહેજલાલી કેવી હશે, તેનો ખાસ વિચાર વાંચનારના મનમાં આવે એમાં નવાઇ નહિ. લાખો રૂપીઆની આપ લે, નાણુંની ઉથલપાથલ, વસ્તુઓની ખરીદી, તથા અદલાબદલી, કેટલી અને કેવી રીતે થતી હશે, તેનો ખ્યાલ આવી શકતો નથી. વહેપારી બજાર, નાણાવટ બજાર, માલ ખરીદવાની તથા તેને ભરવાની જગ્યાઓ કયાં આગળ, અને કેટલી મોટી હશે, તેમ શહેર

પણ હજારો પરદેશીઓના આગમનથી કેવું શોભાયમાન દેખાતું હશે તેનો, તથા હજારો પરદેશીઓ વહેપાર અર્થે આવી કયાં મુકામ કરતા હશે, તેનો વિચાર થઇ શકતો નથી.

જ્યારે ઉપર જણાવ્યા પ્રમાણે આ શહેરની અસલના વખતની સ્થિતિનો હાલના મુંબઇ સાથે મુકાબલો કરવામાં આવે છે, ત્યારે આપણને ખાસ ખ્યાલ આવે છે, કે આ ભૃગુપૂર અથવા ભૃગુનું શહેર મુંબઇ જેટલું મોટું અને વસ્તીવાળું હોવુંજ જોઇએ.

જ્યારે અગણિત વહાણો ઇજીપ્તથી અને બીજા દેશોથી તથા આ દેશના કાંઠાના બંદરોથી આવી અત્રે એકઠાં થતાં હશે, ત્યારે નદીનો દેખાવ કેવો રળિઆમણો દેખાતો હશે ! તેમ તે વહાણો કયાં સુધી એટલે કેટલે લાંબે સુધી લંગર કરતાં હશે, તે વિચારવાનું છે. નદી પણ સફરી વહાણો જાવ–આવ કરી શકે એટલી ઉંડી હોવી જોઇએ, તથા તેનો પટ પણ ઘણોજ પહોળો હોવો જોઇએ.*

જે વખતે સુરત સ્વપ્નામાં નહિ હતું, મુંબઇ મુળગું સાંભળ્યું નહિ હતું, મદ્રાસ માના પેટમાં નહિ હતું, કલકત્તા કાળાંતરે પણ જણાયું નહિ હતું, દિલ્હી દીઠામાં નહિ હતું, જરૂસલમ જાણવામાં નહિ હતું, યુરોપમા જુનામાં જુનું રોમ શહેરનું રૂવું પણ જણાયું નહિ હતું, તથા આફ્રિકામાં ઇજીપ્તનું અજવાળું પણ ભાસ્યું નહિ હતું, વામન, પરશુરામ અને રામચંદ્રજી તથા શ્રીકૃષ્ણ ભગવાન જેઓ અવતારી પુરૂષો થઇ ગયા; તેમના જન્મ પણ નહિ હતા, ત્યાર પહેલાં ઘણીજ લાંબી મુદતથી આ ભૃગુઋષિ મહારાજનું વસાવેલું ભૃગુપૂર શહેરનું ભાગ્ય ખુલ્યું હતું.

રોયલ એશિયાટીક સોસાયટી જનરલ ના ૨૦–૨૧–૨૨ મા પ્રકરણમાં જણાવે છે, કે ઇજીપ્તમાં ઇ. સ ની પૂર્વે ૧૭૦૦ વરસ ઉપર બંધાયલી કબરોમાંથી હિંદુસ્થાનમાં બનતી મલમલ તથા ગળી હાલ નીકળ્યાં, તો જ્યારે હિંદુસ્થાનનો વહેપાર ભૃગુકચ્છ અથવા ભૃગુપૂર બંદરથી ચાલતો હતો, ત્યારે ઇજીપ્તને અને આ બારીગઝાને એટલે ભૃગુપૂરને તે પહેલાંનો સબંધ હોવો

---

* જુનો રેવા જે અત્રેથી ત્રણ ગાઉ કહેવાય છે, તે અને હાલ ભરૂચ આગળ નદી છે તે એકઠીજ હશે એટલે ત્રણ ગાઉનો પટ હોય પણ ખરો.

જોઇએ. વળી એમ પણ જણાય છે, કે યુફ્રેટીસને રસ્તે ઇજીપ્તમાં ઇ. સ. ની પૂર્વે ૪૦૦૦ થી ૬૦૦૦ વરસ ઉપર આ દેશનાં વસ્તુઓ જતી હતી.*

વળી તા. ૧૪ મી અકટોબર સને ૧૯૧૦ ના ટાઇમ્સ ઓફ ઇન્ડિઆના છઠા પાનાના છેલ્લા કોલમમાં R. S. B. નામના એક લેખકે જણાવ્યું છે કે ભરૂચ એક આબાદ અને ચઢતી કળાએ પહોંચેલું બંદર હોવાથી અંગ્રેજોએ ઇ. સ. ૧૬૧૬ માં ત્યાં ( ભરૂચમાં ) કોઠી સ્થાપન કરી. કારણ કે આ વખતે અને એ વખત પહેલાં પણ એ જગ્યાએ ઘણીજ સરસમાં સરસ હુન્નરથીજ બનાવેલી વસ્તુઓ, તથા ઘણાંજ બારીકમાં બારીક પોતનાં કાપડો બનાવતા હતા, કે જેની બરાબરી આ દેશનો કોઇ પણ ભાગ કરી શકતો નહિ. વળી બંગાળા પ્રાંત પણ તેની હરીફાઇ કરી શકતો હનોજ નહિ. આવી ભરૂચની જાહોજલાલીને લીધે, બે વાર પોરચુગીઝ લોકોએ તથા મરાઠાઓએ એ શહેરને લુટયું હતું. એ જાહેજલાલી હાલ સિધાવી ગઇ છે, છતાં આ પ્રાચીન શહેરનો દેખાવ હાલ પણ ડોળદાર અને છબી લેવા લાયક છે.

હવે ભૃગુપૂરમાં શું શું માલ પરદેશોમાંથી આવતો તથા શું શું માલ અત્રેથી જતો તે જાણવું જોઇએ.

પગ રસ્તે એટલે ખુશકી માર્ગે ચીનથી. અફગાનીસ્થાન, બલુચીસ્થાન, બલખ, કાબુલ, મુલતાન, ઓઝેન, ઉજ્જન, સિંધથી માલ આવતો હતો.

ચીનથી રેશમ, ચીનાઇ વાસણ.

અફગાનીસ્થાન, કાબુલ, બલખ, બલુચીસ્થાનથી સ્પિકનાર્ડ ( એક સુગંધીદાર છોડ ) ડીલીઅમ–ગુંદર જેવો પદાર્થ, " કોસટસ " હિમાલય પર્વત તરફ સુગંધ આપે એવું મૂળીયું થાય છે, ઓઝેનથી હકીક, ચીનાઇ વાસણ, મશરૂ, રૂ તથા મેવા.

માળવા, ઉજ્જન, સિંધથી કિમ્મતી પત્થરો, હકીક, પેટીઓ, દરેક જાતનાં કાપડ, મરચાં, સ્પિકનાર્ડ ( એક સુગંધીદાર છોડ ), કોસટસ હિમાલય પર્વત તરફથી આવેલું સુગંધીદાર મૂળીયું,

* મુ. ગ. વો. ૧, ભાગ ૧ પાનું ૧૧ ની નોટ જુઓ.

મ્યુર એટલે રાળ અગર દેવતામાં નાખે તો સુગંધ આપે એવી વસ્તુ, હાથીદાંત તથા રેશમ.

અરબસ્થાન અને ઇજીપ્તથી જે માલ આવતો હતો તે, સોનું, રૂપુ, પીતળ, કલાઇ, સાસું, પારો, સુરમો, ધોળા કાચ, પરવાળાં, પોખરાજ.

ઇટાલીનો દારૂ, તેમ એશિયા માઇનર અને અરબસ્થાનનો દારૂ, મીઠાં કમળના ફુલ, શિલાજીત, તથા બીજી સુગંધદાર વસ્તુઓ, સાદાં તથા રંગેલાં કાપડ, અડધો વાર પહોળા પટકા તથા શિક્કાઓ.

ઇરાન અને તેની આસપાસના મુલકમાંથી ઇરાની અખાતને રસ્તે જે માલ ભરૂચ આવતો તે, કાંસુ, કલાઇ, સાસું, પરવાળાં, સોનું, પોખરાજ, દરેક જાતનાં કાપડ, જુદા જુદા રંગના પટકાઓ, શિલાજીત, કલીવર, ધોળા કાચ, આયના, સુરમો, સોના રૂપાના શિક્કાઓ, હલકી જાતનાં મોટાં મોતી, ગુલામ, દારૂ, ખજુર, ચંદ્રુસ.

હવે રાજા રજવાડાને સારૂ જે ભેટ તરીકે ચીજો આવતી હતી તે, કીંમતી રૂપાના ખુમચાઓ, ગાયન કરવાનાં વાજીત્રો, જનાનામાં રાખવા લાયક ખુબસુરત જુવાન છોકરીઓ,* ઉંચી જાતનો દારૂ, સારા સારા પોશાકો, અને પસંદ પડે એવાં Unguents ‡ ( શરીરે લગાડવાનાં વાનાં ). રાજાઓને આવા ભેટો થતી, ત્યારે તેઓ મોજ શોખમાં મહાલતા હશેજ એમાં શક નહિ.

હિંદુસ્થાનનો દરીઆ માર્ગે જે માલ ભરૂચ આવતો, તે પૂર્વ અને દક્ષિણ તરફથી દોલતાબાદ, પ્લીથના, મલબાર, સીલોન વગેરે તરફથી આવતો હતો તે, હકીકના પત્થરો, રંગીત વાસણો, મશરૂ, રૂ, ઝીણાં તથા જાડા પોતનાં કાપડ.

ઉપર પ્રમાણે સામન અત્રે એકઠો થતો હતો અને જુદાં જુદાં ગામના વહેપારીઓ જે આવતા, તે ખરીદ કરતા હતા.

ભરૂચથી જે માલ વહાણોમાં લઇ જતા હતા, તે જણાવવો જોઇએ.

* આવી છોકરીઓ જે જનાના માટે લાવેલા તે પછી યવનવર્ગમાં દાખલ થઇ હશે.

‡ મલમ, સુગંધીદાર વાનાં.

અરબસ્થાન અને ઇજીપ્તમાં જે માલ લઇ જતા હતા તે–ચોખા, ઘી, તલનું તેલ, રૂ, કાપડ, ખાંડ, મશરૂ અને પટકાઓ, હકાક, હાથીદાત, ભાતભાતનાં રંગોત વાસણો, પેટીઓ, રેશમ, રેશમની દોરીઓ, રેશમી કાપડ, મરચાં, સ્પિકનાર્ડ ( સુગંધીદાર છોડ ), કોસટસ, રાળ જેવો પદાર્થ, ( ડીલીઅમ ) સોનું, તજ, મરી વગેરે.

ઇરાની અખાતને રસ્તે ઓમેન જવા સારૂ ભરૂચથી વહાણો ભાડે કરી લઈ જતા હતા. તેમાં પિત્તળ, શીંગડાં, સુખડ, અબનુસની લાકડાઓ અને એ શિવાય ઉપરની જે જે વસ્તુ જણાવી છે તે પણ લઇ જતા હતા.

આ પ્રસંગે ભરૂચનું વણેલું કાપડ ઘણું વખણાતું હતું, તેનો ઉપાડ વિશેષ થતો હતો. વણકરો આખી દુનીઆમાં ઘણાજ વખણાતા હતા અને બાસ્તો, નામનું કપડું તો એવા પ્રકારનું કોઇ જગ્યાએ વણાતું નહિ. આ કારણથી ભરૂચના વણાટનું કાપડ ઘણુંજ ખપતું હતું. દેશના અને પરદેશના વહેપારી દપટ માલ લઇ જતા હતા.

ઇ. સ. ૬૪૧–૪૨ માં આરબ લોકોએ ઇજીપ્ત જીતી લીધું, ત્યારથી ભૃગુકચ્છ સાથે ઇજીપ્તનો વહેપાર ઓછો થઇ ગયો હતો, પણ એશિયાના મુલકોનાં જારીજ રહ્યો હતો. ભરૂચનાં વહાણો અરબસ્થાન, ઇરાની અખાતમાં, સુમાત્રા, જાવા તથા ચીન વહેપારને માટે જતાં હતાં અને ત્યાંથી પણ વહાણો અત્રે આવતાં હતાં. જયારે ઇરાની લોકો અત્રેથી વહાણો ભાડે અગર વેચાતાં લઇ પોતાનો માલ ભરી ઇરાની અખાતને રસ્તે જતા હશે, ત્યારે અત્રે ફાલતુ વહાણો પણ ઘણાં હશે, અથવા વહાણો બનાવવાનો ધંધો પણ ચાલતો હશે, અને મોટાં સફરી વહાણો અત્રે બનતાં હશે, ત્યારે કેટલો ધંધો સુથારીવર્ગને હશે, તે પણ જોવાનું છે.

મધ્યકાળમાં પણ ભરૂચ પોતાનું વહેપાર સંબંધી મહત્વ એટલે સુધી રાખી શકયું હતું, કે ભરૂચના વહેપારીઓ પોતાના વહાણો સુમાત્રા, જાવા, એડન અને રાતા સમુદ્રનાં કેટલાંએક બંદરોમાં વહેપાર અર્થે લઇ જતા હતા.

---

વસ્તુનાં અંગ્રેજી નામોના અર્થ માટે ડિકસનરીઓનો ઉપયોગ કરવો પડયો છે.

ઇ. સ. ૧૬૩૮ માં " મેનડેલસ્લો " નામનો મુસાફર ભરૂચ આવેલો, તેનું કહેવું એવું હતું, કે ભરૂચથી અરબસ્થાન જવાના વહાણો માર્ચમાં ઉપડતાં હતાં, તે સપ્ટેમ્બરમાં પાછાં આવતાં હતાં, અને જે માલ અરબસ્થાનના બંદરો પરથી ભરૂચમાં લાવતા હતા, તે મુખ્યત્વે કરી સોનું, રૂપું, પરવાળાં, કેરબો, રાતો રંગ, બુંદ (કોફી) અને અફીણ. આ બંદરથી અરબસ્થાનનાં બંદરો ઉપર રૂ, કાપડ, ગળી, કપૂર, તંબાકું, ગંધક, રાળ જેવો ધુપ, મરી, ફટકડી, આમલી, આથેલા મેવા ( અથાણાં ) અને બીજા મસાલાઓ લઇ જતા હતા.

વળી અરબસ્થાનનાં બંદરો સાથે વહેપાર ચાલતો હતો એટલુંજ નહિ, પણ ઇરાની અખાતમાં પણ ભરૂચથી વહાણો લઇ જતા હતા અને તે જગ્યાએથી એટલે ઇરાન અને તેની આસપાસના મુલકોમાંથી જે માલ એકઠો થતો હતો, તે ત્યાંના બંદરો ઉપરથી ભરૂચ લાવતા હતા. ઇરાની અખાતનાં બંદરો ઉપરથી કીનખાબ, રેશમી કાપડ, મખમલ, કામલેટ, મોતી, સુકો મેવો, જેવો કે બદામ, દ્રાક્ષ, ખજુર અને અખોડ લાવતા હતા. તેમ ગુલાબજળ પણ ઘણુંજ લાવતા હતા. ઇરાની અખાતમાં જે વહાણો જતાં તે જાનેવારી ફેબ્રુઆરીમાં નીકળી એપ્રિલ આખરે અગર મેની શરૂઆતમાં પાછાં આવતાં હતાં.

જે વહાણો સુમાત્રા જતાં હતાં, તે વહાણો ૨૦૦ થી ૩૦૦ ટન સુધી ભાર ભરી શકે એવાં જબરાં હતાં. આ વહાણોને પોરચુગીઝ લોકો તરફથી લુંટાવાનો ભો હતો, તેથી મે માસમાં નીકળી અકટોબરમાં પાછાં આવતાં હતાં. સુમાત્રાથી ગંધક, રાળ, કપૂર, ચીનાઇ વાસણ, પીંજેલું ઊન, અને મરી લાવતા હતા, અને ભરૂચમાંથી દરેક જાતનો દેશી માલ લઇ જતા હતા.

મલબારના બંદરો સાથે પણ વહેપાર ચાલતો હતો. એ જગ્યાએથી ડીસેંબરમાં વહાણો આવતાં હતાં અને એપ્રિલમાં પાછાં જતાં હતાં. નાળીએરના છોડાં, દોરડાં વણવાની કાથી, નાળીએર, સુકાં કોપરાંની વાટીઓ, ભુરા રંગની ખાંડ, સોપારી, પતંગનુ લાકડું, વહાણે ચોપડવાનો રંગતાર, ચોખા તથા બીજાં અનાજો અત્રેથી મલબાર લઇ જતા હતા. તેમ કેસર, અફીણ,

પરવાળાં, રૂ, રૂના દોરા, શઢ બનાવવાનાં કપડાં અને દરેક જાતની કારીગીરીથી બનાવેલી ચીજ પણ લઇ જતા હતા.

પોરચ્યુગીઝ લોકો વહેપાર અર્થે આ દેશમાં આવ્યા અને ગોવાના તેઓ મ લીક થયા, ત્યારથી યુરોપ મોકલવાની ચીજો ગોવે લઇ જતા હતા અને તેઓ ગોવેથી યુરોપ મોકલતા હતા. જે માલ ગોવે જતો તે-કાપડ, રૂ, ગળી, સુરોખાર, લાખ, આમલી, ખાંડ, સુકો મેવો, મજુસો ( ખાનાવાળી પેટીઓ ), રંગીત ચીજો હતી. યુરોપથી ગોવે લાવેલા તથા ગોવાનો જે માલ અત્રે આવતો હતો, તે-સીસું, કલાઇ, પારો, દરેક જાતનું કાપડ, હાથીદાંત, સુખડ, મરી, એલચી, લવેંગ, ચીનાઇ ફેશનના વાસણ, ચીનાઇ વાસણ, નાળીએર, કાથી, તથા હીંગળૌક હતો. યુરોપથી તો તે લોકો જે માલ લાવતા તે સોનેરી તથા રૂપેરી ઓપ ચઢાવેલાં વાસણો, જેવા કે ખુમચા, ચમચા, પ્યાલાં વગેરે હતો, અને યુરોપમાં ખાસ મોકલવાની ચીજમાં તે લોકો અત્રેથી જુદી જુદી જાતનાં કાપડ, ગળી, સુરોખાર, લાખ, ખાંડ, આમલી, આથેલા મેવા, મજુસો, પલંગો અને રંગીત ચીજો હતી. ( ગે. ભ. વો. ૨, પા. ૪૨૩ )

ચીન સાથે તથા જાપાન સાથે પણ વહેપાર ચાલતો હતો. ભરૂચથી માખણ, હીંગ, જીરૂ, અફીણ, રૂ અને દોરા જતા હતા.

ભરૂચનો વહેપાર મધ્યકાળમાં ઉપર જણાવેલાં સ્થળોએ ચાલતો હતો એટલુંજ નહિ, પણ ગુજરાત કાઠીઆવાડ અને હિંદુસ્થાનનાં બીજાં બંદરો સાથે પણ ચાલતો હતો.

ઇ. સ. ૧૭૭૨ થી ૧૭૮૩ સુધી ભરૂચમાં અંગ્રેજ સરકારનું રાજ્ય રહ્યું, તે પ્રસંગમાં દર સાલની સરાસરી ગણતાં ચીન અને બંગાળા તરફ ભરૂચથી ૨૦૦૦૦ વીશ હજાર કપાસની ગાંસડીઓ ચઢેલી હતી. એ માલ ઓછામાં ઓછો ( રૂા. ૩૫) ને ભાવે ) રૂા. ૭૦૦૦૦૦) સાત લાખ રૂપીઆની કિમ્મતનો થતો હતો.

સને ૧૮૦૫ માં જ્યારે પાછું અંગ્રેજોનું રાજ્ય ભરૂચમાં હતું, તે વખતે ભરૂચનો માલ સુરત થઇને જવા લાગ્યો અને ત્યાર પછી મુંબઇ થઇને જવા લાગ્યો. સને ૧૮૧૫ ની સાલથી તો ભરૂચ સાથેનો પરદેશનો વહેપાર બીલકુલ બંધ પડયો. હવે જે વહેપાર ભરૂચ કરવા લાગ્યું, તે મુંબઇ સુધીમાં જે બંદરો

આવતાં તેની સાથે તથા કાઠીઆવાડ અને કચ્છ માંડવી સાથેજ ફક્ત કરવા લાગ્યું. એ બંદરોથી જે માલ ભરૂચ આવતો હતો, તે–ખાંડ, કાચી ધાતુ, ઉનનું કાપડ, નાળીએર, મશાલા. યુરોપ અને ચીનનો જે માલ દેશીઓ વાપરે છે તે તથા દમણ અને તેની આસપાસથી સાગ, ઇમારતી લાકડાં, વાંસ, વળીઓ અને સરકારી સામન જે આવે છે તેજ હતો. ભરૂચમાંથી પરદેશ મોકલવા, મુંબઇ ખાતે રૂ, અનાજ અને ભરૂચની જમીનની બીજી પેદાશો તથા સહેજસાજ વણાટનાં કામ પણ જતાં હતાં.

સને ૧૮૩૭ ની સાલથી તો ગુજરાતનાં દક્ષિણ બંદરોમાં તથા કોકણના ઉત્તર કીનારાનાં બંદરોમાં મહુડાં તથા ઘઉં જથ્થાબંધ જાય છે, અને ત્યાંથી ગોળ, ડાંગર, સોપારી, કેળાં, વાંસ અને સાગ આવે છે. ભરૂચથી મુંબઇમાં રૂ અને અનાજ મોકલવામાં આવે છે અને મુંબઇથી ભરૂચમાં રૂ, કોયલા, દોરડાં અને બીજી પરચુરણ વસ્તુઓ આવે છે.

મલબાર સાથે સોધો વહેપાર ભરૂચને રહ્યો નથી, પણ ત્યાંથી ભરૂચમાં નાળીએર, દોરડાં, સોપારી, મરી, સુખડ, સાગ અને બીજાં ઇમારતી લાકડાં આવે છે, તે અત્રે બારોબાર આવે છે.

હવે કાઠીઆવાડ અને કચ્છનાં બંદરો તરફ ભરૂચથી મઉડાં, અનાજ, કપાસ, નળીઆં અને બળતણ બાળવાના લાકડાં અત્રેથી જાય છે, અને ત્યાંથી ઇમારતો બાંધવાના પત્થરો આવે છે, કરાંચીમાં પણ ઉપલી ચીજો ભરૂચથી જાય છે કોઇ કોઇવાર ઝેનઝીરબાર સુધી પણ ભરૂચથી વહાણ જાય છે અને ત્યાંથી ખજુર લાવે છે.

હવે પૂર્વ તરફની બાજુએ નદીને રસ્તે તલકવાડા સુધી હોડીઓને રસ્તે વહેપાર ચાલતો હતો, પણ રેલવે થયા પછી એ વહેપાર હવે સહેજજ ચાલે છે. હવે જે વહેપાર તલકવાડા તરફનો ચાલે છે તે જુદાં જુદાં રેલવે સ્ટેશન મારફત ચાલે છે. સને ૧૮૭૪ માં ભરૂચમાં ૧૪૭૦૦૦) નો માલ તે તરફથી આવેલો તથા રૂા. ૩૮૦૦) નો ભરૂચથી ગયેલો કહેવાય છે. જે માલ આવેલો તે અનાજ, હકીક ઇમારતી તથા બાળવાનાં લાકડાં હતાં, અને જે ભરૂચથી મોકલવામાં આવેલો તે, મીઠું તથા નાળીએર હતાં.

ઇ. સ. ૧૮૧૫-૧૬ માં કરનલ વિલીઅમ્સ નામનો અંગ્રેજ પોતાના વૃતાંતમાં કહે છે કે જે ભરૂચમાં માલ આવેલો તેની કિમ્મત રૂા. ૧૪૭૭૭૨૬ ની હતી, અને જે માલ ભરૂચથી ચઢેલો, તેની કિમ્મત ( રૂ ચઢેલું તે સુધાં ) રૂા. ૧૧૮૯૫૯૯) ની હતી એટલે કુલ રૂા. ૨૬૬૭૩૨૫) રૂપીઆનો માલ આવ્યો ગયો હતો.

સને ૧૮૩૭ થી સને ૧૮૪૭ સુધીના દાયકામાં દર વરસની સરાસરી ગણીએ તો રૂા. ૧૧૫૦૦૯૧૦) ના માલની ભરૂચના બંદર ઉપર આવજા થઇ હતી. ત્યાર પછી વહેપાર ભાંગી પડયો હતો, પણ ૧૮૫૬ થી ૧૮૬૨ સુધીમાંનાં વરસોની સરાસરી લેતાં રૂા. ૯૭૦૩૩૯૦) ના માલની ભરૂચમાં આવજા થઇ હતી.

સને ૧૮૬૨-૬૩ થી રેલવે થઇ, એટલે સને ૧૮૬૪ ના નવેમ્બર માસથી મુંબઇ સુધી આગગાડી ચાલુ થઇ, તેથી દરીઆ નો વહેપાર ઓછો થયો. સને ૧૮૬૫ થી ૭૦ સુધીનાં પાંચ વરસમાં દર વરસની સરાસરી ગણતાં રૂા. ૬૩૪૩૬૯૦) ની કિમ્મ-તના માલની આવ જા થઇ હતી. સને ૧૮૭૪ સુધીનાં ચાર વરસની સરાસરી ગણતાં તો રૂા. ૩૯૧૨૯૭૦) ની કિમ્મતનો માલ આવ્યો-ગયો હતો.

ઇ. સ. ૧૮૯૩-૯૪ સાલમાં એટલે વીશ વરસની સરખા-મણી કરતાં રૂા. ૨૩૪૩૩૭૬) ની કિમ્મતનો માલ ભરૂચમાં આવ્યો હતો, અને રૂા. ૨૦૦૭૬૪૬) ની કિમ્મતનો માલ ભરૂચ બંદરથી ગયો હતો, એટલે રૂા. ૪૩૫૧૦૨૨) ની કિમ્મતનો માલ આવ્યો ગયો હતો.

હવે સને ૧૯૦૦-૧૯૦૧ જે દુકાળનું વરસ હતું, તેમાં રૂા. ૨૦૨૪૫૦૮) નો માલ આવ્યો હતો, અને ફક્ત રૂા. ૭૪૯૬૮૧) નો માલ ભરૂચથી ચઢાવવામાં આવ્યો હતો. ફક્ત રૂા. ૨૭૭૪૧૮૯) ની આવ જા થઇ હતી.

સને ૧૯૦૩-૦૪ માં ૧૮ લાખ રૂપીઆનો માલ આવ્યો હતો, તથા ૧૩ લાખ રૂપીઆનો માલ અત્રેથી ચઢયો હતો. કુલ ૩૧ લાખ રૂપીઆનો માલ આવ્યો ગયો હતો.

સને ૧૯૦૮-૦૯ માં રૂા. ૪૦૦૦૦૦૦) ના માલની આવ જાવ થઇ હતી. ૨૨૦૦ વહાણો ભરૂચ બંદર ઉપર આવ્યાં હતાં,

અને ૨૧૫૦ વહાણો ભરૂચ બંદરથી ઉપડયાં હતાં.

જળમાર્ગના વહેપારની ઉપર જણાવ્યા પ્રમાણે ભરૂચમાં પ્રાચીન કાળની મધ્યકાળની અને હાલની સ્થિતિ હતી.

જે વખતે આગગાડી નહોતી, એટલે મુંબઇ સુધી ઠેઠ આગગાડી ચાલતી નહિ હતી, ત્યારે સને ૧૮૬૫ સુધી તો નદીને રસ્તે વહેપાર ચાલતો હતો; તે વખતે પણ ગુજરાત તથા માળવા તરફથી જે માલ આવતો તે ભરૂચના બંદર ઉપર એકઠો થતો હતો અને ગાંસડીઓ પછી રૂની કે બીજા ગમે તે માલની કુકરવાડાથી તે આખા પુરજા ઉપર અને પુરજાની ઊત્તર તરફ ઠેઠ કતોપોર બજારની દક્ષિણ તરફના પાછલા રસ્તાની હદ સુધી જોવામાં આવતી હતી. વખતે ગાંસડીઓ ઉપર થઇને બહેચરાજી જવાતું હતું. પુરજાઉપર એ ગાંસડીઓ જોવામાં આવતી હતી એટલુંજ નહિ, પણ બહારની ઉનાઇ આગળ ભૃગુઋષિ સુધી તથા ઉત્તર તરફના ભાગમાં હાલ સોરાબજી લાકડાવાળાનું ફંડ છે તેની હદ સુધી ગાંસડીઓ જોવામાં આવતી હતી. સાંજે નદી ઉપર સહેલઅર્થે નિશાળેથી છુટા થઈ ઘણા છોકરાઓ ગાંસડીઓ ઉપર દોડતા જોવામાં આવતા હતા. આવી હકીકત સને ૧૮૬૯ સુધી પણ જોવામાં આવી હતી, કારણ સને ૧૮૬૮ માં પુલને નુકસાન લાગવાથી, હોડીમાં બેશી સામે પારથી ઉતારૂઓને ગાડીમાં બેસવું પડતું હતું, એટલે રેલવે રસ્તે માલ પૂલ પાછો બંધાતા સુધી લઇ જવાને અટકયું હતું.

સને ૧૮૨૦ ના સાલમાં અને તે પછીના વરસોમાં જે માલ મુંબઇથી અને સુરતથી ભરૂચ આવતો, તે બીજે ગામ લઇ જવા માટે ભરૂચ અને જંબુસર તરફના જે ભારદારી ગાડાં આવતાં તે ગાડાંઓને ૮–૧૦ બળદો જોડોને જયાં લઇ જવો હોય ત્યાં લઇ જતાં હતાં. એ માલ ગુજરાતના બીજા બંદરના ભાગોમાં તથા માળવાના પશ્ચિમ તરફના ભાગોમાં લઇ જતા હતા. આ માલ લઇ જવા ઓછામાં ઓછાં ૨૦૦૦ ગાડાંઓ ભરૂચથી જતાં હતાં. આ ગાડાં લઇ જનાર ભરૂચના મુસલમાન નાગોરીઓ હતા. એઓ એજ ધંધામાં પોતાનું ગુજરાન સારી રીતે ચલાવતા હતા. સને ૧૮૪૯ માં આ ગાડાંનો ધંધો ઘણો વધી પડયો હતો.

રેલવે થયા પછી આ ધંધો નરમ પડી ગયો છે, છતાં હાલ

પણ ફસલમાં એજ નાગોરીઓ તથા ભરૂચ જંબુસરના હોરાઓ રૂ અને બીજી ચીજની ગાંસડાઓ ભરૂચ સુધી ગાડાંમાંજ લાવે છે. અને એજ ધંધાથી કેટલાએક પોતાના વરસના રોટલા કાઢે છે.

પ્રાચીન કાળમાં એટલે ઇ. સ. ૨૦૦ માં ભરૂચની ખાસ વણતરનું કાપડ વખણાતુ હતું અને પરદેશોમાં જતું હતું. એજ કારણથી અંગ્રેજો અને ડચોએ અત્રે કોઠીઓ કરી હતી. ભરૂચમાં તે વખતે સારામાં સારૂ કાપડ બનાવતા હતા, તેમાં ( બાફતાસ ) બાસ્તા, સાંકડીયા પહોળી દુમેટ ઓ, અને ભાતભાતની છીંટ ઘણાં વખણાતાં હતાં. અંગ્રેજો અને ડચો વણેલું સુતર, સુતરના દોરાઓ ખરીદ કરી વણકરને ચોમાસામાં કામે લગાડતા હતા. જયારે વણકરો કાપડ તૈયાર કરી રહેતા, ત્યારે તેઓ ચોમાસા પછી વહાણોમાં ચઢાવતા હતા. ઇ. સ. ૧૬૬૦ માં ભરૂચના જેવો વણાટનું કાપડ આખી દુનીઆમાં બનતું નહિ. ઇ. સ. ૧૭૮૩ માં મી. ફોરબ્સ જણાવે છે કે ઉંચામાં ઉંચી જાતનું અને ઝીણામાં ઝીણા પોતનું મશરૂ ( મસલીન ) થી તે જાડામાં જાડા સઢ બનાવવાના તાકા બનતા હતા. તે બનાવવામાં હજારો મરદ, બૈરાં અને છોકરાં ભરૂચતલમાં અને આસપાસના ગામડાંમાં કામે લાગતાં હતાં. રૂ પીંજનાર, સાફ કરનાર અને રૂ કાંતનારા શહેરના આસપાસના મોટાં પરાંઓમાં રહેતાં હતાં. તેઓ આમલાએ તથા આંબાની પાસે ઝુંપડાં બાંધી રહેતાં હતાં. સવારના પહોરમાં સૂરજ ઉગતાં તેઓ પોતાનો કાપડ વણવાનો સાંચો ( સટકો ) અડાવી દેતાં હતાં, અને જોઇએ તેવા પોતનાં કાપડ, બાફતા, તથા મશરૂ તૈયાર કરતાં હતાં. ( ગે ભ. વો. ૨, પા. ૪૩૯ )

ઇ. સ. ૧૬૮૩ માં ભરૂચથી પહોળા બાફતા ( બાસ્તા ) ના તાકા ૧૭૦૦૦) તેમાં ૯૦૦૦) સફેદ રંગના, ૪૦૦૦) આસમાની રંગના તથા ૪૦૦૦ કાળા રંગના ઇંગલન્ડમાં લઇ ગયા હતા. આ જાતનું કાપડ ડચ લોકો યુરોપમાં વેચવા લઇ જતા હતા. વળી એ શિવાય ૪૦૦૦ સવાગજી ધોળા, ૯૦૦૦ ધોળા રંગના સાંકડા પનાના, ૪૦૦૦ પહોળા પનાના રેશમી, ૬૦૦૦ તેર વારીઆ "નીકેનીઅરો" અને ૧૫૦૦૦) ગની જાતનું કાપડ કુલ ૫૫૦૦૦) તાકા લઇ ગયા હતા. ( ગે.ભ. વા.૨, પા.૪૩૯ નોટ)

ઇ. સ. ૧૭૭૭ માં ઝીણા સુતરના " નેકા " ની જાતનું કાપડ બનાવતા હતા, તેનાં પહેરણ, સદરા અને ઝભ્ભા પણ બનતા હતા. જાડા સુતરનું જીંગીન જાતનું કાપડ બનતું હતું, તેનાં યુરોપીઅનો પાટલુન કરતા હતા, અરધાઆ બનતા હતા, તેનાં ગરીબો બદન તથા પહેરણો કરતા હતા. કાળી ચોકડી, લાલ ચોકડી જાતનું કપડ પણ થતું હતું, તેના ઔરાંઓ ઘાઘરા (ચણીઆ). પારસીઓ ઇજારો તથા કાંચળીઓ કરતાં હતાં. ચારોળી, ફેફલા, લલાઆરી જાતના કાપડ તથા ધોતર જાડા સુતરનાં તૈયાર થતાં હતાં, અને તે પાટલુન બનાવવામાં તથા ચાદર તરીકે વાપરવામાં આવતાં હતાં. દોઢ ગજી કાપડ દોપટા તરીકે વાપરતા હતા. દોરીઆ, દાસર, બાસ્ત, ચારખાનાં કાપડના અંગરખા બનાવતા હતા, તથા તેના જામા પણ બનાવતા હતા. તવંગર લોકો ઝીણાં સુતરનાં " પારકુલી " જાતનાં કાપડના અંગરખા અથવા ડગલાઓ બનાવતા હતા. સફેદ અને કાળા સુતરના " કારન " જાતનું ધીંગલી તથા લેઘા જાતના કાપડન ઔરાંઓને માટે ચણીઆ તથા ઘાઘરા બનાવતા હતા. અસાવલીના જામા બનાવતા હતા. માર્વી અને માવળફ્તાનાં પણ ગમે તે જાતનાં કાપડ શિવડાવી પહેરતા હતા. મુસફી અને રકબુત જાતનું કાપડ ઇરાન, અરબસ્થાન અને બીજી જગ્યાએ મોકલવામાં આવતું હતું. ઉપલી જાતનાં કાપડો ખાસ ભરૂચમાંજ બનતાં હતાં તે શિવાય તરેહ તરેહના રંગ, તથા કુમાસની સાડાઓ, ભાતભાતના રૂમાલ, છીંટ, પાઘડીઓ, દોપટા, ટુવાલો, ટેબલ ઉપર પાથરવાનાં કપડાં તથા કામળી પણ બનતાં હતાં, અને હાલ પણ તે બને છે.

ઉપર જે કાપડ બતાવેલું છે તે ખાસ ભરૂચમાંજ બનતું હતું અને તેનો ઉપયોગ ભરૂચમાંજ કરતા હતા એટલુંજ નહિ, પણ બીજાં ગામોમાં તથા પરદેશોમાં પણ અત્રેથી ચઢતાં હતાં, અને ત્યાં તેની સારી ખરાદી થતી હતી.

ઇ. સ. ૧૮૨૦ માં ભાતભાતના રંગીત તાકાઓ બનતા હતા. જાડા પોતની દોટીઓ, છીંટ, પાઘડીઓ અને દેશી વણાટનું બીજું કાપડ જે દેશીઓ પહેરે છે તે પણ બનતું હતું. પારસી વણકરો ધોતી, બાફતા તથા દોરીઆ બનાવતા, તે આખા દેશમાં વખણાતા હતા. એ શિવાય એ કોમના લોકો રંગબેરંગી

ભાતભાતનાં કાપડો બનાવતા હતા. એ કાપડ હાલ જેવા સ્કોટ લોકો દોપટા બનાવે છે, તેના જેવાજ હતા. ધોતી તથા બાફતા અંગ્રેજો મશરૂ બનાવે છે તેવાંજ બનાવતા હતા, પણ કુમાસમાં ફેર પડતો હતો. અંગ્રેજી બનાવટની ધોતી અને બાફતાની કિમ્મત ભરૂચમાં જે બનતા તેથી અરધી હતી, એટલે કિમ્મતમાં અરધો અરધનો ફેર પડતો હતો. સને ૧૮૨૦ માં રૂા. ૪૨૫૦૦૦) સવા ચાર લાખ રૂપીઆનો માલ ફક્ત કાપડજ પરદેશ જતો હતો. હાલ એ વહેપાર પડી ભાગ્યો છે.

સને ૧૮૪૯ માં તો આ વહેપારનું ધુળધાણી વળી ગયું, ચાર સવા ચાર લાખ રૂપીઆનું ભરૂચનાજ વણાટનું કાપડ પરદેશ જતું હતું, તે રૂા. ૧૦૦૦૦) દશ હજારની કિમ્મતે આવી રહ્યું. પારસી લોકો ભરૂચ છોડી ભાગ્ય અજમાવવા બીજી જગ્યાએ જતા રહ્યા. હવે હાલ જે બનાવટ બને છે, તે ધોતીઆં અને દોરીઆ શિવાય બીજું કંઇ બનતું નથી, તો પણ એ ઉંચા પ્રકારનાં બને છે એમ કહેવું જરૂરનું છે.

સને ૧૮૭૪–૭૫ માં કાંઇક વધારે જોવામાં આવ્યું. લોકો ધોતીઆં, સાડીઓ, સાલ્લા તૈયાર કરવા લાગ્યા. છીપાઓમાં કાંઇ ઝેન આવેલું જણાયું. તે લોકો બૈરાંઓનાં પહેરવાનાં લુગડાં, ગોદડાં, રજાઇઓનાં ખોળીઆં તૈયાર કરવા લાગ્યા, કે જેનો ભરૂચમાંજ ખપ હતો એટલુંજ નહિ પણ બહારગામ પણ ખપ થતો હતો.

સને ૧૮૫૭ ના બળવા વખતે ભરૂચમાં જે હુલ્લડ થયેલું, તે વખતે કેટલાએકોને દેશપાર કરેલા, મુદત પુરી થવાથી તેઓ પાછા આવ્યા, ત્યારે એક નવો ધંધો પોતાની સાથે લાવ્યા, તે એ કે તેઓ રેશમી તથા સુતરાઉ રજાઇઓ શિયાળામાં ઓઢવા લાયક અને પથારી દીપાવે એવી કરવા લાગ્યા. એ રજાઇઓ સુતરાઉ રૂા. ૫) સુધીની અગર તે ઉપરાંતની કિમ્મતની મળે છે અને રેશમી રજાઇઓ રૂા. ૨૫) અને તે ઉપરાંતની કિમ્મતે મળે છે. આ રજાઇઓ બહારગામ ઘણી ખપે છે. આ હુન્નર ભરૂચમાં નવો આવ્યો, એ ઘણી ખુશીની વાત છે. એ ધંધો એ મુસલમાન લોકો કાયમ રાખે તો તેમાં તેમની તથા ભરૂચની શોભા છે. તેમ એ ધંધો કાયમ રહેશે એવી આશા છે.

હવે ધોતીઓ જે વણે છે તે ઘણું કરીને ઢેડ લોકો તથા કેટલાએક મુસલમાન વણે છે, તે ગામડામાં બહુ ખપે છે. ભરૂચમાં પણ ગરીબ લોકો એવાં ધોતીઆં વાપરે છે. ખારવણો રૂ કાંતે છે અને ઢેડ લોકોને વેચે છે. ઘણો હોંશીઆર વણકર પંદર ગજ કપડું વણી શકે છે, અને સાધારણ માણસ દશ ગજ વણી શકે છે. એ કાપડ ગજને હિસાબે વેચાય છે.

સાઠ અને તેથી વધારે ઉમ્મરે પહોંચેલા ગૃહસ્થો જેઓની ઉમ્મર આગગાડી થતા પહેલાં બાર પંદર વરસની હશે, તેમને સહેજ યાદ તો આવતું હશે, કે સાંચાઓ ભરૂચમાં આવ્યા પહેલાં વહેપારીઓ ગામડાંમાંથી રૂ ભરૂચમાં ગાડાંમાં ઘાલી લાવતા હતા. એ વહેપારીઓ વખતે પોતાની જાતે અગર તેમના દલાલો અગર ગુમાસ્તાઓને રૂની ખરીદી સારૂ મોકલતા હતા. આ માણસો ખેડુતોને રૂની ખરીદી માટે આગમચથી પુરા અગર અરધા પૈસા આપતા હતા, અગર વાવેતર થતાં પહેલાં બાજી ફસલમાં રૂ તેઓને આપે, એ સરતે આગમચથી પૈસા આપી મૂકતા હતા. આ રૂવાળા વહેપારીઓ પાસે જોઇએ એટલું રૂ ખરીદવાને નાણાં નહિ હોય તો નાણાવટીઓ પાસેથી વ્યાજે કાઢી ખેડુતોને નાણાં આપતા હતા અને દીવાળી ઉપર હિસાબ ચુકવી આપતા હતા.

કપાસ તૈયાર થયો કે તરત તેને વીણાવી, એ વહેપારીઓના માણસો ખળીમાં અગર અમુક મુકરર કરેલાં ઘરમાં રાખતા હતા. બધો કપાસ પુરો થયો કે ગાડાંઓ ભરાવી ભરૂચ લાવતા. અને ભરૂચમાં વખારોમાં ભરતા હતા. એ કપાસમાંનું રૂ કાઢી લઇ કપાસ મજુરો વળગાડી જુદો પડાવતા હતા. પછી રૂને સંચામાં ઘાલી સાફ કરાવતા હતા. સાફ થયું કે તેની પુણીઓ તૈયાર થતી હતી. તે પુણીઓ રૂ કાંતનારી બૈરીઓ જેઓ ઘણું કરી ઉંચ અને બીજી સાધારણ વર્ણની સ્ત્રીઓને ઘેર જઇ તોળીને આપી આવતા હતા. તે સ્ત્રીઓ પોતાને ઘેર રેંટીઆવડે કાંતી ઝીણું યા જાડું જેવું વહેપારી કહી જાય, તેવું કાંતીને સુતરની પીલીઓ કરતી હતી, તે વહેપારી તેને ઘેરથી લઇ જતા હતા. તેમ ઘણી ખરી સ્ત્રીઓ તો રૂ વેચાતું લઇ પોતે પોતાને ઘેર કાંતી સાંથ બજારમાં જઇ વહેપારીઓને વેચતી હતી. આ સાંથ બજાર જયાં જુની હાઇસ્કુલનું મકાન છે તે ભાગને કહેતા હતા, તેમ

એ જગ્યા લાલ બજારના નામથી પણ ઓળખાતી હતી અને હાલ પણ તેજ નામથીઓળખાય છે. એ જગ્યાએ સવારના પાંચથી સાત વાગતા સુધી સુતર સાંથ બજાર ભરપૂર રહેતું હતું. તે વખતે ઘણું કરી નવરાસના વખતમાં રેંટીઆ રાખી રૂ કાંતતી હતી, વખતે સેરીની બૈરીઓ એકઠી થઇ ફળીઆમાં વાતો કરતી જાય ને આ ધંધો કરતી જતી હતી. બ્રાહ્મણ, ક્ષત્રિય અને અમુક જાતના વાણીઆ શિવાય દરેક જાતની સ્રીઓ રેંટીઆ કાંતતી હતી. કાંતેલું રૂ વહેપારીઓ વણકરને વેચતા હતા અને તેઓ ભાતભાતનાં કાપડ બનાવતા હતા.

આ વખતે દેશી ચરખાઓ ફરતા હતા, તેમાં હજારો માણસોની રોજી ચાલતી હતી. કોઇ કામ વનાનો માલમ પડતોજ નહિ હતો. તેમ સોંઘવારીને લીધે મજુરી આ પ્રસંગે ઘણી સસ્તી હતી.

ઇ. સ. ૧૭૮૦ ની સાલમાં મી. ફોરબ્સ લખે છે, કે અત્રેના જે સોનીઓ ઘરેણાં તૈયાર કરતા, તેના ઘાટ, સફાઇ અને ટકાઉપણું ઘણાં વખણાતાં હતાં. સુથારો અંગ્રેજી ઢબ પ્રમાણેની ચારટો ( બગી ) તૈયાર કરતા હતા. ઇ. સ. ૧૮૨૦ માં કરનલ વિલીઅમ્સ લખે છે કે અત્રેના કીસબોઓ, લોઢાં, ત્રાંબાની, પીતળની લાકડાની ચીજો હુશીઆરીથી બનાવતા હતા, કે જેઓની બરાબરી હિંદુસ્થાનના આ ભાગમાં કોઇ પણ કરી શકતું નહિ હતું, અને એ ચીજો રમકડાંવગેરે તેઓ સસ્તે ભાવે વેચતા હતા. તેમજ લુહાર, સુથાર, ઘર બાંધનાર ખરાદીઓ. મોચી, દરજી વગેરે તેઓ પોતાના ધંધામાં એવા કસ્બી હતા કે આ દેશમાં અવા કસ્બીઓ ભરૂચના એ કસ્બીઓની બરાબરી કરી શકેજ નહિ. તેમાં મોચીઓ તો વિશેષે કરીને બુટો, જોડાઓ, ઘોડાના જીન, એવાં સારાં બનાવતા હતા કે ગુજરાતના તે વખતના યુરોપીયનો અને સોલજરો એવી ચીજો ભરૂચથી મંગાવતા હતા. એ ચીજો વળી તેઓને સસ્તે ભાવે મળતી હતી. દરજીઓ તંબુઓ સુરત કરતાં સારા બનાવતા હતા અને તેની કિમ્મતમાં પણ ફેર પડતો હતો; કાપડ, છીંટ, સુતરનાં દોરડાં તથા લાકડીઓ ઘણી સારી બનતી હતી. સને ૧૮૪૯ સુધીમાં તો આવા કીસ્બી માણસો ભરૂચ છોડી જતા રહ્યા. ખેડે ઘોડે સ્વારનું લશ્કર હતું તે ત્યાંથી ખસેડયા પછી મોચી-

ઓનો રોજગાર પણ છેક તુટી પડયો. હવે એવા કીસ્બીઓ જણાતા નથી. (ગે. ભ. ભાગ ૨, પાનું ૪૪૧. ઓ. મે. ભા. ૨, પા. ૨૧૩.)

લખવાને હવે એટલું ખુશી થવા જેવું રહ્યું કે અત્રેના કંસારા લોકો બેડાં, તાંબા અગર પીતળનાં બનાવે છે તેવા ઘાટનાં બીજી જગ્યાએ કવચિતજ બને છે, તેમ એ વર્ગના લોકોનું કહેવું પણ એમજ છે, એવો ઘાટ કોઇ જગ્યાએ બનાવી શકેજ નહિ.

મી. કરકરીઆએ ૩૨ ચોપડીઓનાં નામ લખી આપ્યાં, તેમાંની ઘણીખરીમાં વહેપાર સંબંધી હકીકત આવે છે, પણ કોઇ ચોપડીમાં આવક જાવક વસ્તુઓ ( Exports and Imports ) વધારે લખેલી તથા કોઇમાં ઓછી લખેલી ( જો કે વસ્તુઓનાં નામ તો એકનાં એકજ હોય ) તેથી દરેક ગ્રંથ કર્તાએ શું શું લખેલું છે તે જણાવવાની ગુંચવણ લાગી; પરંતુ ચોપડીઓમાં દરેક કર્તાએ દરેક ચીજ કયાંથી આવેલી તથા કયાં ગયેલી, અને તે ખુશકી કે જળમાર્ગે, તે જણાવેલું હોવાથી એ સઘળાનું એકઠું કરી, દરેક ચીજ કયાંથી કયે માર્ગે આવી તથા ગઇ તે જણાવવાનું સુલભ લાગવાથી તેમ કર્યું છે.

હવે આ દરેક કર્તાની ચોપડી વાંચતાં, કોઇએ Great emporium of trade for all the ports of India, કોઇએ emporium of trade for all the ports of western India, કોઇએ the most flourishing sea port of India, કોઇએ flourishing sea port in westrn India, કોઇએ sea port in western India one of the most important emporium of trade in India, a place of great trade, always has been a place of considerable trade, a marritime town of first rate importance.

ઉપર પ્રમાણે કેટલાએક કર્તાઓએ ભરૂચના બંદર વિશે શબ્દો લખેલા છે, તેમાંથી માત્ર બે ચાર કર્તાઓએ જે લખાણ કર્યું છે, તે જણાવવાનું યોગ્ય ધારવાથી જણાવ્યું છે.

Bunbury's History of ancient Geography— "Merchants of Musa were carrying on trade with Bary gaza (Vol I Page 582) "Ships from Egypt

sailed upto Bary gaza, which, we learn from the cotemporary Periplus, was one of the most important emporium of trade in India, frequented by numerous ships sailing from Egypt" (Vol. 2 P. 420) "Bary gaza was the great emporium of trade for all the ports of India, much as Surat became in the early days of the English trade and Bombay is at present. It imported not only the India goods from the interior, including the fine muslin, for which India is celebrated, but silk from China, which had been brought by overland carriage, onyxes and other precious stones, nards and other perfumes and ivory" (Vol. 2 P. 465.)

Yule's catha and the way tither—"From Thinex raw silk, silk and silk-thread are brought overland through Bactria to Barygaza" (P. cxd IV.) Yule's marko polo-Goods from Ujjan passed through Broach. Cunning gham's ancient GeographyIndia. In The 7th. century the kingdom of Po-lu-kei-che-po or Bara-kachva was from 400 to 2500 li or from 400 to 417 miles in circuit, and its chief city was on the banks of the Narmada river (Nai-mo-lho) and clue to the sea with the delta, it is very easy to identify the capital with the well known sea port town of Bharoch, under its Sanscrit name Briguchachh, The latter name was known to Ptolomy and the Periplus. × × × (P. 326)

Pinkerton's Kerr's collections Index—The next town of note is Broach, a walled town standing on the rising ground, on the banks: of the Narmada. Formerly it was a place of great trade. × × ×

Oriental memoir—Broach has always been a place of considerable trade (V. 2. P. 112.) × × ×

Jeroot's Iinakbari—Broach has a fine port. It is accounted as a marritime town of first rate importance (Vol. 2. P. 243.)

Journal of the Bombay asistic society.—Bary ghosha became with arrian & Ptolomy Barygaza. It was originally called Bhragukachha. It being the capital of Gujrat bore its Greek drachmass of appolodatas and menander, these coins were current in Barygaza when the periplus was written; and the proper time for sailing ships for Egypt, was in the month of July. The imports into Barygaza were:- wine, principally Italian, brass, copper, tin, lead, corral and yellow stones, cloth of all sorts, storax, sweet clover, melilot, white glass, gum, sandarach, collyrium for the eyes, gold and silver coins exchanged with profits for native money, cheap perfumes, as presents for kings, also costly silver vases, musical instruments, handsome young women, superior wine and costly apparrel.

The exports were—Spikenard, costus, bdellium, ivory, onyx, stones, porcelain, box thora, (probably for tooth picks,) cotton of all sorts, silk and silk-thread, long peper and articles supplied by the neighbouring ports. Barygaza not only received its goods from the interior, but also from the coast ports which the Arabs called as far down as cape comorin by the name of Maabar, according to periplus the country from Barygaza streches to the south and is called Dakhan.

Gazetteer Broach V. 2 Page 553—The considerable demand for its cloth and the recently established trade in raw cotton to China, combined, during the first period of English rule, to make Broach the centre of a large and prosperous trade. Five years after its transfer to Sindia. (1788) though not so flourishing as it had been under the English, Broach was still a place of much trade, the streets swarming with Arabs, Mogals and many tribes of Gentoos, Cloth of various kinds was the great manufacture and export

ભરૂચના વહેપાર વિષે ગુજરાત ગેઝીટીઅર વો. ૨. પાન ૪૨૨ થી ૪૪૧ સુધીમાં જે પ્રાચીન, મધ્યકાળ અને અર્વાચીન વહેપાર વિષેની હકીકત લખી છે તે વાંચવાથી જણાશે. દરેકનો આધાર આપતાં લંબાણ ઘણું થઇ જવાનો સંભવ હોવાથી તેમ કર્યું નથી. છતાં પણ કેટલાએક કર્ત્તાઓની બુકમાં શું લખાણ છે, તે અંગ્રેજીમાં જણાવ્યું છે.





# પ્રકરણ ૩૩ મું.



## અર્વાચીન વહેપાર.



જ્યારથી રેલવે મુંબઇ સુધી ચાલુ થઇ, ત્યારથી યાંત્રિક કારખાનાં નીકળવા માંડયાં. એ કારખાનાંઓની સંખ્યા હાલ નીચે પ્રમાણે છે, અને તે કારખાનાને મિળ, પ્રેસ અને જીન કહે છે.

ભરૂચ જીલ્લામાં રૂનો પાક સારો થાય છે, એવી દરેક જગ્યાએ વાયકા હોવાથી ઇસ્ટ ઇન્ડીઆ કમ્પનીએ વિચાર કર્યો, કે ભરૂચ શહેરમાં એક કારખાનું કાઢયું હોય તો કમ્પનીને વધારે લાભ થાય. એ ઇરાદાથી સને ૧૮૫૪ ની સાલમાં એક કારખાનું કાઢયું. તેનો ઉપરી એક મી. લંડન નામનો અંગ્રેજ હોવાથી તે કારખાનું લંડન સાહેબના ચરખાથી કેટલીએક મુદત સુધી ઓળખાતું હતું. એ ચરખા બળદો તથા માણસો વડે ચલાવતા હતા. મુંબઇ ઇલાકામાં બલકે આખા દેશમાં પહેલ વહેલું આજ કારખાનું નીકળેલું એમ કહેવાય છે. એ કારખાનાંથી કાંઇ કમ્પનીને નફો થયો નહિ, તેથી પોતે છોડી દીધું. તે મી. લંડને વેચાણ રાખ્યું હતું. એ જગ્યા નર્મદા મિળની હાલ કહેવાય છે.

સને ૧૯૦૪ ની સાલમાં ભરૂચમાં ચાર મિળો હતી અને તેની થાપણ રૂા. ૧૪૦૦૦૦૦) ચઉદ લાખની હતી. તે સુતર

કાંતવાનું તથા વણવાનું કામ કરતી હતી. તેઓનું ૮૫૯ લુમ્સ અને ૬૨૦૦૦ સ્પિનડલ્સથી કામ ચાલતું હતું અને ૨૨૧૨ મજુરો કામે લાગતા હતા. તે ચારે મિળોએ મળીને પચાશ લાખ પાઉન્ડ સુતરનું કાપડ તથા ત્રીશ લાખ પાઉન્ડ વણેલું સુતર તૈયાર કર્યું હતું.

સને ૧૯૦૮-૯ ની સાલમાં પાંચ મિળો હતી. તેનાં નામ—નર્મદા મિળ-એ મીળની છ લાખની થાપણ છે. એમાં લુમ્સ ( સાળ ) ૪૦૭ છે, તથા સ્પિનડલ્સ ( ત્રાક ) ૧૮૫૮૮ છે. એમાં સુતર કંતાય છે તથા વણાય છે, તેના કાપડ પણ બનાવે છે. તેની પ્રેસમાં ગાંસડીઓ બાંધે છે. વરસમાં ત્રણ હજાર ખાંડી રૂ એમાં જોઇએ છે. ભરૂચમાં રાતે ઇલેકટ્રીક લાઇટ વિજળીના દીવાથી કામ કરનારી આ પહેલીજ મિળ છે.

વિટલ મિળ—આ મિળ ગ્રીન્સ કોટન કમ્પનીની તે વિટલ સાહેબ અને તેના ભાગદારોએ રૂા. ૫૬૬૦૦૦) સારૂ વેચાણ લીધી હતી. આ વેચાણ લીધેલી મિળમાં વધારો કરી કુલ વિટલ સાહેબની ત્રણ મિળો છે તેમાં ૪૮૧૦૨ સ્પિનડલ્સ ( ત્રાક ) તથા ૬૨૨ લુમ્સ ( સાળ ) છે. એ મિળની થાપણ આઠ લાખની સને ૧૯૦૪ માં હતી, પણ હાલ એ મિળોમાં તજવીજ કરતાં વીશ લાખની થાપણ કહે છે. સને ૧૯૦૮ માં રૂા. ૧૨૨૬૯૦૦) નું રૂ ખરીદ કર્યું હતું, તેમ રૂા. ૨૧૭૧૧૦) નું રૂ ગઇ સાલની બાકીમાં હતું, મળી રૂા. ૧૪૪૪૦૧૦) થયું. એ મિળોએ રૂા. ૭૩૭૦૧૮) નું સુતર વેચ્યું રૂા. ૧૧૨૬૯૩૯)નું કાપડ વેચ્યું, રૂા. ૩૨૨૭૬) નું રંગીન સુતર વેચ્યું, રૂા. ૧૯૧૬૩) નો સુતરનો કચરો તથા રૂા. ૧૪૫૭૧) નો રૂનો કચરો વેચ્યો.

ધી બ્રોચ ઇન્ડસ્ટ્રીઅલ કોટન સ્પિનિંગ અને વીવિંગ કુમ્પની લીમિટેડ એ નામની નવી મિળ નીકળી છે. એની થાપણ રૂપીઆ સાત લાખની છે. દરેક શેર રૂા. ૧૦૦) નો હોવાથી સાત હજાર શેર રાખ્યા છે. એના અગ્રેસર હૈદ્રાબાદના શાહુકાર લાલગીર બીનોદગીર તથા ભરૂચના પ્રસિદ્ધ મલજી કુટુંબના ગૃહસ્થ અંબાશંકર ઉત્તમરામ મલજી છે અને સેક્રેટરી, ટ્રેઝરર અને એજન્ટસ તરીકે તેમનું નામ આગળ કરેલું છે. આથી લાલગીર મલજી એન્ડ કમ્પની એ નામથી પત્ર વહેવાર ચાલે છે.

આ મિળમાં ૨૪૦૦૦) સ્પિનડલ્સથી કામ ચલાવવાનું નક્કી કરેલું, પણ હાલ ૧૨૦૦૦ સ્પિનડલ્સ આવનાર છે, તેટલેથી કામ ચલાવવું પડશે અને ૨૭૫ લુમો માટેની સગવડ રાખેલી છે. આ મિળમાં ૪૦-૬૦-૮૦ એ નંબરોનું સુતર તૈયાર કરવાનું રાખ્યું છે.

આ મિળની બાબત એક ખાસ બાબત લખવાની જરૂર છે; તે એ છે કે આજ દીન સુધી હિંદુસ્થાનમાં મિળો તો ઘણી નીકળી છે; પણ એ સંબંધી શિક્ષણ આપવાને કોઇ મિળે વગર ફીએ કલાસ કાઢયો નથી. આ મિળે એવો કલાસ ( વર્ગ ) કાઢવાનું નક્કી કર્યું છે કે જેમાં મિળને અંગે જે કલાસ કાઢવાનો છે, તેમાં જે ઉમેદવારોને મિળ સંબંધી કામકાજ શિખવું હશે તેમને ઘણા ઉત્સાહથી શિખવવામાં આવશે. આ શિક્ષણને માટે એ કમ્પનીએ પોતાના કમિશનની બે આનોનો ભાગ એજ કારણસર આપવાને કબુલ કર્યું છે.

## જીનો.

આ શહેરમાં ૭ જીનો છે. (૧) ન્યુ મોફસીલ કમ્પની, એમાં ૪૦ જીનો છે ને તેમાં સને ૧૯૦૮-૯ ની ફસલમાં ૨૯૭૧ ભાર કપાસ પીલાયો હતો. (૨) જમસાવાળું જીન, જે રૂસ્તમજી વખારીઆના તાબામાં છે. તેમાં ૭૨ જીનો છે, અને ૬૮૪૨ ભાર કપાસ પીલાયો હતો. (૩) ગ્રીવ્સ કોટનવાળું વિકટોરીઆ જીન, એમાં ૯૬ જીન છે અને ૪૯૬૨ ભાર કપાસ પીલાયો હતો. (૪) (૫) દીનશા ફરદુનજીવાળું બચ્ચા જીન તથા પાનવાડીવાળું જીન, એ બંનેમાં મળી ૧૦૨ જીનો છે અને ૯૫૯૭ ભાર કપાસ પીલાયો હતો. (૬) ગેડમવાળું ઇન્ડીઅન કોટન કમ્પનીનું જીન, તેમાં ૬૦ જીનો છે અને ૨૦૫૬ ભાર કપાસ પીલાયો છે. (૭) ધી ભરૂચ ઇન્ડસ્ટ્રીઅલ કોટન સ્પી. એન્ડ વી. કુમ્પની લીમીટેડમાં ૩૦ જીન મૂકયાં છે અને તેમણે ચાલુ સાલમાં ૨૫૦૦ ભાર કપાસ પીલ્યો હતો.

આ જીનોમાં કપાસની અંદરથી કપાસીઆ અને રૂ છુટાં પાડે છે. આ વરસ એસોસિયેશન થવાથી ઇટોલામાં જે કારખાનાં છે, તેઓ એ એસોસિયેશનમાં દાખલ નહિ થવાથી તેઓને બાજુ

ઉપર મૂકતાં કુલ ૧૮૮૮૧૬ ભાર કપાસ એસોસિયેશનમાં દાખલ થનારાં જીનોમાં પીલાયો હતો. એ એસોસિયેશનને એ સાલ રૂા. ૪૬૧૨૪૪) ખરચ બાદ જતાં નફો રહ્યો હતો. આ એસોસિયેશનમાં ભરૂચના જીનવાલા દાખલ થવાથી તેઓના જેટલા શેર હશે, તે દરેક શેરે રૂા. ૪૮૪—૮—૦ નફો મળ્યો હતો. એસોસિયેશનને કુલે નફો રૂા. ૪૭૭૧૯૬) નો થયો હતો, અને ખરચ રૂા. ૧૫૯૫૨) થયો હતો.

## પ્રેસો.

આ શહેરમાં ૫ પ્રેસો છે. (૧) ન્યુ મોફ્યુસીલ કમ્પનીનું નહાનાભાઇ બેજનજીવાળું પ્રેસ, તેમાં ૯૦૫૫ રૂની ગાંસડીઓ બંધાઇ હતી. (૨) રૂસ્તમજી વખારીઆનું પ્રેસ, તેમાં આશરે ૩૦૦૦૦ ગાંસડીઓ બંધાઇ હતી. (૩) જમસાવાળું રૂસ્તમજી વખારીઆનું પ્રેસ, તેમાં આશરે ૭૦૦૦ ગાંસડીઓ બંધાઇ હતી. (૪) મહમદપરા રાયલીવાળું પ્રેસ, તેમાં આશરે ૧૦૦૦૦ ગાંસડીઓ બંધાઇ હતી. (૫) ઇન્ડીઅન કોટન કમ્પની ગેડમવાળું પ્રેસ, એમાં સને ૧૯૦૮–૦૯ માં ૩૦૦૦ ગાંસડીઓ બંધાઇ હતી.

રૂની પાકી ગાંસડીઓ પ્રેસોમાં બંધાય છે, તે મુજબ સને ૧૯૦૮–૦૯ ની સાલમાં ઉપર મુજબ આશરે ૫૯૦૦૦ ગાંસડીઓ બંધાઇ હતી.

ઉપર મુજબ મિળો, જીનો તથા પ્રેસોની હકીકત જે હું મેળવી શકયો છું, તે મેં આ જગ્યાએ દર્શાવી છે. આંકડાઓ લખવામાં કાંઇ ભૂલ તો નથી, છતાં માલીકોને કાંઇ સહેજસાજ માલમ પડે તો તની દરગુજર થશે એવી આશા છે.

સને ૧૯૦૮–૦૯ ની સાલમાં આ જીલ્લામાં ૫ લાખ ૫૧ હજાર એકર વાવેતર જમીનમાં ૨ લાખ ૬૨ હજાર એકરમાં કપાસનું વાવેતર થયું હતું. રૂનો ભાવ રૂા. ૨૬૫) થી રૂા. ૨૭૫) સુધાનો હતો.

## રેલવે ટ્રેફીક ( રેલવે મારફત વહેપાર ).

સને ૧૮૬૮ ની સાલમાં ઉતારૂઓની સંખ્યા ૧૮૪૭૮૨ ની હતી, અને સને ૧૮૭૪ ની સાલમાં ઉતારૂઓની સંખ્યા

૨૧૬૨૧૦ ની હતી. હવે સને ૧૯૦૮ ના જાનેવારીથી તે ડીસેંબર સુધીના ઉતારૂઓની સંખ્યા ૩૩૯૬૩૭ ની હતી, અને તેઓના રેલવે ફેઅર અથવા ભાડાની રકમ રૂા. ૧૬૪૪૨૮) ની ઉત્પન્ન થઇ હતી. તેમ જાનેવારી સને ૧૯૦૯ થી તે ઓગસ્ટ સને ૧૯૦૯ સુધી ૨૫૬૫૯૪ ઉતારૂઓના ભાડાની રકમ રૂા. ૧૪૮૩૩૫) થઇ હતી. સને ૧૮૬૮ ની સાલમાં ભરૂચ સ્ટેશનથી ૩૭૬૨૦ ટન માલ ચઢયો હતો અને સને ૧૮૭૪ માં ૪૨૯૧૩ ટન ચઢયો હતો.

ભરૂચથી સને ૧૯૦૯ ના જાનેવારીથી ઓગસ્ટ સુધીમાં જે લગેજ તથા પારસલો ગયાં તેની સંખ્યા ૫૦૪૬૫ તથા બહારગામથી ભરૂચમાં આવ્યાં તેની સંખ્યા ૪૯૧૭૧ ની હતી. તેમ એ મુદતમાં દેશાવર જે રૂની ગાંસડીઓ રેલવે મારફત અત્રેથી ગઇ તેની સંખ્યા ૪૫૯૦૩ હતી. સપ્ટેમ્બર સને ૧૯૦૮ થી ઓગસ્ટ સને ૧૯૦૯ એટલે આખા વરસમાં જે માલ ભરૂચમાં આવેલો તેનું નુર રૂા. ૫૦૯૫૨૬) ઉપજ્યું હતું. સને ૧૯૧૨ માં ઉતારૂઓની સંખ્યા આશરે ૪૩૮૦૦૦ ની હતી, એટલે દરરોજ ૧૨૦૦ માણસો અત્રેથી જાય છે. રેલવેમાં રૂની ગાંસડીઓ આશરે ૪૬૦૦૦ અત્રેથી ચઢી હતી. લગેજ પારસલો અત્રેથા ગયાં આવ્યાં, તેની સંખ્યા આશરે ૭૨૦૦ ની હતી. આખા વરસમાં જે માલ અત્રે આવેલો તેનું નુર રૂા. ૫૧૦૧૧૬૧) હતા.

રેલવે સંબંધી વહેપારની હકીકત દર્શાવી તો એ રેલવે વિષે કાંઇ પણ વિશેષ હકીકત જણાવવી જોઇએ, એમ ધારી જણાવી છે.

સને ૧૮૬૦ ની સાલમાં રેલવે બાંધવા રેલ ( પાટા ) નાંખવાનું કામ અત્રે શરૂ થયું, તેમ પૂલ પણ બાંધવાની યોજના જારી થઇ. સને ૧૮૬૨ ની સાલમાં તો સુરતથી વડોદરા સુધી આગગાડી જતી આવતી થઈ. ધોળી મુછોવાળાઓ તો આ કળિયુગનું વૈમાન જોઇને આશ્ચર્ય પામવા લાગ્યા, અને અંગ્રેજ સરકારના અમલનાં તથા તેમની બુદ્ધિનાં વખાણ કરવા લાગ્યા. સ્ટેશન નહાના પાયા ઉપર બંધાયલું હતું, તે પાછળથી સને ૧૮૮૧ માં હાલની હાલત જે જોવામાં આવે છે, તેવું બંધાયું. જે દિવસે પૂલ ઉપર આગગાડી ચાલવાની હતી અને સુરત તરફથી પહેલ વહેલી આવવાની હતી, તે દિવસે આગગાડી પૂલ ઉપર

થી શી રીતે ચાલે છે ! આગગાડી ચાલતાં પૂલ તુટી પડે છે કે કેમ, તે જોવા હજારો લોકો આપાર અને પેલેપાર નદીને ઉપલાણુ અને નીચાણુ પાસે જોવાને એકઠા થયા હતા. ગાડી તો સાંજે પાંચેકને સુમારે ધમ–ધમ, ફુપ–ફુપ, કરતી પૂલ ઉપર આવી અને પાંચ સાત મિનીટમાં સ્ટેશન ઉપર આવીને ઉભી. આ જોઇ લોકોના મનમાં ગાડીના ભારથી પૂલ તુટી પડશે અને ગાડીઓ રેવાજીમાં ગરક થશે એ જે બીક હતી તે દૂર થઇ એટલુંજ નહિ, પણ પૂલ બાંધનારનાં સારાં વખાણ થયાં. આ દિવસે ઉતારૂઓએ ગાડીમાંથી નદીમાં નાળીએરો ઘણાં નાખ્યાં હતાં, તેનો લાભ ઘણો ખરો હોડીવાળાઓએ લીધો હતો. આ બધો દેખાવ પ્રજાએ નજરે જોયો હતો.

જે પૂલ નર્મદા નદી ઉપર આપણે જોઇએ છીએ. તે પૂલને કેટલીએક વખત નુકશાન લાગેલું, એટલે રેલથી કેટલાંએક ભૂંગળાં તણાઇ ગયેલાં. સને ૧૮૬૪ ની સાલમાં અત્રેની નદીમાં રેલ આવવાથી પૂલના છ ગાળા ખેંચાઇ ગયા હતા. એ ગાળાઓ ફરીથી બંધાયા, પણ સને ૧૮૬૮ ની સાલમાં ઓગષ્ટ માસમાં જબરી રેલ આવવાથી ચાર ગાળાને પાછું નુકસાન થયું. આથી એ પૂલની સાથે બીજો જબરો પૂલ બાંધવામાં આવ્યો અને તે સને ૧૮૭૧ માં પુરો થયો. સને ૧૮૬૦ થી સને ૧૮૭૧ સુધીમાં પૂલ પાછળ રૂા. ૪૬૯૩૪૦૦) ખરચ થયો હતો. આ પૂલ સને ૧૮૭૬ સુધી ટકયો, પણ સને ૧૮૭૬ ના સપ્ટેમ્બરમાં ભારે રેલ આવવાથી એ પૂલના છવીશ ગાળાને નુકસાન પહોંચ્યું અને ભૂંગળાં રેલમાં તણાયાં, તેથી બીજો કામ ચલાઉ પૂલ તરતને માટે વહેપાર અટકે નહિ, માટે રૂા. ૧૫૦૦૦૦) નો ખરચ કરી બાંધ્યો. સને ૧૮૭૭ ની સાલના ડીસેમ્બરની તા. ૭ મીથી બીજો જબરો પૂલ બાંધવા શરૂ કર્યું. તે સને ૧૮૮૧ ના મેની તા. ૧૬ મીએ બંધાઇ રહ્યો એ પાછળ આસરે રૂા. ૩૭૫૦૦૦૦) ખરચાયા.

સને ૧૮૭૬ ની રેલ વખતે પેસ્તનજી નામનો એક પારસી ગૃહસ્થ તથા રોઝેરીઓ નામનો એક પોરચુગીસ પૂલની સલામતી જોવા પૂલ ઉપર અરધેક સુધી ગયા કે તેજ ગાળા તુટી પડવાથી બંને નદીમાં ખેંચાયા હતા. પેસ્તનજીનો તો પ-તોજ લાગ્યો નહિ, અને રોઝેરીઓ સારો તરનાર હોવાથી

ઉગર્યો હતો. આ પૂલ સને ૧૮૬૦ ની સાલમાં બાંધવા માંડયો, ત્યારથી તે સને ૧૮૭૭ ની સાલ સુધીમાં અને ત્યાર પછી જબરો પૂલ બંધાયો, તે સુધાં મળી પૂલ પાછળ આસરે રૂ. ૮૫૯૩૪૦૦) ખરચ થયો હતો. ત્યાર પછી બીજે પ્રસંગે જે ખરચ થયો હોય તેના આંકડા મળી શકયા નથી, છતાં એમ ધરાય છે કે એ પૂલ પાછળ બીજા ઘણા રૂપીઆ ખરચાયા હશે, કારણ કે હજુ વખત બે વખત મરામત કરવીજ પડે છે. તેમ સામે કાંઠે ખોદાણ લાગવાથી પત્થરાઓ નાંખવા પડે છે. ભરૂચથી જતી તથા આવતી આગગાડીનો વખત, વખતો વખત બદલાયા કરે છે, તેથી તે બાબત દર્શાવી નથી. રેલવેને લગતી એક ડિસ્પેનસરી છે, તેમાં એક મેડિકલ ઓફીસર છે. પહેલાં ડીસોઝા કરીને એક ગૃહસ્થ હતા. હાલ લાંબી મુદત થયાં એક અનુભવી, શાંત અને ડાહ્યા ગૃહસ્થ બરજોરજી સોરાબશા મુનસફના છે.

મિળો, જીનો, પ્રેસો, વિષેની હકીકત તે કારખાનાનાં ગૃહસ્થો તરફથી તથા ઘણી ખરી શેઠ નાનાભાઇ બેજનજી તરફથી મળી છે. રેલવેની હકીકત ગેઝીટીઅરમાંથી લીધી છે તથા કેટલીએક ડોકટર બરજોરજી સોરાબશા તરફથી મળેલી અને કેટલીએક જાતે જોયેલી લખી છે.





# પ્રકરણ ૩૪ મું.



## સને ૧૮૬૩-૬૪ ની જાહોજલાલી.



સને ૧૮૬૨ માં અમેરિકામાં લઢાઇ સળગી. એ થવાનું મુખ્ય કારણ એ હતું, કે દક્ષિણ અમેરિકામાં ગુલામગીરીનો ધંધો ચાલતો હતો. જેવી રીતે આપણે ઢોરો પાસે કામ કરાવીએ છીએ, તેવી રીતે ત્યાં ગુલામો પાસે કામ લેતા હતા, તેમ તેમને વેચતા પણ હતા. ગુલામો ઉપર જુલમ તથા તેમને વેચવા, ખરીદવાનો ધંધો એટલો વધી ગયો હતો, કે ઉત્તર અમેરિકાના લોકોથી તે સહન થઇ શકયું નહિ, તેથી એ ધંધો બંધ કરવા તેઓનો ઘણોજ આગ્રહ અને આજીજી છતાં દક્ષિણવાળાઓએ તેમને પત કર્યા નહિ, તેથી લઢાઇ ચાલી.

દક્ષિણ અમેરિકામાં રૂ ઘણું પાકતું હતું, તે વિલાયત ચઢતું હતું. લોકો લઢાઇમાં ગુંથાયાથી પાક થયો નહિ. ચઢત ઓછી થઇ, બલકે સમુળગી બંધ થઇ તેથી હિંદુસ્થાનના રૂની ખપત જાગી.

ભરૂચ જીલ્લામાં ઇશ્વર ઇચ્છાથી તે વખતે રૂ સારૂ પાકેલું, તેમ ભરૂચ પોતાનાં ચઢીઆતા રૂને માટે પ્રખ્યાત હોવાથી અત્રેનું રૂ દપટ ખપવા માંડયું. રૂના ભાવ પહેલાં રૂા. ૮૫) થી રૂા. ૯૫) ના હતા, તે એકદમ ધીકી ગયા. રૂા. ૨૦૦) થી રૂા. ૨૫૦) ના ભાવ બોલાયા, અને વધતાં વધતાં રૂા ૮૦૦) ઉપર થઇ ગયા.

ખડુતો પણ આ જોઇ ચમકી ગયા, અને જે જે ખેતરમાં તે પ્રસંગે જોઇએ, તે તે ખેતરમાં કપાસ શિવાય બીજું જોવામાં આવેજ નહિ.

કપાસ ગામડાંમાંથી ખરીદ કરવા તથા રૂ ખરીદ કરવા નાણાં જોઇએ, તે નાણાં શરાફોને ત્યાંથી માગે તે વ્યાજ આપી રૂના વહેપારીઓ લેવા લાગ્યા, તેથી રૂપીઆની છોળો ઉછળતી દરેક બજારમાં જણાતી હતી. આ વખતે નોટો સ્વપ્નામાં નહિ, તેથી રૂપાંબાઇજ દરેક દુકાને જણાતાં હતાં. કોથલી ઠલવાવી એક લઇ ગયો, કે બીજા તોડાનો ખણુણુ થતો અવાજ શરાફોની પેઢીએ સંભળાતો હતો. તે ખાલી થાય કે તરત ત્રીજાનો ખણુ ખણાટ સંભળાતો. એવી રીતે રાતના દશ વાગ્યા સુધી નાણાંની ખપત ચાલતી હતી. નાણાવટીની દુકાનોએ રાત્ર સુધી વહેપારી-ઓની કે તેમના ગુમાસ્તાઓની ભીડ ઓછી થાયજ નહિ, ચાર પાંચ ઉભેલાજ હોય.

આટલાં બધાં નાણાં નાણાવટીઓ કયાંથી પુરાં કરે, અને જો નથી આપતા તો વટ જાય, માટે તેઓએ પણ ઘરગથાઉ નાણાં દપટ ચોપડાઓમાં જમા કરવા માંડયાં. બાર આનાની તેરીખે પણ નાણાવટીઓ જમે રાખતા હતા, તેથી લોકોએ જમી-નમાં દાટેલાં નાણાં બહાર કાઢયાં ને નાણાવટીને ત્યાં આપવા લાગ્યા. રાંડી રાંડે રેંટીઆની પુંજી પણ જમા કરાવી. આ વખતથી ભરૂચમાં શાહુકારી વ્યાજ બાર આના ગણાવા લાગ્યું. ત્યાર પહેલાં ચારથી આઠ આના અને દશ આના તો હદ થતી. જેવી રીતે હાલ “ બે ટકા વ્યાજના લઇશ ” એમ કહે છે, તેવી રીતે તે પહેલાં બાર આનાની તેરીખ લઇશ એમ કહેવાતું હતું, અને જે ટકો વ્યાજ ભરે, તે તો લાસ આસામી કહેવાય.

વહેપારી બજાર જે લલુભાઇનું ચકલું કહેવાય છે, ત્યાં સવારના સાતથી તે રાત્રના બે ત્રણ વાગ્યા સુધી વહેપારીઓ અને દલાલોની ભીડ મચી રહેતી હતી. ગાડી જવી પણ મુશ્કેલ પડતી. ગાડી હાંકનાર “ શેઠ ખીસો, ” “ શેઠ ખીસો, ” એવી બૂમો પાડે તો પણ શેઠ તો કાને હાથ દઇનેજ ઊભેલા હોય, અને બીજા વહેપારી કે દલાલ સાથે સટ્ટા કરતાજ હોય. શેઠનું ધ્યાન બીજામાં હોયજ નહિ.

વહેપારીઓમાં વહાણુ દલાલ કુટુંબના એક ભાર્ગવ બ્રાહ્મણ ( ગૃહસ્થ ) ગણપતરામ તુલસિદાસ જેને દલાલોએ તથા વહેપારીઓએ "રાજા" નામ આપેલું હતું, તે આવે ત્યારેજ ભાવ પાડે. તેને વખતે આવતાં વાર થાય તો દલાલો કહેતા કે હજુ "રાજા" આવ્યા નથી, તેમને આવવા દો, પછી ભાવ પડશે. આ માણસ એક ભરૂચી ભાર્ગવ ગૃહસ્થ છતાં સુરતીસઇ પાઘડી, પગ લગી આવે એવો લીલો કસવાળો ડગલો પહેરી પોતાના ગૌરવર્ણ, બેઠા ઘાટનું પુષ્ટ શરીર, પણ ઘડપણને લીધે ખુંધ આવેલી, એવા આ ગૃહસ્થ પોતાના ભાઇ ભત્રિજાઓ સાથે વહેપારી બજારમાં આવી દરેકના જેગોપાળ લઇ, એક ઓટલે બેસતા હતા, તેની આસપાસ વહેપારીઓ તથા દલાલો વિંટલાઇ વળતા હતા. પોતાનો હાથ લાંબો કરી પોતાનો દોપટો તે ઉપર ઢાંકી દલાલને કે વહેપારીને બોલાવી તેનાં આંગળાં લઇ દોપટા નીચે ઢાંકી ભાવ નક્કી કરતા હતા. તેજ ભાવ તે દિવસનો સમજાતો હતો. એ ગ્રહુસ્થની પેઢી એના બાપ તુલસિદાસ ભગવાનદાસના નામથી ચાલતી હતી. એની મદદમાં એનું સો માણસનું કુટુંબ હંમેશાં હાજર રહેતું હતું. પોતાનાં આગવાં વહાણો રાખ્યાં હતાં. વહેપાર પણ કરતા અને દલાલી પણ કરતા હતા. એ માણસને આ પ્રસંગે બારથી પંદર લાખનો નફો મળ્યો હતો. પોતાનાં કુટુંબના દરેકને હાથે તેમાં પોતાના જેવા ઘરડાઓને હાથે પણ સુવર્ણનાં કડાં ઘાલી દીધાં હતાં.

બેરામશા ધનજીભાઇ રૂના મોટા વહેપારી હતા, તેમને ત્યાં લક્ષ્મિદાસ ગોપાલ, જેની હવેલી માણેકલાલ વેણિલાલે વેચાણ લીધેલી, તે તથા પાવડીઆવાળા નાનાભાઇ ગુમાસ્તા છતાં તેએ એ આગવો વહેપાર કર્યાથી તેઓ શેઠ બની બેઠા હતા. લક્ષ્મિદાસ તો બહાર નીકળેજ નહિ, બારીએ ઉભા રહી સોદા કરતા હતા. દરેકને માથે વહેપારનાં કામમાં પાણી ફેરવે એવા નહાનાભાઇ પાવડીઆ લાખો રૂપીઆ કમાયા હતા. તેમ પોતાના શેઠ કરતાં પણ મોટા વહેપારી થઇ પડયા હતા. વળી વિશેષમાં તેનામાં દરેકનું મન ગમે તે પ્રકારે હરણ કરી લેવાની પહોંચ હતી. આ બેઠા ઘાટના વાયડા વાણીઆ પાવડીઆનો ધર્મ પાળનાર પોતાનાં મીઠા મીઠા બોલથી તથા પ્રપંચથી શહેરમાં મોટા વહે-

પારી તરીકે, જેમ મુંબઇમાં પ્રેમચંદ રાયચંદ કહેવાયા, તેમ એ ભરૂચના પ્રેમસંદ રાયચંદ કહેવાતા હતા. લક્ષ્મિદાસ ગોપાળ તોછડા તથા અહંકારી હોવાથી તેમનું એમનાં કરતાં વજન ઓછું પડતું હતું. વલંદાની કોઠી પણ ખરીદ કરી એક વખત પાવડીઆની કોઠી કહેવરાવી હતી. આ બંને પાવડીઆઓ બેરામશા જે પોતાના શેઠ તેમને પણ પછીથી ગણકારતા નહિ. ગુમાસ્તાઓ જેટલો નફો પારસી શેઠને થયો હોય એમ સાંભળ્યું નહતું. એ શેઠ ઉમદા દીલના ભોળા ગૃહસ્થ હતા, તેથી છેતરાઇ જાય એવા હતા.

આવી રીતે રૂનો ભાવ આવ્યો, તેથી એ વરસમાં મોટા નહાના વહેપારીઓ તથા દલાલો સૌ સૌના નશિબ પ્રમાણે લાખો રૂપીઆ કમાયા, તેથી તેમની જાહોજલાલી જોવા જેવી હતી.

આ કમાણીનો શો ઉપયોગ કરવો, નાણાં કયાં નાંખવાં, એ વિચારમાં તેઓએ બેંકો કાઢી. બેંકોના શેરો લોકોએ ભરવા માંડયાં. રાંડી રાંડોએ પણ પોતાની એકઠી કરેલી પુંજી, જે નાણાવટીઓને ત્યાં મૂકેલી, તે ખપ નહોવાથી પાછી અપાયલી, તે પણ બેંકોમાં કાલાવાલા કરી મૂકી. પાવડીઆ નહાનાભાઇની બેંક સૌથી શ્રેષ્ઠ અને લાભકારી ગણાયાથી ત્યાં તો શેરોના ભાવ વધી ગયા, છતાં લોકોએ નાણાં આજીજી કરીને મૂકયાં. કેટલાએક ડાહ્યા, નિર્લોભી અને સમજુ વહેપારીઓ, દલાલો, તથા નાણાવટીઓ જેઓ સારૂ કમાયા હતા, તેઓએ તો નાણાં મળ્યાં એટલે બેંકો તરફ નજર કરી નહિ અને છાનાંમાનાં જોયા કર્યું. તેઓજ પાછળથી સુખી રહ્યા. નવાઇ જેવું એ લાગ્યું કે ખેડાવાળો પણ લોભાયા. તેઓનાં નાણાં દાટેલાં ભોંય સાચવતી હતી, તે તેઓએ બહાર કાઢયાં, અને તેમણે દશાલાડની વાડીનાં મકાનમાં એક બેંક ઉઘાડી. તેનું નામ તેઓએ " ધી દવેજી જોઇંટ સ્ટોક કમ્પની " આપ્યું હતું. તેમાં તેઓએ શેરો ભર્યા હતા, તેમ લોકોનાં નાણાં જમે પણ રાખવા લાગ્યા હતા. સરકારી નોકરો જેને વગ હોય, તેઓ નોકરીથી રજા લઇ, અથવા રજા નહિ મળી, તો રાજીનામાં આપી બેંકોમાં દાખલ થયા, તેઓ તો પાછળથી ઘણાજ પસ્તાયા હતા. આ વખતે વહેપારી વર્ગ સરકારી નોકરોને ગણતાજ નહિ. અધિકારીઓના પગાર જે સને ૧૮૭૩-૭૪ થી વધ્યા છે, તેવા પગાર

વધેલા નહિ. મુનસફ, મામલતદારને રૂા. ૧૦૦) બલકે તેથી પણ ઓછા રૂા. ૮૫)ની મામલતદારની છેલ્લી જગ્યા હતી, તેવા-ઓની પણ તે વખતે ગણત્રી નહિ, તો બીજા હલકા નોકરોને કોણ ગણે ? આવી રીતની વહેપારી વર્ગની સ્થિતિ થવાથી મકાનો પણ ભવ્ય બંધાયાં. ગાડી તો તે પહેલાં કોઇને ત્યાંજ જોવામાં આવતી, તે તેઓએ રાખવા માંડી. બળદની જોડની કિમ્મત, તેમજ ડોળદાર ગાડીઓ કરાવવાની જે કિમ્મત માગે તે આપતા હતા. આવી બાબતમાં પણ ચડસા ચડસી ચાલતી હતી. લાડી, વાડી, ને ગાડીનું સુખ વહેપારીવર્ગમાં આવ્યું. લગ્ન પ્રસંગે રામ-જણીના નાચ કરાવવા લાગ્યા. સારા સારા વરા વાજન થવા લાગ્યા. મંદિરોમાં પણ ધર્મ દાન સારાં અપાવાં લાગ્યાં. મહારાજોનાં સ્વ-રૂપ પણ ઘણાં આવવા માંડયાં. તેઓને પણ સારી કમાણી થઇ. ઘેર ઘેર પધરામણી થતી હતી. " દેખ, દેખને શિખ, શિખ, " એ મુજબ ગાડરીઓ પ્રવાહ ચાલતો હતો. એક કરતાં એક ચઢી-આતો થવા પ્રયત્ન કરતો હતો. સોનાંબાઇ તથા રૂપાંબાઇ જ્યાં ત્યાં ઉછાળા મારી રહ્યાં હતાં. ખરચ કરવામાં પાછી પાની કોઇ કવચિતજ કાઢતું. ઊજાણી તથા ઓચ્છવોના ભાત ભાતના વરાઓ થતા હતા. ટહેલીઆઓ ટહેલ નાખવા ઘણા આવવા લાગ્યા. તેમને પણ તેમનું જોઇતું મળતું હતું. ચોકસી બજારમાં સોનાં રૂપાં ઘણાં ખરીદ થવા માંડયાં. સોનીઓને પણ જરા પુરસદ નહિ. મ્હોં માગી મજુરી પામતા હતા. ગામડેથી પણ કેટલા-એક આવી ચઢેલા તેઓને સારી કમાણી થઇ હતી. મજુરી ઘણીજ મોંઘી થઇ પડી હતી, કેમ કે નવાં મકાનો બંધાવા માંડયાં હતાં. આથી મજુર વર્ગ પણ તાજો થઇ પડયો હતો. શાહુકારોનાં નાણાં જે પરગણામાં ધીરેલાં, તે પણ ખેડુતો માત-બર થવાથી મુદત ગયા છતાં આપી ગયા હતા, તેથી તેઓ પણ તાજા બન્યા હતા. હલકા સરકારી નોકરો શિવાય દરેક ધંધા-વાળા જાહોજલાલી ભોગવતા હતા. શેઠની જાહોજલાલી સાથે ગુમાસ્તાઓ પણ તાજા થયા હતા.

દરેક ગામની જમીનમાં રૂ શિવાય બીજો પાક કરતાજ નહિ, તેથી બહાર ગામથી અનાજ જે આવતું તે વપરાતું હતું, પણ મોઘું વેચાતું હતું. હાલ જેવી દરેક ચીજની મોંઘવારી છે,

તેવીજ મોંઘવારી બલકે કાંઇ વધારે હતી. એટલું સુગમ હતું, કે તેલ દીવેલ આઠસેર દશશેર મળતાં હતાં દૂધ જે પૈસાનું કે ચાર પઇનું શેર મળતું હતું, તે તો ભાટીઆ ચાર પૈસા શિવાય હાથ મૂકવા દેતાજ નહિ.

આવી મોંઘવારી છતાં નાણાંની છત અને તે વખતની સારી કમાણીને લીધે લોકો મોજ મારતા હતા. ધીરધાર પણ સારી હતી, તેથી ગરીબ ગરબાં નભ્યાં જતાં હતાં. ધર્માદા ટીપો ઘણી નીકળતી હતી, તેમાં આજે જે એક રૂપીઓ ભરવા આના કાની કરે, તે પાંચ દશ રૂપીઆ ભરવા જરા પણ આંચકો ખાતા નહિ.

કારીગર, સુથાર, લુહાર તથા મજુરની મજુરીના ભાવ વધી ગયા, કડીઆને ચારથી છ આના મળતા હતા, તેના બમણા થયા, સુથારના પાંચ, છ આનાના ચોદ આનાથી રૂપીઓ થયો, મજુરના દશ પૈસા, બૈરીના છ પૈસા, ને છોકરાને એક આનો, તેના પણ આ વખતે બમણા થયા. તે વખતની જે મજુરી કાયમ રહી છે તે આજ સુધી ચાલી આવી છે.

આવો વહેપાર રૂનો ચાલતો હતો, તે વખતે પુરજા ( કાંઠા ) ની બલિહારી પ્રાચીન તથા મધ્યકાળના જેવી દીશતી હતી. કતોપોર બજારમાં જ્યાં આગળ ચાર બાજુના ચાર રસ્તા આવી રહ્યા છે, તેમાં દક્ષિણ તરફના રસ્તાની બાજુથી રૂ તથા બીજાં વસાણાં વગેરેની ગાંસડીઓની હાર શરૂ થયેલી તે ઠેઠ બહેચરાજી સુધી, અને ત્યાંથી કુકરવાડા સુધી ગયેલી, જોવામાં આવતી હતી. વહાણોની લંગાર નદીને શોભા આપી રહી હતી. એ ગાંસડીઓ ઉપર કુદકા મારી લોકો બહેચરાજી જતા હતા. એ ગાંસડીઓ, વહાણો તથા તબેલાઓમાં ચઢાવવા ભોઇ લોકોનો ખપ વધારે પડતો હતો, તેથી એ વર્ગને બીજા મજુરીઆત વર્ગ કરતાં વિશેષ કમાણી થતી હતી. દરેક ભોઇને રોજના રૂપીઆ ત્રણ ચારથી ઓછું મળતું નહિ. રૂ તથા કરીઆણા વગેરેની ગાંસડી–થેલામાંથી ગુમાસ્તા તથા મજુરો વગેરે માલ કાઢી લેતા હતા. તે વેચતા તેથી તેઓ મઝા મારતા હતા. રૂમાં ભેગ થતો એટલે સારા માલમાં નઠારો પણ ભળતો હતો. આ ભેગ કરવાનો રીવાજ તે દિવસથી શરૂ થયો કહેવાય છે. પહેલાં આવો

ભેગ થતો નહતો. હિંદુ, મુસલમાન, પારસી તથા વોરા વગેરે દરેક વર્ણના વહેપારીઓ તથા દલાલો, તેમના ગુમાસ્તા સાથે પુરજા ઉપર ભેગા થતા. શેઠીઆઓ લાતીઓમાં બેસી પોતાનો માલ ચઢયો કે નહિ તેની તપાસ કરતા. વહાણનાં નુર પણ વધી ગયાં હતાં. સતમી લખનારાને પુરસદજ મળતી નહિ. કસ્ટમ કચેરીમાં જકાતનાં નાણાં લેનાર થાકી જતા હતા. આથી પુરજો એક મોટું વહેપારના મથક જેવું દીસતું હતું, અને શોર બકોર એટલો થતો કે કાને પડયું સંભળાતું નહિ. હજારો માણસોની રોજી પુરજે ચાલતી હતી. પુરજાનો દેખાવ આ વખતે મુંબઇના પ્રિન્સેસડોક જેવો ભાસતો હતો. કામ શિવાયનું પુરજે તેમજ શહેરમાં કોઇજ માલમ પડતું નહિ.

ગાડાંવાળાઓને પણ આ વખતે કમાણી ઘણી સારી હતી. ચારથી આઠ બળદ જોડાયલાં નાગોરીઓનાં મોટાં ગાડાં, તથા ગામડાંનાં ગાડાં સેંકડો મણ કપાસ, રૂની બરકીઓ સાથે ભરૂચમાં આવી વહેપારીઓની વખાર તરફ જતાં જોવામાં આવતાં. વહેપારીઓ પોતાની વખારમાં માલ ઠાલવતા, અને ચરખાઓ જે વખારમાં રાખતા હતા, તેથી માલ સાફ થતો હતો. હાલની છોટાલાલ વકીલની વાડી, જે તે વખતે બેરામશાનો ચરખો કહેવાતી હતી, ત્યાં તો દપટ ગાડાંઓની લંગાર જતી જોવામાં આવતી હતી.

ચારે બાજુએ ભરૂચ એક ઉદ્યોગી શહેર થઇ પડયું હતું. કપાસ તથા રૂ એકલું જીલ્લામાંથીજ આવતું એમ હતું નહિ. મુંબઇ સુધી આગગાડી ચાલતી નહોતી, તેથી ગુજરાતનું રૂ ભરૂચ માંજ આવી કાંઠા ઉપર ભેગું થતું હતું. રૂ શિવાય પણ બીજો ઘણો માલ ગુજરાતનો અત્રે આવતો હતો. વહેપારી, દલાલ, મજુર, તથા નાણાવટી વગેરે આ ઉદ્યોગમાં ગુંથાયલાઓને ખાવાના પણ પુરસદ મળતી નહિ. જેઓ તાપમાં બપોરે ઘર છોડે નહિ, તેવા પણ ઉન્હાળાના સખત તાપમાં ખરે બપોરે આમતેમ રખડતા જણાતા હતા. પરબો ઠામઠામ મંડાયલી, તેમાંથી પાણી પીનારા પરબોની આસપાસ વિંટલાયલા, કોઇ લોટે, કોઇ જામે, કોઇ લોટીએ, કોઇ પડીએ, તો કોઇ પોશે પાણી પીતા જણાતા હતા. પાણી પી " હા–આ–શ " શબ્દ તેઓના મ્હોમાંથી નીક-

ળા હતા, તેમ પાણીના રેલા નીકળેલા તેની ઠંડકમાં થોડી વાર ઉભા રહી ચાલી જતા.

ગામડીઆઓને ધાર્યા કરતાં વિશેષ નાણાં મળ્યાથી માગનારનું મન હોકડે પૈકે મનાવતા હતા, કેથી દિવાની કોરટમાં કામ પણ ઓછાં થવાથી વકીલોને બેઠો પડવાને વખત આવ્યો હતો. કેસુરદાસ, સહિપતરાય જેવા વકીલો જેઓએ સારાં નાણાં ભેગાં કરેલાં, તેમણે બેંકોમાં શેર લઇ પોતાનાં નાણાં રોકેલાં હતાં. વિશેષે તાજુબ થવા જેવી વાત તો એ હતી કે અત્રેની હાઇસ્કુલના માસ્તર રા. બા. પાર્વતીશંકર જેઓએ પોલિટિકલ ઇકોનોમી પુરી વાંચી, તેનો સમજીને ખરો ઉપયોગ કર્યો હતો, તેઓના મને પણ કહ્યું ન કરવાથી લોભાઇને શેર બજારનો સ્વાદ ચાખ્યો હતો. દલાલો સ્કુલમાં આવતા છોકરાઓની નજરે પડતા હતા. આ વખતે કઇ રજા પાળવી, કઇ ન પાળવી, એ માસ્તરની મરજી ઉપર હોવાથી, ઘણાખરા નહિ જેવા તહેવાર, ઘોળી પુનમ, જધાત, ડોસી નોમ, વસંત પંચમી જેવા તહેવારોની રજા છોકરાઓને મળતી હતી. રજાનો દિવસ એ છોકરાઓને મોટો લાભ !

પહેલા હપતાનું છ માસનું વ્યાજ સેંકડે ટકા લેખે બેંકોએ ચુકવી આપ્યું, તેથી શેરના ભાવ ધીકી ગયા. રૂા. ૧૦૦) ના રૂા. ૧૨૫) થી રૂા. ૧૪૦) સુધી સાંભળ્યા હતા, તેથી શેરોની લે–આપ ઘણી થતી હતી. નહાનાભાઇ તો આ વખતે વહેપારીઓમાં રાજા એમ કહેવાયા. બેંકો આગળ હજારો માણસની ભીડ દરરોજ થતી હતી.

કરસન કાકા, કાનદાસ મંગળજી, અમરતલાલ મોહનલાલ, પરમાનંદ ભાઇજીભાઇ, તેલીવાળા વગેરેની કેટલીએક પેઢીથી ચાલતી આવેલી મોટી દુકાનો, જેમાં સરાફી ધંધો ચાલતો હતો, તે પેઢીઓએ પણ રૂનો વહેપાર કર્યાથી વિશેષ નફો મળ્યાથી તેઓ ઘણી શ્રીમંત ગણાવા લાગી.

રૂસ્તમજી દલાલ તથા ડુંગાજીવાળાઓ, દલાલી સાથે વહેપારમાં સામેલ થયલા, તેઓને પણ તેઓના ત્રણ ત્રણ ચાર ચાર મોટી ઉમ્મરે પહોંચેલા દીકરાઓ, જેઓ આસપાસ ફરી વળે એવા બાહોશ હોવાથી, તેમની મદદથી સારો નફો મળ્યો હતો,

પણ પહેલા વરસનો નફો લઇ દૂર ખશી ગયા, તેથી આબરૂમાં રહ્યા હતા. ટુંક ભંડોળીઆ વહેપારી પણ ઘણા થઇ પડયા હતા. નાણાં કરજે કાઢીને પણ કેટલાએક વહેપારમાં પરોવાયા હતા, તેમને પણ તેમના પ્રમાણમાં સારો નફો મળ્યો હતો. તેમ તોલાટો પણ તાજા બન્યા હતા.

કાપડ બજારમાં તરેહ તરેહનાં રેશમી, સુતરાઉ તથા ઊનના માલ આવતા હતા, તેની દપટ ખરીદી ચાલતી હતી. આ માલનું શું લેશો, એ તો કોઇ કાપડીઆને પૂછેજ નહિ. જેટલું માગે અને જે માગે તે કાપડ કાપડીઆઓ વહેપારી વર્ગને તરતજ આપતા હતા, અને પોતાની નજરમાં આવે તે કિમ્મત લેનારને નામે ઉધારતા હતા. ભાતભાતનાં કાપડો આ વખતે ભરૂચમાં આવતાં હતાં અને તરત ખપી પણ જતાં હતાં. કાપડીઆના ગુમાસ્તાઓ પણ ગુમાસ્તી છોડી કાપડીઆ થઈ પડયા હતા.

જેઓને રોટલા પર મીઠું, કે જે ટકે ટોપલો તે વખતે વેચાતું કહેવાતું, તે મીઠું પણ મળવું મુશ્કેલ થઇ પડયું હતું, તેઓ રાત્રે દૂધ, પુરી, ભજીઆં, શાક સાથે વાળુ કરતા થયા. આ વખતે દુઃખ ટુંકા પગારના સરકારી નોકરને હતું, કેમ કે તેને દૂધ વિના વાળુ કરવાનો વખત આવ્યો હતો, તો પણ નાણાંની આવી રેલમછેલ ચાલી રહી હતી, તેથી કોઇ જગ્યાએ સો, બસેં લેવા જાય તો તરત તેને મલતા હતા ખરા, ને તેથી તેનો સંસાર પણ નભતો હતો. દીવાળી સુધીમાં દરેક વહેપારીનું તારણ જણાઇ ગયું. ભરપટે નાણાંની રેલમછેલ જણાઇ, બંધાતાં મકાનો પણ પુરાં થયાં, અગર સહેજસાજ બાકી હશે તે દીવાળી પછી સંવત ૧૯૨૦ ના કારતક, માગસરમાં પુરાં થયાં. સોનીઓને ત્યાંથી જણસો પણ તૈયાર થઇ. જોઇએ તેવાં વસ્ત્રો પણ ખરીદાયાં. એવામાં માહ મહિનો આવ્યો. વહેપારી વર્ગમાં લગ્નો શરૂ થયાં. હિંદુ, પારસીઓમાં છોકરાઓ પરણે એતો મોટો લહાવો. વાણીઆઓ એકી તારીખે ભાર્ગવોની માફક લગ્ન લેતા નથી, પણ અનુકૂળતા પ્રમાણે જુદા જુદા દિવસોએ લે છે, તેથી નાચ તથા વરઘોડાનાં આમંત્રણ જુદાં જુદી મિતિનાં દરેક ઓળખાણવાળા તરફ ફરતાં હતાં. તેમાં સરકારી નોકર તો કોઇકજ બાકી રહે. આવે પ્રસંગે સરકારી અધિકારી જેને ત્યાં જાય, તેને હાલની પેઠે

મોટું માન મળ્યું એમ સમજાતું હતું. વાણીઆઓ લગ્નમાં અછાં અછાં કપડાં પહેરી શાલ દોશાલ ઓઢી નાચ રંગ જોવા જતા હતા. રામજણી શું ગાય છે તે સમજે નહિ, તેથી તેવો કોઇ કારકુન મોઢ, ભાર્ગવ કે ક્ષત્રિ જે સમજતો જણાય; તેને કાલાવાલા કરી તેઓ બેસવાનું કહેતા હતા. તેઓ ફલાણો રાગ ઉડાવ, એવું રામજણીને સૂચવતા હતા, તે રાગ તે ગાતી હતી. મકાનો તો અછાં રંગાવે તેમાં શી નવાઇ, પણ બેઠકનો માંડવો તો નવા બનાતના તકીઆ, શેત્રંજીઓ અગર ઘણી જગ્યાએ ગાલીચાઓથી અને હાંડી, ઝુમ્મરમાં મૂકેલા કંડીલ અને ગ્લાસોની રોસનીથી દરેક જગ્યાએ દીપાયમાન જણાતો હતો. ગવૈયા તથા હરદાસોને તો આ વખતે કોઇ પૂછતુંજ નહિ. તેઓ તો મંદિરો તથા મહાદેવનાં દેવાલયોમાં પોતાની ધુંમ મચાવતા હતા, તેમને પણ પોશીંદા મળતા હતા. ગાગેરીઆ ભટોને તો સારો લાભ થતો હતો, કારણ કે કથા કહેવામાં દરીઆ પારનાં નવાં નવાં ગપ્પાં ઠોકી લોકોના મન ખુશ કરતા હતા. તેઓને તો દરરોજ લાડુ ઝાપટવાના મળતા હતા તથા સીધાં પાણી પણ પુષ્કળ ભેગાં થતાં હતાં.

લખમિચંદ મોહનલાલ જે ઘી સાથે થોડું ઘણું અનાજ પણ વેચતા હતા, તેઓ અનાજના મોટા વહેપારી થઇ પડયા. જે મજુરો પુરજેથી રૂ ગાંસડીઓમાંથી કાઢી લાવતા, તે રૂ તે મજુર વર્ગને દાણા આપી લતા હતા. તે રૂ વેચવાથી તથા ઘી, દાણાનો ધંધો બહોળો કરવાથી શ્રીમંત બન્યા હતા. રૂના વહેપારનો લોભ ન કરવાથી એ દુકાનની હાલત સારી રહી હતી. વલંદાની કોઠી એના દીકરાઓએ સાતેક વરસ ઉપર રૂા. ૧૪૦૦૦) આપી ખરીદ કરી હતી

ફરસરામ તુઇરામ તો રૂમાં કે બેંકમાં પડયાજ નહિ, તેથી તેમની હાલત જોઇએ તેવી રહી. આવા પ્રસંગમાં એ નાણાવટીઓને જેમ નાણાં ધીરતા હતા, તેમ ગરીબ ગરબાને પણ નાણાં ધીરતા હતા. એમના બાપ તુઇરામ ઠાકોર જેમણે ભરૂચમાં રણછોડજીનું મંદિર તથા દીપમાળ બંધાવ્યાં છે, તેઓ લલુભાઇના ચોપદાર હતા. સને ૧૮૦૩ માં ભરૂચ લીધું, તે વખતે એ ફાવી ગયા હતા, એમ સાંભળ્યું હતું. રણછોડજીના મંદિર પાસે જે મહાદેવનું દહેરૂં છે, તે બંધાવતાં તેમાંથી દ્રવ્ય નીકળ્યું. તે દ્રવ્યથી

આ દીપમાળ તથા રણછોડરાયનું દહેરૂં બાંધ્યું હતું, એમ ઘરડાઓ કહેતા હતા.

ભકિતદાસ ભગવાનદાસ જે જમીએતરામ નાગરાના ગુમાસ્તા કહેવાતા, તેઓ જુદી દુકાન કાઢવાથી આ વખતે મોટા સરાફ થઇ પડયા હતા. તેમની પેઢી હજુ સલામત છે. વળી દામોદર કળજુગ જે કોથળીમાં પૈસા રાખી તથા સહેજસાજ પરચુરણ રાખી કતોપોરના બજારમાં બેસતા હતા, તેઓ પણ સરાફ બની ગયા હતા. તેમની હાજીખાંના બજારની પેઢી એમની જીંદગીમાં ધમધોકાર ચાલતી હતી, તેમ ધિરજરામ માધવરામની સો વરસની જુની પેઢી પણ આ વખતે હાજીખાંના બજારને શોભા આપી દીપી નીકળી હતી. દાદાભાઇ પારેખની પણ શરાફી પેઢી આ વખતે તેજીપર આવી હતી. હાજીખાંના બજારમાં આ ચાર દુકાનોએ હજારો રૂપીઆની આપ લે થતી હતી. આ દુકાનોએ લોકોની ભીડથી તથા નાણાંની રેલમછેલથી, હાજીખાંનું બજાર સુરતનું પહેલાંનું નાણાવટ બજાર જેવું કરી મૂકયું હતું.

આવી રીતે નાણાંની રેલમછેલ થઇ રહી હતી, તો પછી લગ્ન પ્રસંગમાં વરઘોડાની શોભાનો પાર હોયજ નહિ. ઘણાં ખરાં રાત્રે રોશની સાથે સરગસો નીકળતાં હતાં. લોકોની ઠઠ જોવા મળતી હતી. જેટલાં શહેરમાં વાહનો મળી શકતાં, તેમાંનાં ઘણાંખરાં સરગસોમાં જોવામાં આવતાં હતાં. ઘણાં જણ પોતાનાં છોકરાંને સજોડે પાલખીમાં કે પછી બીજાં વાહનોમાં બેસાડતા હતા. તેઓને સારા પોશાક સાથે આભુષણોથી મઢી કાઢતા હતા. દરેક એવાં સજોડાં આગળ રોશનીનો બંદોબસ્ત બેસાડનારે કરી મૂકેલો હોયજ, તેથી તેમના પોશાક સાથે જોડું દીપી નીકળતું હતું. સાબેલાઓ પણ જે ઘોડા ઉપર બેઠેલા જોવામાં આવતા, તેઓ પણ તેઓના પોશાક અને પોશાક ઉપર કોટે આવી રહેલાં આભુષણોથી શોભી નીકળતા હતા. તેમની આગળ પણ રોશનીની ખોટ હતીજ નહિ. કોઇ ખુંધો બેસે, તો તેનો બાપ કે કોઇ સગો તેનેકહે ટટાર બેસની, ગાંડો છે કે શું ? એવા શબ્દો વાપરતા હતા. અમુક મુકરર કરેલી જગ્યાએ આતસબાજીનાં ઝાડો પણ પુટતાં હતાં. આ જોવાને લોકોની ભીડ વિશેષ થતી હતી.

સાજનીઆઓએ પણ અસ્રીદાર અંગરખા ઉપર કસબી શાલો ઓઢેલી જણાતી હતી. કેટલાએક જામા પહેરેલા, તેમના શરીર ઉપર શાલ સાથે જણાતા હતા. તેવા ઘણાખરા ધોળી મૂછોવાળા હતા. ચાર પાંચ આંગળની રેશમી કોરના ધોતીજોડા શિવાયનો કોઇકજ હશે. કેટલાએકે તો કાને વાળા અડાવી દીધા હતા. આ-થી એમ જણાતું હતું, કે આ શેઠો કાંઇ વિશેષ નિહાળ્યા હશે ! જે સ્રીઓ સરગસોમાં મહાલતી હતી, તેમના વદનની શોભાનો શો પાર ! જે દરેક સ્રી જોવામાં આવતી તે તેનાં ઉંચામાં ઉંચાં અને મન ગમતાં વસ્રથી તથા કાને, કોટે, હાથે, પગે આવી રહેલાં આભૂષણો સાથે ઉલ્લાસમાં વરના ઘોડા પાછળ ગીતો ગાતી જોવા-માં આવતી, તે વખતે દરેક સ્રી કિંવા પુરૂષ, તેમના સામું જોયા-જ કરતું હતું. વરની માએ જો કપાળે પિયળ કાઢી નહિ હોય, અથવા તારા ટપકીથી મ્હોંનો ચહેરો શણગારી દીધો નહિ હોય, તો વરની મા કોણ હશે તે જાણવું મુસ્કેલ પડતું હતું. આવી રીતની સરગસોની શોભા આ પ્રસંગે જોવામાં આવતી હતી.

આ સાલમાં પારસીઓમાં લગ્ન પ્રસંગ હોવાથી એક પાર-સીએ હાથીખારમાંથી વરઘોડો કાઢેલો, તે શહેરમાં ફર્યો હતો. એમાં હિંદુ, પારસી, મુસલમાન વગેરે સાજનમાં મહાલતા જણાયા હતા. આ સરગસ ઘણુંજ મોટું હતું. એવું પારસીમાં કોઇએ કાઢેલું સરગસ એ વરસ પછી જોવામાં આવ્યુંજ નથી.

લગ્ન પત્યા પછી ન્યાતિ ભોજન શરૂ થયાં. એક કરતાં એક ચઢીઆતાં થવા લાગ્યાં. દશાલાડની વાડીમાં ઘણા ખરા જમણવાર થતા હતા. જેને ત્યાં જમનારના ભણામાંથી તેલના રેલા નીકળે, તેને વધારે જશ મળતો હતો. એક વહેપારીને ત્યાં આ વાડીમાં વરો હતો. તેનો દીકરો અમારો નિશાળનો મિત્ર હોવાથી, અમને તેણે પાટે બેસવા આમંત્રણ કર્યું હતું, તેથી અમો ત્રણ ચાર મિત્રો ત્યાં ગયા હતા. અમે પંગત ભરાયા પહે-લાં ગયેલા, તેથી દરેક ખુબી અમારા જોવામાં આવી હતી. સ્રી-વર્ગને મરદ કરતાં પહેલાં બેસાડવાનું હતું, તેથી તે વર્ગ પહેલો આવવા માંડયો. દરેક નહાની મોટી સ્રીએ કાને, કોટે, હાથે, પગે જે આભૂષણો પહેરલાં તે જોઇ અમે તો ડીંગ થઇ ગયા. કોઇએ મોતીના કંઠા, કોઇએ ભાતભાતના સુવર્ણના દાગીના ડોકે

પહેરી દીધા હતાં. કાન તો મોતીથીજ ભરાવ માલમ પડતો હતો. હાથે કોઇએ ઘુઘરીવાળી ચુડીઓ, કોઇએ સુવર્ણની બંગડીઓ કડાં ગુજરી સાથે પહેરી દીધેલાં, તે સાથે કોણી ઉપર છાગળીઆવાળો કોઇએ સાદો, કોઇએ ગુંઠણુનો છાગળીઆવાળો વાંક પહેરેલો, તેથી હાથની શોભા અનુપમ ભાસતી હતી. પગે પણ કોઇએ ચાંદીના સાંકળાં, કોઇએ મુંબઇગરાં ઝીણાં બાજરીઆં, કે ઘઉં ભાતનાં કલ્લાં અડાવી દીધાં હતાં. આ આભૂષણ સાથે સ્ત્રીઓએ જે વસ્ત્ર પહેરેલાં તે ઉંચા પ્રકારનાં હોવાથી તેમનાં વદનનું તેજ વિશેષ મારતું હતું.

એકથી ૧૦–૧૧ વરસની કેટએલીક છોકરીઓને માથે પુલોથી વાડી ભરી દઇ આભૂષણોથી મઢી લીધી હતી. આ દેખાવ ઘણો રમણિય દેખાતો હતો. કેટલીએક છોકરીઓને તેમની મા પાટે બેસવા આવેલા તેમના સસરાને બતાવવા આવતી હતી. સસરા તેમને હસ્તે મ્હોઢે ન્યાળી ન્યાળી જોતા હતા. વખતે છોકરીની સાસુ પણ સાથે હોય, સાસુ સસરો વહુને કહેતાં કે બા, દીકરા કે બેટા ઘેર આવજે, તને પડો આપીશું. આવી છોકરીઓમાંની કેટલીએક તેમના ખુબસુરત ચહેરાથી સફેદ આરસપહાણની પુતળીઓને આભૂષણ પહેરાવી ખડી કરી દીધી હોય, એવી જણાતી હતી.

કેટલીએક સ્ત્રીઓની ખુબસુરતીમાં કાંઇ ખામી નહિ. એવી સ્ત્રીઓને તો જાણે પ્રભુએ આ ભૃગુઋષિ મહારાજનું વસાવેલું શહેર આ જાહોજલાલીમાં શોભાવવાનેજ પોતાને હાથેજ ઘડી હોય એમ હતું.

મરદો પણ કોઇ કસબી, કોઇ સાદાં રેશમી અબોટીઆં પહેરી હાથમાં રૂમાલો હલાવતા રોફ મારતા આવ્યા હતા. ડોકમાં બબ્બે ત્રણ ત્રણ સુવર્ણનાં આભૂષણો, કોઇએ ફકત મોતીની માળા, કે કંઠા અડાવી દીધા હતા. ઘણા ખરાને હાથે સુવર્ણનાં જાડાં જાડાં કડાં કે હીરા જડીત પહોંચીઓ હતાં. તેમ કોણીએ પણ કડાં અડાવી દીધાં હતાં. પંદર સોળ વરસના ઘણાખરા છોકરાઓએ હાથે કડાં સાથે સોનાનાં સાંકળાં પહેરેલાં હતાં. કેડે સોનાના કે રૂપાના કંદોરા તથા કાને કડી, કે વાળા શિવાયનો ગમે તે ઉમ્મરનો માલમ પડતોજ નહિ હતો. ધોળી મૂછોવાળા પણ વાળા પહેરી

આવેલા હતા. દરેક અવા વૃદ્ધોને ખભે કસબી પીતાંબર કે મહા રાજની પ્રસાદીનો નહાનો ખેસ હોયજ.

કોટીઆનું કુટુંબ આ વખતે, એ કુટુંબના અમરતલાલ નામના બાહોશ અને વહેપારની આંટવાળા ગૃહસ્થની મહેનતને લીધે દલાલી તથા વહેપારમાં ન્યાહાલ થયું હતું.

વરાઓ પત્યા પછી એક સાત સ્વરૂપમાંના મહારાજ આ-ચારજીમાં પધારેલા. તેઓને વાજતે ગાજતે શ્રીજી મંદિરમાં લાવવા વહેપારી વર્ગ, જે ઘણાખરા વૈષ્ણવ હતા, તેઓ તથા તેમ-ની સ્રીઓ વગેરે આચારજીમાં ભેગાં થયાં હતાં. મહારાજ પાલ-ખીમાં બેઠા. આગળ વાજાં, પડઘમની ધુમ મચી રહી હતી, તેમ વૈષ્ણવો પણ શાલ દોશાલા ઓઢી આગળ ચાલતા હતા. પાછળ ઓછામાં ઓછાં ત્રણસેને આશરે બૈરાંઓ ઉંચામાં ઉંચાં વસ્રો તથા અંગના દરેક ભાગને આભૂષણોથી શણગારી માથે ચાંદીના કે જરમન સિલવરના પડઘીવાળા લોટાઓ મૂકીને મહાલતાં મહા-લતાં તથા ગીતો ગાતાં ચાલતાં હતાં. આવી રીતે ઘણી ખરી વખત જોવામાં આવે છે, પણ નવાઇ જેવું એ હતું, કે જુવાન સ્રીઓ કરતાં ૨૫ વરસ ઉપરની અને ૫૦ વરસ સુધીની સ્રીઓ એ પોતાના વદનને વસ્રથી તથા આભૂષણોથી વધારે શણગારી દીધું હતું. આ દેખાવ જોઇ મનમાં એમ આવેલું, કે અંગ્રેજી કવિ ગોલ્ડસ્મિથે પોતાની " ડીઝરટેટ વિલેજ " નામની કવિતા-માં જે નીચેની લીટીઓ લખી છે, તે તેના અનુભવસિદ્ધ છે, એમાં કાંઇ શક જેવું નહિ.

"As some fair female, unadorned and plain,
Secure to please while youth confirms her reign,
Slights every borrowed charm, her dress supplies,
Nor shares with art, the triumph of her eyes,
But when those charms are past, for charms are frail,
When time advances and when lovers fail,
She then shines forth, solicitons to bless,
In all the glaring impotence of dress.

આ પ્રસંગે ૫૦ વરસ ઉપરની સ્ત્રીઓએ પણ કપાળે પિયળ કાઢી વસ્ત્ર તથા આભૂષણો પહેરેલાં, તેઓનો દેખાવ તેમના પડી ગયેલા દાંત અને બેસી ગયેલાં ડાચાંથી " ઘરડી ઘોડી, ને લાલ લગામ " જેવો દીસતો હતો.

ફાગણ માસની હોળી પણ ઘેરે ઘેર અને શેરીએ શેરીએ રમાતી જણાતી હતી. તાંસાં, નગારાં, ઢોલ, પડઘમ હોળીએ હોળીએ સંભળાતાં હતાં, ગુલાલ, કેસુડીનો રંગ હોળીએ, ઘેર, તેમ મંદિરોમાં પણ ઉછળતાં હતાં. ધુળ પડવાને દિવસે ડોલ, ઓચ્છવ હોવાથી દરેક સ્ત્રી પુરૂષો દર્શને જતાં, તેમના ઉપર ગુલાલ તથા કેસુડીના રંગના વરસાદ વરસતા હતા. રાત્રે કેટલીક હોળીએથી ઘીસો ( છોકરાની ટોળીઓ ) નીકળતી હતી. તેડા વિનાનો તમાસો જોવા શહેરના દરેક ન્યાત-જાતના પુરૂષો નીકળતા અને ઘીસમાં સામેલ પણ થતા હતા. કેટલીએક હોળીએ ટકોરખાનાં બેઠેલાં જણાતાં હતાં. જ્યાં ટકોરખાનાં વગડતાં સંભળાતાં ત્યાં લોકોની મેદની જોવા ખાતર ઉભી રહેતી. વસંતની લાવણી તથા બીજા રાગો પણ ગાવાતા હતા. આ વરસ ડોસીઓને વળાવવા પુખ્ત ઉમ્મરના પણ સામેલ થયેલા જણાયા હતા.

શ્રાવણ માસમાં બધા તહેવાર સારા ઉજવાયા હતા. બળેવનો તહેવાર આ વરસ જેવો કોઇ વરસ ભાગ્યેજ જોવામાં આવ્યો હશે. સુખડીઆઓને ત્યાં પોતાની ધણીઆણીને સારૂ ઘણી મીઠાઇ ખરીદ કરવા ઉભેલા માલમ પડતા હતા. દરેક નહાની મોટી સ્ત્રીઓ સારાં વસ્ત્રાભૂષણ સજી, મીઠાઇ લઇ પોતાના ભાઇ ભાંડુને રાખડી બાંધવા ડોલતી ડોલતી સાસરેથી પીએર જઇ ભાઇ ભત્રિજાઓને રાખડી બાંધતી હતી. જાહોજલાલીનો વખત એટલે ધાર્યા કરતાં વિશેષ હુક કરી માગતી, જેથી વધારે રકમ મળતી હતી. સાંજે પુરજાનો દેખાવ જોવા જેવો હતો. વહેપારીઓ, દલાલો, તથા જેને જેને નફો મળેલો, તેઓ નદીની પૂજા કરી નાળીએર ચઢાવતા હતા. વહાણોની પણ પૂજા થતી હતી. બ્રાહ્મણોને સવારે જનોઇ પહેરાવતાં, રક્ષાબંધન કરવામાં તથા પુરજે પૂજા કરાવવામાં સારી કમાણી થઇ હતી. કોઇ બ્રાહ્મણ કોઇ ઓળખીતા કે વગર ઓળખીતાને રાખડી ધરે, તો તે તરતજ બંધાવી કાંઇ પણ આપતોજ હતો. વાશી બળેવને દહાડે નવચોકીના

ઘાટ ઉપર ઉભાં રહેવાની જગ્યા ભાગ્યેજ મળતી હતી. હોડીઓ ઘણી ઉભેલી, તેમાં હેડીઆં ખાનારા ઉતરે, કે તરત તે હોડી બીજાઓથી ભરાઇ જતી હતી. બળેવને દિવસે હિંદુ સ્ત્રીઓ હેઠાણે કોઇના મકાનમાં મેળો જોવા બેસે છે, તેઓ પણ આ વરસ વિશેષ જણાતી હતી. દરેક દુકાનદારને બંને દિવસે ધનનાજ બૃહસ્પતિ થયા હતા.

મહારૂદ્રના મેળાઓમાં પણ કોઇકજ નહિ ગયો હશે. સવારમાં સ્ત્રીઓ જતી જણાતી હતી. તેઓ પાછી ફરેલી રસ્તામાં પુરૂષોના જોવામાં આવતી હતી. ગાડી ઘોડે બેસી શોખીનો તથા શ્રીમંતો પણ આવતા હતા. ઘણા ખરા પુરૂષો તેમજ દરેક સ્ત્રીઓ નદીમાં પાણી ભેખડ પાસે હોવાથી સ્નાન કરતાંજ હતાં. બ્રાહ્મણો જે બેસતા તેમને તથા દુકાનદારોને સારો લાભ મળતો હતો. દહેરામાં આખો મહિનો થઇ વરસનો ખરચ નીકળી ગયો હશેજ. હરિરામજીનો પૌત્ર મગનલાલ જે લહેરી જુવાન હતા, તે તથા મથુરાં ભુખણ દરેક આબરૂદારને દહેરાના દરબારી ભાગમાં બેસવા આગ્રહ કરતા હતા. તેમ કોઇ સાથે આવેલાં છોકરાંને પાણી પીવું હોય તો તરત મંગાવી આપતા હતા. માણસની યોગ્યતા જોઇ પાન, સોપારી, એલચી તેને આપતા હતા. હાલ પણ ખુશી ઉપજે છે કે એમના ભાઇ અંબાશંકર વકીલે એ રીવાજ કાયમ રાખ્યો છે, અને તેઓ પોતાની લાયકી સારી વાપરે છે. તેમ મથુરાં ભુખણના દીકરા મગનલાલ પણ ડાહ્યા હોવાથી દરેકને માન આપે છે.

અશાડ વદમાં તથા શ્રાવણ માસમાં મંદિરોમાં પાળણાનાં તથા હિંડોળાનાં દર્શન થાય છે. રથજાત્રાને દિવસે રથ તથા ઘોડાઓ શણગારી ઠાકોરજીને રથમાં દર વરસે બેસાડે છે, પણ આ વરસના જેવી મંદિરોમાં ધામધુમ જોવામાં આવી નથી. તેમ ગોકળાષ્ટમીના તહેવારને દિવસે જે રચના મંદિરોમાં જોઇ હતી તેવી હવે જોવામાં આવશે કે નહિ, તે કહો શકાતું નથી. ભાવિકો ખરા અંતઃકરણથી પોતાનાં લુગડાં દહિંથી છંટાય 'એવું સ્ત્રી તથા પુરૂષો ઇચ્છતાં હતાં. જેઓનાં કપડાં ઉપર વધારે ઠાકોરજીની મ્હેરબાની થઇ હોય, તેઓ હરખાતાં જતાં હતાં. વળી આ માસમાં જમાઇઓને સાસરે જમવાના લહાવા મળતા હતા. ભાઇઓને

તેમજ ખારવાઓને સારી કમાણી થવાથી તેમણે છડીનો મેળો પણ દીપાવી મૂકયો હતો. મેઘરાજાની શોભા પણ જોવા જેવી હતી. છડીના મેળામાં ભોઇવાડાથી તે ઠેઠ ધોળીકોઇ સુધી હજારો માણસની ગિર્દી થઇ હતી. દુકાનદારો તથા રમકડાં વેચનારને ભરપટે કમાણી થઇ હતી. મેઘરાજાને ચકલામાં આણી બેસાડેલા, ત્યાં ભોઇઓની રમત જોવાને ચકલામાં ઉભા રહેવાની જગ્યા પણ મળતી નહિ. ઠેઠ ભાગાકોટના ઓવારા કે જ્યાં પહેલાં મેઘરાજા પધરાવતા હતા, ત્યાં સુધી લોકો વળાવા ગયા હતા. કોટ ઉપર પણ ઉભા રહેવાની જગ્યા ભાગ્યેજ મળતી હતી. એ વરસે નદીમાં રેલ હોવાથી સાથરી સુધી પાણી હતાં, માટે કોટ ઉપરથીજ મેઘરાજાને જળસાઇ કરાવી હતી.

ભાદરવામાં ગણપતિ ચોથના પ્રસાદ ઘેરઘેર થતા માલમ પડતા હતા, તેમ શ્રાદ્ધોમાં બ્રાહ્મણો મળવા મુશ્કેલ પડયા હતા.

આશો માસ બેઠો.–નવરાત્રીના દિવસ તેથી માતાના મંદિરોમાં, શહેરમાં અને શહેર બહાર હજારો માણસો દર્શન અર્થે જતાં હતાં. આઠમ, નોમ ને દશમના દિવસોએ તો માતાનાં મંદિરોમાં પેસવું મુશ્કેલ થઇ પડયું હતું. તેમાં સિંધવાઇ, બહેચરાજી અને અંબાજીનાં દહેરામાં તો જબરો હોય તેજ દર્શન કરી શકતો. દુકાનો પણ ત્યાં આવેલી હતી. મમરા, સેવ, રેવડી, કાજુનો ઉપાડ ઘણો થયો હતો. રાત્રે દરેક મંદિરમાં માતાની આર્તિ ભકતો ગાતા હતા. રોશનીનો પારજ નહિ. મહાલક્ષ્મી માતામાં જેવી તે વરસોએ ધામધુમ જણાતી હતી, તેવી હવે સ્વપ્નામાં જોવાય ત્યારેજ.

લગ્નનો પ્રસંગ ગયાથી ધારા મુજબ વાણીઆઓને ત્યાં ગરબા રાત્રે શેરીઓમાં ગવાયા હતા. ગાનારીઓના કંઠ સારા હોવાથી હજારો માણસ સાંભળવા ઉભા રહેતા હતા. લહાણીઓ એક કરતાં એક ચઢીઆતી વહેંચાતી હતી. આવા ગરબાઓ દીવાળી સુધી ગવાયા હતા. હવે તો એવી ગાનારીજ જોવામાં આવતી નથી. ત્રણ ત્રણ તાળીના ગરબા ગાનારીઓ હતી.

દસરાના આ વરસોના તહેવારની શોભા વિષે જેટલું લખીએ તેટલું ઓછું છે. દેસાઇજી, મનસુખભાઇ અને ઇચ્છાલાલ એ ત્રણેએ સવારીઓ કાઢી હતી. ચકલાથી તે દાંડીઆબજાર

સુધી હજારો માણસોની ગિર્દી જણાતી હતી. ઠામ ઠામ દુકાનો જોવામાં આવતી હતી. રમકડાંવાળાને તથા દુકાનદારોને સારી કમાણી થઇ હતી. દસરાનો મોટો તહેવાર જાણી સ્ત્રીઓ સારાં સારાં વસ્ત્ર પહેરી સવારમાં દર્શનાર્થે જતી હતી. માતા આગળ થતા હવનની પૂર્ણાહુતિ સમયે અપાતા અવાચક પ્રાણીના ભોગ વખતનાં દર્શન કરવા પ્રાતઃકાળે દેવીભકતો ઉતાવળા જતા જણાતા હતા. સાંજના પાંચેક વાગે ત્રણે સવારીઓ નીકળી. ઇચ્છાલાલે પોતાના વડિલ દીકરા નવનિતલાલને પાલખીમાં બેસાડયા હતા. તેની હાલત આ વખતે હાલના જેવી હતી નહિ. મનસુખભાઇ તરફથી ચુનિલાલને બેસાડયા હતા. આ જુવાન તથા દેસાઇજીના મ્હોં ઉપર તેજ હોવાથી પાલખી દીપી નીકળતી હતી. શહેરનાં સઘળાં વાહનો સવારી પાછળ જોવામાં આવ્યાં હતાં. રાતની સવારી રોશની સાથે હોવાથી સવારીનું તેજ વિશેષ મારતું હતું. દુકાનોએ પણ હાંડી ઝુમ્મરો સળગાવી દીધાં હતાં, તેથી સવારી તથા બજાર દીપી નીકળ્યાં હતા. નોકર, ચાકર તથા પટાવાળાઓના હાથમાં શેરડીઓના બરછા માલમ પડતા હતા, તેથી જાણે રાજા લઢાઇ જીતી શહેરમાં આવતા હોય એવો દેખાવ ભાસતો હતો.

આ પ્રસંગ ઉપર માણકઠારી પુનમ પણ ફરસરામ તુઇરામે દીપાવી મૂકી હતી. આખી દીપમાળમાં ઠામ ઠામ કોડીઆંના દીવા મૂકી દીધા હતા, તેમ રણછોડરાયના મંદિરમાં તથા બહાર રોશનીનો ઝળકાટ સારો દીપતો હતો. બહાર મંડળીઓ ભજન ગાઇ રહી હતી, ત્યાંથી ખસવાનું મન થતું નહિ. સાકર, માખણના પડીઆ તથા ઘીના દીવા લોકો ઘણા લેતા હતા. મંદિરનું કોડીચું ભરાઇ ગયું હતું. દર્શન કરી રાત્રે નવચોકી તથા ભાગાકોટ તરફ મરદો ચાંદનીની સહેલ અર્થે કાંઠે જઇ બેઠા હતા, ત્યાં ગાયનો ચાલી રહ્યાં હતાં. કેટલાએક હોડીઓમાં બેસી ચાંદનીની સહેલ જોતા હતા. હોડીઓમાં પણ ગાયનો ગવાતાં હતાં.

પુનમ ગઇ એટલે ઘેરેઘેર દીવાળીનાં ખાવાનાં તૈયાર થવા માંડયાં. અન્નકૂટની સામગ્રીઓની પણ તૈયારી થવા માંડી. વદ અગીઆરશ થઇ તે દિવસથી દીવાળીની ધામધુમ મચી રહી. ઘેરેઘેર ચુના છંટાયલા, મેડાઓ શણગારાયલા જણાયા. સવારે તથા સાંજે ચાહ પાણી તથા કસુંબા પાણી પીવા લોકો એક

બીજાને ત્યાં જતા જણાતા હતા; ત્યાં કોઇ બરફી, પેંડા, કોઇ કોઇ બદામ, સાકર, ચારોળી, દ્રાક્ષ, કોઇ લીલો મેવો, ચાહ પાણી યા કસુંબા પાણીથી પરવાર્યા પછી રકાબીમાં આપતા હતા. સરકારી નોકરો જેને ત્યાં ગયા હોય તેને માન મળતું હતું, તો અધિકારીને તો માનનું શું પૂછવું ! વાજાંઓ પણ વહેપારીવર્ગ-ને ત્યાં વાગતાં સંભળાતાં હતાં. તેઓને લગ્નમાં તથા દીવાળીના તહેવારમાં સારો લાભ થયો હતો. રાત્રે મંડપ રોશનીથી ઝળકાટ મારતો હોયજ, ત્યાં રામજણીઓના સૂર પણ સંભળાતા હતા. રામજણી કોઇ જગ્યાએ ન હોય, તો ગવૈયાઓની થાપબાજીની ધુમ મચીજ રહી હોય. સિતાર, સારંગી, તંબુરા, બંસીથી ગાયનો ગવાતાં હતાં. એક બે જગ્યાએ તો જલતરંગ પણ સંભળાતું હતું. સરણાઇ તથા મૃદંગ વગાડનાર પણ તે વખતે ભરૂચમાં હતા, એઓ માનમાં ખેંચાતા હતા. લહેરીઓ ભાંગ પાણી તથા સીટી ઉડાવી મોજ મારતા હતા. આ પ્રસંગમાં ઘણી જગ્યાએ મશાલો નાખેલી દૂધનીજ ચાહ પીવાતી હતી, તેમ દૂધનીજ માયા ( ભાંગ ) પણ પીવામાં આવતી હતી. ધનતેરશનો દિવસ તો ઘણોજ રળિયામણો લાગતો હતો. સવારમાં ઘેરેઘેર ( પારસીઓમાં પણ ) લક્ષ્મીપૂજન થતું હતું, તેથી બ્રાહ્મણોને સારી કમાણી થતી હતી. જમાઇઓ અછાં અછાં કપડાં પહેરી બગલમાં પીતાંબરની ગડી રાખી સાસરે જમવા જતા જણાતા હતા. કેટલાએક નહાના જમાઇઓ તો ઘરેણાં તેમનાં પહેરેલાં કપડાંની બહાર રાખી જતા હતા. સાંજે તથા રાત્રે સ્ત્રીઓ સારાં વસ્ત્રાભુષણ પહેરી દર્શન કરવા જતી, તે વખતની શોભા અપાર દીસતી હતી. તેમ પુરૂષો પણ તેમનાં સફેદ વસ્ત્ર અને કસબી શાલ જોડાથી ભવ્ય દેખાતા હતા. ઘણાખરા તો કાને વાળા ઘાલી નીકળ્યા હતા. આ પ્રસંગે કોઇ પણ સ્ત્રી સુને કપાળે જણાઇજ નથી. કાળીચૌદશને દહાડે દરેક સ્ત્રીની તથા નહાનાં છોકરાંની આંખમાં મેસ માલમ પડતી હતી. તેમ સ્ત્રીઓ તે દિવસે કોઇ કામણ કરે, તે બીકથી પોતાનાં બચ્ચાંની સંભાળ રાખતી જણાતી દર્શન કરવા જતી હતી. પોતાનાં બચ્ચાંને તે દિવસે તો કોઇને ધીરતીજ નહિ. હાલ એ વહેમ ઓછો થઇ ગયો છે. દીવાળીનો દહાડો એટલે પૂછવાનું શું ? દરેક સ્ત્રી પુરૂષ શણગારાઇ દર્શને સવાર

સાંજ, તેમજ રાત્રે જતાં જણાતાં હતાં. મંદિરો પણ રોશનીથી દીપાયમાન થઇ ગયેલાં ત્યાં હરિ કીર્તન થયા કરતાં હતાં, તેમ દર્શન, દેવોને સારા શણગાર આપવાથી અપૂર્વ થતાં હતાં. જાણે મંદિરોમાંથી આઘા ખશીએજ નહિ, એમ લાગતું હતું. વહિપૂજન કરવા સારૂ દુકાને દુકાને બ્રાહ્મણોની ખોળાખોળ થઇ રહી હતી. ગોર મોડો પડયો, તો જે બ્રાહ્મણ પકડાય તેને તેડી જઇ વહિપૂજન થતાં હતાં. આ પૂજન કરાવનારને રૂપીઆથી તો ઓછી દક્ષણા કોઇએ ભાગ્યેજ આપી હશે. લોકોનાં મન ઉદાર થઇ ગયાં હતાં. બીજા અલફ્રાઉ બ્રાહ્મણો પણ સારૂં કમાયા હતા. વહિપૂજન કરનારનું મન આ વખતે પ્રફુલ્લિત જણાતું હતું. રાત્રે શેઠીઆઓ દુકાનમાં બેઠા પછી શાહુકારોને ત્યાં ગુમાસ્તાઓને નાણુંની થેલી આપી “ લાભ સવાયાં ” અથવા વહેવાર કરવા મોકલતા, તેથી ગુમાસ્તાઓને પતાસાં ભરપૂર મળતાં હતાં. આથી તેઓ ખુશી થઇ બીજી જગ્યાએ જતા, ત્યાં પણ તેમજ થતું. દરેકને ત્યાં રૂા. ૫) પોલીઆં આપ્યાં, કે તે તરત જમા થયાં, કે પતાસાની પોશ ઠલવાઇજ છે. કસનદાસ ખુસાલચંદ શેઠજીવાળાનું નામ દરેક દુકાને પહેલુંજ લખાતું હતું. આગળ નગરશેઠનું નામ લખાતું, પણ તેઓની સ્થિતિમાં ફેરફાર થવાથી શેઠજીવાળાનું નામ પહેલું હાલ પણ લખાય છે. દીવાળી જોવા નીકળેલો કોઇ પણ ગૃહસ્થ અમથો દુકાને જોવા ઉભો રહે તો તેને પણ પાંચ સાત પતાસાં મળતાં હતાં. એવી ઉદારતા આ વખતે હતી.

દીવાળીની રોશની અગીઆરશથી શરૂ થઇ હતી, તે કારતક સુદી ૨ સુધી તો ભભકાબંધ દરેક દુકાને જોઇ હતી, પછી પાંચમ સુધી જરા ફેરફાર જણાયો હતો. સંવત ૧૯૧૯ તથા ૨૦ ની દીવાળી તો એક સાંભરણુંજ થઇ ગયું. એવા દોર–તોર વાળી દીવાળી ભરૂચમાં હાલ ૫૦–૫૫–૬૦ વરસની ઉમ્મરના માણસોના જોવામાં આવીજ નહિ હોય. રાત્રે બેચાર સોબતી સાથે લોકો દરેક બજારમાં, તેમ કેટલીએક શેરીઓમાં, ફરતા જણાતા હતા. વેજલપોરમાં હિરાચંદ કલાણ, ભાઇચંદ ઢેડી વગેરે વહેપારીઓ વહેપારમાં ફાવી ગયા હતા, તેમનાં મકાનમાં હાંડી ઝુમ્મરો તથા બારીઓની પાળી ઉપર કોડીઆંથી આખી શેરીઓમાં રોશની કરી દીધેલી જણાઇ હતી, ભાઇચંદ ઢેડી એક વિચિત્ર પુતળું હતું.

કસબી કોરનું ધોતીયું, સ્વચ્છ અસ્રીદાર અંગરખો તથા સુરતી-સાહી પાઘડી ઘાલી બગીમાં બેસી કચેરીઓમાં ધકોડા ખાતો હતો. કોઇ એની સાથે કારકુન વાત કરે નહિ, તો સીપાઇઓ સાથે ગપ્પાં હાંકવાની ખાશીએતવાળો હતો, છતાં દીવાળીનું ડોળ તેણે સારૂં દેખાડયું હતું. વેજલપોરનાં બજારમાં પણ તેવીજ કોડી-આંની તથા હાંડી ઝુમ્મરની રોશની હતી. પારસીઓએ પણ વેજ-લપોરનો પારસીવાડો દીપાવી મૂકયો હતો. તેઓએ પોતાની લાતીઓમાં રોશની સારી કરી હતી.

કતોપોર બજાર તો ખરેખરૂં દીપાવી મૂકયું હતું. તેમાં હોરાઓની દુકાનની રોશની વખાણવા જેવી હતી. એક બે કાપડી-આ તથા હોરાઓએ તો ફુલના હાર દુકાનની આજુબાજુએ પણ લટકાવી દીધા હતા, તેથી જાણે ફુલમંત્રિ ભરી હોય એવો દેખાવ જણાતો હતો. દરેક દુકાને હાંડી, ઝુમ્મર તથા પાળી ઉપર કોડી-આંની રોશની જણાતાં હતી. જે દુકાનોને મેડા હતા, તે પર હાંડી ઝુમ્મરની રોશનીથી તે મેડા દીપાયમાન જણાતા હતા. કેટલા-એકે તો તકતા પણ ટાંગી દીધા હતા. કણુપીઠમાં પણ એવીજ રોશની હતી. લખમિચંદ મોહનલાલનું ઘર તથા દુકાન રોશની-થી ઝળકી રહ્યાં હતાં. કતોપોરના બજારમાં આવા ઉલ્લાસથી કોઈ દિવસ રોશની થઇ હોય એમ સાંભળ્યું નથી. ફુરજા તરફ પણ લાતીઓમાં તેવીજ રોશની જણાઇ હતી. બેરામશા ધનજીભાઇ-ની હવેલીમાં આગળ અને પાછળ બધે ગ્લાસો નીચેથી તે ઉપર સુધી તથા ભીંતો ઉપર મૂકી દીધાં હતાં. તેમ ઘરમાં પણ હાંડી ઝુમ્મરની રોશની કરી દીધી હતી. એવી એ ઘેર કોઇ દિવસ રોશની થયેલી જોઇ નથી. કંસારવાડો ઠેઠ ઉંડી વખાર સુધી રો-શનીથી ઝળકી રહ્યો હતો. ચકલાની શોભાનો તો પારજ નહિ. મહાલક્ષ્મી માતાના ખાંચાથી તે ચકલા સુધી દરેક દુકાને કોડી-આંની રોશની તથા હાંડી ઝુમ્મર જણાતાં હતાં. મહાલક્ષ્મી મા-તામાં તથા મંદિરમાં તો રોશની એવી સારી અને ભવ્ય દેખાતી હતી, કે ત્યાંથી ખસવાનું મન થાયજ નહિ. જુનું બજાર જે ચોકસીવાડો કહેવાતો, ત્યાં પણ ચોકસીઓએ તથા ફરસરામ તુઈ-રામે પોતાની ગલીમાં, તેમજ તુકાઇની હવેલી, તથા દેસાઇજીનો ખાંચો હાંડી, ઝુમ્મર અને ઠામઠામ કોડીઆં મૂકી દીપાવી દીધાં

હતાં. ચકલાની શોભા તો અપૂર્વ દેખાતી હતી. લક્ષ્મિદાસ ગોપાળની હવેલી એટલે, ઘરમાં તથા ત્રીજે માળ સુધી હાંડી ઝુમ્મરોથી તથા પાગરોપર ગ્લાસો જે મૂકેલા તેથી, તથા બે મોટા કાચના ઝુમ્મર એક પરશાળમાં તથા એક દિવાનખાનામાં ટાંગી દીધા હતા, તેથી ખરેખરી ઝળકી રહી હતી. ચકલામાં દરેક દુકાને તથા હવેલીએ હાંડી ઝુમ્મર તે સાથે કોઇ જગ્યાએ પાળીએ ઉપર ગ્લાસ અથવા કોડીઆં મૂકેલાં હતાં. આવી રોશનીથી ચકલું દીપી રહ્યું હતું. શેઠજીની હવેલી પણ એવીજ રીતે રોશનીથી ભવ્ય દેખાવ આપતી હતી. આવી ચકલાની શોભા ફરી પ્રજાના જોવામાં આવી નથી.

ભંડારીના ઘરથી તે આખા નવા દહેરા આગળની જગ્યા ભાભાઓએ ઝળકાવી દીધી હતી. તેમ નવા દહેરામાં તથા બહાર પણ વહાણ દલાલોએ પોતાના ખરચથી સારામાં સારી રોશની કરી હતી. નવા દહેરા આગળની જગ્યાએ આવો તેજોમય દેખાવ કોઇ દિવસ બતાવ્યો નથી.

હાજીખાંનું બજાર તે વખતે ભરૂચનું નાણાવટ કહેવાતું હતું, ત્યાં તો દરેક નાણાવટી, ગાંધી, સુખડીઆ, તંબાકુવાળાઓએ પોતાની દુકાનોએ હાંડી, ઝુમ્મર સળગાવી દીધાં હતાં. તેમ દાંડીઆ બજારમાં તથા ધોળીકોઇ તરફ પણ જોવાલાયક રોશની હતી. હાજીખાંના બજારમાં એ પ્રસંગે, ભકિત સુખડીઆની દુકાન હતી, તે તેના રીતસર ગોઠવેલા બરફી, કોપરાપાક, પેંડા, વગેરેના માલથી વધારે શોભા આપતી હતી. આ દુકાને ઘણા ખરા જોવા ઉભા રહેતા હતા. હાલ હિરો ગાંધી બેસે છે, તે દુકાન એ હતી. જુના બજારના સુખડીઆ કરતાં આ વખણાતો હતો, તેમ એને કમાણી પણ સારી હતી.

આવી ભવ્ય શોભા જોવાને દૂર રહેનારા ગાડીમાં બેસીને.પણ આવ્યા હતા. દરેક જગ્યાએ લોકોની ભીડ જોવામાં આવતી હતી. તેમાં સર્વથી લક્ષ્મિદાસની હવેલી આગળ વિશેષ ભીડ જણાતી હતી. પારસી વહેપારીઓએ ભરૂચની દીવાળી તેમનાં મકાનોમાં પોતાથી બનતી સારામાંસારી રોશની કરી દીપાવી દીધીહતી. શેરીએ શેરીએ અને ઘર ઘર દીવાળીના દીવા જોવામાં આવતા હતા. કોઇ પણ જગ્યાએ અંધારૂં તો કવચિતજ જણાયું હશે. આવી રીતે

અગીઆરસથીં ભાઇબીજ સુધી રોશની થયેલી હતી. આથી ઘાંચીઓને કોપરેલ તથા દીવેલમાં કમાણી સારી પ્રાપ્ત થઇ હતી. દીવેલ તો સાત શેર આઠ શેર, પણ કોપરેલ તો ત્રણ શેર મળવું પણ મુસ્કેલ પડેલું, કારણ ઘણી ખરી જગ્યાએ તેજ વપરાતું હતું.

દરેક દેવસ્થાન તથા મંદિરમાં ભાવિકોએ રોશની કરાવેલી, તેથી રાત્રે જ્યાં દર્શન કરવા જઇએ ત્યાં કૈલાસ જેવું જણાતું હતું. ધનતેરસને દીવસે કેટલાએક મહાદેવના દેવાલયમાં કમળ પણ ભરાયલાં હતાં. શ્રીજી મંદિર, નરનારાયણનું મંદિર તથા સ્વામી-નારાયણનું મંદિર, જે મંદિરે જઇએ ત્યાં અપૂર્વ શોભા દેખાતી હતી, ત્યાંથી ખસવાનું મન થતું નહિ. વૈકુંઠમાં જાણે હોઇએ એમ લાગતું હતું.

આ રોશની માટે રાજ્યકર્તા વર્ગ પણ તેમની મડમો સાથે જોવા નીકળેલા હતા. બેરામશા ધનજીભાઇને ત્યાંથી, લક્ષ્મિદાસ ગોપાળને ત્યાંથી, તેમજ શેઠજીની હવેલીમાંથી તેમના ગળામાં પુલોના હાર પડયા હતા. ટુંકામાં દરેક જાત, કોમનાં લોકો આ ભવ્ય દીવાળીનો દેખાવ જોવા નીકળ્યા હતા. આવી દીવાળી ભરૂચને પ્રભુ ફરી દેખાડે એવો મારી પ્રાથના છે. અસ્તુઃ

બીજે દિવસે બેસતું વરસ સંવત ૧૯૨૧ ના કારતક શુદ ૧ હોવાથી સવારના પહોરમાં સબરસ ( મીઠું ) વેચનારા મુસલ-માનો “ સબરસ લો સબરસ ” એમ બૂમો પાડતા સંભળાયા. દરેક હિંદુએ સબરસ ખરીદ કર્યું હશેજ. મીઠું એ સુકનીઆળ ગણાય છે, તેથી બેસતે વરસે ઘણું કરી દરેક હિંદુ ખરીદ કરે છે. કોઇજ કાંકડુ નહિ કરતો હોય તો કોણ જાણે. ઘેર ઘેર આ વખતે સવારમાં ઉઠી સ્ત્રીવર્ગનો તથા કોઇ પુરૂષવર્ગનો પણ પરભાતીઆં બોલવાનો રીવાજ હતો, તેથી સવારમાં પરભાતીઆંના સ્ત્રીઓના મધુર રાગો સંભળાયા, આથી દરેક શેરી ગાજી રહી હતી. સવારના પહોરમાં લોકો સ્નાન તથા ખટકર્મથી પરવારી એક બીજાને મળવા જવા સારા સારા પોશાક પહેરી જતા હતા. કેટલાએક દેવ દર્શન કરી એક બીજાને ત્યાં મળવા ગયલા, ત્યાં પાન, સોપારી તથા એલચી વગેરે મળતાં હતાં. સીપાઇવર્ગ ઇનામની આશાએ, માલીઓ પુલો લઇ, હજામો આરસી લઇ,

બ્રાહ્મણો દક્ષણાની આશાએ આમ તેમ વહેપારીવર્ગને ત્યાં તથા સરકારી નોકરોને ત્યાં જતા હતા. આ લોકો જ્યાં ગયા હશે ત્યાંથી નાઉમેદ થઇ પાછા આવેલા જણાતા નહિ. સૌ સૌની લાયકાત પ્રમાણે મળતું હતું. અમીરબખસ પણ પોતાનાં ગાયનો કેટલીએક જગ્યાએ ગાઇ રહી હતી. ભાટ, ચારણોનાં ટોળાં, તથા ગવૈયાઓ પણ કેટલીએક જગ્યાએ ચઢી જતા હતા. બેસતા વરસની ખરી ધુમ મચી રહી હતી. રસ્તે એક બીજાનો મેળાપ થાય તો, જેગાપાલ, નમસ્કાર, સાહેબ મહેરબાન, શેઠ સાહેબ, મુરબ્બી સાહેબ, કાકા સાહેબ, મામા સાહેબ, આ શબ્દો જેવો માણસ, તેવો તેને વાપરતા સંભળાતા હતા. માંગણીઆત વર્ગ પણ ઘણા આમ તેમ ભટકતા જણાતા હતા. ફરસરામ તુઇરામને ત્યાંથી કોઇ બ્રાહ્મણ કે માગણીઆત પાછો ગયો નથી, એવું સાંભળ્યું હતું. એણે સારી ઉદારતા વાપરી હતી. તેમની ખડકીમાં માગણીઆત વર્ગનાં ટોળે ટોળાં માલમ પડયાં હતાં. રસ્તે ચાલતાં પણ કોઇ તેવાને સુકન નાંખે, તો તેઓ પઇ પૈસો પામતા હતા. સર્વની ઉદાર વૃત્તિ જણાતી હતી. કલેકટર સાહેબે પણ ૧૧ વાગ્યા પછી બેઠક રાખી હતી. ત્યાં કેટલાએક હિંદુ, પારસી તથા મુસલમાનોનો ઘણો ભાગ ગયો હતો.

સાંજે અન્નકુટ દરેક મંદિરે ભરાયો હતો. ત્યાં દર્શનઅર્થે સારાં સારાં વસ્ત્ર પહેરી સ્ત્રી તથા પુરૂષોનાં ટોળે ટોળાં મંદિરમાં દર્શન કરી આવતાં-જતાં હતાં. જમાઇ, ભાણેજો, બનેવી, નણંદ વગેરે નજીકનાં સગાંને આગ્રહ સાથે પ્રસાદ લેવા વહેલા આવજો, એમ કહેતાં ઘણી સ્ત્રીઓને સાંભળી હતી. દર્શન પત્યા પછી ભગવાનનો પ્રસાદ લેવા, બગલમાં પીતાંબરો મારી ઘણા જણ જતા જણાયા હતા. ટુંકામાં દરેકના ચહેરા ઉપર ઉલ્લાસનું તેજ જણાતું હતું. આનંદમાંજ દરેક માણસ ફરતું હતું. રાત્રે પણ કેટલીએક જગ્યાએ ચાહ પાણી અને ગાયનો થયેલાં હતાં. ભાઇ-બીજનો દિવસ પણ રળિઆમણો જણાતો હતો. ભાઇઓ-બચ્ચાં-છોકરાં સાથે બહેનોને ત્યાં જમવા ગએલા સાંભળ્યા હતા.

શુદ પાંચમને દિવસે આચારજીમાં અન્નકુટના દર્શન કરવા બપોરથી સાંજ સુધી લોકોની મેદની જોવામાં આવી હતી. આ દેખાવનું આબેહુબ વર્ણન ભરૂચના પ્રસિદ્ધ કવિ ધિરજ કાકાએ

કવિતામાં આપેલું સાંભળવા લાયક છે. દેવ દીવાળી પણ સારી રીતે ઉજવાઇ હતી.

દીવાળીના તહેવાર શરૂ થયા ત્યારથી તે દેવદીવાળી સુધી તો ઘેરેઘેર ફટાકાના અવાજો તથા કોઠી બપોરીઆંના સણુસણાટ સાંભળવામાં આવતા હતા. આ ધામધુમ ચકલામાં અને બજારોમાં વિશેષ જણાતી હતી. આથી દારૂખાનું વેચનાર બહુજ લાભ્યા હતા.

શુકલતીર્થની જાત્રાએ પણ આ વરસે કોઇકજ નહિ ગયું હશે ! ત્યાં પણ શાલ દોશાલા સાથે ઘણાં સ્ત્રી પુરૂષો બેટમાં રાત્રે મહાલતાં હતાં. આ બે ત્રણ વરસ જેવી શુકલતીર્થમાં જાત્રા ભરાઇ હોય એવું સાંભળ્યું નથી.

શુક્રના અસ્તને લીધે માહ માસમાં લગ્ન બીજે વરસે હતાં નહિ, તેથી વૈશાખ માસમાં લગ્નની ધામધુમ હિંદુઓમાં જામી રહી હતી અને તે પણ એવાજ દબદબાથી કરવામાં આવી હતી.

વહેપારી વગેરે વર્ગ પાસે ઘણાં નાણાં એકઠાં થયેલાં તેમાંથી કેટલાંએક શેરોમાં ગયાં, પણ બીજાં નાણાં કયાં નાંખવાં તે વિચારમાં કેટલાએકોએ એકના ચાર આપી જમીનો ખરીદવા માંડી. જમીનના ભાવ પણ વધી ગયા, અને ઘરાકો એટલાં થવા લાગ્યાં કે જમીન પણ મળવી મુસ્કેલ થઇ પડી.

રૂના સટ્ટા ચાલતા હતા. તા. ૧ લી જુલાઇ સને ૧૮૬૫ નો એ સટ્ટાનો વાયદો થયેલો, તે પતતાં પહેલાં અમેરિકાની લડાઇનું સમાધાન થયું. અમેરિકામાં પણ રૂનો પાક થવાથી ત્યાંથી પણ ગાંસડીઓ વિલાયત ચઢવા માંડી. આ કારણથી રૂના ભાવ રતલ એકની પેની ૨૦–૨૨ હતી, તે એકાએક ઘટીને ૧૨ પેની ના ભાવ વિલાયતના તારોમાં આવ્યા, તેથી તે ભાવોમાં રૂ વેચાઇ ગયું. જે વહેપારીઓએ માલ ચઢાવેલો, તે તો રૂના ભાવ ઉંચા ગણી ચઢાવેલો. રૂના બદલામાં વિલાયતની હુંડી લખેલી, તે હુંડીઓ સિકારવાને ચઢાવેલા રૂનો વકરો બસ ન પડયો, તેથી ખુટતા અવેજની હુંડીઓ ચઢાવનાર ઉપર આવી, પણ તે સિકારવાને નાણાં નહિ. નાણાં તો શેરમાં અને જમીનમાં રોકાયલાં હતાં, વહેપારીઓ તો આબરૂ રાખવા શેરો વેચવા નીકળ્યા. શેરના

ભાવ પણ બેસી ગયા. નાણાંને માટે ચાલ્યા એટલા ઇલાજ કર્યા. કાંઇ ઇલાજ રહ્યો નહિ, ત્યારે બગલો ઊંચી કરી બેઠા. શેરોના શેળમાં ઘણાં વરસોની નામાંકિત પેઢીઓ તુટી. બેરામશા ધનજીભાઇ, કસનકાકા, કાનદાસ મંગળજી, વહાણ દલાલવાળા, પાવડીઆ નહાનાભાઇ, લક્ષ્મિદાસ ગોપાલ વગેરે વહેપારીઓ ખોટમાં દબાઇ ગયા. શહેરમાં હાહાકાર થઇ રહ્યો. રાંડી રાંડોની રેંટીઆની પૂંજી પણ શેરોમાં બલાતકારે ખુશામત કરી આપેલી તે પણ ગઇ. વહેપારીઓની નાસાનાસ થઇ રહી. લક્ષ્મિદાસ ગોપાલે તો ફરી ભરૂચમાં મ્હોંજ બતાવ્યું નહિ. દવેજીની બેંકે તો લીધેલાં નાણાં જેનાં તેને આપ્યાં ને બેંક બંધ કરી; પણ નાનાભાઇએ તો કેર વર્તાવી દીધો. એક પૈઇ પણ તેની પાસેથી કોઇ પામ્યું હોય એવું સાંભળ્યું નથી. ફરીઆદીઓ થઇ, તહોમતો મૂકાઇ સેસનમાં કામ ગયાં, સજા પણ થઈ, છતાં કોઇ એક પઈ પણ પામ્યું નહિ, કેસુરદાસ વકીલ, સહિપતરાય વકીલ, પાર્વતિશંકર માસ્તર વગેરેઓએ કોઠી હરાજ કરાવી તે સર્વ ભાગે રાખી. એ કોઠી તેઓએ વેચી તે લખમિચંદ મોહનલાલ વાળાઓએ રાખી છે. નાનાભાઇ તો મોસાળ ( જેલમાં ) જઇ આવ્યા પછી પાછા હતા તેવા થયા. પોતાનું નામ બંધ કરી ભત્રિજાઓના નામથી બીજી પેઢી કાઢી અને જાહોજલાલી તેણે તો જીવતા સુધી ભોગવી.

આવો કારી ઘા રૂઝાયો નહોતો, એવામાં બીજો જખમ લાગ્યો. જે લોકો જેમ તેમ કરી બચ્યા હતા, તે લોકોએ રૂનો ભાવ વધ્યો જાણી વિલાયત રૂ ચઢાવ્યું હતું, પણ જર્મની દેશમાં લઢાઇ ઉઠી, તેની ધાસ્તીથી વિલાયતમાં રૂના ભાવ બેસી ગયા. આથી જેઓ સહેજ ટકી રહ્યા હતા, તે પણ બેસી ગયા. જેઓએ થોડો લોભ કરેલો તેઓ ટકયા. અમરતલાલ મોહનલાલ, પરમાનંદ ભાઇજીભાઇ, તેલીવાળા વગેરે ટકયા. લખુ બદામી, હરગોવન ઘેલા, કસનદાસ તુમડી, ડગરૂવાળા, કોટીઆવાળા, લંખમિદાસ દોંગો વગેરેને નફો મળ્યો, એટલે પહેલાંથી આઘા રહ્યા તેઓ સુખી રહ્યા. આજ પણ તેઓની હાલત સારી છે.

પારસીઓમાં રૂસ્તમજી દલાલવાળા, ડુંગાજીવાળા, બમનશા મહેતાજીવાળા વગેરે શેરોમાં સપડાયલા નહિ, માટે સારી

હાલતમાં રહ્યા. ભરૂચની સને ૧૮૬૩-૬૪ ની જાહોજલાલી એક સ્વપ્નું થઇ ગયું. હવે એવા દિવસ કોઇ પણ કાળે ભરૂચ જોશે કે કેમ તે કહી શકાતું નથી. ઇશ્વર ઇચ્છા બળવાન છે. રંકના રાય-રાયના રંક જોવાનો આ વખત હતો.

## ભરૂચ શહેરની જાહોજલાલી વખતનો દેખાવ.

શહેરની શોભા આ પ્રસંગે ખરે ઇંદ્રપુરી જેવી દીસતી હતી. કેટલાંએક વાદળ સાથે વાતો કરતાં, તે વખતે નવાં બંધાયલાં મકાનો તથા હવેલીઓ તેઓના હાંડી ઝુમ્મર તથા તકતાના શણગાર સાથે દીપાયમાન જણાતાં હતાં. દેવાલયો તથા મંદિરોમાં પણ ધામધુમ મચી રહેતી હતી. બપોરે રંગબેરંગથી રંગેલાં મકાનો ઝગઝગી રહ્યાં હતાં. દેવાલયની ધજાઓ આમતેમ ફરતી જાણે શહેરની આબાદી તથા સુખ શાંતિ જણાવતી હોય એમ દેખાવ આપતી હતી. શેરીએ શેરીએ ગવાતાં પરભાતીઆંના રાગો તથા સવારેને રાત્રે દેવાલયો અને મંદિરોમાં આર્તિ વખતે ઘંટોના ઘનનન કરતા નાદ થતા, તે ઘણે દૂર સંભળાતા હતા. વહેપારી બજાર એટલે ( ચકલું ) તથા નાણાવટી બજાર સવારના સાતથી અગીઆર સુધી અને ચારથી રાત્રના દશ બાર સુધી ભરપૂર જણાતાં હતાં. ત્યાં હજારો રૂપીઆની આપ-લે થયા કરતી હતી. તેથી આ ભૃગુપૂર નગરી અલબેલી જેવી લાગતી હતી. શહેર બહાર તથા શેરીએ શેરીએ આવી રહેલા કુવાઓ ઉપર તથા નદીએ અલબેલી નારીઓ જળ ભરવા જતી, અને એક બીજાના આભૂષણો તરફ નજર કરી એક એક સાથે વાતો કરતી પાછી આવતી. તે વખતનો દેખાવ ઘણો રમણિય લાગતો હતો. આ વખતે ચાકરો મળવા ઘણાજ મુસ્કેલ હતા. મરાઠાઓ કવચિતજ આવતા હતા. તેથી શું ગરીબની કે શું તવંગરની સ્ત્રી પાણી ભરવા જતી હતી, આ મહેનતથી તેમનાં શરીર નિરોગી રહેતાં હતાં. પોતાનાં ઘરનું કામ કરવું, દળવું, ખાંડવું, પાણી ભરવું એ બાબતમાં તેઓને શરમ લાગતી હતીજ નહિ. ભૃગુપૂરમાં તે વખતે ઘેરઘેર થતી દેવપૂજા, હરિકીર્તન, તથા વેદાધ્યયનથી આ પવિત્ર નદીના કાંઠાની દેવતાઇ ભૂમિનાં પાપો નાશી ગએલાં જણાતાં હતાં. બ્રાહ્મણ, ક્ષત્રિ સવાર સાંજ શંકરનાં દેવાલયોમાં તથા વણીક વર્ગ

મંદિરોમાં, તેમ બીજી વર્ણ તથા કેટલીએક ઊંચ વર્ગનાં સ્ત્રી પુરૂષો માતાનાં મંદિરોમાં હાથમાં ઘીનો દીવો તથા નાળીએર લઇ જતાં જણાતાં હતાં, અને વિશેષ લાભ થવાની બાધાઓ લેતાં હતાં. તેમ લાભ થયો હોય તો બાધાઓ મૂકતાં હતાં. સિંધવાઇ માતાએ તથા અંબાજી માતાએ લોકો અંગોસે જતા, તથા ઘણા એક બ્રાહ્મણો જમાડતા હતા. આ પ્રસંગે ગાયોને પકડવાનો રીવાજ નહિ, તેથી ઊંચ વર્ણમાં ઘેરઘેર ઘણું કરી ગાય પાળતા, તેની સારી માવજત થતી હતી તથા સ્ત્રીઓ પૂજન કરતી હતી. જૈન ધર્મ પાળનારા પણ પોતાના દહેરામાં જઇ પોતાના દેવને સારી રીતે લાડ લડાવતા હતા. વહેપારી વર્ગ સવારે નાહી ધોઇ બહાર નીકળતી વખતે સુકન જોવા પોતાના આગણાં આગળ ઉભેલો જણાતો હતો. કપાળે કોઇ પણ તિલક શિવાય કવચિતજ બહાર નીકળતું. સીતાર, સરણાઇ, બિન, મૃદંગ, બંસી, પખાજ વગેરેના મધુર સ્વરો સાથે ધર્મ શાસ્ત્રનાં ગાયનો મંદિરોમાં, દેવાલયોમાં તેમજ કેટલીએક તેવી જગ્યાએ થયાંજ કરતાં હતાં. દશાશ્વમેધ પર અખાડામાં તાલીમબાજોમાંના કોઇ પટા ખેલતા તથા કોઇ લાકડીઓ ખેલતા, તેમ કોઇ કુસ્તી લડતા જોવામાં આવતા હતા. આઠ દશ દોસ્તોમાં એકને ઘેર ભાંગ વટાતીજ હોય, ત્યાં ભાંગ પી ભાંગની લહેરમાં દરીઆ પારનાં ગપ્પાં ઠોકી આનંદ લેતા હતા. ભાંગ પીવી એ હાલ પણ વ્યસન ગણાતું નથી. આથી તેમણે આખા દિવસની કરેલી મહેનતનો થાક ઉતરતો હતો. સાધુસંતનાં ઝુંડો પણ આ વખતે નદી કિનારે, તેમાં દશાશ્વમેધ ઉપર આવ્યાં જતાંજ હતાં, ત્યાં ગાંજા તંબાકુની ચલમો એક હાથથી બીજે હાથ ચાલી જતીજ હતી. દરેક માણસના ચહેરા ઉપર ઉલ્લાસ અને દયા ભાવ જણાતો હતો, તેથી એવાઓનું પોષણ ઘણા આદરમાન સાથે થતું હતું. તેમને ઘેરઘેર ભટકવું પડતુંજ નહિ હતું. સાચી પ્રજાભકિત હોવાને લીધે વિકટોરિયા રાણીનાં જય બોલતા હતા. છોકરાંઓ પણ નિશાળે જતાં તથા પાછા આવતાં " અમો ઇશ્વર માગીએ એટલું, ઘણા વર્ષ જીવો વિકટોરિયા, એનો અચળ અમલ અમ પર હજો " વગેરે લીટીઓ દલપતરામ કવિની રાજ્ય ભકિતની પાંચમી ચોપડીમાં લખાયલી કવિતામાંથી બોલતા સંભળાતા હતા. દરેક હુન્નરથી, તથા કારીગીરીથી બનાવેલી ચીજોની

તેમજ ચિત્રેલા તકતાઓની ખરીદી વિશેષ થવા માંડી હતી, તેથી કામ શિવાયનો કોઇ માલમ પડતો હતોજ નહિ.

ધર્મ પણ પ્રજા સારો પાળતી હતી. સંધ્યાકાળે નગરીનાં સ્ત્રી પુરૂષો વાટે, ઘાટે કથા શ્રવણ કરવા જતાં જોવામાં આવતાં હતાં. રાત્રે અમુક તેવી તેવી જગ્યાએ, રામાયણ, ભાગવત કે મહાભારતની કથા તથા ખાસ ચૈત્ર માસમાં ઓખાહરણની કથા શેરીએ શેરીએ ભટો કહેવા બેસતા હતા, તે ખરા ભાવથી સાંભળવા લોકો ભોંય ઉપર બેસી સાંભળતા હતા.

વ્યસનીઓ પણ જુજ ઉંચ વર્ણમાં હતા, પણ તેમનાથી છચોક વ્યસન થઇ શકતું નહિ હતું. બિડી સરખી પણ પીવાતી નહિ, કારણ કે ન્યાતનો ધાક જબરો હતો. નીચ વર્ણમાં તે વખતથી દારૂ પસરવા માંડયો હતો. તેઓ આખા દિવસની તેમની કરેલી મહેનતનો થાક ઉતારવા પીઠાંઓ શોધતા હતા. વખતે રસ્તામાં પડતા, લથડતા ચાલતા, તો તેમને " મઉડી " કહી છોકરાઓ ચીડવતા હતા અને તેમના મ્હોની ગાળો પણ ખાતા હતા.

વાડીઓ તેમ મહારૂદ્રમાં સહેલાણીઓ મિત્રો સાથે જાફતે જતા હતા. જાફતો ઘણી થતી હતી, ત્યાં ગવૈયાનાં કે અમીરબખસનાં* ગાન તાન મચી રહેતાં હતાં. ઉપરની હકીકત વાંચ્યાથી માલમ પડશે કે ગેઝીટીઅર ભરૂચ વાલ્યુમ ૨, પાને ૫૫૩ માં લખ્યું છે કે " In 1864 comfort, wealth and extravagance had spread to almost all classes " તે યથાર્થ છે.

* અમીરબખસ નામની રામજણી ભરૂચમાં દેસાઇજીની હવેલી પાછળ હંમેશને માટે રહેતી હતી. તે ગાવામાં બહુ હુંશિયાર હતી, તેના હાથ નીચે બીજી શિખાઉ રામજણીઓ પણ હતી.



# પ્રકરણ ૩૫ મું.



## સને ૧૮૬૮, સંવત ૧૯૨૫ નું સંગ્રહસ્થાન.

## ( Exhibition 1868. )



દુનીઆમાં પહેલ વહેલુ સંગ્રહસ્થાન લંડનમાં મહારાણી વિકટોરિયાના ભરથાર પ્રિન્સ કોનસર્ટે સને ૧૮૫૧ માં ભરી શહેરને દીપાવી મૂક્યું હતું. ત્યાર પછી સને ૧૮૬૭ માં ફ્રેન્ચલોકોના પેરિસ શહેરમાં સંગ્રહસ્થાન ભરવાનો ઉત્સાહ થવાથી, તે વખતના ફ્રાંસના ત્રીજા નેપોલીઅન બાદશાહે યુરોપના રાજા રજવાડાઓને આમંત્રણ કર્યાં. સંગ્રહસ્થાન મોટા પાયા ઉપર હોવાથી યુરોપના રાજાઓ, અમીરો તથા હોંશીલા ગૃહસ્થો પણ આ નવીન દેખાવ જોવા ખાતર પેરિસમાં એકઠા થયા હતા. તેમ સાંભળ્યા પ્રમાણે તથા પેપરોમાં વાંચ્યા પ્રમાણે ઠાઠમાઠે પેરિસ નગરીને શોભાવી દીધી હતી.

ભૃગુપૂરના એક વૃદ્ધ તથા એક જુવાન એવા બે ગૃહસ્થોના નશીબમાં આ રચના જોવાનું લખ્યું હશે, તેથી તેઓ પણ આ પ્રસંગે પેરિસમાં હતા. એક અત્રેના વહેપારી વર્ગના મી. ગ્રીવ્સ તથા બીજા ભરૂચ હાઇસ્કુલના તે વખતના આસિસ્ટંટ મા. માણેકલાલ જગજીવનદાસ જેઓ મુંબઇવાળા કરસનદાસ મુળજીની સાથે વિલાયત ગયા હતા. તે બંને ગૃહસ્થોએ યુરોપના રાજા રજવાડા વગેરેનો દબદબો તથા પેરિસની બલકે આખા ફ્રાન્સ અથવા એમ પણ કહીએ તો ચાલે કે આખા યુરોપની જાહોજ-

લાલી ત્યાં એકઠી થયેલી જોઇ હતી. માણેકલાલે જે નજરે જોયેલી હકીકત કહેલી, તેનું વર્ણન આપવા બેસીએ તો એક આખી ચોપડી ભરાય. હિંદુસ્થાનથી જે દેશીઓ આ દેખાવ જોવા ગયેલા તેમને ઘણી હોંસથી પેરિસના ગૃહસ્થો દરેક વસ્તુ દેખાડતા હતા. ફ્રેન્ચો ઘણા સભ્ય અને માયાળુ તે વખતે આ મી. માણેકલાલને માલમ પડેલા. અથાગ ભીડ છતાં એટલુંજ કહેવું બસ હતું કે “ અમે હિંદુ છીએ ” ( we are Hindoos ) કે તરત માગ મળતો હતો. એઓનો રસોઇઓ એક ખેડાવાળ બ્રાહ્મણ હતો, તેણે વાણીઆસાઇ પાઘડી ઘાલેલી તેથી તેની તરફ દરેકની નજર જતી હતી.

મી. ગ્રીન્સ જ્યારે પાછા ભરૂચ આવ્યા ત્યારે તેમની ઉત્કંઠા થઈ, કે હિંદુસ્થાનમાં હજુ સુધી કોઇએ પણ આવો દેખાવ બતાવ્યો નથી, તો તે બનતી કોશીશે પોતેજ કરવો, એ ઇચ્છાથી ભરૂચમાં એક “કોટન એકઝિબિશન” ભરવાનો ઇરાદો કર્યો. અમેરિકા અને બીજા દેશો તથા આ દેશના રૂના નમુના મંગાવ્યા. આ વખતે એમનો હેડકલાર્ક એક કલાણજી નારણજી ઔદિચ બ્રાહ્મણ હતો, તેણે સાહેબને જાહેર કરેલું, કે રૂનું સંગ્રહસ્થાન જોવાની લોકોમાં એટલી હોંશ હોય નહિ. વહેપારી વર્ગના વખતે જોવા આવે, પણ બીજાઓને રસ પડે નહિ, પછી જેવી સાહેબની મરજી.

આ વિચારવંત અને શાણા અંગ્રેજ ગૃહસ્થને પોતાના કલાર્કનું કહેવું વાસ્તવિક જણાયાથી તેની સાથે એજ સંબંધી વાતચીત કરતાં કલાર્કે કહ્યું કે અત્રેના એક માણેકલાલ નામના આસિસ્ટંટ માસ્તરે પેરિસ એકઝિબિશન જોયું છે. માણેકલાલને બોલાવવાનો મી. ગ્રીન્સે કલ્યાણજી નારણજીને હુકમ આપ્યાથી એ હકીકત કલ્યાણજી નારણજીએ પોતાના મિત્ર, જેઠાભાઇ વકીલને તેમજ છગનલાલ ભુદરજી, જે તે વખતે એજ સ્કુલમાં માસ્તર હતા તેમને કહી. છગનલાલ જેઠાભાઇ, તથા માણેકલાલ ત્રણે કલ્યાણજી નારણજીની સાથે મી. ગ્રીન્સ પાસે ગયા. માણેકલાલે શું શું જોયું એ પૂછતાં તેણે જે જે પેરિસમાં જાહોજલાલી એકઝિબિશનમાં જોયલી તેની હકીકત યાદદાસ્ત મુજબ કહી. રજા માગતાં માણેકલાલને કહ્યું કે હું આપને કહાવું તે વખતે આપ આવશો એવી આશા છે.

મી. ગ્રીવ્સે પોતે જોયું, તે તથા માણેકલાલે જે હકીકત કહી, તે ઘણી ખરી મળતી આવવાથી વિચાર કર્યો કે સંગ્રહસ્થાન કાંઇ મોટા પાયા ઉપર થવું જોઇએ. આ વિચારથી તેણે વિલાયતમાં પોતાના સ્નેહીઓ ઉપર પત્ર લખ્યા, તેમાં એક બે પાર્લામેન્ટના મેંબરો હતા, તેમણે ખંડેરાવ મહારાજ અને તેમના આશ્રિતો કાઠીઆવાડ વગેરેનાં રાજા રજવાડાઓ પ્રદર્શન ખોલતી વખતે હાજર રહે, એવા ભલામણના કાગળો મોકલ્યાનું તથા મુંબઇના નામદાર ગવર્નર સાહેબ પ્રદર્શન ખોલે એ બાબતના બંદોબસ્ત થયાનું ભરૂચમાં સાંભળવામાં આવ્યું અને પ્રદર્શન ડીસેંબર આખરે ખોલવાનું છે એ પણ નક્કી થયું, તેમ સુરતના કલેક્ટર મી. હોપ તથા પ્રાંતના કમીશનર મી. રોજર્સને પણ પોતે આ વિષે કહ્યું.

ડીસેંબરની શરૂઆતમાં સંગ્રહસ્થાનમાં મૂકવાની સઘળી ચીજો આવી પડી, લોકોએ પોતાના તંબુઓ તથા માંડવા બાંધવાની જગ્યાઓ વાહિટરોડના રસ્તા ઉપર પસંદ કરી. આ વખતે આસપાસના ખેતરો વગેરે જગ્યા સાફ કરાવવામાં આવી હતી.

ભરૂચ આ વખતે સબ કલેકટરેટ હતું. સુરતના તાબામાં હોવાથી ત્યાંના કલેકટર મી. હોપ ડીસેંબર શરૂ થતાં ભરૂચમાં મુકામ લાવ્યા. બજાર માસ્તર તે વખતના મામલતદાર ભીખાજી રામચંદ્રને નિમ્યા. તેણે હોપ સાહેબ તથા મી. હોગ સાહેબ જેઓ સબ કલેકટર હતા, તેમની દેખરેખ નીચે રાજા રજવાડાઓને, ખંડેરાવ મહારાજ, યુરોપીઅન અમલદારો તથા ગવર્નર સાહેબને માટે જગ્યાઓ પ્રસંદ કરી, તંબુઓ ઠોકાવવાનું કામ શરૂ કર્યું. ગાયકવાડને અનુકૂળ પડે એવી જગ્યા તંબુ ઠોકવાની પસંદ કરવા તા. ૧૬ મીએ વડોદરેથી કરનલ બાર રેસિડેંટ સાહેબ તથા દિવાન ભાઉ સિંધિયાએ ભરૂચમાં પગ મૂકયા. જગ્યા પસંદ થઇ ત્યાં ગાયકવાડના તથા બારસાહેબ વગેરેના તંબુઓ ઠોકાયા. યોગ્ય જગ્યાએ ગવર્નર સાહેબના તથા બીજા યુરોપીઅન અમલદારોના તંબુઓ પણ ઠોકવામાં આવ્યા હતા. સ્ટેશનથી તે લગભગ બચ્ચાના જીન સુધી બંને બાજુએ તંબુઓ જોવામાં આવતા હતા. ભરૂચીઓ પણ તે વખતે સોનેરીમહેલનો રસ્તો કોટથી ઘેરાયલો હોવાથી કોઇ સ્ટેશનને રસ્તે, કોઇ કતોપોરથી ફાટા તળાવને રસ્તે, હંમેશાં

પાંચ સાતની ટોળી એકઠા મળી જોવાને ખાતરજ તેણી તરફ જતા હતા. બજાર માસ્તરે બજારમાં એટલે એ પ્રદર્શનને લગતા બજારમાં જે વસ્તુ જોઇએ તેની દુકાનો મંડાવી દીધી હતી. તે જોવા ભરૂચીઓનું ખાસ વલણ થતું હતું. બજાર માસ્તર જાતે દક્ષિણી ભીખાજી રામચંદ્ર જરા કોઇ શોર કરે કે " લટપટ મત કરો " એવા શબ્દ કહેતા હતા. " લટપટ મત કરો " એ એની ટેવ અગર ઘોડી, કે જે ઉપર ઘડીએ ઘડીએ સ્વાર થતાજ હતા. આ શબ્દ એ ગૃહસ્થના મ્હોઢામાંથી નીકળતા ઘણીવાર સાંભળ્યા હતા. તે આજે પણ યાદ આવે છે !

ફેન્સી કાપડની, બૂટોની ખરીદી ઘણી ચાલતી હતી. પાટલુન અને કોટો, તથા હાફબૂટો અને હોલબૂટો એટલા તો ખપ્યાં કે બે ચાર દિવસ તો તેના ફાકા પડયા. દુકાનદારોએ મંગાવ્યાં કે ખરીદદારીની ધાડ એવી દુકાને પડતીજ હતી. મારી સાંભરણ પ્રમાણે હિંદુઓ તથા ઘણા ખરા પારસીઓ, પહેલ વહેલાજ પાટલુન અને બૂટ પહેરતા થયા. પારસીઓ ઇજાર અને મીરજાઇ જોડા પહેરતા હતા હિંદુઓ સારામાં સારો દિવસે રેશમી કોરનાં ધોતીયાં અને ધોયેલા અંગરખા તથા કોઇ મીરજાઇ ચમચમ બોલે એવા જોડા, કોઇ મુસલમાની રીવાજના નહાની ચાંચવાળા જોડા પહેરતા હતા. તેઓને પણ આ વખતે બૂટ અને સ્ટોકિંગ્સ સાથે જોયા હતા. આવા બૂટ સ્ટોકિંગ્સ તથા કોટ, પાટલુનનો દબદબો સને ૧૮૬૩–૬૪ ની જાહોજલાલી વખત પણ જોયો ન હોતો. ભરૂચી ભાઇઓને આ વખતે કાપડ અને બુટોમાં વિશેષ ખરચ લાગ્યો હતો. સંચા નહિ તેથી દરજીઓ પણ મળવા મુસ્કેલ પડયા હતા. તેમને ભાવ પણ બમણા અપાતા હતા. મુંબઇ સુરતથી તૈયાર પાટલુન, કોટ આવતા હતા, તે પણ ખપી જતા હતા. ઘડીઆળ અને ગજવામાં રહે એવી " વોચ " નો શોખ પણ આ વખતથીજ શરૂ થયો હતો. તે વેચનાર પણ ઘણા પરદેશીઓ આવ્યા હતા. મ્હોં માગ્યાં મૂલ આપી તેને ખરીદ કરતા જોયા હતા. લાકડી અને રૂમાલોની પણ ઘણી ખપત થઇ હતી. હાથમાં લાકડી તથા કોટના ગજવામાં રૂમાલ શિવાય નો કોઇકજ હશે. ત્રણ આનાની લાકડીના એક મિત્રે તેર આના આપ્યા હતા. રંગરેજને પણ કમાઇ સારી થઇ હતી. પાઘડી

બાંધનારાઓની ઘણી ખુશામત થતી હતી. તેઓને પણ જરાએ પુરસદ મળતી નહિ. ઉંચ વર્ણમાંથી દોપટા લેવાનો ચાલ આ વખતથી ઓછો થવા માંડયો. પારસીઓમાં એ ચાલ બીલકુલ બંધ પડયો કહીએ તો ચાલે.

તા. ૨૪ મી ડીસેમ્બર સને ૧૮૬૮, સંવત ૧૯૨૫ ના પોશ શુદ ૧૦ ગુરૂવારને દિવસે સાંજે સાડા ત્રણને સુમારે પ્રદર્શન ખોલવાનું હતું, તેથી તા. ૨૩ મી સુધીમાં તો દરેક વસ્તુ ગોઠવાઇ ગઇ હતી. તા. ૨૧ મીથી સ્પેશિયલો શરૂ થઇ. તા. ૨૨ મીએ કાઠીઆવાડના સઘળા રાજાઓ તથા નાંદોદના મહારાજા ગંભિરસિંહજીએ ભરૂચની પ્રજાને દર્શન આપ્યાં. ભરૂચના સ્ટેશન ઉપર આવતી અને જતી ગાડી વખતે એટલી ભીડ થતી, કે ઉભા રહેવાની જગ્યા પણ મળતી નહિ. તેમાં નબળા પોચાના તો આશરાજ નહિ. ઘણાખરા તેવા રાજાઓ તથા ઠાકોરો તો શહેરમાં મકાનો ભાડે રાખી રહ્યા હતા. વાડીવાળાઓને ભરપટે ભાડાં મળ્યાં હતાં, તેમ ઘરગથાઉ ઘરવાળાઓ પણ રૂ. ૩૦–૪૦–૫૦ ૬૦ સુધીનો રકમો ત્રણ ચાર દિવસમાં પામ્યા હતા. તા. ૨૦ મીથી લોકોને ત્યાં પરોણાઓ આવવા લાગ્યા. તા. ૨૩ મી સુધીમાં કોઇ ઘર પરોણા વિનાનું ભાગ્યેજ હશે. કોઇને ત્યાં બે, કોઇને ચાર પાંચ, કોઇને ત્યાં પાંચ પચીશ એવી રીતે જોવામાં આવ્યા હતા. ઓઢવાનાં ગોદડાંઓની તંગાશની ઘેરેઘેર બૂમ પડી હતી, કારણ કે ખરો શિયાળો હતો. ટાઢ પણ કહે મારૂં કામ. બજારના ભાવ ચઢી ગયા હતા, પણ દૂધ, ઘી તથા શાક ભાજીની બૂમ પડી નથી. ઘી, દૂધ આસપાસનાં ગામડામાંથી દપટ આવ્યાં હતાં. રૂ. ૧) નું રાઁ શેરનું ઘી વેચાયું હતું. બોરભાઠાએ શાક ભાજી અને બીજા મેવા મશાલા વગેરે પુરા પાડવામાં સારી મદદ આપી હતી. જમરૂખ, કેળાં, અનુસ, બોર, દાડમ વગેરે લોકો, તેમાં પરદેશીઓ વધારે ખરીદતા હતા. તેમ પોંકનો વખત હોવાથી ગામડામાંથી દપટ પોંક તથા મનુબરથી બોર આવતાં હતાં, તે તો ગીધની માફક લોકો લેવા પડતા હતા. ઓળખાણુવાળા પરદેશીઓની ભરૂચી ભાઇઓએ સારી ચાકરી કરી હતી.

નાંદોદના રાજા સવારી સાથે ઊંટો અને ડંકા હાથી લઇને આવેલા તેમને રતનતલાવ ઉપર મોઢની વાડીમાં મુકામ કરવાનો

હતો. પુરજેથી સવારે આઠેકને સુમારે આવવાના, તેથી ભરૂચી ભાઇઓના તથા પરદેશીઓની ઠઠ રસ્તા ઉપર જોવાને એકઠી થયેલી, તેમ બીજા રાજા રજવાડાઓ પણ તેમાં રેવાકાંઠા, મહિકાંઠા, સુરત તરફના રાજા રજવાડા તથા નવાબો વગેરે શહેર જોવા ખાતર શહેરમાં પોતાના રસાલા સાથે ફરતા જણાતા, તે જોવા પણ ઘણા લોકો એકઠા થયા હતા. તા. ૨૪ મીએ ખંડેરાવ ગાયકવાડ સવારે પોતાના રસાલા સાથે ભરૂચના સ્ટેશન ઉપર ઉતર્યા. તેઓનો દબદબો જોવા લાયક હતો. સાથે કેટલાએક સવારો, પલટણો તથા ખાસદારો પણ હતા. તેમની સવારી અને તેમના દબદબામાં શું પૂછવાનું! બંદુકોના તથા તોપોના અવાજ રાજાઓના માન ખાતર થયા કરતા હતા. તા. ૨૩—૨૪ મીએ તો મુંબઇ, મદ્રાસ, પંજાબ અને બંગાળા ઇલાકાના માણસો પણ અત્રે આમતેમ ફરતા જણાતા હતા. ચાર અમેરિકન વહેપારીઓ આવેલા, તેઓએ મામલતદાર ભિખાજી રામચંદ્ર બજાર માસ્તર સાથે શેઠજીની હવેલીમાં જઇ, તેનો નકશો લીધો હતો. હવેલીના લકડનું કોતરકામની કારીગરી જોઇ અસલની કારીગરીનાં વખાણ કરતા હતા. બજાર માસ્તર પણ એ હવેલીની નજીક રહેતા હતા. એ માણસે આ વખતે દરેક ચીજ પુરી પાડવામાં સારી સાબાશી લીધી હતી.

ગવર્નર સાહેબ પણ તા. ૨૪ મીએ સવારે નવ દશને સુમારે પધાર્યા. તેઓને લેવા માટે દરેક અધિકારી વર્ગ ગયો હતો. નવાબ સાહેબ આ વખતે સ્ટેશન ઉપર ગવર્નર સાહેબના માન ખાતર હાજર હોવાથી હોપ સાહેબે તેમને પહેલા ઓળખાવ્યા, તેમની સાથે પહેલીજ "સેકહેન્ડ" થંઇ, પછી દેસાઇજી, મજમુનદારોને ઓળખાવી, તંબુ તરફ તેમને વિકટોરિયામાં બેસાડી હોપ સાહેબ તથા કમિશનર સાહેબ લઇ ગયા.

સંવત ૧૯૨૫ ના પોશ શુદ ૧૦ ને ગુરૂવારનો દિવસ ભરૂચને એક સાંભરણું થઇ ગયો છે. હજારો પરદેશીઓ આજરોજ ભરૂચમાં સારા પોશાકમાં મહાલતા હતા, તેથી શહેર દીપી નીકળ્યું હતું. પ્રીન્સ સાહેબે આ ભૃગુ ઋષિ મહારાજની વસાવેલી નગરીને ખરેખરી ઝળકાવી મૂકી; જાણે અસલની જાહોજલાલીમાં આણી હોય એવો દેખાવ આપ્યો હતો.

રૂ. ૫) ને ૩ એવી સીઝન ટિકેટો થઇ હતી. રૂ. ૫) વાળાને પ્રદર્શન ખોલતી વખતે ખુરસી ઉપર બેસવાનું તથા રૂ. ૩) વાળાને ઉભા રહેવાનું હતું, તેથી રૂ. ૫) ની ટિકેટો ઘણી ખપી હતી, ટિકેટો પણ ખુટી પડવાથી હાથે લખીને ઘણી આપવી પડી હતી.

દશમની સવારમાં કેટલાએક નર્મદાસ્નાન કરીને તથા કેટલાએક ઘર નાહીને, પાઠ પૂજાથી પરવારી, જમી–ખાઇ લઇ, દશ અગીઆર વાગ્યામાં પરવારી રહ્યા હતા. કેટલાએકે સ્ટેશન તરફનો કેટલાએકે ફાટાતળાવનો રસ્તો લીધો હતો. સ્ટેશનથી તે સંગ્રહસ્થાનની જગ્યા, જે હાલ વિકટોરિયા મિળ કહેવાય છે, ત્યાં સુધી અને તેની પેલી તરફ ફાટાતળાવના રસ્તા સુધી આસપાસ જે તંબુઓ મરાયા હતા, તેમાં જેઓએ સીઝન ટિકેટ નહિ લીધી હોય, અથવા જેને મળી શકી નહિ હોય, તેવા ગૃહસ્થો બેઠેલા જોવામાં આવ્યા હતા. એવા પણ ઘણાજ હતા. સોનેરી મહેલના કોટ અને હાલ જયાં સડક ઉપર આવવાનો રસ્તો કીર્યો છે, ત્યાં બુરજ હતો, તે ઉપર પણ સ્ત્રીવર્ગની સંખ્યા આ દેખાવ જોવા ઉભેલી જણાઇ હતી.

બંદોબસ્તને સારૂ પોલિસના માણસો, મંગાવેલી પલટણના માણસો તથા સવારો બંદુક તલવાર સાથે સ્ટેશનથી તે ઠેઠ સુધી રસ્તાની બાજુએ ગોઠવાઇ ગયા હતા, લોકોની હાર સ્ટેશનથી તે ઠેઠ સુધી ચાલતી હતી.

બે વાગે પ્રદરર્શનના દરવાજા ખોલવાના હતા, ત્યાં તો એટલી ભીડ થયેલી કે સુમારજ નહિ, ભીડાભીડમાં એક કઠેરો લોઢાનો, પેસવાના દરવાજાની નજીક હતો, તે તુટી પડવાથી એક સવારના ઘોડાનો પગ ભાંગી ગયો. ઘોડાને લુલો થયો જાણી તરતજ તેને કપતાને ગોળીબહાર કરી મારી નાંખ્યો, તે પાછળના નજીકના ખાડામાં ફેંકી દેવરાવ્યો.

દોઢેક વાગે રાજા રજવાડાઓને માટે બારણાં ખોલ્યાં, ને તેમને પહેલા જવા દીધા. પછી તો લોકોની ધોંસે અંદર પ્રવેશ કર્યો. ભીડાભીડ અને ખોચાખીચ, જેનાથી જવાયું તે પહેલો જઇ ઉભો રહ્યો, કે ખુરસી ઉપર બેઠો, એમ થઇ રહ્યું. પાંચ

અને ત્રણનો મેળ રહ્યોજ નહિ. કલ્યાણજી નારણજીની સીપારસથી અમે સ્કુલના માસ્તરો, હું, છગનલાલ, માણેકલાલ, હરિરામ ને સૌથી આગળ પેસવાની પાછલે દરવાજેથી તક મળી. અમે તો જયાં વચ્ચે દોરડું બાંધેલું હતું, તેની બાજુએ એકેકી ખુરસી રોકી બેઠા હતા, તેથી આ બધી રચના જોવાની સારી તક મળી હતી.

વચ્ચે દોરડું બાધેલું, તે કમ્મરે અટકે એટલું ઉંચું હોવાથી દરેક રાજા રજવાડા ઉંચું કરી તેઓ જઇ પોતાની જગ્યાએ બેસતા હતા, કે જેથી કરીને રાણી સાહેબની છબી, ગવર્નર સાહેબની બેઠકના ઉપર ટાંગેલી હતી, તેને માન અપાય એ હેતુ હશે. જેઓની નજર છબી તરફ જતી, તેઓ તેની સામું જોઇ સલામ કરતા હતા. કેટલાએકે બેઠા પછી પણ નજર ગયાથી છબી તરફ હાથ ઉંચો કરી માન આપ્યું હતું. સંગ્રહસ્થાનમાં સર્વ બેઠા પછી ગાયકવાડ મહારાજ ખંડેરાવ પધાર્યા. વચ્ચે દોરડું જોયું, એટલે ત્યાં ઉભા રહ્યા. પોતાની સાથના તહેનાતીને ઇશારો કર્યો, કે તરતજ હોપ સાહેબે જાણ્યું કે દોરડું કપાવી નાંખશે, તેથી ઉતાવળા આવી દોરડું છોડી નાંખ્યું. મહારાજને માન સાથે તેમને માટે મુકરર કરેલી જગ્યાએ બેસાડયા. તહેનાતીઓ આસપાસ ઉભા છેલ્લા ગવર્નર સાહેબ આવ્યા. બીજા રાજા રજવાડાઓ ઉભા થયા. તેમને પોલિટિકલ એજંટે તથા હોપ સાહેબે ઓળખાવ્યા " શેક હેન્ડ " થયા. ખંડેરાવ બેઠા હતા, તે ગવર્નર સાહેબ આવ્યા એટલે જરા ખુરસી ઉપરથી ઉઠી " શેક હેન્ડ " કર્યા. ગવર્નર સાહેબ આ વખતે સર સીમોરફિટસજીરાલ્ડ હતા. તેમણે પોતાની બેઠક લીધી. ઊંચી બેઠકની ખુરસીઓ શોભાયમાન કરી દીધી હતી. રાજા રજવાડાઓની ખુરસીઓ શોભીતી હતી. રાજા રજવાડાથી તથા બીજા લોકોથી ખુરસીએ બેઠેલા તથા ઉભેલાથી સંગ્રહસ્થાનની જગ્યા અથવા દરબારની જગ્યા ખીચોખીચ ભરાયલી જણાતી હતી. ઉભા રહેલાને બેસવાનું કહ્યું, પણ સાંભળેછેજ કોણ ? કેટલાએક ટિકેટવાળાઓથી અંદર આવી શકાયું નહિ, તેથી તેઓ બહાર બૂમો પાડતા રહ્યા. દરવાજામાં તેમ દરવાજાની બહાર પણ ભીડ હતી, પણ જગ્યા કયાં કે અંદર પેસાય ? આ બધું જોતાં એમ જણાય છે, કે તા. ૨૪ મીનો દિવસ વસ્તી પત્રક કરવાનો જો સરકારે રાખ્યો હોત, તો ખરેખર આ ભૃગુપુર

વસ્તીમાં ગુજરાતમાં બલકે મુંબઇ ઇલાકામાં મુંબઇ શિવાય પહેલે નંબરે આવત. એમાં જરા શક નહિ.

દરબાર પૂર્ણ રીતે ભરાયો હતો. ઓછામાં ઓછા ૪૦ રાજા રજવાડા, ઠાકોરો, ઠકરાણા વગેરેઓએ, તથા બીજા દેશી અને પરદેશી ગૃહસ્થોએ દરબારને શોભાયમાન કરી દીધો હતો. વિક્ટોરિયા રાણીનો છબા નીચેની શણુગાર આપેલી ખુરસી જે વચ્ચેવચ મૂકાઇ હતી, તે ઉપર એક કદાવર યુરોપીઅન ગૃહસ્થ પોતાના આ પ્રસંગે શોભીતા પોશાકમાં પોતાની ઉંચી આકૃતિવાળી ટોપી જે એઓ આવ્યા ત્યારે માથેથી ઉતારીને દરેક રાજ્યકુળને હસ્તે મ્હોઢે "શેકહેન્ડ" કરી તથા બેઠેલા અને ઉભેલા ગૃહસ્થો તરફ નજર કરી રહ્યા પછી તેઓ બીરાજમાન થયા હતા. એ ગૃહસ્થના માથાના તથા દહાડીના કાળાવાળમાં રૂપેરી ભાગ જણાતો હતો. તેથી તથા માથામાં તાલ હોવાથી તેનો ઉમ્મર પરખાઇ જતી હતી, કે તે ૫૦ થી ૬૦ ની હશે. આ ગૃહસ્થ તે વખતના ઇંગલન્ડથી તરતજ આવેલા નામદાર ગવર્નર સાહેબ સર સીમોરફિટસજીરાલ્ડ હતા. એક ૪૦થી ૪૨ વરસની ઉમ્મરના ગૃહસ્થ દેખાવમાં મહા કસરતી, મજબુત બાંધાના જેનું મધ્યમ કદ, ઘઉં વર્ણ, ભવ્ય કપાળ, માથાના કાળા ભમ્મર જેવા વાળ કે જે તેની દાઢીના વાળ સાથે મળી ગયા હતા, છતાં હડપચી આગળથી કઢાવી નાંખેલા હતા, મોટા ડોળા, મ્હોંનો મરદાની અને તેજસ્વી ચહેરો, પગે તસતસ્તો સોનેરી ભરતથી ભરેલો લેંગો, શરીર ઉપર આવી રહેલું ઉંચી મખમલનું બદન, તે ઉપર રાતો ભરતથી ભરેલો કબજો, ગળામાં અડાવી દીધેલા, હીરા, મોતી તથા નીલમના કંઠા માથે મરાઠાસાહી જરીની પાઘડી, ને તે ઉપર આગળથી એક ચળકાટ મારે એવો હીરો, તથા પાઘડી ઉપર જમણા કાન તરફ પાઘડીને ખોસેલો મોતીનો દશ પંદર સેરોનો જુમખો લટકી રહ્યો હતો, તે તથા કમ્મરે સોનાની મૂઠવાળી ખોસેલી કટાર અને સોનાના મ્યાનવાળી મખમલના ઢાંકણ સાથેની એક બાજુએ લટકતી તલવાર સાથે હાથમાં સોનાની મૂઠની ગુપ્તી પકડી, દોરમાં, પગે હીરા મોતીથી જડીત, ટુંકી ચાંચવાળી મુસલમાન ફેશનની રાતા રંગોની મોજડીઓ ખડોવાળી પહેરેલી, ધમધમ કરતી ચાલથી આવેલા હતા. આ સઘળું જણાવી આપતું હતું કે આ કોઇ મહા શૂરા અને બહાદુર રાજ્યકુળદીપક છે. એમણે આવીને ગવર્નર સાહેબની જમણી બાજુની પહેલી ખુરસી

રોકી હતી. એ સરદાર તે દામાજીના વંશના શ્રીમંત સરકાર ખંડેરાવ ગાયકવાડ મહારાજ હતા.

બીજી બાજુએ એકત્રીશ બત્રીશ વરસે પહોંચેલા જુવાન ધોળો અંગરખો, કમ્મરે કસબી સેલું કસી તેમાં કટાર રાખી તથા એક બાજુએ લટકતી તલવાર, પગમાં સોનાનો તોડો, ગળામાં ફક્ત અમુલ્ય મોતીનો કઠોજ ઘાલી ખુરસીને અઢેલી મૂછપર તાલ દેતા બેઠેલા, તે તેમના ગૌર વર્ણ, પાતળુ પણ મજબુત નિરોગી શરીર સાથેના જોવામાં આવ્યા, તે નાંદોદના ગંભિરસીંગજી મહારાજ હતા.

કાઠીઆવાડના જે જે હિંદુ રાજાઓ આવેલા, તેઓની સોનેરી ચટાપટાવાળી બત્તીની પાઘડી, જેમાં મોતીની શેરોના લટકતાં જુમખાં જણાતાં હતાં, તથા કોઇએ વચ્ચે લાલ, લીલાં, સફેદ જવાહીર અડાવી દીધાં હતાં, તેઓના ગળામાં કોઇએ મોતીના તથા હીરા, માણેક, પન્નાના કંઠા સાથે સુવર્ણનાં પીળાં ધમ્મક જેવાં આભૂષણો પણ પહેરી દીધાં હતાં, તેથી તથા પોશાકમાં આડીપટીનો કસ સાથેનો અંગરખો પહેરી દીધો હતો. તે ઉપર જરીના શેલાં કમ્મરે કસી દીધાં હતાં. તે શેલાંની ગડી, પાછળથી લાંબી હોઇ તેમના ઘુંટણના પાછલા ભાગને અથડાતી હતી, તથા પેટ તરફના ભાગને દોપટાની માફક બાંધી દીધેલી, તેમાં દુંટીથી જરા દૂર કમ્મરે સોનાની મૂઠવાળી કે રૂપાની મૂઠવાળી કટાર ઘાલી દીધેલી, તથા જમણી બાજુએ સોનેરી મૂઠવાળી મખમલના ઢાંકણ સાથેની તલવાર લટકતી રાખેલી, તેમજ દરેકે પગમાં સોનાનો તોડો અડાવી દીધેલો, તેથી તેમના વદનની શોભાનો પારજ નહિ. એવા તેઓ તેજોમય તથા ભવ્ય દેખાતા હતા.

ઠાકોર ઠકરાણાંએ પણ ગળામાં મોતી, હીરા અને સુવર્ણનાં આભૂષણો પહેરી તેમને શોભે એવા પોશાકથી ભપકામાં બેઠેલા; તેઓના મ્હોં સામું પણ ઘણા ખરા જોયા કરતા હતા. કોઇ રાજા કે ઠાકોર ઉમ્મરે પહોંચેલા, કે આધેડ વયના કે કોઇ ખીલતા જુવાન સર્વનાં શરીર આભૂષણ તથા હથીઆરથી શોભાયમાન દીસતાં હતાં અને દરેકના ચહેરા ઉપર રાજતેજ દીપી નીકળ્યું હતું.

જુનાગઢના નવાબ મોહબતખાંનજી જેઓની ઉમ્મર આ પ્રસંગે ૪૦ થી વધારે હશે નહિ, તેઓની ખુબસુરતીનો પારજ

નહિ. તેઓને જોયા તો માથે સોનેરી ચટાપટાવાળું મંડીલ બાંધેલું, તેનો એક છેડો તેમની ડોક આગળથી છાતીને અથડાતો હતો, તેથી તથા તેણે પોતાના નાગની ફેણ જેવા આકારનો કાળો ચોટલો, તેમના માથાની બહાર તેમના ઘુંટણના પાછલા ભાગ સુધી આવી રહ્યો હતો, તેમ તેમણે જે વસ્ત્ર સફેદ કાપવાળો મુસલમાની ફેશન મુજબનો શિવાયલો ગોળ પટાનો કસવાળો અંગરખો તથા કમ્મરે બીજાઓની માફક ઉમદા શેલું કસી દીધેલું અને તેમાં હીરા માણેકની મૂઠવાળી કટાર અડાવો દીધેલી, તેમજ તેવીજ મૂઠની તલવાર પણ લટકતી રાખેલી કે જેથી તેમનું રાજતેજ દીપી નોકળ્યું હતું, તેઓના તરફ તો દરેક યુરોપીઅન કે દેશી સર્વે જોયાજ કરતા હતા; તેમ શેહેરમાં રસ્તામાં રસાલા સાથે ફરવા નીકળેલા, તે વખતે પણ તેમના મ્હોં સામું દરેક જણ તેમનો ખુબસુરત ચહેરો તથા પોશાક જોયા કરતા હતા. તેઓની લાયકાત દરબારમાં વખણાઇ હતી અને તેઓનો હશમુખો ચહેરો કહી આપતો હતો કે એઓ ઘણા ભલા, ઉદાર અને નરમ મીજાજના નવાબ હશે. એઓથી તેમ બીજા મુસલમાન નવાબોથી પણ દરબાર દીપી નીકળ્યો હતો, ખંભાતના નવાબની ઉંચી મુગલાઇ કસબ ભરેલી ટોપી જેનું પુમતું તેના કાનને અથડાતું હતું, તેઓ પણ તેમના મુગલાઇ પોશાક અને ઉમદા આભૂષણોથી દીપાયમાન જણાતા હતા.

પાલીતાણાવાળા શુરસંગજી પોતાના કૃષ્ણ જેવા શ્યામ વર્ણ, ( black beauty ) ભવ્ય શણગાર અને વસ્ત્રથી કૃષ્ણની મૂર્તિ દરબારમાં બેસાડેલી હોય એવા દીસતા હતા, તેથી તેમની તરફ પણ દરેકનું ધ્યાન ખેંચાતું હતું.

કાઠીઆવાડના દરેક હિંદુ રાજાએ તથા ગુજરાતના કોઇક રાજાએ કાને વાળા અડાવી દીધા હતા, તે સાથે તેમના કાનમાં હીરા મોતીના જડીત લવેંગીઆં કાનના વચલા ભાગમાં જણાતાં હતાં, તે પણ તેમના વદનને શોભા આપતાં હતાં. હીરા મોતીથી જડીત મોજડીઓ જે તેમના પગમાં આવી રહી હતી, તે તરફ દરેકની નજર જતી હતી. પગે સુવર્ણના તોડા શિવાય તો કોઇ હનોજ નહિ. દરેક રાજા રજવાડાના મ્હોં ઉપર તેમનાં વસ્ત્ર આભૂષણ તથા બેસવાની ઢબથી રાજ તેજ દીપી નીકળ્યું હતું.

આ બધા રમણિય દેખાવ સાથે દરબારનું મુખ પશ્ચિમ તરફનું હોવાથી તથા દરવાજો પણ તેજ તરફનો ખુલ્લો હોવાથી સૂર્યનું શિયાળાનું અસ્ત પામતું તેજ તેમનાં આભૂષણ તથા મંડીલોપર આવી રહેલું હોવાથી તેઓનાં વદનનો ભપકો ઓરજ મારતો હતો. ટુંકામાં આવી શોભા ભરૂચમાં તે વખતની પ્રજાના જોવામાં તો પહેલ વહેલીજ આવી હતી, અને લેખકના તથા જેઓએ એ દરબાર જોયો છે તેઓના મનને તો આનંદ ઉપજ્યો હતો. હવે કહેવું જોઇએ કે મને તો તે પ્રસંગે અંગ્રેજી કવિ મિલટનની " પેરેડાઇસલોસ્ટ " ની નીચલી લીટીઓ યાદ આવી હતી.

High on a throne of royal state,
Which far outshown the wealth of Ormuz or of Ind.
Or where the gorgeous East, with richest spoils,
Showers on its Kings barbaric pearl and gold.

રાજા રજવાડાઓએ જે આભૂષણો અડાવી દીધેલાં, તે આભૂષણો તેમના ગળામાં તેમના પોશાકની બહારની બાજુએજ આવી રહેલાં, તેથી દરેકે શું પહેર્યું છે તે ખુલી રીતે જણાતું હતું.

શાંતિ પ્રસરી એટલે પ્રદર્શનનો રીપોર્ટ વંચાયો. યુરોપીઅન અને દેશીઓએ ટુંકામાં ભાષણો આપ્યાં, તેને ટેકા પણ મળ્યા. ગવર્નર સાહેબ છેલ્લે ટુંકામાં ભાષણ કરતાં બોલ્યા કે " I declare the Exhibition open " ( અમો કહી સંભળાવીએ છીએ કે પ્રદર્શન ખુલ્લું થયું. ) એમ કહી પ્રદર્શનનો પરદો ખોલ્યો, એટલે તોપો તથા બંદુકોના અવાજો ધડાધડ સંભળાયા.

સાંજ છેક પડી ગઇ હતી, તેથી તે દિવસે તો કોઇ ગૃહસ્થો એ પ્રદર્શન જોયું નહિ. કેટલાએક યુરોપીઅનો અને રાજા રજવાડાઓ પ્રદર્શનની જગ્યામાં આમતેમ નજર ફેરવી પાછા આવ્યા હશે. સર્વે ગૃહસ્થો દરવાજા બહાર આવ્યા એટલે તો તેમની આસપાસ લોકોની ઠઠ શું જોયું, શું સાંભળ્યું, શું થયું વગેરે પૂછપરછ કરવા મંડી. એની એજ વાતો કરતા દરેકે ઘર તરફનો રસ્તો લીધો. રસ્તામાં માંહોમાહે ખંડેરાવ મહારાજની,

તેમજ જુનાગઢવાળાની ખુબસુરતી, તથા પોશાકની, તથા પાલીતાણાના શુરશંગનો શ્યામ વર્ણ છતાં તેનાં મ્હોંના તેજની તથા તેના દબદબાની વાતો વિશેષ થતી સંભળાતી હતી. કોઇ કોઇ રાજા વિષે કાંઇ બોલે, કોઇ કાંઇ બોલે કે ફલાણા રાજાએ ફલાણું પહેર્યું હતું, તે સારૂં દેખાતું હતું. કોઇ કહે ફલાણા રાજાનાં આભૂષણો હું તો જોયાજ કરતો હતો. કોઇ કહે રાજાઓ ઘણા ભપકાદાર જણાતા હતા. કોઇ એમ પણ કહેતા કે આ બધા રાજાઓનાં આભૂષણોનો ભપકો, સઘળાનો સામટો કયે દિવસ જોવાના હતા. આપણું તથા ભરૂચનું નશીબ કે ગ્રીન્સ જેવા હોંશીલા સાહેબે આપણને આ વૈભવ દેખાડયો. ધન્ય છે! એવા હોંશીલા ગૃહસ્થ કે જેણે આ ભૃગુપૂર શહેરને પ્રખ્યાતિમાં આણ્યું, અને એમ કહેવાયું કે આખા હિંદુસ્થાનમાં બલકે એશિયામાં ભરૂચમાંજ પહેલ વહેલું પ્રદર્શન ( Exhibition ) થયું. તેમ એમ પણ કહેવાયું કે યુરોપ શિવાયના બીજા ખંડોમાં પણ આજ સુધી આવાં પ્રદર્શન ભરાયાં નથી. દુનીઆમાં પહેલું લંડન, બીજું ફ્રાન્સ પેરિસમાં અને ત્રીજું ભરૂચમાં થયું.

હવે આ જગ્યાએ જણાવવું જોઇએ કે હાલ જયાં જીનો, પ્રેસો બંધાયાં છે, તે જગ્યાએ ખેતરો હતાં. એ ખેતરોની જગ્યા સાફ કરાવી રસ્તા ઘણા પહોળા કર્યા હતા. ગવર્નર સાહેબના દરબારનો તંબુ નિલકંઠ મહાદેવની તરફના ખેતરોની જગ્યામાં હતો. ગાયકવાડ અને તેમના રસાલાના તંબુઓ માતરીએ તળાવે જોયા હતા. બીજાઓના તંબુઓ, ચોકસીની વાડીની હદથી ઠોકાયા હતા. આથી જગ્યાની મોકળાશ ઓછી નહતી. જોઇએ તેવા રસ્તા પહોળા હતા, તેથી જવા આવવા સંકડાસ પડતી નહોતી, કોઇ જગાએ નાળાં બાંધી લીધેલાં, ત્યાં જરાતરા સંકડાસ પડતી જણાઇ હતી. જીનો, પ્રેસો, મિલો તો પછીથી થયાં છે. પાંજરાપોળ આગળ પણ તંબુઓ ઠોકાયા હતા. ગવર્નર સાહેબને તો કલેકટરનો બંગલો જે બહેચરાજી માતાના રસ્તા તરફ જે અસલનો બંગલો છે, ત્યાં મુકામ આપ્યો હતો.

આજે રાત્રે આઠેક વાગ્યાને સુમારે નદીમાં વચ્ચોવચ તરાપા ઉપર દારૂખાનું ફોડવાનું હતું, લોકો વાળુ–પાણી કરી પરવારી નદી કાંઠે જવા લાગ્યા. કોઇએ ફુરજાનો, કોઇએ મલબારી, કે હાજી પીર કરમાણી, કોઇએ બહારની ઉનાઇનો રસ્તો પકડયો. ભાગા-

કોટ અને નવચોકી તરફ ઓવારા તથા કોટ ઉપર સ્ત્રીઓની ભીડ અથાગ હતી. કોઇ હોડીઓ ભાડે કરી નદીમાંજ આ દેખાવ જોવા હોડીમાંજ બેસી રહ્યા હતા. ગાનતાન પણ તેમાં ચાલી રહ્યાં હતાં. શુદ દશમની ચંદ્રની ચાંદનીની સહેલ, તેમ નદીનાં શિયાળાનાં નિર્મળ અને સ્થિર પાણીની મધુર હવાથી લોકો ને આનંદ વ્યાપી રહ્યો હતો. પોશ માસ તો ખરો પણ ટાઢનો તે રાત્રે ઓછો ચમકારો, તેમ લોકો શાલ દોશાલા સાથે જોવા આવેલા તેથી ટાઢથી કોઇ કંટાળો ખાઇ ખશી ગયું હોય એમ જણાયું નથી. ઝાડો પુટવા માંડયાં, એવાં રંગબેરંગી ઝાડો ભરૂચની પ્રજાએ આજ સુધી પુટેલાં જોએલાં નહિ, તેથી તે ઘણા આનંદ સાથે જોતી હતી. આજે તો એવાં ઝાડો પુટતાં ઘણાં જોવામાં આવે છે. ઝાડો પુરાં થયા પછી સૌ સૌને મુકામે ગયા.

એજ રાત્રે યુરોપીઅન લોકોનું ખાણું હતું, તે થયા પછી બોલની તેઓએ ગમ્મત ભોગવી. આ દેખાવ નજરે જોયો નથી, પણ બીજે દિવસે સાંભળ્યું હતું.

તા. ૨૫ મી (શુદ અગીઆરશ) ને દિવસે સાંજે ગવર્નર સાહેબનો તંબુ જે નિલકંઠ જવાના રસ્તા ઉપર હતો, ત્યાં દરબાર ભરાવાનો હતો, તેથી રાજા રજવાડાઓ પોતાના ભપકાબંધ પોશાક સાથે પોતાના મુકામપરથી રસાલા સાથે જતા જણાતા હતા. ખંડેરાવ ગાયકવાડ પોતાના રસાલા સાથે હાથી ઉપર બેસી માતરીએથી દરબારમાં આવ્યા હતા.

મારે અત્રે કબુલ કરવું જોઇએ, કે ગવર્નર સાહેબના તંબુમાં જે દરબાર ભરાયો હતો, તેની શોભા મારા જોવામાં આવી નહોતી, કારણ કે કોઇને પણ એ તંબુમાં તે વખતે પેસવાનો હુકમ ન હતો, છતાં બહારની શોભા તો હું ત્યાં હાજર હોવાથી મેં નજરે જોઇ હતી. એ દરબારનો ખરેખરો ભપકો સરદાર રાવ બહાદુર મોતિલાલ ચુનિલાલે નજરે જોયલો હોવાથી તેમણે પોતાને હાથે લખી આપેલો, તેથી આ જગ્યાએ જણાવવા શકિતવાન થયો છું.

"દરબાર એક ભવ્ય તંબુમાં ભર્યો હતો. એ તંબુની બહારની બાજુએ ગવર્નર સાહેબનું તખ્ત જે દક્ષિણ તરફને

મુખે ગોઠવ્યું હતું, તેની સન્મુખ ૧૦૦ લશ્કરી સોલજરોની "ગાર્ડ ઓફ ઓનર" બેન્ડ તથા વાવટા સાથે ઉભેલી હતી. વાહિટરોડની બે બાજુએ બબ્બે ફીટને અંતરે લશ્કરી સીપાઇઓની પલટણો વાજાં તથા વાવટા સાથે ઉભી હતી, તથા બાજુ ઉપર તોપખાનું હતું. દરબારની અંદર સૌથી છેલ્લી બેઠકવાળા રાજાએ પ્રથમ આવીને પોતાની બેઠક લેવાની હતી. સુરત, રેવાકાંઠા, પાલણપોર, મહીકાંઠા અને કાઠીઆવાડ એજન્સીના બધા રાજાઓ આવી ગયા પછી ખંડેરાવ ગાયકવાડ અને પાંચ મિનીટને અંતરે ગવર્નર સાહેબને આવવાની ગોઠવણ હતી. પહેલાં તો ત્રીજા વર્ગના રાજાઓ ( ઠાકોરો ) આવ્યા, તેમને લશ્કરી માન નહિ હતું. પછી બીજા વર્ગના રાજાઓ આવ્યા, તેમને દરેકને બહાર ઉભેલી ૧૦૦ માણસની લશ્કરી ટુકડીએ હથીઆર નમાવી વાજાં પડઘમના ૩॥ ( સાડા ત્રણ ) ટકોરા ( Bars ) વગાડી, તથા તોપખાનાવાળાએ ૯ ( નવ ) તોપોનું માન આપ્યું હતું. તેમની પછી ૧૧ અગીઆર તોપોની સલામતીવાળા રાજાઓ આવ્યા. એઓને ઉપર મુજબ લશ્કરી માન મળ્યું હતું. વધારામાં એકલી પડઘમને બદલે આખું વાજું ( બેન્ડ ) ગીતનું એક ચરણ વાગતું, ને ૧૧ તોપો ફુટતી હતી. આ સઘળા રાજાઓની બેઠક ગવર્નર સાહેબના તખ્તની જમણી બાજુએ ઉત્તરથી દક્ષિણ સુધી ખુરસીઓની લાંબી હાર કરી–ગોઠવી હતી. રાજાઓનાં મુખ ઉગમણી દીશા તરફ હતાં. દરેક રાજા અને ઠાકોરની પાછળ દરેકના દરજ્જા મુજબ એકથી ચાર માણસો બેસવાની જગ્યા રાખી, તેટલી ખુરસીઓ દરેક રાજાની પાછળ એક પછી એક ગોઠવી હતી. ઉત્તર દીશાએ મધ્યમાં એક તખ્ત ઉભું કર્યું હતું. તેના ઉપર બે ચાંદીની ગાદી મઢેલી ખુરસીઓ ગોઠવી હતી. એ ખુરસીમાંની જમણી બાજુની ખુરસી ખંડેરાવ ગાયકવાડની અને ડાબી બાજુની ગવર્નર સાહેબની હતી. એ તખ્તની પાછળ દક્ષિણાદા મુખે પૂર્વથી પશ્ચિમ સુધી લાંબી ગેલેરી હતી. તે ઉપર બધી મડમો બેઠી હતી. વખતસર દરબાર ભરાઇ ગયો હતો. નિયમિત વખતે શ્રીમંત ખંડેરાવ ગાયકવાડ સરકાર આવવાની વધાઇ બહાર ઉભેલા બધા લશ્કરની સલામતી, બેન્ડોના સરોદ અને ૨૧ તોપોના ધડાકા ( ગડગડાટ ) થી મળી, કે તરત આખો દરબાર

ઉભો થયો અને ગાયકવાડ સરકાર બેઠા પછી બધા બેઠા. એમની ખુરસીની પાછળ એમના ૭ સાત અમલદારો માટે ખુરસીઓ હતી. પાંચ મિનીટ પછી ફરીથી લશ્કરની સલામતીના અવાજ, બેન્ડોમાંથી રાજગીતના સરોદ અને ૧૭ તોપોના ધડાકા થયા, અને નામદાર ગવર્નર સાહેબ સર સેમોરફિટસજીરાલ્ડ પોતાના પોલિટિકલ પોશાકમાં તેમના રસાલાના અમલદારો સાથે દરબારમાં પેઠા, કે સઘળા ઉભા થયા. એ તખ્ત ઉપર બીરાજમાન થયા પછી દરેકે પોતાની બેઠક લીધી. દરબારની અંદર તખ્તની ડાબી બાજુએ સઘળા સરકારી અમલદારોને માટે ખુરસીઓ ગોઠવી હતી. એ ખુરસીઓમાંની પહેલી ખુરસી ચાંદીની હતી, તે ઉપર કાઉન્સિલના સીનિયર મેમ્બર બેઠા હતા. તેમની હારમાં કમિશનર સાહેબ વગેરે અમલદારો હતા. દરબાર ઘણો મોટો અને ભવ્ય હતો. ગવર્નર સાહેબના બેઠા બાદ દરેક રાજાને તેમના પોલિટિકલ એજંટો ગવર્નર સાહેબની પાસે લઇ જતા હતા. દરેક રાજા પોતાના દરજ્જાનો નજરાણો કરી, ગવર્નર સાહેબને સલામ કરી પોતાની ખુરસી ઉપર પાછા આવીને બેસતા હતા. નજરાણાનું કામ ખલાસ થયા પછી ગવર્નર સાહેબે અંગ્રેજીમાં ભાષણ કર્યું હતું. એ ભાષણનો તરજુમો તે વખતના ઓરિયેન્ટલ ટ્રાન્સલેટર મીં. વિનાયકરાવ વાસુદેવજીએ કહી સંભળાવ્યો હતો. ગવર્નર સાહેબે એક સોનાના દાબડામાં પાનનાં બીડાં ગાયકવાડ સરકારને આપ્યાં, તે સાથે અત્તર, ગુલાબજળ તથા હાર પણ અર્પણ કર્યાં, અને બીજા અમલદારોએ બીજા રાજા રજવાડાઓનો તથા અમલદારોનો તેવોજ સત્કાર કર્યો. આશરે પા સાડા પાંચ વાગ્યાને સુમારે ગવર્નર સાહેબ દરબાર પુરો કરી વિદાય થયા. એમની પછી ગાયકવાડ અને તેમની પછી બીજા રાજાઓ તંબુ બહાર નીકળ્યા. એ દરેક રાજાને આવતી વખતે જે લશ્કરી માન અને સલામતી આપવામાં આવી હતી, તે માન અને સલામતી વિદાયગીરી વખત પણ તેમને આપવામાં આવ્યાં હતાં. દરેક રાજાને તેમના પોલિટિકલ એજન્ટ, સરકારના સેક્રેટરી અને ઓરિયેન્ટલ ટ્રાન્સલેટર તેમની ગાડી સુધી લેવા તથા વિદાય કરવા ગયા હતા. ”

કેટલાએકોને સવારે દરબાર ભરાવાની ખબર હોવાથી સવારના સાતથી સ્ટેશન તરફ જવા લાગ્યા, પણ પાછળથી સાંજની ખબર પડવાથી પાછા ઘર તરફ ફર્યા. બપોરે એકાદને સુમારે લોકો ખાઇ-પી પરવારી દરબારની જગ્યા તરફ જવા નીકળ્યા. આજે પણ સ્ટેશનથી દેસાઇની વાડી સુધી ગઇ કાલના જેવીજ ભીડ થઈ રહી હતી. પોલિસના માણસો તથા સવારો ગઇ કાલની માફકજ બંદોબસ્તને માટે તથા રાજા રજવાડાઓના માનને ખાતર રસ્તાની આજુબાજુ ગોઠવાયલા જણાતા હતા. હજારો માણસો આવેલાં તેથી ધક્કાધક્કી થાય તેમાં શી નવાઇ? કોઇકની લાકડી, કોઈકનો ગજવામાં ખોશેલો રૂમાલ પડી ગયાના અવાજો કાને આવતા હતા. રાજાઓના રસાલાને માગ આપવાને ખશી જતાં, ખીંચાખીચમાં કોઇની પાઘડી પણ માથેથી પડવાનો ભો લાગતો હતો, તેથી તેઓ તો પાઘડીને સંભાળતા હતા. રાજાઓ બધા જઇ ચુકયા જાણી સર્વ શાંત થયા હતા.

રાજાઓ સાથે આવેલા રસાલાનાં વાહનો એક મોટા ચોગાનમાં જણાયાં, તે જોવા લોકોનું વલણ થયું. ઘોડાના ખોંખારા, ઊંટોના બરાડા, તથા બળદોની ઘુઘરમાળના ખણખણાટ સંભળાયા કરતા હતા. હાથીઓ કાન આમતેમ હલાવતા, પોતાની સુંઢો ઉંચી કરી રહ્યા હતા. આ દેખાવ પણ જોવા લાયક હતો.

સૂર્ય દ્રષ્ટિમર્યાદામાં પશ્ચિમ તરફ સહેજસાજ માલમ પડતો હતો. દરમ્યાન પોલિસોએ લોકોને બાજુ ઉપર ઉભા રાખ્યા, ને વચ્ચેની જગ્યા ખુલ્લી કરી. થોડીવારમાં તો સ્વારોની તથા પાયદળની ધોંસ આવતી જણાઇ, તેથી ખબર મળી કે દરબાર બરખાસ્ત થયો, ને ગવર્નર સાહેબ આવે છે. ગવર્નર સાહેબ ગયા કે ખંડેરાવ મહારાજ હાથી ઉપર બેસી પોતાના રસાલા સાથે આવતા જણાયા, તેમની પાછળ એક પછી એક રાજાઓ તેમના રસાલા સાથે આવતા જણાયા. સ્ટેશન તરફ વલણ થયું, એટલે તો જેવી દસરાની સવારીની હાર બંધાઇ ગઇ હોય એવું દીસવા લાગ્યું.

કોઇ રાજા હાથી ઉપર, કોઇ બગીઓમાં, કોઇ ઉમદા શણગારેલા ઘોડા ઉપર, કોઇ ગાડીમાં પોત પોતાના રસાલા સાથે

જતા જણાતા હતા. કેટલાએક રાજાના રસાલા સાથે ઊંટો ઉપર ડંકા વાગતા હતા. રાજાઓની સાથે આવેલા રસાલાને નવાજ પોશાક આપેલા હોવાથી દરેક રસાલો ભપકાદાર જણાતો હતો. દરેક રાજાએ પ્રદર્શન ખોલતી વખતના દરબારમાં જે પોશાક પહેરેલો તથા આભૂષણો ઘાલી દીધેલાં, તે પોશાક તથા આભૂષણો કેટલાએકે બદલી તેથી ઉંચા પ્રકારનાં પહેર્યાં હતાં, તેથી વિશેષ ભપકો મારતો હતો. એક રાજાની સવારી, પછી દસરાની કે પછી બીજા કોઇ પ્રસંગની તો ઘણા માણસોએ જોઇ હશે, પણ ૪૦-૪૫ રાજાની સામટી સવારી જોવાનો વખત તો આજ તા. ૨૫ મી ડીસેમ્બર સને ૧૮૬૮, સંવત ૧૮૨૫ ના પોશ શુદ ૧૧ શુક્રવારનોજ દિવસ હતો, અને તે ભરૂચમાં એ વિશેષ નવાઇ જેવું હતું. આ દેખાવ ઘણોજ રળિયામણો, ભવ્ય અને આનંદ પમાડે એવો હતો. ભરૂચને આ પ્રદર્શન તો એક ખરેખરૂં સાંભરણું થઇ ગયું છે, એ સૌ મી. ગ્રીવ્સ, મી. રોજર્સ અને મી. હોપ સાહેબના પ્રતાપ ! તેમની કરેલી મહેનત ઉગી નીકળી, તેમને ધન્યવાદ છે. સાંભળ્યા પ્રમાણે મી. હોપ સાહેબની ઇચ્છા આ માન સુરતને આપવાની હતી, પણ મી. રોજર્સ કમિશનર સાહેબના આગ્રહથીજ ભરૂચ જેવા ભૃગુઋષિ મહારાજના વસાવેલા પ્રાચીન શહેરને એ માન અપાયું છે, માટે એ ગૃહસ્થનો ભરૂચની પ્રજાએ વધારે ઉપકાર માનવાનો છે.

તા. ૨૫ મીના દરબારની અંદરની તથા બહારની રચના ઉપર પ્રમાણેની હતી. ભરૂચને એ દિવસે પાંચમા ચંદ્રમા હતા, એટલે તે સારા કહેવાય, તેથી આ પ્રસંગે ઘણે કાળે ગણત્રીમાં આવ્યું. પહેલાં તો ગણત્રીમાં હતુંજ અને તે સર્વોત્તમ પહેલોજ નંબર, એ કોઇથી ના કહેવાયજ નહિ. ( એનું પ્રાચીનપણું, અસલનો બહોળો વહેપાર અને જાહોજલાલીથી. )

તા. ૨૫ મી સવારના સાતથી અગીઆર વાગ્યા સુધી સ્ત્રીવર્ગને રૂા. ૧) ના દરની ટિકેટ લઇને જોવાને પ્રદર્શન બંધ થાય ત્યાં સુધી વખત રાખ્યો હતો, તેથી દરરોજ સવારે સ્ત્રીઓનાં ટોળે ટોળાં સારાં સારાં વસ્ત્ર પહેરી જતાં જોવામાં આવતાં હતાં. કોઇ પોતાના ધણી સાથે, કોઈ ભાઇ, બાપ, કે કોઇ નજીકના સગા સાથે જતાં જણાતી હતી. તેઓને દરેક વસ્તુ દેખાડવા અથવા

તેમની સારવાર કરવા માટે બે હિંદુ સ્ત્રીઓ તથા ત્રણ પારસી સ્ત્રીઓ ત્યાં હાજર રહેતી હતી. હિંદુ સ્ત્રીઓમાં એક મજમુનદારના ખાનદાન કુટુંબની પચાસ વરસ ઉપરની ઉમ્મરની ડાહી, સમજુ અને વિવેકી બાઇ ફક્ત ગળામાં મંગળસૂત્ર, હાથે પહોળી ચીપનો ચુડો, નાકે વાળી, તથા પગમાં કલ્લાં અને વસ્ત્રમાં સાદી ચોળી તથા એક સાધારણ સાડી પહેરી ફરતી જણાતી હતી. તે-બાઇનું નામ સુરજબા હતું, અને તે મજમુનદાર મનસુખભાઇનાં સ્ત્રી હતાં. બીજી ત્રીશ બત્રીશ વરસની ઉમ્મરે પહોંચેલી, જેનું મધ્યમ કદનું મગભરી શીંગ જેવું શરીર, ગૌર વર્ણ, ગંભીર ચહેરો અને સાદો પણ ઉમદા પોશાક, તે સાથે તેના મ્હોંનું તેજ તેની ખાનદાની જણાવી આપતું હતું. તે સ્ત્રી આપણા શહેરના દેસાઇજી કલ્યાણરાયજીનાં પત્ની ચુની દેસાણ, જે આખા શહેરમાં ચુની ભાભીના નામથી ઓળખાતાં હતાં, તે હતાં. આ બાઇની અક્કલ, હોંશીઆરી અને પોતાનો ઘર સંસાર ચલાવવાની રીત, તેમજ દેસાઇજીની ગાદી દીપાવવામાં બાહોશી વિષે જેટલું લખાય તેટલું ઓછું છે.

પારસી સ્ત્રીઓમાં એક ૬૦–૬૫ વરસની ઉમ્મરે પહોંચેલી વૃદ્ધ માતા, જેની બોલવા ચાલવાની લાયકાત સાથે તેનો દુનીઆદારીનો અનુભવ જણાવી આપતું હતું, કે એ કોઇ ખાનદાન કુટુંબની, જેણે પોતાના ઘરની સારી જાહોજલાલી જોઇ હોય એવાં વીરબાઇજી નામનાં સ્ત્રી હતાં. તે દલાલ કુટુંબમાં માણેકજી બાપા નામના નામાંકિત વહેપારી થઇ ગયા, તેમનાં દીકરી હતાં. એ માણેકજી બાપાની દીકરી વિષે જાણવામાં આવ્યું છે કે તેઓ ભણેલાં હતાં એટલુંજ નહિ, પણ નામું ઠામું પોતાની જાતે લખતાં અને વહેપારના કામના ચોપડાઓ લખી શકતાં, એટલુંજ નહિ પણ ચોપડાનો હિસાબ પણ તપાસતાં, તેમ વહેપારમાં પોતાના બાપને સલાહ આપવાની તેમનામાં શક્તિ હતી. બીજી બે ઉમ્મરે પહોંચેલી સારી લાયકાતવાળી સ્ત્રીઓ વિષે સાંભળેલું કે તેઓ બહેરામશા શેઠના ઘરનાં હતાં. આ પાંચે બાઇઓ દરેકને પ્રદર્શનમાં મૂકાયલી વસ્તુઓ ઘણીજ હોંશથી સ્ત્રીવર્ગને બતાવતી હતી. મરદોને અંદર પેસવાની રજા નહોતી. સ્ત્રીઓ સાથે આવેલા મરદોને બહારજ ઉભા રહેવું પડયું હતું. સાંભળેલું કે જે

સ્ત્રીઓ જોવા જતી, તેઓ જવાહીરખાનું, ગાયકવાડની ચાદર, તથા ભરતકામ વગેરેની વાતો કરતી હતી.

હવે સંગ્રહસ્થાનમાં શું શું લોકોના જોવામાં આવ્યું, તે જણાવવું જોઇએ. ઢોરો–જેવાં કે મજબુત બળદો, ભેંસો, ઘોડા, ગાયો વગેરે જનાવરો તરફ લોકોની નજર થોડી જતી હતી, પણ એક વાઘ, સિંહનું બચ્ચું, ગેંડી તથા જરખ જેવાં હિંસક પ્રાણીઓ જોવાને લોકોનાં ટોળાં એકઠાં થતાં હતાં; કારણ કે એવાં જનાવરો કવચિતજ જોવામાં આવે. જનાવરોમાં વિશેષ ખુબી-કારક, કેટલાંએક ઘેટાં બકરાંમાં એક બકરો હતો, તે ખરો નરરૂપ છતાં યોગ્ય જગ્યાએ બે આંચળ હતા, તેમાંથી દૂધ નીકળતું હતું. આ બકરાના તો પુરા ભોગજ મળેલા, કે આવું જાનવર નજરે જોયું છે, એવું નક્કી કરવા દશ પંદર મરદોનું ટોળું એ બકરાના રખવાળને અમુક પૈસા આપી દૂધ કઢાવતું હતું, તેથી વખતે તે બકરો બરાડતો પણ હતો, પણ રખવાળ તો ન્યાહાલ થયો હશે.

ગાયકવાડની ત્રીશ લાખ રૂપીઆની હીરા, મોતી, પન્ના તથા બીજાં જવાહીરથી ભરાયેલી લીલા રંગની મક્કે મોકલવાની ચાદર તો દરેકજણ જોયાજ કરતું હતું, તેમ બંધ કરેલાં કબાટોમાં ગાયકવાડ તથા બીજા રાજાઓ તરફથી આવેલાં હીરા, મોતી, તથા બીજાં જવાહીરનો તેમજ સુવર્ણનાં આભૂષણોનો ચળકાટ જોઇ દરેક જણ આશ્ચર્યમાં ખુશ થતું હતું.

સાંચા યંત્રનાં સાહિત્ય જે જોવામાં આવેલાં તે ખેડુત તથા કારીગર વર્ગને ઘણાં ખરાં ઉપયોગી થઇ પડે એવાં હતાં. તે લોકો બારીકીથી તપાસી જોતા હતા, તેમ ત્યાં લોકોની ભીડ પણ જણાતી હતી, કારણ કે " આયર્ન સેફ " દરજીના સંચા વગેરે ચીજો તો કેટલાએકે પહેલ વહેલીજ જોયેલી, તેથી જોવાને વધારે જીજ્ઞાસા ઉત્પન્ન થતી હતી. એવી ખેડુતને તથા કારીગરોને કામ લાગે તેવી ચીજોની માગણી કરવા ઇંગલન્ડમાં પત્રો પણ ગયા હતા. એવું સાંભળ્યું હતું. હવે તો એવી ચીજોની નવાઇ નથી, કારણ કે દરેક હુન્નરવાળાને ત્યાં સંચા જોવામાં આવે છે, તેમ આયર્ન સેફ પણ ઘણાખરાને ત્યાં હોય છે. ખરે ! તે વખતે તો આવા સંચાઓ નવાઇ જેવાજ લાગતા હતા.

દરેક જાતના અનાજના નમુના, તેનાં બી, જુદી જુદી જાતના રંગો, કેટલીએક ખાવાની વસ્તુઓના નમુના, દરેક જગ્યાએથી આવેલું રૂ, કપાસ વગેરે પણ નિયમસર ગોઠવી દીધેલાં જોવાની રમુજ પડતી હતી. જુદી જુદી જાતનાં અમુલ્ય લક્કડ કામ જેવાં કે કબાટ, ખુરસી, કોચ, ખાટલા, પાટલા તેમજ રમકડાં લોકોને ઉપયોગમાં આવે એવાં, તેમાં વળી કોઇમાં કોતરકામ, કોઇ રંગબેરંગી રંગેલાં જોવામાં આવ્યાં હતાં, તેનો પણ ભપકો ઓર તરેહનો જણાતો હતો. વળી જુદી જુદી જગ્યાનાં રેશમ પણ જોવામાં આવ્યાં હતાં.

રેશમી કાપડ ઘણાં જોવામાં આવ્યાં, તેમાં અમદાવાદ, સિંધ, સુરત, અને ભરૂચ તથા કાઠીઆવાડ તરફનાં ભરતકામે પ્રદર્શનને વિશેષ દીપાવી મૂક્યું હતું. કીનખાબના જુદા જુદા રંગના પોતદાર તાકાઓ, રેશમી કસબી સાડીઓ, પીતાંબરો, કસબી દોપટાઓ, શેલાં, શાલ વગેરે ઉમદા રેશમી કાપડ તરફ હિંદુઓની વિશેષ ભીડ થતી હતી. સાહેબોના દેવળોના રંગબેરંગી તકતાઓ પણ ઝળાંઝળાં કરી રહ્યા હતા.

જુદી જુદી જાતના લોટાઓ, જામ, પ્યાલા, રકાબીઓ, થાળાઓ, કાચનાં, તાંબા પીતળનાં કે જરમન સિલવરનાં, તેમ રૂપાનાં વાસણો પણ ચળકાટ આપી રહ્યાં હતાં.

સોના રૂપાના તથા પીતળના હલકા ગજવામાં રહે એવીજ ધાતુના અછોડા સાથેનાં કબાટો ઉપર ટાંગેલાં નહાનાં ઘડીઆળો પણ જણાતાં હતાં. તેમ લાકડાનાં વાગતાં ઘડીઆળો પણ ઘણાં હતાં. ટાઇમપીસો વગર વાગતાં પણ તેની સાથેજ ગોઠવેલાં જણાયાં હતાં.

સુતરાઉ કાપડ તથા રેશમી ધોતીયાં, દોપટા, રૂમાલો, જુદી જુદી તરેહની છીંટો, અંગરખાનાં થાન, સ્ત્રીઓને પહેરવાનાં લુગડાં વગેરે વિલાયતી તથા દેશી બન્ને જાતનાં જોવામાં આવ્યાં હતાં. તે પણ શોભા આપતાં હતાં.

અમદાવાદ, સુરત, મુંબઇ, સિંધ, કાઠીઆવાડ તથા ગુજરાતની બીજી જગ્યાએથી રંગબેરંગી રેશમી લુગડાં ઉપર, મખમલ ઉપર, કે તેવાં ઉમદા વસ્ત્ર ઉપર ભરેલાં ભરતકામ રૂપેરી અને

સોનેરી, જુદી જુદી ઢબ ( ફેશન ) થી ભરાયલાં, કોઇમાં ઝીણાં ઝીણાં મોતી પણ અડાવી દીધેલાં, જે મેજો ઉપર ગોઠવી દીધાં હતાં, તથા સુતરાઉ ભરતકામ, અગર રેશમી ભરતકામ, દોરીઓ ઉપર લટકાવેલાં તેણે તો પ્રદર્શનને ખરેખરૂં દીપાયમાન કરી દીધું હતું. આ કામો એવી બારીકીથી કરેલાં હતાં, કે જેથી તેમની મહેનતનાં વખાણ થતાં હતાં. ભરતનું કામ આ વખત સુધી આ દેશનું દરેક દેશમાં વખણાતું હતું. પાછળથી પડી ભાગેલું હાલ તાજું થયું જણાય છે. પહેલાં ઘેરેઘેર શું હિંદુમાં કે શું પારસીમાં એક બે સ્ત્રીઓ તો ભરતનું કામ જાણતીજ હોય, એ તેમને એક જાતની ઘરની કેળવણી હતી. એવી છોકરીઓ નિશાળે જતાં શિખી, એટલે તે નિશાળના અભ્યાસમાં આવાં કામને બદલે ચોપડીઓમાંનું શિખવા વધારે લક્ષ આપતી. હવે એ કામ નિશાળોમાં જારી થએલું જણાય છે, તો તે સુધારા ઉપર આવે એમ સંભવ છે. ભરૂચમાં સ્ત્રીઓ સારૂં ભરતકામ કરતી હતી. આ પ્રદર્શનમાં તેઓએ પોતાને હાથે ભરેલાં કામો ભરૂચની કેટલીએક સ્ત્રીઓએ મૂકવા આપ્યાં હતાં, તેમ એક બાર તેર વરસની ઉમ્મરની, અત્રેના જુના વખતના જાણીતા વકીલ જીવણરામ સાહેબરામની દીકરી નામે નાલકોરનું ભરત વખણાયું હતું. પછી તે છોકરીનું ભરેલું હોય કે તેના ઘરના કોઇ બીજાનું ભરત હોય, પણ કાગળ ઉપર નામ તો તે છોકરીનું વાંચ્યું હતું.

બીલોરી કાચનાં કામ તેમ બીજાં કાચનાં કામ પણ જોવા લાયક હતાં, તેનો ચકચકાટ વિશેષ મારતો હતો. હકીકનાં કામ ખંભાતથી આવ્યાં હતાં. વીંટીઓ, રકાબીઓ, માળાના મણકા વગેરે બીજી હકીકની બનાવટની વસ્તુઓએ ખંભાતની જુની કારીગરોને યાદ કરાવી હતી. ટુંકામાં દરેક જાતનો વિલાયતી તથા દેશી માલ, ચીજ કારીગરીનાં કામ આ પ્રસંગે આ ભરૂચ શહેરમાં લોકોના જોવામાં આવ્યાં હતાં, અને તેથી પ્રદર્શન દીપી નીકળ્યું હતું. એવો દેખાવ ત્યાર પછી ભરૂચમાં જોવામાં આવ્યો નથી અને હવે આવશે કે નહિ તે કહી શકાતું નથી.

તા. ૨૫ મીએ અગીઆર વાગ્યાથી સંગ્રહસ્થાન આગળ હજારો લોકોની મેદની પ્રદર્શન જોવા એકઠી થઇ હતી. ટોળાબંધ માણસો દરવાજામાં પેસતા હતા અને દરેક વસ્તુઓ ન્યાળી

ન્યાળી જોતા હતા. દરરોજ સવારથી સાંજ સુધી ભીડ તેવીને તેવીજ રહેતી હતી. જે લોકોએ ટિકેટો ખરીદ કરેલી નહિ તેઓ રૂા. ૧) આપી જોઇ આવતા હતા.

રાજા રજવાડાઓએ તા. ૨૫ મી અને તા. ૨૬ મી એ બે દિવસ પ્રદર્શન જોયું હતું. ખંડેરાવ ગાયકવાડ તથા ગવર્નર સાહેબ તો તા. ૨૫ મીએ દરબાર પતી રહ્યા પછી ભરૂચ છોડી ચાલ્યા ગયા હતા.

હિંદુ રાજા રજવાડાઓ તા. ૨૬ મીએ દશાશ્વમેધ સ્નાન કરવા ગયા હતા, ત્યાં બ્રાહ્મણોની સંખ્યા એટલી બધી જણાતી હતી કે કોણ દક્ષિણા પામ્યું, ને કોણ નહિ, તે સમજાતું નહિ. કેટલાએક તો બે–બે ત્રણ–ત્રણ વખત પણ લઇ ગયેલા હશે. દશાશ્વમેધ આ પ્રસંગે શોભી રહ્યું હતું. ખરો મેળો ભરાયો હોય એમ દીસતું હતું. બ્રાહ્મણો કરતાં અભ્યાગતો તથા પરિક્રમાવાસીઓ વધારે પામ્યા હતા. શુરસંગજી મહારાજે ઘણું ઉદારપણું દેખાડયું હતું. કોઇને ચોરાશીનાં સીધાં પણ અપાવવા બંદોબસ્ત કર્યો હતો. એ દિવસે સંગ્રહસ્થાન જોઇ કોઇ તે દહાડે, કોઇ બીજે દહાડે ચાલ્યા ગયા હતા. ઘેરેઘેર ઉતરેલા પરોણા પણ તા. ૨૮ મી પછી જણાયા નથી. પછી તો શહેરના લોકોને જોવાનો વખત સારો મળ્યો હતો.

તા. ૨૫ મીથી સવારે સ્ત્રીવર્ગને તથા બપોરથી પુરૂષવર્ગને માટે વખત નક્કી થયો હતો, તેથી દરરોજ સ્ત્રીવર્ગ અને પુરૂષ વર્ગ ત્યાં જોવા સારૂ જતાં હતાં. તા. ૧ જાનેવારી સને ૧૯૫૯ ને રોજ પ્રદર્શન બંધ થવાનું હતું, તેથી પરદેશના ગૃહસ્થો જેમને પાછળથી જોવાની ઇચ્છા થયેલી તેઓ પણ આવ્યા હતા, અને આ પ્રદર્શન જોઇ ગયા હતા.

પાછળથી એક દિવસ વધ્યાથી ગરીબ ગરબાં જેને રૂપીઓ ખરચવાની શક્તિ નહિ, તેઓને મફત જોવા દેવા પેસાડતા હતા. ટુંકામાં ભરૂચમાં હોજલવાળી મુસલમાન સ્ત્રીઓ શિવાય શહેરના દરેક માણસે પ્રદર્શનનો લાભ લીધો હતો.

હું ધારૂં છું કે અંગ્રેજી લશ્કરના માણસો બાતલ કરતાં બીજા ૩૦૦ થી ૪૦૦ સુધી યુરોપીઅન ગૃહસ્થો આ પ્રસંગે ભરૂ-

ચમાં હશે. મંદિરમાં ઘણી ભીડ દર્શન કરતાં થાય છે, ને કોરડા મારે છે તેમ થાણેથી એક ઇનસ્પેકટર આવેલો, તેણે ચાબુકો ચલાવી હતી, તે ચાબુકનો સ્વાદ મી. ફિલપોટ જેવા ભરૂચના તે વખતના જડજે તથા અત્રેના વકીલ જેઠાભાઇ વગેરેએ ચાખ્યો હતો, તો પછી બીજો ગરીબડો ચાખે તેમાં નવાઇ શી ? ( જેઠાભાઇ વકીલે કહેલું. )

તા. ૨ જીએ સાંજે સંગ્રહસ્થાન બંધ થયું. જે માલ મૂકાયો હતો તે દપટ ખરીદાયો હતો, પણ તે તે વખતે ખરીદનારને આપ્યો નહતો. પાછળથી તેમને પહોંચાડયો હતો. એક "આયર્ન સેફ" અત્રેના તંબાકુના વહેપારી નથુ થોભણના દીકરા વનમાલીદાસે ખરીદ કરી હતી. દરજીના સંચાઓ પણ એક અત્રેના દરજીએ ખરીદ કર્યા હતા. આ વખતથી સંચાવડે શિવવાનું કામ ચાલવા માંડયું. પહેલાં હાથે શિવતા હતા.

મારે અત્રે પ્રદશનને ઇનસાફ ખાતર જણાવવું જોઇએ કે ઉપર જે જે મૂકાયલી વસ્તુઓ કહી ગયો, તે સિવાય પણ જે ચીજો દરરોજ હરકોઇ દુકાને જોવામાં આવે છે તેવી ચીજો પણ ઘણી હતી. મણીઆરને ત્યાં વેચાતો સામાન, દરેક જાતની દવા દેશી તથા વિલાયતી, કાપડીઆની દુકાનનો સામાન, જુદી જુદી જાતના સાબુ, લાકડીઓ, ગુપ્તીઓ, ભરૂચની વણાટનો માલ જાડું અને ઝીણા પોતનું કાપડ, સુતરાઉ ભરતનાં કામ જાળીવાળાં ભરતો, ટુવાલો વગેરે ઘણી વસ્તુઓ હતી. એવી વસ્તુનાં નામ ગણાવતાં પાર પણ આવે નહિ.

દેશનીકાલ થયેલા મુસલમાન મુદત પુરી થયે ત્યાંથી નવીન હુન્નર શિખી ભરૂચ પાછા આવેલા, એઓએ આ વખતે પોતાના હાથની બનાવટની રજાઇ મૂકી હતી. તે રજાઇ તૈયાર કરાવવામાં એક પારસી ગૃહસ્થે તેને સારી મદદ કરી હતી. એવી રેશમી તથા સુતરાઉ રજાઇઓ તે દિવસથી ભરૂચમાં બનાવવામાં આવે છે અને તે હાલ વખણાય છે. કેટલાએક યુરોપીઅનો અને રાજા રજવાડાઓએ તથા ગૃહસ્થોએ એવી રજાઇઓ બનાવવા અગાઉથી કિમ્મત આપી હતી. ભરૂચમાં આવી હુન્નરી બનાવટનું કામ પહેલ વહેલુંજ જોવામાં આવ્યું હતું. બલકે આખા ગુજરાતમાં પણ તેમજ હશે.

આ પ્રદર્શન મહારાણીજીના રાજ્યમાં જે ભરૂચ શહેરમાં ભરાયું હતું, તે નામદાર સરકાર તરફથી હતું અને તેથી પ્રાંતના કમિશનર, જીલ્લાના કલેકટર, સબકલેકટરોએ દરેક રીતની ગોઠવણમાં તથા યુરોપીઅન અને દેશી ગૃહસ્થોને ભેગાં કરવમાં સારા મદદ કરી સાહેતા આપી હતી. અંગ્રેજી અમલદારોનો આ કામમાં અંતઃકરણની ઇંતેજારી નહિ હોત, તો ભરૂચની પ્રજાને આવા ભપકાદાર પોશાક સાથેના રાજા રજવાડા તથા પરદેશથી અને દેશના બીજા ભાગોમાંથી આવેલા ગૃહસ્થોના તે વખતના પ્રફુલ્લિત ચહેરા જોવાનો લાભ મળત નહિ. આ વિષે ભરૂચીઓએ શાણી અને વિચારવંત સરકારનો ઉપકાર માનવો જોઇએ અને માને છે.

ગાયકવાડના ખંડીઆ, કાઠીઆવાડના અને બીજા રાજાઓ ભરૂચમાં આ પ્રસંગે આવ્યા, તેમણે ગવર્નર સાહેબને તથા ખંડેરાવ મહારાજને બંનેને નજરાણાં કરવાં જોઇએ, પણ તેઓ એકજ નજરાણું દરેક જણ લાવેલા તેથી તેઓમાં ગભરાટ પેઠો. આ હકીકત ખંડેરાવ મહારાજે જાણવાથી તેમને પેગામ મોકલી કહાવ્યું કે " અમે આ વખતે અમારા રાજ્યની હદમાં નથી, પરરાજ્યમાં છીએ તો અમને નજરાણું હોય નહિ. રાણી સરકારનો હક છે " તેથી દરેક જણ જે નજરાણું લાવેલો તેણે ગવર્નર સાહેબને કર્યું. એ વાત પણ શહેરમાં પ્રસિદ્ધ થઇ હતી. ખંડેરાવ મહારાજનું આ વખત ડહાપણ સમયસુચકતા, વગેરે રાજકુળને શોભે એવા ગુણનાં વખાણ થયાં હતાં.

આ પ્રદર્શનનો હેવાલ દિવાન સાહેબ અરદેસર જમસેદજી જેઓ તે વખતે કલેકટરના હેડકલાર્ક હતા, તેમણે તથા સરદાર રાવ બહાદુર મોતિલાલજીએ વાંચ્યો છે. એઓના કહેવાથી કેટલોએક સુધારો વધારો કર્યો છે.





# પ્રકરણ ૩૬ મું.

—*******—

## સને ૧૯૦૬–સંવત ૧૯૬૨ નું ભરૂચ સ્વદેશી પ્રદર્શન.



ભરૂચ શહેરમાં જીલ્લા ખાતે એક ડીસ્ટ્રિક્ટ એસોસિયેશન સને ૧૯૦૫ માં સ્થાપવામાં આવ્યું છે. તે એસોસિએશનની તા. ૩૧ માર્ચ સને ૧૯૦૬ ને રોજ મી. અંબાશંકર ઉત્તમરામ મલજીના પ્રમુખપણા નીચે એક સભા ભરાઇ હતી. આ સમયે એ સભામાં એવો ઠરાવ થયો કે ભરૂચમાં નહાના પાયા ઉપર એક સ્વદેશી કારીગીરીનું પ્રદર્શન ભરવું.

આ વાત શહેરમાં જાણવામાં આવવાથી ઘણા શહેરીઓ આવું કામ સ્તુતિપાત્ર છે જાણી તેમાં મદદ કરવા તત્પર થયા, અને પોતે મેમ્બર થવાની ઉત્કંઠા જણાવી. ખાનબહાદુર આદરજી મંચેરજી દલાલ પણ સામેલ થયા. સભા ભરાઇ, મેમ્બરો નિમાયા. તેઓએ દરેક કામ હોંસથી ઉપાડી લેવા હિમ્મત ધરી. ઉઘરાણાં શરૂ થયાં. રકમો ભરાઇ તે આસરે રૂા. ૨૦૦૦) ની રકમ થઇ, ટિકેટો નીકળી તેની પણ ઉપજ આસરે રૂા. ૧૩૦૦) સુધી થઇ હતી.

જેઓએ અગાઉથી નાણાં ભરેલાં તેઓને સંગ્રહસ્થાન ( પ્રદર્શન ) ઉઘાડવાને દિવસે જે સભા ભરાયલી તેમાં આમંત્રણ હતાં. આમંત્રણવાળા ઘણા હશે, પણ પહેલે દિવસે ૨૦૦–૨૫૦ માણસ આસરે જોવામાં આવ્યાં હતાં.

તા. ૨૫ મી મેએ સને ૧૯૦૬, સંવત ૧૯૬૨ ના જેઠ શુદી ૨ શુક્રવારને દિવસે સાંજે ચારેકને સુમારે પ્રદર્શન ખુલ્લું મૂકવાનું હતું, તે પહેલાં સઘળો સામાન આવી ચુકયો હતો અને ગોઠવાઇ ગયો હતો. દશાલાડની વિશાળ વાડી જે શહેરમાં મધ્ય ભાગમાં આવી છે, તે એ કામ માટે પસંદ થઇ હતી. એ વાડી રંગથી સુશોભિત કરવામાં આવી હતી. અને ત્યાં વાજાં પણ વાગી રહ્યાં હતાં. બહાર લોકોની ઠઠ વિશેષ માલમ પડતી હતી.

દિવાનબહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇને ડિસ્ટ્રિક્ટ એસોસિયેશન તરફથી ખાસ આમંત્રણ હોવાથી તેઓ આ પ્રસંગે પધાર્યા હતા. એ વિદ્વાન વૃદ્ધ ગૃહસ્થે પ્રદર્શન ખોલતાં પહેલાં એક અસરકારક ભાષણ કર્યું હતું. તેની શરૂઆત એવી હતી કે આ ભરૂચ શહેર ઘણું પ્રાચીન છે. જુલીઅસ સીઝરના વખતથી તે ઇ. સ. ૪૫૦ સુધી હિંદુસ્થાનના રોમ સાથેના વહેપારનું મુખ્ય મથક આ શહેર હતું. હાથીદાંત, ઝવેરાત, ઝીણી મલમલ વગેરે ઘણો કીંમતી માલ આ બંદરેથી યુરોપ તરફ ચઢતો હતો. મુંબઇ, કલકત્તા, મદ્રાસનો તો જન્મ પણ નહિ હતો. કરાંચી, અનહિલવાડ પાટણ વસ્યાં પણ નહિ હતાં, ઇસુ ખ્રિસ્ત, મહમદ પેગંબર જન્મ્યા પણ નહિ હતા, ત્યારે ભૃગુકચ્છ એ નામથી આ ભરૂચનું બંદર પ્રસિદ્ધ હતું. લગભગ ૪૦ વરસ ઉપર અત્રે એક મોટું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું, તે આખા દેશમાં ઘણું કરીને પહેલ વહેલુંજ હતું. તે ઘણા મોટા પાયા ઉપર હતું, અને તે સરકાર તરફથી ભરવામાં આવ્યું હતું. ઘણા રાજા રજવાડા જેવા કે ખંડેરાવ ગાયકવાડ, જામનગરના જામ વગેરેને નોતરવામાં આવ્યા હતા. જો કે હાલનું પ્રદર્શન તેની જોડે સરખાવી શકાય તેમ નથી, તો પણ એક રીતે આપણે મગરૂર થવાનું કારણ છે. હાલનું પ્રદર્શન કેવળ દેશી વસ્તુઓનુંજ છે. એ બોલ્યા પછી હિંદુસ્થાનનો હુન્નર, ઉદ્યોગ અને વહેપાર વિષે વધારે વિવેચન કરવામાં આવ્યું હતું. દેશ ઘણો ગરીબ અવસ્થામાં છે. એ વિષે શાણા પુરૂષોને એક વિચારવા જેવું છે. એ દરીદ્ર ઓછું કરવાનો એકજ ઉપાય છે. જમીનનો પાક ઘણો વધે, પૃથ્વીના પેટમાં સોનું રૂપું વગેરે જે દાટેલું છે તે આપણે કાઢીને આપણા ઉપયોગ માં લઇએ, નવી નવી જાતના સુધારા, લાભકારી ધંધા રોજગારમાં

દેશી ભાઇઓ વળગે, તોજ આપણી અધમદશાને ઠેકાણે દ્રવ્યની રેલછેલનો રૂડો દિવસ આપણે ભવિષ્યમાં દેખીશું. આ સિવાય બીજું કેટલુંએક દેશની આબાદાની શી રીતે થાય એવું ભાષણમાં બોલ્યા હતા. પ્રમુખસ્થાન કલેકટર મી. બેગનલ સાહેબને આપ્યું હતું. તેમણે ઓનરેબલ ગોકલદાસ કહાનદાસ, પીરોજશાહ મહેરબાનજી મ્હેતા, કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી વગેરે બીજા નામાંકિત ગૃહસ્થો તરફથી પત્રો તથા તારો આવેલા પણ એ સભામાં વાંચી સંભળાવ્યા હતા. એઓ સાહેબ જે જે બોલ્યા હતા, તે અસરકારક હોવાથી દરેકનું ધ્યાન તેમના તરફજ હતું અને એમનુ બોલવું ઘણી શાંતિથી સાંભળ્યું હતું.

મહેરબાન કલેકટર સાહેબ મી. બેગનલ ઉભા થયા, ને દિવાન બહાદુરના ભાષણને અનુસરતું ગણીને બોલ્યા, "I declare the Exhibition open" અમે કહીએ છીએ કે પ્રદર્શન ખુલ્લું થયું. એમ બોલ્યા ને પ્રદર્શનનો પડદો ખુલ્લો કર્યો. સઘળા જોવા ઉઠયા. સાંજ પડી ગઇ હતી તેથી તે દિવસે અંદર જે ગૃહસ્થો હાજર હતા તેઓએજ પ્રદર્શનમાં જે ચીજો મૂકાઇ હતી તે જોઇ હતી.

બીજે દિવસે તા. ૨૯ મીએ અત્રેના રહેનાર ધી ઓનરેબલ સરદાર રાવબહાદુર મોતિલાલ ચુનિલાલ દેસાઇએ એજ પ્રદર્શનની ખુલ્લી જગ્યાએ ગુજરાતના સહાયકારક મંડળીઓના ઓરગેનાઇઝર તરીકે " કોઓપરેટીવ ક્રેડીટ સોસાઇટી " ઉપર પોતાનું એક અસરકારક ભાષણ આપ્યું હતું, તે વખતે મહેરબાન કલેકટર સાહેબ હાજર હતા, તથા એ ભાષણ સાંભળવાને દરેકને છુટ હોવાથી ઘણા ગૃહસ્થો ભેગા થયા હતા.

આ ભાષણો સિવાય મી. નગિનલાલ સંઘવીએ એક ઉ-તેજક ભાષણ આપ્યું હતું. તેમ અત્રેના વતની રાજેશ્રી ચિમનલાલ* હરદેરામે " કપાસ " વિષે ભાષણ આપ્યું હતું.

---

* સને ૧૯૦૭ માં ભરૂચ જીલ્લાનું હુન્નર, ઉદ્યોગ, વેપાર તથા ખેતીવાડી ખીલવનાર મંડળ સ્થાપન થયું છે, તે મંડળના એઓ ઓનરરી સેક્રેટરી છે, તેથી તેઓ તન, મનથી મંડળીનું કામ કર્યા જાય છે. એ મંડળીના કામકાજની વડોદરાના એ ખાતાના ડિરેક્ટરે સારી પ્રસંશા કરેલી વર્તમાન પત્રોમાં વાંચવામાં આવી છે.

આ પ્રદર્શનની સભા વખતે, સરકારી અમલદારો કલેક્ટર, જડજ, અકઝિક્યુટીવ ઇજનેર, ડેપ્યુટી કલેકટર, મામલતદાર અને બીજા સરકારી નોકરો હાજર હતા. તેમ શહેરના બીજા ગૃહસ્થો હોય તેમાં શક શું ?

તા. ૨૮ મીએ બૈરાંઓને માટે પ્રદર્શનનો દિવસ મુકરર કરેલો હોવાથી તે દિવસે શહેરના નહાનાં મોટાં બૈરાં સારા પોશાક પહેરી દશાલાડની વાડીમાં આ રચના જોવા ગયાં હતાં અને જોઇને પાછાં ફરતાં જે જે તેઓએ જોયું તે વિષે વાતો કરતાં હતાં. કેટલાંએકે તો કેટલીએક પ્રદર્શનમાં મૂકાયલી વસ્તુઓની પણ ખરીદી કરી હતી. પ્રદર્શન જોઇ તેઓ ખુશ થતાં બહાર નીકળેલાં જોયાં હતાં.

આ દિવસ સ્ત્રીઓને માટે ખાસ રાખેલો છતાં સ્ત્રીઓને બીજા દિવસોએ પણ પોતાના ધણી, બાપ, ભાઇ કે કોઇ સગા સાથે પણ ગયેલી જોઇ છે. એવાં બૈરાંઓ કાશીના મોરધ્વજ રાજા, તેની સ્ત્રી, અને છોકરાનાં પૂતળાં મૂકયાં હતાં, ત્યાં ઘણાં ભેગાં થયેલાં જોયાં હતાં. આ પુતળાંનો દેખાવ મનને ખેદ કરાવે એવો હતો, કારણ કે ભગવાનના ભોગને માટે બંને ધણી ધણીઆણી પોતાના બાળકને કરવત વતે વહેરતાં જણાતાં હતાં. બંનેએ છોકરાને વચ્ચમાં બેસાડી તેના માથા ઉપર કરવત મૂકેલું, ને બંનેએ સામસામાં બેસી હાથમાં પકડેલું જોવામાં આવ્યું હતું. તે ઉપરથી કેટલાંએક સ્ત્રી પુરૂષોને ગ્લાની આવતી હતી. સ્ત્રીઓ તો “ હાય, હાય, ભગવાને આ શું કરાવ્યું. માબાપ કેવાં કે પોતાનાં છોકરાનેજ જીવતો વહેરવા બેઠાં છે.” આવી રીતે બોલતાં સાંભળ્યાં હતાં, તેમ કેટલાએકની આંખમાં આંશુ પણ જોયાં હતાં. કેટલાંએક “આ સારૂં છે મારે માટે કે છોકરાંને માટે લો” એમ પણ પોતાના ધણી કે બાપને મ્હોડે કહેતાં હતાં. જો લઇશું કહે તો અથવા કીંમત પૂછી લેવાયતો ખુશ થતાં હતાં, તેમ “ ના કહી તો તેમનું મ્હો ઉતરી જતું હતું, ને મનમાં બબડતાં હતાં. આ દેખાવ નજરે જોયો છે.”

જે જે ચીજો મૂકવામાં આવી હતી, તેથી દશાલાડની વાડી ઉપર નીચે ભરપૂર જણાતી હતી. બીજી થોડી ઘણી જુની સરકારી નિશાળમાં પણ મૂકાયલી હતી. આ ચીજો દેશના કારીગરોએ

બનાવેલી હોવાથી સઘળા ગૃહસ્થો બારીકીથી જોતા હતા અને કેટલીએક ચીજો જોઇ તેને વખાણતા હતા,

પ્રદર્શનમાં જે ચીજો જોવામાં આવેલી તે મણીઆરાની દુકાનનો તમામ સામાન જેવો કે બંગડી, ચપ્પુ, કાતર, દીવા-શળીની પેટીઓ, સોય, દોરા, સ્લેટ, પેન, હોલડર વગેરે વગેરે; બૂટો, જુદી જુદી જાતનાં હુક્કા, સુરમા, મંજન, દાંત ઘસવાનાં ભુકી, જુદી જુદી જાતની દેશી દવાઓ, માથામાં ઘાલવાના સુગંધીદાર તેલ, તાંબા, પીતલ, જરમન સિલવર તથા રૂપાનાં જુદી જુદી તરેહનાં ઘાટનાં વાસણો, જેવા કે ખુમચા, લોટા, પ્યાલા, ડોલો વગેરે; માટીનાં વાસણ તથા રમકડાં, લાકડાનાં પાલણાં તથા પીતલના પાલણાં, નેતરનાં ભરત કામ, હાથીદાંતનાં કામ, હકીકની માળા, વિંટી તથા બીજી ચીજો, સુખડનું કબાટ તથા તકતાનું ઘર, પેટીઓ, લકડ કામ, જે જોવામાં આવેલું, તેમાં એલચી, લવંગ, બદામ, ખજુર, સોપારી, સીંગ, મકાઇ જે બનાવેલાં તેનો આકાર તથા રંગ જાણે તે ચીજો ખરીજ હોય એવો દેખાતો હતો, તેમ કાકડી, તુરીઆં, વેગણ વગેરે શાક પણ બનાવટી જોવામાં આવેલાં, તેનો રંગ તથા આકાર જાણે ખરાંજ શાક છે એવો જણાતો હતો. આ કારીગરી તરફ ધ્યાન ઘણાનું ખેંચાતું હતું. જુદી જુદી જાતનાં કાપડો, રેશમી તથા સુતરાઉ ઘણાં હતાં. કસબી દોપટા, પીતાંબરો, ભરતના રૂમાલ, શેત્રંજીઓ, ભરૂચની બનાવટની રજાઇઓ, જરીનાં કાપડ વગેરે ઘણો માલ થોકબંધ જણાતો હતો. તીજોરીઓ પણ વેચાતી હતી ( આયર્ન સેફ ), ખાંડનો આબેહુબ બંગલો, તેમ એક બંગલાનો અને દહેરાનો નમુનો જે જોવામાં આવેલો, તેની કારીગરી ખરી વખાણવા લાયક હતી. રેશમ અને જરીથી ભરેલો તકતો પણ જોવામાં આવ્યો હતો. રવીવર્માનાં કામો, અને આરસપહાણના મહેલથી પ્રદર્શન દીપી નીકળ્યું હતું. કેટલાએક માણસોની છબીઓ પણ હતી. મોર પીછની ચમરી પણ જોવા લાયક હતી. વળી મોતી, હીરા, માણેક વગેરેથી જડીત કામ પણ જોવામાં આવ્યાં હતાં, સોનાનાં આભૂષણો તથા મોતીની માળાઓ પણ ઝવેરી લઇને બેઠા હતા. વિલાયતી તથા દેશી ખાતર, નરઘાં તથા દેશના કેટલાએક ભાગોમાંથી આવેલા કપાસના નમુના, ઉનનો સામાન પણ જોવામાં આવ્યો

હતો. બનુસો તથા ઉનનાં મોજાંની ખરીદી સારી થઈ હતી. નિશાળના મકાનમાં લોખંડના સંચા કામ જોવામાં આવ્યાં હતાં. આ શિવાય બીજી કેટલીએક વસ્તુઓ જોવામાં આવી હતી, પણ બધું લખતાં પાર આવે નહિ. ટુંકામાં, દેખાવ ભવ્ય જણાતો હતો.

વોલંટીઅરોમાં કેટલાએક કોલેજીઅન તથા ઉપલા વર્ગમાં અભ્યાસ કરતા સ્કુલના મોટી ઉમ્મરના છોકરાઓ હોવાથી, તેમ તેમનો કેપટન એક પારસી ગૃહસ્થ આલમશાહ વકીલ, બાહોશ, ડાહ્યા અને સમજુ હોવાથી માલ સાચવવાના બંદોબસ્તમાં ખામી આવી સાંભળી નથી. જેઓનો માલ આવેલો તેઓનો ઘણોખરો ખપેલો સાંભળ્યો હતો. પોતાનો માલ લઇ આવેલા ગૃહસ્થોને માટે તથા વોલંટીઅરોને માટે ખાવા પીવાનો બંદોબસ્ત રખાયો હતો, અને તે પ્રદર્શનની પેદાશમાંથીજ અપાયો હતો.

આ પ્રદર્શનમાં સરકાર તરફથી, સુધરાઇ તરફથી કે લોકલ ફંડ તરફની, કાંઇ પણ મદદ માગી નથી, તેમ અપાઇ પણ નથી. એ તો લોકોના ઉઘરાણાથીજ ભરાયું હતું. આ બધી મહેનત કરવી; એ એકથી બનતું નથી, પણ “ સાત પાંચકી લકડી ઓર એકકો બોજ ” હોય તોજ બને છે. રાજેશ્રી મલજી વકીલને આ માન ખાસ જો કે ઘટે છે, છતાં પણ બીજા મિત્રો અને શહેરીઓની મદદથી એઓનું પ્રદર્શન ફતેહમંદ નીવડયું કહેવાયું છે.

આ પ્રસંગે મી. મલજી જેનું ખરૂ નામ અંબાશંકર ઉત્તમરામ મલજી છે, તેમને માટે બે શબ્દ જણાવવા યોગ્ય છે. આ તે વખતે ત્રીશ બત્રીશ વરસે પહોંચેલા, બ્રહ્મક્ષત્રિમાં એક આબરૂદાર કુટુંબમાં જન્મેલા જુવાન, અસલથી ચાલાક, બાહોશ, બુદ્ધિશાળી, વિવેકી, ડાહ્યા અને નશીબદાર પણ તેવાજ હોવાથી જે કામ માથે લે છે, તે ફતેહમંદીથી તેમ પોતાના આગ્રહી સ્વભાવથી પાર ઉતારે છે. સ્કુલફાઇનલ સુધીનું અંગ્રેજી છતાં અનુભવ અને ખંતથી એમનું અંગ્રેજી જ્ઞાન હાલ સારૂં કહેવાય છે. વકીલાતમાં પહેલેજ વરસે અને તે વળી ઉપલે નંબરે પાસ થઇ હાલ સારા વકીલમાં ગણાય છે અને એ વકીલના કામ સાથે એક મિળનું કામ પણ કર્યાં જાય છે. એઓ ભરૂચની ડિસ્ટ્રિકટ એસોસિયેશનના પ્રમુખ પણ છે. તેમ પ્રમુખ તરીકે કેટલાંએક

લોકોપયોગી કામ કરી સેવા બજાવી છે. એ કામોમાંનાં પાંચ-છ નીચે દર્શાવ્યાં છે.

( ૧ ) દિવાની કોર્ટનાં મકાનો ઇદગાના મેદાનમાં બંધાવવા જે માજીજડજ મી. ગ્લોસ્ટરે સરકારમાં ભલામણ કરેલી, તે રદ થઇ હાલ છે ત્યાં શહેરના મધ્ય ભાગમાં કાયમ રહ્યાં છે. ( ૨ ) દિવાની કોર્ટમાં પ્રોબેટ વગેરે કામોમાં મોટી પ્રોસેસ ફી લેવાતી બંધ થઈ છે. ( ૩ ) રેકર્ડ ઓફ રાઇટનાં પત્રકોની નકલો દિવાની દાવા માટે કબજાદાર ખાતેદારને વગર ફીએ આપવાનો હુકમ થયો છે. ( ૪ ) ખેતરોના ખુંટ નાંખવા, ગામના નકશા સુધારવા બદલ ગામ દીઠ આસરે રૂા. ૧૦૦) ની ફી લેવા સ્થાનિક અમલદારોએ યોજના કરી હતી તે રદ થઇ, ગામ લોકો પાસે કાંઇ લેવું નહિ એવો ઠરાવ થયો છે. ( ૫ ) રજીસ્ટર ખાતામાંથી તબદીલ થતી મીલકતની ચતુરશીમા સર્વે નંબરોથી મેલવવી ફરજીયાતછે, એ વિગેરે સમજ દાખલ થઇ હતી, તે દૂર કરાવી, એ કાંઇ ફરજીયાત નથી એવો સરકાર તરફથી ઠરાવ કરાવ્યો છે. ( ૬ ) જંબુસર રેલવેનું બાંધવાનું કામ ગાયકવાડ સરકાર વચ્ચે પડવાથી બંધ પડયું હતું, તે રેલવે ભરૂચથી જંબુસર સુધી બંધાવવાનું કામ શરૂ થયું છે.

આ પ્રદર્શન તા. ૩૧ મી મેએ સુધી ખુલ્લું હતું, તે દરમ્યાનમાં ભરૂચનાં ઘણાં ખરાં સ્ત્રી-પુરૂષોએ જોયું હશે એમાં શક નહિ. વળી મુંબઇ, વડોદરા, સુરત તથા અમદાવાદના ગૃહસ્થો પણ જોવામાં આવેલા જોયા હતા.

નિશાળના છોકરાઓ તથા કારીગરો અને ફેરી ફરનારાઓની પાસે ફી લેવામાં આવી નહિ હતી, તેઓને માટે ખાસ દિવસ નક્કી રાખી તેમને જોવા દીધું હતું. સીઝન ટિકેટો ૮૩૧ ખપી હતી, તેમ એક વખત જોઇ શકે એવી ટિકેટો ૫૦૩૮ ખપી હતી.

પ્રદર્શનમાં જે જે ગૃહસ્થોની મૂકાયલી વસ્તુઓમાં તેમના માલના બનાવટની યોગ્યતા ( મેરિટ ) પ્રમાણે તેમને સરટિફિકેટો આપવામાં આવ્યાં હતાં. વળી જેનાં કામ વધારે સારાં કહેવાયાં, તેમને સોનાના તથા ચાંદીના ચાંદ પણ કામની યોગ્યતા જોઇ આપવામાં આવ્યા હતા.





# પ્રકરણ ૩૭ મું.



## સને ૧૯૧૦—સંવત ૧૯૬૬ નું પ્રદર્શન.



એક સમયે અત્રેના સુધરાઇના પ્રમુખ ધી ઓનરેબલ સરદાર રાવબહાદુર મોતિલાલ ચુનિલાલ દેસાઇ તથા તેમનાં દીકરી મંગળાગૌરી; જે અત્રેની સ્ત્રી લાયબ્રેરીનાં પ્રમુખ છે, તેઓ પોતાના મકાનમાં બેસી વિચાર કરતાં હતાં, કે સ્ત્રી લાયબ્રેરી સારા પાયા ઉપર શી રીતે આવે અને તેના ભંડોળમાં શી રીતે વધારો થાય, કે જેથી એ લાયબ્રેરી હંમેશને માટે નભી શકે ?

આવા વિચાર કરતાં તેઓને એવી યોજના સુઝી આવી, કે એક સ્ત્રીઓએજ ભરેલાં અથવા બનાવેલાં ભરત કામનું પ્રદર્શન થાય, તો એ લાયબ્રેરીને આગળ ઉપર કોઇ પણ પ્રકારની તંગી આવી પડે નહિ. આ વિચારને એ મંગળાગૌરીના ધણી અને રા. બા. મોતિલાલ ચુનિલાલના જમાઇ રા, બા. ચુનિલાલ હરિલાલ સેતલવાડ, જેઓ મુંબઇમાં એક મેજીસ્ટ્રેટને મોટે હોદ્દે છે, તેમણે ટેકો આપ્યો, અને પ્રદર્શન ભરવાના કામમાં તન, મન અને ધનથી મદદ આપવા હામ ભીડી. રા. બા. ચુનિલાલને મુંબઇમાં સારૂં ઓળખાણ હોવાથી, તેમજ રા. બા. મોતિલાલનું નામ પણ ગુજરાત તથા દેશી રાજ્યોમાં મશહુર હોવાથી સસરા

જમાઇ બન્નેએ પોતાના ઓળખીતા ગૃહસ્થો સાથે એ કામ સંબંધી પત્ર વ્યવહાર ચલાવ્યો.

પ્રદર્શનમાં જોઇતી વસ્તુઓ આવી શકશે અને ફતેહમંદીથી પાર પડશે; એવી પૂર્ણ ખાત્રી થવાથી એક સ્ત્રીઓની મીટિંગ ભરી કમિટી નિમાઇ. વળી એવી એક જાહેર ખબર પ્રસિદ્ધ કરી, કે " ભરૂચમાં તા. ૧૨ મી જાનેવારીથી, તે તા. ૩૧ મી જાનેવારી સને ૧૯૧૦ સુધી સ્ત્રીઓની બનાવેલી કારીગરીનું પ્રદર્શન ભરાવવાનો નિશ્ચય થયો છે, માટે જે જે સ્ત્રીઓને પોતાનાં બનાવેલાં કામો મોકલવાની ઇચ્છા હોય, તેમણે અમુક મુદતમાં એ પ્રદર્શનનાં સેકરેટરી સૌ. તનમનગૌરી રામલાલ દેસાઇને નામે મોકલવાં. તેમજ એ બાબતમાં જે જે સુચના પૂછવા વિચાર હોય તેમણે સેકરેટરી સાથે પત્ર વ્યવહાર ચલાવવો. "

આખી પ્રદર્શન કમિટી બાનુઓનીજ બની હતી. કોઇ પણ પુરૂષનું નામ તેમાં દાખલ કીધું નહતું. કમિટી તરફથી પ્રમુખને હોદ્દે અત્રેના કલેકટર સાહેબ મી. વેલ્સનાં મડમ સાહેબ મીસીસ વેલ્સને પસંદ કર્યાં હતાં. મેમ્બરોમાં શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થોની સ્ત્રીઓ હતી.

સભાનું કામ દરરોજ ચાલવા માંડયું. સ્ત્રીઓનાં બનાવેલાં કામ ઉપરાઉપરી આવવા માંડયાં. પ્રદર્શન ભરવાને જગ્યા પણ પસંદ થઇ, તેજ જગ્યા પ્રદર્શન ભરવાને પુરતી જણાઇ. વાહિટરોડની ઉત્તર બાજુએ પાંચ ફાનસની નજીક પીરૂમીઆં કંટ્રાકટરે નાટકશાળા બાંધી છે, તેમાં આવેલો માલ ગોઠવવાનું કામ શરૂ થયું. તેમ નાટકશાળાની આસપાસની જગ્યા; દેશી અને વિલાયતી કારીગરીનો માલ જે લાવે તેમને માટે નક્કી થઇ, ત્યાં પણ દુકાનો બંધાઇ.

આવેલો માલ સાચવવાને વોલંટીઅરો નિમાયા. તેમના ખોરાક પોશાકને માટે બંદોબસ્ત થયો. મુંબઇવાળા હરિદાસ વાલજીને વોલંટીઅરોના ખોરાક માટે કંટ્રાકટ અપાયો. તા. ૧૨—૧—૧૦ સુધીમાં પ્રદર્શનમાં દરેક માલ ગોઠવાઇ ગયો. બહાર પણ વહેપારીઓના જુદી જુદી તરેહના માલ દુકાનોમાં ગોઠવાયલા, તેથી તંબુઓમાં તથા બહાર રમત ગમત ચાલતી હતી તેથી એક બજારના જેવું બની રહ્યું હતું.

આ ઉપરાંત પ્રદર્શનના સંબંધમાં એક "ફ્રેન્શીફ્રેત" પણ કરવો; એવો નિશ્ચય હોવાથી "ફ્રેન્શીફ્રેત" ના સ્ટોલો (દુકાનો) પણ તૈયાર થયા. આ સ્ટોલો પ્રદર્શનની જગ્યાથી તથા બહારની દુકાનોની જગ્યાથી કેવળ એલાઇદી જગ્યામાંજ કર્યાં હતા.

પ્રદર્શન સ્ત્રીઓનાં બનાવેલાં કામોનું હોવાથી કોઇ આબરૂદાર અને જાણીતા અંગ્રેજ ગૃહસ્થની સ્ત્રી ( લેડી ) ને હાથે પ્રદર્શન ખોલાય તો વધારે સારૂં. એવા હેતુથી મુંબઇના ગવર્નરની કાઉન્સિલના મેમ્બર સર જોન મ્યુર મેકેન્ઝી સાહેબનાં મડમ સાહેબ લેડી મ્યુર મેકેન્ઝીને એ કામ માટે પસંદ કર્યાં. તેઓને એ વિષે વિનતી કરવાથી તેઓએ એ કામ કરવાને ખુશી બતાવી.

રૂ. ૩ ) ની ૧૬ ટિકેટનું એક કુંપન, એવી સીઝન ટિકેટોની ખરીદી થવા માંડી. ઘણાં કુંપનો ખપી ગયાં. એક ટિકેટ લે તેને ફક્ત રૂ. ૦—૪—૦ ચાર આના આપી આ પ્રદર્શન તથા ફ્રેન્શી ફ્રેત જોવાનો લાભ મળતો, તેથી તેવી ટિકેટો પણ ખપવા માંડી. વળી પ્રદર્શન ખોલવાને દિવસે જે મીટિંગ થવાની તેમાં હાજર રહી ભાષણો સાંભળવાની જેની ઇચ્છા હોય, તેમને માટે પણ રૂ. ૧) ની ટિકેટ જોવામાં આવી. તેમ સંભાવિત ગૃહસ્થોને પાસો પણ મળેલી જોવામાં આવી હતી. ટિકેટો તથા પાસો અત્રેના કલેકટર સાહેબનાં મડમ સાહેબ મીસીસ વેલ્સની સહીની હતી.

તા. ૧૨ જાનેવારી સને ૧૯૧૦—સંવત ૧૯૬૬ ના પોશ શુદ ૧ ને બુધવારને રોજ આ પ્રદર્શનને ખોલવાનું તે દિવસે લેડી મેકેન્ઝી પોતે ભરૂચમાં પધાર્યાં હતાં.

એ દિવસે સાંજે પ્રદર્શનમાં જેઓને ખોલવાની ક્રિયા જોવાને આમંત્રણ કર્યાં હતાં, તેઓ ઉત્સાહમાં સારાં સારાં કપડાં પહેરી સ્ત્રી–પુરૂષો વાહિટરોડ તરફ જતાં જણાતાં હતાં. કોઇ પગે ચાલીને, તેમ કોઇ ગાડીમાં બેસીને જતાં હતાં. પ્રદર્શનના દરવાજા આગળ ગાડીઓ ઘણી માલમ પડતી હતી. વળી પગે ચાલીને આવેલા ગૃહસ્થો પણ ઘણા દરવાજામાં પેસતા જણાતા હતા.

સભા પૂરેપૂરી ભરાઇ એટલે રા. બા. મોતિલાલે એ પ્રદર્શન સંબંધી કેટલુંએક વિવેચન કર્યું. ત્યાર બાદ લેડી વેલ્સે

કેટલુંએક ભાષણ કર્યું, ને લેડી મેકેન્ઝી પ્રમુખસ્થાને બિરાજે એવી દરખાસ્ત કરી. આ દરખાસ્તને મંગળાગૌરી તરફથી ટેકો મળવાથી લેડી મેકેન્ઝીએ પ્રમુખસ્થાન લીધું. પોતે કેટલુંએક ભાષણ કરી બોલ્યાં, " I declare the Exhibition open " ત્યાર બાદ સભાસદો પ્રદર્શન જોવા ઉઠયાં.

તા. ૧૩ મીને દિવસે સાંજના ચાર વાગ્યાને સુમારે વોલંટીઅરો, જેઓ ઘણાખરા હાઇસ્કુલના ઉપલા વર્ગના વિદ્યાર્થીઓ હતા, તેઓ પોતાનો પ્રદર્શન તરફથી મળેલો પોશાક સજી સોનેરી મહેલને રસ્તે જતા જણાતા. પાંચ, છ, સાત, આઠ જણા સાથે જતા જણાતા, તેથી જાણે લિલિ પુશિયન પલટણ જતી હોય એવું જણાતું હતું. તેઓ પ્રદર્શનમાં જઇ, તેમના કેપટનોએ તેમને માટે નિમેલી જગ્યાએ જઇ ઉભા રહ્યા.

પાંચેક વાગે તો સ્ત્રી–પુરૂષોનાં ટોળેટોળાં પ્રદર્શનના દરવાજા આગળ ઉભેલાં જોવામાં આવ્યાં. કેટલાએક કુપનો ખરીદ કરતા, તથા કેટલાએક એકેકી ટિકેટ ખરીદ કરતા જણાતા હતા. સ્ટેશન ઉપર ટિકેટ ખરીદ કરવાની જગ્યાએ જેવી ભીડ થાય છે, તેવીજ ભીડ આ જગ્યાએ પણ થઇ રહી હતી. વળી મંદિરમાં દર્શન કરવાને બારણાં ખોલતાં જેવી ધક્કાધક્કી થાય છે, તેવીજ રીતે ટિકેટ ખરીદી કે દરવાજામાં પેસવાને ધક્કાક્કી લોકોના જોવામાં આવતી હતી.

દરવાજામાં પેઠા કે એક વિશાળ ખુલ્લી જગ્યામાં આસરે ૨૫ દુકાનો જોવામાં આવી હતી. એ દુકાનોમાં દેશી અને વિલાયતી ચીજો વેચાતી હતી. જુદી જુદી જાતના તરેહવાર રંગનાં કાપડો, સુતરાઉ તેમજ રેશમી જોવામાં આવ્યાં હતાં. સાંચા કામ જેવાં કે " આયર્ન સેફ ", દરજીઓના સંચા તથા ખેતીનાં ઓજારો જોવા લાયક હતાં. સને ૧૮૬૮ ના પ્રદર્શન વખતે આવાં કામ નવાઇ જેવાં હતાં, તેથી લોકોનું ધ્યાન તે વખતે એ તરફ વધારે ખેંચાતું હતું, અને નિહાળી નિહાળીને જોતા હતા, હવે તો ઘેરે ઘેર અને દુકાને દુકાને આવા સાંચાઓની નવાઇ નહિ, તેથી શું શું છે, એ તરફ નજર કરી બીજી દુકાન પ્રજા જોતી હતી. શેત્રંજીઓ નહાની મોટી ખરીદ કરવાલાયક હતી. મુંબઇની એક કંપનીની દુકાન અત્રે આવી હતી, તેમાં દરેક જાતનાં ચામડાંના

જોડા તથા લેધરબેગ જોવામાં આવ્યાં હતાં. પાસા રમનારની રમત એટલે જુગાર રમનારની દુકાન હતી. શીનેમેટોગ્રાફ પણ જોવામાં આવ્યો હતો. તાર ઉપર એક હીંચકો બાંધેલો, કે જેને “ એરિઅલ ફ્લાઇટ ” કહેતા હતા, તે જોવાની રમુજ હતી. એક આનો આપી ઘણા લોકો બેસતા હતા. ટોપીઓની પણ એક દુકાન તથા ચીનાઇ વાસણની પણ એક દુકાન હતી. એક ફીરંગી લેડીએ નશીબ અજમાવવાની દુકાન કાઢી હતી, તેમાં લોકો રૂા. ૦–૪–૦ આપી પોતાનું નશીબ અજમાવતા હતા. મુંબઇ સરકાર તરફથી એગ્રિકલચરલ ખાતાના ડિરેકટર સાહેબે એક અત્રેના રહેનાર મી. ત્ર્યંબકલાલ નવનિતલાલ ઝવેરી, જે એ સાહેબના ખાતામાં નોકર છે, તેમને જુદી જુદી જાતના કપાસ, બી, દરેક જાતના રેશમના કીડા, દરેક જાતનું અનાજ, શાક ભાજી ના નમુના, તથા પશ્ચિમ તરફના દરેક જાતના ખેતીને લગતા સાંચાઓ લઇ મોકલ્યા હતા. તેઓ પોતાના સ્ટોલ (દુકાન) માં દરેક જોનારને ઘણી ખુશી સાથે બતાવતા હતા. એ ગૃહસ્થે ખેતીવાડી સંબંધી ભાષણો પણ કર્યાં હતાં. અત્તર તથા જુદી જુદી જાતનાં માથામાં ઘાલવાનાં તેલો પણ જોવામાં આવ્યાં હતાં. એક ભાવનગરી લાકડાનાં જુદી જુદી જાતનાં દેશી રમકડાંઓ વે-ચતો હતો, તે પણ જોવા લાયક હતાં. લાકડાની બનાવેલી કેરી, એલચી, લવેંગ, ખારેક, વેગણ, વીગેરે ચીજો લોકોને ખાસ કરી દેખાડતો હતો, તેને ઘટતો રંગ આપવાથી જાણે ખરીજ કેરી વગેરે હોય એવાં એ રમકડાં દેખાતાં હતાં. એક મેવાની પણ દુકાન જોવામાં આવી હતી. એ સિવાય બીજી દુકાનો પણ હતી. એક મુગાં છોકરાંને ભણાવનાર માસ્તર એક દુકાનમાં બેઠેલો, તે એવાંઓને બોલાવતો, તેથી એવાં છોકરાંને કોઇ પઇ–પૈસો પણ આપતું હતું.

એક “ બેન્ડસ્ટેન્ડ ” બનાવેલું હતું. ત્યાં સુરતવાળા પ્રખ્યાત રજાકનું વાજું વાગતું હતું. છેલ્લા ચાર દહાડા બે વાજાં હતાં, તેમાં બીજું વાજું અત્રેના દાદાભાઈ વાળું હતું. આ બન્નેની હરીફાઇમાં દાદાભાઇને શાલ જોટો અપાયો હતો. રજાક-ને વિંટી મળી હતી. આ “ બેન્ડસ્ટેન્ડ ” ની આસપાસ ખુર-શીઓ ગોઠવી હતી, તે ઉપર જોનારા આરામ લેતા જણાતા હતા.

ઇલેકટ્રીક લાઇટ પણ જોવામાં આવી હતી. આ મુજબનો બહાર નો દેખાવ જોવામાં આવ્યો હતો.

હવે "થીએટર" નાટકશાળામાં પ્રદર્શનની વસ્તુઓ ગોઠવવામાં આવી હતી, તે નીચે પ્રમાણે જોવામાં આવી હતી.

ઉપર જ્યાં સ્ત્રીવર્ગને બેસવાની જગ્યા છે, ત્યાં તથા આઠ આનાવાળા નાટક જોવા બેસે છે, ત્યાં કેટલીએક ઉનથી તેમજ રેશમથી ભરેલી અને હાથથી ચિત્રેલી જેને "ઓઇલ પેન્ટિગ વર્ક" કહે છે, તેવી છબીઓ જોવામાં આવી હતી.

નીચેની બાજુએ જ્યાં ચાર આનાવાળા લોકો જોવા બેસે છે, ત્યાં સુતરાઉ ભાત ભાતના ગુંથેલા રૂમાલો તથા "નેકટાઇઓ" શેસો અને ખોટાં મોતીનાં તોરણો જોવામાં આવ્યાં હતાં. બાર આનાવાળા જોનારા બેસે છે, ત્યાં વડોદરાની કન્યાશાળાનો સામાન ગોઠવેલો હતો. એ સામાનમાં કેટલાંએક ઝભલાં, લુગડાં પર મુકવાની કોરો તથા ખોટાં મોતીનાં તોરણો તથા રૂમાલો રેશમી તથા સુતરાઉ હતા. રૂપીઆવાળાની જગ્યાએ ભાત ભાત ના મુરબ્બા, સેવ, પાપડ, કરકડવડી, પીવાની કેળની બીડીઓ તથા સ્ત્રીઓની લખેલી ચોપડીઓ અને હાથનાં વણેલાં થાનો, ગલપટાઓ, રૂમાલો તથા સ્ટોકિંગ્સ મોજાં જોવામાં આવતાં હતાં.

સ્ટેજ ઉપર એટલે જ્યાં નાટકવાળા નાટક ભજવી દેખાડે છે, ત્યાં ખોટાં મોતીનાં રમકડાં; જેવાં કે પાલણું, ટોપલીઓ, તોરણો વગેરે હતાં. માળા તથા શાલો, બારીએ નાંખવાનાં મોતીના ચકો તથા ચિત્રવાળાં ખોળીઆં, તેમજ ટેબલ કલોથ તથા ગલીચાઓ, કસબી ટોપીઓ, રેશમી તથા સુતરાઉ રેશમથી ભરેલાં કપડાં, ઝીક, ચળકનો સામાન હતો. આ પહેલા બ્લોક ( ભાગ ) માં જોવામાં આવ્યું હતું.

બીજા ભાગમાં રેશમી રૂમાલો, પાટલુન ઉપર બાંધવાની શેસો, નેકટાઇ, તથા બીજાં રેશમી તથા સુતરાઉ લુગડાં હતાં. આ ભાગમાં ખરી કારીગરી જોવા જેવી એ હતી, કે એક વડોદરા ની બાઇએ ઇન્ગ્લાંડનો ખરેખરો નકશો હાથથી કાઢેલો હતો. એ નકશામાં શહેરો, પર્વતો, નદીઓ વગેરે દરેક જગ્યા, જે એ દેશના છાપેલા નકશામાં માલમ પડે છે તે બતાવેલી હતી.

ત્રીજા ભાગમાં ગાડીઓમાં મુકવાના રેશમ, ઉન અને ઝીક-થી ભરેલા તકીઆઓ, ચકો, રૂમાલો તથા રેશમી તથા સુતરાઉ લુગડાં હતાં, તેમાં એક લાકડા ઉપર લુગડું જડી રેશમથી વેલો પાડી બનાવેલો ચક હતો, તે ઉપર રા. બા. મોતિલાલ ચુનિલાલ-ની દીકરી મંગળાગૌરીનું નામ વાંચ્યું હતું. તે સિવાય મોહિની ની રેશમથી ભરેલી છબી તથા કેટલીએક લુગડાં પહેરાવેલી છબીઓ જોવામાં આવી હતી.

ચોથા ભાગમાં લુગડે દેવાની કોરો, ઉન તથા રેશમથી ભરેલા જોડાઓ તથા કાગળ ઉપર ચિત્ર કામ કાઢી તેને રેશમથી ભર્યું હતું. ખોળીઆં, ટેબલકલોથો, તથા એક ખાસ જોવાલાયક રેશમથી ભરેલી લક્ષ્મી અથવા સરસ્વતીની છબી, તેમજ બીજી કેટલીએક લુગડાં પહેરાવેલી છબીઓ હતી. તેમજ રાજાની, રાણીની તથા તેમના પુત્રની લુગડાં પહેરાવેલી છબીઓ હતી. એ છબીઓમાં થોડું ઘણું ઝીક ચળકનું કામ પણ જોવામાં આવતું હતું. એ છબીઓ સ્ટેજના ઘણું કરી દરેક ભાગમાં જોવામાં આ-વતી હતી. એ છબીઓમાં એડવર્ડરાજા તથા એલેઝાન્ડરા રાણીની જે મોટી છબીઓ હતી, તે ખરી જોવાજોગ તથા ચિત્તાકર્ષણ કરે એવું નમુનાનું કામ હતું. વળી વિશેષ આકર્ષણ કરે એવું તો એક ઝીક ચળક તથા રેશમનું બનાવેલું ઝાડ જેના ઉપર પક્ષી-ઓ બેઠેલાં હતાં, તે તથા ગોંડલની રાજકન્યાના હાથનાં બનાવેલાં પત્થરનાં કે માટીનાં બનાવેલાં બે પુતળાં હતાં. એ પુતળાંમાં એક સ્ત્રીનું તથા એક પુરૂષનું હોય એમ જણાતું હતું. જે સ્ત્રી નું પુતળું હતું, તે તજવીજ કરવાથી જણાયું, કે એ બાવલું ગોંડલનાં રાણી નંદકુંવરબાનું હતું. આ બાઇ ઘણાં વિદ્વાન હોવા-થી રાજકોટમાં ભરાઇલી ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદની સ્વા-ગત કમિટીનાં પ્રમુખ હતાં.

## ફેન્શીફેત.

બેન્ડસ્ટેન્ડની પાસે એક દરવાજો કરેલો હતો, તે દરવાજા-ના અંદરના ભાગમાં ફેન્શીફેતના સ્ટોલો ( દુકાનો ) હતા. દર-વાજામાં પેસતાં ઘરડાઓને તો જુની આંખે નવા તમાશા જેવું

લાગ્યું. કોઇ દિવસ આવો ભપકાદાર અને દબદબાવાળો દેખાવ નજરે પડેલો નહિ, તેથી તેવાઓને તો આશ્ચર્ય સાથે અતિ આનંદ ઉપજ્યો. ઉંચ વર્ણના હિંદુ, પારસી, મુસલમાન તથા ક્રિશ્ચિયનોની કોઇ જુવાન, કોઇ આધેડ ઉમ્મરે તથા કોઇ વૃદ્ધાવસ્થાએ પહોંચેલી સ્ત્રીઓ પોતાની જાતના શોભતા પોશાકમાં જોઇ ઘણાખરાને તો અકબર બાદશાહના વખતમાં ભરાતો "મિના બજાર" નો સાંભળેલો દેખાવ યાદ આવ્યો. હિંદુ સ્ત્રીઓમાં ખાસ કરીને સરદાર રા. બા. મોતિલાલના ઘરની સ્ત્રીઓ હતી અને તે વખતના ડિ. ડેપ્યુટી મી. દેસાઇનાં સ્ત્રી હતાં. પારસી સ્ત્રીઓમાં જહાંગીરજી દલાલ, બરજોરજી ડોકટર, મુંબઇવાળા વાછા, ગાંધી, ડમોરીઆ તથા મોદી કુટુંબની સ્ત્રીઓ હતી. મુસલમાન સ્ત્રી એકજ જોવામાં આવેલી, તે અત્રેના તે વખતના જડજ સાહેબ તૈયબજીનાં બાનું હતાં. ક્રિશ્ચયનોમાં મે. કલેકટર સાહેબની, મે. આસિસ્ટન્ટ કલેકટર સાહેબની, સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબની, તથા મીકેનીકલ એન્જીનીઅર સાહેબની મડમો હતી. તેમ એક દેશી ખ્રિસ્તિ સારાબાઇ નામની નિશાળની મહેતી હતી. બે આઠ દશ વરસની તથા એક બારેક વરસની કુમારીકાઓ તેમને શોભતા પોશાકમાં જોનારાઓને ગુલાબનાં પુલો આપતી હતી. પુલ લઇ કોઇ આનો–બે આના આપતું હતું, તે લઇ તેઓ ખુશી થતી હતી.

આ સ્ટોલો રાત્રિને વખતે ખરા શોભી રહેતા હતા. ગેસની રોશનીથી સ્ટોલોમાં બેઠેલી સ્ત્રીઓએ તેઓના ઉમદા પોશાકથી તેમજ તેઓના દેખાવડા વદનથી અને જે વેચવાનો માલ સ્ટોલોમાં ગોઠવેલો, તેથી સ્ટોલો દીપાવી મૂકયા હતા. આ સ્ટોલોમાં જે માલ જોવામાં આવ્યો, તે—કોઇમાં રેશમી, સુતરાઉ કાપડ, કોઇમાં ભાતભાતનાં રમકડાં, કોઇમાં "સીંગર"ના શિવવવાનાં સાંચા, કોઇમાં જરમન સિલવર અગર ચાંદીનાં વાસણો જેવાં કે ચમચા, લોટા, લોટી, પ્યાલાં, દાબડીઓ, રકાબીઓ વગેરે જુદી જુદી જાતનો માલ હતો. કોઇમાં સોના રૂપાનાં ઘરેણાં જેવાં કે બંગડીઓ, અછોડાઓ, વિંટીઓ (સાદી તથા જડીત), ધુપદાનીઓ, ગુલાબદાની, ચાંદીનાં દેવ સેવામાં વપરાય એવાં વાસણો પણ જોવામાં આવ્યાં હતાં. એક સ્ટોલમાં વિશ્રાંતિ (રીફ્રેશમેન્ટ) માટે ચહા પણ રાખવામાં આવી હતી. ત્યાં લોકો

બે આના, ચાર આના, આઠ આના આપી ચહા પીતા હતા. એ સ્ટોલમાં ચાહ સિવાય બીજો સામન પણ જોવામાં આવ્યો હતો. ફ્રેન્શીફ્રિતનો દેખાવ રળિયામણો લાગતો હતો, તેથી તે બાજુ તરફ લોકોનું જોવાને વલણ ઘણું થતું હતું.

આ પ્રદર્શનના પ્રવર્તક સરદાર રા. બા. મોતિલાલની ટુંકામાં હકીકત નીચે પ્રમાણે છેઃ—

સરદાર રા. બા. મોતિલાલ, સ્વર્ગવાસી ચુનિલાલના એકના એકજ પુત્ર છે. એઓ ખેડાની અંગ્રેજી સ્કુલમાંજ ભણેલા, પણ નોકરીમાં દાખલ થયા પછી એઓએ ગુજરાતી, અંગ્રેજી પુસ્તકો તથા વર્તમાન પત્રો વાંચી પોતાનો અભ્યાસ એટલો વધાર્યો કે તેઓ બાપના જેવા ( Selftaughtman ) સેલ્ફટોટમેન કહેવાયા. પોતાના આવી રીતે મેળવેલા જ્ઞાનથી લોઅર, હાઅરની જે હાલ પરીક્ષા કહેવાય છે, તેમાં પાસ થઇ મામલતદારી મેળવી અને પાછળથી બાપની બરાબરનો ડેપ્યુટી કલેકટરનો હોદ્દો ભોગવી પેનશનપર આવ્યા. પેનશનપર આવ્યા પછી એઓ ઘણા વરસ સુધરાઇમાં ચેરમેન રહ્યા. બાપના ગુજર્યા પછી બાપની ગાદીએ સુધરાઇમાં બેઠા, એટલે સુધરાઇનું પ્રમુખસ્થાન ભોગવ્યું. એ દરમ્યાન એઓ બાર તેર જુદા જુદા ખાતાઓનાં કામો કરતા હતા.

બુદ્ધિશાળી, આગ્રહી, ખંતીલા, ચાલાક અને હિમ્મતવાન હોવા સાથે તેમનામાં અંગ્રેજીનું સારૂં જ્ઞાન જોવામાં આવે છે, તેથી હાલ પણ કેટલાંએક ખાતાંનાં કામ ત્વરાએ કર્યાં જાય છે. વક્તા તરીકે ભરૂચમાં સારા ગણાય છે. આથી ઘણીખરી મીટિંગોમાં એમને પ્રમુખસ્થાન અપાય છે. શહેરના આગેવાન ગૃહસ્થોમાં એ પણ ગણાય છે. માબાપની આમન્યા પાળવાનો જે શાસ્ત્રમાં કહેલો ગુણ તે એમનામાં જોયો. આ એક હાલની ઉછરતી પ્રજાને દાખલો લેવા લાયક છે. સિંહનો બચ્ચો સિંહજ નિવડે, એ કહેવત એમણે પોતાની બાબતમાં ખરી પાડી છે.





# પ્રકરણ ૩૮ મું.



## બેંકો, જોઇંટ સ્ટોક કંપનીઓ.



ભરૂચમાં નાણાં ધીરવા તથા જમા રાખવા બેંકો છે. મુંબઇ બેંકની ભરૂચ શાખા—એ બેંકમાં સેંકડે ૩॥ સાડા ત્રણ ટકા લેખે સાધારણ રીતે વ્યાજ આપે છે. નાણાં ધીરવાની બાબતમાં આશામીની સ્થિતિ જોઇ વ્યાજ લેવામાં આવે છે. એ બેંક સને ૧૮૬૪ માં અત્રે આવી. એ બેંકને સને ૧૮૭૦ ના સાલથી સરકાર સાથે સંબંધ છે, તેથી ભરૂચ શહેર, પરગણાનું તેમજ આખા જીલ્લાનું અંગ્રેજ સરકારનું મહેસુલ વસુલ એ બેંકમાં ભરવામાં આવે છે અને સરકાર તરફનો ખરચ પણ ત્યાંથી ઉપડે છે. ઘણાખરા સરકારી નોકરો તથા બીજા ગૃહસ્થો એ બેંકમાં નાણાં મૂકે છે. પહેલાં આ બેંક ૪ ટકા વ્યાજ આપતી હતી.

પહેલાં ગવર્નમેન્ટ સેવિંગ બેંક હતી, તેમાં સેંકડે પોણા ચાર ટકા વ્યાજ આપતા હતા. સરકારી નોકરો તથા બીજા ઘણાં ગૃહસ્થો એ બેંકમાં નાણાં મૂકતા હતા. એ બેંક હવે બંધ થઇ, પોસ્ટ ઓફિસ સેવિંગ બેંક સરકાર તરફથી કાઢવામાં આવી છે. તે ૩ ત્રણ ટકા સેંકડે વ્યાજ આપે છે. વધારે સલામતી સમજી લોકો વધારે વ્યાજની આશા નહિ રાખતાં, એ બેંકમાં ઘણા પોતાનાં નાણાં મૂકવા જાય છે, એક માણસના ખાતામાં એક વરસમાં રૂ. ૫૦૦) કરતાં વધારે નાણાં જમે કરતા નથી. એ બેંકને પણ મુંબઇ બેંક સાથે સંબંધ છે. કોઇનાં નાણાં

જમે આવ્યાં કે તરત બેંકમાં મોકલે છે, ને ખપ પડે ત્યારે મંગાવે છે. પહેલાં આ બેંકમાં વરસમાં રૂા. ૨૦૦) થી વધારે જમા કરતા નહિ.

સરકાર તરફથી પ્રોમિસરી લોન પણ નીકળી છે. તેનું વ્યાજ છ–છ મહિને સેંકડે ૩॥ સાડા ત્રણ ટકા પ્રમાણે સરકારમાંથી મળે છે. લોનનો હિસાબ ટ્રેઝરરી અમલદારની કચેરીમાં રહે છે. એ લોન બીજાને વેચી શકાય છે. એનાં નાણાં સરકાર આપે નહિ, ફક્ત વ્યાજ આપે છે. અમુક મુદતે એનાં નાણાં લેવાને સરકાર તરફથી ખબર મળે છે. જમે લેવાં હોય તે લે પણ છે. આ લોનમાં પણ સલામતી ઘણી છે. એ લોનનું વ્યાજ પહેલાં ૪ ટકા હતું.

કો–ઓપરેટિવ ક્રેડિટ સોસાયટી—આ બેંક અથવા સોસાઇટી નાણાં રાખે છે, ને ધીરે છે. જમા રાખતી વખતે ૩ થી ૫ ટકા વ્યાજ આપે છે. ધીરવાનું માણસની સ્થિતિ જોઇને છે, અને વ્યાજ પણ સ્થિતિ જોઇ લે છે. એવી બેંકો સરકાર તરફથી ખેડુતોના સુખને માટે ઘણી જગ્યાએ, તેમાં વિશેષે કરી ગામડાઓમાં અમુક જગ્યાએ કાઢવામાં આવી છે. આખા ગુજરાત ખાતે ધી ઓ. સરદાર રા. બા. મોતિલાલનું ઉપરીપણું છે. તેઓ હોંશથી કામ કર્યા જાય છે.

ઇ. સ્પીશી બેંક—એ બેંકની એક શાખા ભરૂચમાં પાંચેક વરસ થયાં નીકળી છે. તેને સરકાર સાથે સંબંધ નથી. શાહુકારી પેઢી છે. વહેપારીઓને નાણાં વિશેષે કરી ધીરે છે. વ્યાજ તેમના ધંધા અને સ્થિતિ ઉપર નજર રાખી લેવાય છે. લોકોનાં નાણાં પણ જમા રાખે છે. પ્રસંગોપાત ૩ થી ૫ ટકા સુધી વ્યાજ આપતી હતી. બેંકનું કામ ધમધોકાર ચાલતું હતું. જુનાબજાર સને ૧૯૧૩ ના નવેમ્બરની તા. ૨૯ મીથી એ બેંક તુટી છે.

મિળ તથા જીનવાળા પણ ફસલમાં લોકોનાં નાણાં જમા રાખે છે. તેઓ છ થી સાડા સાત ટકા વ્યાજ આપે છે. એવા વહેપારીઓ જેઠ શુદ ૨ સુધી નાણાં રાખી વ્યાજ સાથે નાણાં મુકનારને ત્યાં એ મિતી પછી આપવા જાય છે. માગશર શુદ ૨ થી જેઠ શુદ ૨ સુધીનું છ માસનું વ્યાજ એ પ્રમાણે આપે છે.

બેંકો સિવાય બીજી સરાફોની પેઢીઓ છે. તેમજ બીજા પુટકળ ઘરગથાઉ વ્યાજે ધીરનારા પણ ઘણા છે. તેઓને ત્યાં કોઇ નાણું લેવા જાય તો શાહુકારી વ્યાજ બાર આના કહેવાય છે તે લે, અગર તેની સારી સ્થિતિ હોય તો તેની પાસે આઠ દશ આના પણ લે છે, તેમ નબળી સ્થિતિવાળા પાસે ટકો, દોઢ ટકો, બે ટકા પણ લે છે. જનસો ઉપર ધીરધાર હાલ ઘણી ચાલે છે. જનસ હોય તો ચાર આનાથી આઠ આના સુધી વધારેમાં વધારે આપવું પડે છે.

સરાફી પેઢીમાં હાજીખાંના બજારમાં હાલ ભક્તિદાસ ભગવાનદાસની, તુમડીવાળાઓની અને દેસાઇ દાદાભાઇની છે. કતોપોરી બજારમાં અમરતલાલ તલસિદાસ સરાફ કહેવાય છે. તેમ એ બજારમાં નાણાવટીઓ પોતાની કોથલીઓ લઇને પણ બેસે છે.

ચકલામાં બે-ત્રણ પેઢીઓ શાહુકારી છે, તેમાં જંબુસર વાળા અમરતલાલ મોહનલાલની પેઢી જુના વખતની છે.

હાજીખાંના બજારમાં ઘણા જુના વખતની પેઢીઓ જમીએતરામ નાગરાની, ધીરજરામ માધવરામની હતી, શુકલવાળાની તથા દાદાભાઇ પારેખની, ગુબાબ નરોતમની, અમરતલાલ જમનાદાસ તથા મોતિ તલસિની સરાફી દુકાનો હતી, તે બંધ થઇ છે. તેમ દામોદર કલજુગની પણ બંધ થઇ છે.

આ સઘળા સરાફો નાણાં જમે રાખતા અને ધીરતા પણ હતા. જમે રાખે ત્યારે વ્યાજ પાંચથી છ આના આપતા હતા. હવે ફસલમાં આઠ આના સુધી અને ફસલ બાદ ચાર આના આપે છે. હુંડી પત્રીઓ પણ તેઓ આપે છે, તેમજ સ્વીકારે છે.

પ્રાચીન કાળમાં જ્યારે આ શહેરમાં વહેપાર ધમધોકાર ચાલતો હતો, ત્યારે શરાફની પેઢીઓ કેટલી હશે, તેમ કેટલા લક્ષાધિપતિ તથા કરોડાધિપતિ હશે, તે કહી શકાતું નથી. તે વખતે એવા ધનાઢયો હશેજ એમાં શક લેવાનું કારણ કાંઇ નથી. ક્ષત્રિ, ખેડાવાળ, પારસી અને કેટલાએક વાણીઆ સદ્ધર ગણાય છે, એટલે પૈસાદાર ગણાય છે.

---

## જોઈન્ટસ્ટૉક કંપની.

સને ૧૮૯૫ માં આવી કંપનીઓ નીકળવા માંડી, તે સને ૧૯૦૦ સુધીમાં એવી સાત હતી. બધીઓ ભાંગી પડી છે. ફકત બે કંપનીઓ મ્યુચ્યુઅલ અને હેલ્પિંગ, જે ડાહ્યાભાઇ દલપતભાઇ દલાલની કહેવાય છે, તે ટકી રહી છે. તેમ એક મહાલક્ષ્મી માતા સામું છે, તે હવે ભોંય સુંઘે છે. આવી કંપનીઓમાં પહેલાં મરનારના વારસોને સારો લાભ મળવા લાગેલો, તેથી એવી કંપનીઓમાં લોકો ખુશીથી દાખલ થતા. હવે કાંઇ તેવો ફાયદો જોતા નથી, તેથી એ તરફનું લોકોનું વલણ ઓછું થયું છે. એવી કંપની ઉપર સબરજીસ્ટ્રારનું ઉપરીપણું સરકાર તરફથી રાખ્યું છે.





# પ્રકરણ ૩૯ મું.



## ચલણી નાણું ( શિક્કા ).



પહેલાં ભૃગુઋષિ મહારાજના વખતમાં ચાલતા શિક્કાનું ચલણ હોવું જોઇએ, કારણ તે વખતનો એક શિકકો યજ્ઞના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે જેઠાભાઇ વકીલને ત્યાં છે. તે પછી બીજા રાજાઓના વખતમાં તેમના શિક્કાનું ચલણ હશે, પણ જાણવામાં નથી, છતાં ઇ. સ. પૂર્વે ૧૧૦ માં મિનેન્ડર અને ઇ. સ. પૂર્વે ૧૦૦ માં એપોલોડોટસ નામના ભરૂચમાં રાજા થઇ ગયા, તેમના શિક્કાનું ચલણ ભરૂચમાં હતું, એવું પેરિપ્લસ નો લખનાર કહે છે, તેમ સ્ટ્રેબો પણ પોતાના પુસ્તકમાં જણાવે છે. એ પછી ઇ. સ. ૧૫૦ માં “ શાહ ” તથા ગુપ્તવંશના રાજા થઇ ગયા, તેમના શિક્કા પણ ચાલતા હતા. વળી જે જે હિંદુ તથા મુસલમાન રાજાઓ થઇ ગયા, તેમના શિક્કાઓ પડેલા તેનું ચલણ હોયજ એમાં નવાઇ નહિ. અકબર બાદશાહના વખતના કલમાના રૂપીઆ હાલ પણ કેટલાંએક ઘરમાં છેજ. તેમ મહુમદશાહનો શિકકો આજ સુધી મારા ઘરમાં હતો. પેશવાના શિક્કા નજરે જોયા છે, તે ઉપર છત્રપતિ શાહુ, બાલાજી બાજીરાવ દિવાન શાકે ૧૬૬૬; એવું લખાણ હતું. પહેલાં ભરૂચી રૂપીઆ અમદાવાદમાં ટંકશાળ હોવાથી ત્યાં પાડતા હતા. સને ૧૭૪૮ માં દિલ્હીના બાદશાહ અહમદશાહની પરવાનગીથી ભરૂચમાં ભરૂચી રૂપીઆ પાડવાની ટંકશાળ નીકળી, તે વખતથી તે ભરૂચમાં નવાબનું રાજ્ય રહ્યું, ત્યાં સુધીમાં ભરૂચના નવાબોએ એ રૂપીઆના શિક્કા પાડયા હતા. સને ૧૮૫૦ માં ભરૂચી શિક્કાના

રૂા. ૩૧૫૦૦૦૦ ) વાપરમાં હતા, તેમાં રૂા. ૧૪૦૦૦૦૦ ) ભરૂચ ના નવાબોએ ભરૂચની ટંકશાળમાં પડાવ્યા હતા. ( ગે. ગુ. ભરૂચ વો. ૨, ભાગ ૨, પાનું ૪૪૬ ).

એ બધા રાજાઓના શિક્કાઓનું ચલણ હોવુંજ જોઇએ. સને ૧૮૮૩–૮૪ માં જમશેદબાગ પાસેની એક પારસી અગીઆરીમાં ટાંકુ ખોદતાં ઇજીપ્તના સોનાના શિક્કા તથા ઇ. સ. ૧૧૦૦, ૧૨૦૦, ૧૩૦૦ સુધીમાં વપરાતા શિક્કાઓ નિકળ્યા હતા, તો એ શિક્કાઓ પણ અત્રે ચાલતા હશેજ.

હાલમાં મારા જેવાના જોવામાં, ભરૂચી, ભરૂચીસક્કાઇ, બદલો ભરૂચી, સુરતી, બાબાશાહી, ખંભાતી, ધુપશાહી, પોળીચું અથવા કલદાર કંપની, પોરટુગીઝ, શિક્કાનું ચલણ ચાલતું આવ્યું હતું.

સક્કાઈ, ભરૂચી તથા ભરૂચીનો પોળીઆં બદલ પૈસો, બે પૈસા વટાવ આપવો પડતો હતો. વખતે સરભર એટલે વટાવ વના આપ–લે થતી હતી. ભરૂચી બદલાના રૂપીઆ છુટક ચાલતા નહોતા; કારણ એ રૂપીઆ બીલકુલ ઘસાઇ ગએલા હતા, છતાં શાહુકારો યા સરાફો ૧૦૦, ૨૦૦. એકઠા કરી કોથળીમાં ઘાલી સીલ કરી, સેંકડે ટકાથી ચાર, પાંચ ટકા સુધી પોળીઆંને બદલે વટાવ આપી આપ–લે કરતા હતા. સુરતીનો વટાવ એક આનો બેસતો હતો. બાબાશાહીનો વટાવ બે આના પહેલાં હતો, તે એકદમ પાછળથી વધી ગયો હતો. શીહાશાહી, ધુપશાહીના ત્રણથી સાડા ત્રણ આના વટાવ બેસતો હતો. પોરટુગીઝ સરભર ચાલતો હતો. હાલ ગંગાધરના પોળીઆં જેવા શિક્કા પણ ચાલે છે.

સોનાના શિક્કામાં બાદશાહી મહોર, જેની રૂા. ૨૨ કિંમત થતી હતી, તે તથા પછીથી અંગ્રેજ સરકારની ગીનીઓ (ગેણી) જેની કિમ્મત રૂા. ૧૬ થતી હતી તે જોઇ છે.

હવે રૂા. ૧૫ ) ની કિમ્મતના સોવરન જોવામાં આવે છે. પહેલાં ચીપાનું સોનું ઉંચું ગણાતું, હવે ૧૦૦ ટચની પાટ ઉંચું સોનું ગણાય છે. ચીપાં હવે નજરે જોવામાં આવતાં નથી; ગેણીઓ વખતે નજરે પડે છે પણ તે એવીજ.

પહેલાં બદામોનું ચલણ હતું. એક પઇ ને આઠ બદામ આપીએ તો તે અરધો પૈસો થતો હતો. હાલ અરધો પૈસો સને ૧૮૬૨ થી નીકળ્યો છે, તેથી બદામનું ચલણ કોઇ સમજતુંજ

નથી. પઇની* ૧૬ બદામ મળતી હતી. કોડીઓનું ચલણ પણ વિશેષ હતું. એક બદામની બે કોડી લેખે કોડીનું ચલણ ચાલતું હતું. કોડીઓ તો હવે શોધી જડતી નથી. હોળીને દિવસે હોળી પૂજતી વખતે કુલડીમાં કોડી મૂકવી પડે છે, તેથી તેની તપાસ કરવી પડે છે.

હવે હાલ બે આની, પાવલી, અરધો, ને પોળીયું–રૂપીઓ એ રૂપાના શિક્કા; પઇ, અરધો પૈસો, પૈસો, ઢબુ એ ત્રાંબાના શિક્કા તથા મિશ્ર ધાતુની આનીનો શિક્કો ચાલે છે. બીજા શિક્કાઓનું ચલણ બંધ થયું છે. નોટોનું ચલણ આશરે ૩૫ થી ૪૦ વરસ થયાં થયું છે. એક નોટ રૂા. ૫ )થી ઓછી હોતી નથી.

પહેલાં ચીપાનું સોનું ૧૭, ૧૭ા ને ભાવે તોલો એક વેચાતું હતું, હાલ રૂા. ૨૫ ) ઉપરાંત ૧૦૦ ના ટચના આપવા પડે છે. સોનાનો ભાવ દોઢો થઇ ગયો છે. ચાંદીનો ભાવ એક વખત રૂા. ૬૨–૬૩ થઇ ગયો હતો, એટલે રૂા. ૬૨–૬૩ આપીએ તો ૧૦૦ ભાર ચાંદી ખરીદાય. ચાંદીનો ભાવ ઘણો ઘટી ગયો છે. પહેલાં ચાંદીનો ભાવ રૂા. ૧૦૦ ) ભારના રૂા. ૧૦૬ા આપવા પડતા હતા, તે પણ આપ્યા છે.

સને ૧૮૮૪ માં સોનાનો એકદમ સવાયો થયો. રૂા. ૧૬ ) ના ભાવના સોનાના રૂા. ૨૦ ) થયા, તે વખતે લોકોએ સોનું વેચ્યું. પાછળથી રૂા. ૩૦ ) ભાવ થયો હતો. હવે રૂા. ૧૬ ) ના ભાવના રૂા. ૨૪ ) છે. એ ભાવ કેટલીક મુદત થયાં કાયમ છે.

ફ્રેંચોએ મોતી ખરીદવા માંડયાં, તેથી મોતીનો ભાવ પણ હદ ઉપરાંત વધી ગયો. લોકોએ દપટ મોતીઓ વેચ્યાં. હવે તેનો ભાવ પણ વધી પડયો છે, તો પણ જે ગયાં તેવાં મોતી મળવાં મુસ્કેલ પડે છે. એજ પ્રમાણે બીજાં જવાહીરનું પણ હશેજ.

---

* ૭ બદામને દમડી કહેતા હતા. કોઇ મુસલમાન એક પઇ લઇને પાન લેવા જાય, તો પાનવાળાને કહેતો, કે " એક દમડી કે પાન દે એક દમડીકી સોપારી દે, ઓર ચાર બદામ કે કથા ઓર જરા બોત તંબાકુ બાંધ દે. " આવી રીતે એક પઇમાં આટલી વસ્તુઓ લેતા મુસલમાનોને જોયા હતા. પાનવાળો પણ એ રકમમાં એ વસ્તુઓ બાંધી આપતો હતો



# પ્રકરણ ૪૦ મું.



## તોલ—માપ.



કેટલીએક જગ્યાએ ૮૦ શેરનો મણ, કેટલીએક જગ્યાએ ૨૮ શેરનો મણ, કોઇક જગ્યાએ ૩૭ શેરનો મણ થાય છે. વળી કેટલીએક જગ્યાએ પાલથી એટલે લાકડાના કે ધાતુના પ્યાલા જેવા વાસણથી માપ થાય છે. ભરૂચમાં તો ૪૦ શેરનો મણ થાય છે. ૪૦ શેરના મણ લેખે અનાજ, હલકી ધાતુ, દહીં, શાક ભાજી વગેરે તોળાય છે.

દરેક વસ્તુ તોળવાને મણીઓ, અધમણીઓ, દશેરો, આઠશેરી, પાંચશેરી, ચારશેરી, બશેરી, શેરીઓ, અછેરો, પાશેરી, નવટાંકી, અધોળી અને છેલ્લું કાટલું સવા રૂપીઆ ભારનું પણ હોય છે. કાટલાં લોઢાનાં અગર કેટલીએક જગ્યાએ પીતળનાં પણ હોય છે.

દીવેલ, તેલ ખરીદ કરવાનું હોય અને તે અધમણ કે મણ ખરીદ કરવાનું હોય તો ૪૧ શેર મણને બદલે આપે છે. તે માટે વાસણ ( ઘડા ) માપના કરી મૂકેલા હોય છે. તે ભરીને આપે છે. તેમ દૂધનું તોલ પણ પલ્લાથી, શેરીઆ લોટાથી, અછેરીઆ પવાલાંથી, અગર નક્કી કરેલાં મણ પોણો મણ, અધમણીયા વાસણથી થાય છે.

શાક ભાજી તોલથી ખરીદાય છે, પણ મુળા, કેળાં, લીંબુ, જમરૂખ, અનુશ, પત્રવેળીયાં, ઘડી બંધ વગેરે વસ્તુઓ નંગ પ્રમાણે પહેલાં વેચાતાં હતાં. હવે તે પણ તોલથી અપાય છે. ફળ તો નંગથી અપાય છે. તે એક અથવા ડઝનભેર, કોડીભેર અપાય છે. તેમ નાળીએર પણ નંગથી એ મુજબ અપાય છે.

ખાંડ મણ અગર તેથી વધારે લેવી હોયતો તે તથા સોપારી પણ એ મુજબ લેવી હોય તો ૪૧ શેર મણને બદલે અપાય છે. વાયદાસર નાણાં આપે તો વટાવ મુદત પણ કાપી આપે છે. કળશી અગર તે ઉપરાંત ડાંગર લેતો વટાવ મુદત કપાય છે.

સોનું રૂપું તોળવાનાં કાટલાં રતી, વાલ, ગદીઆણો તોલો એવાં પીતળનાં દશ તોલા લગીનાં હોય છે. વળી રૂપીઆ મૂકીને પણ તોલ કરે છે. તોલાના તોલથી અને રૂપીઆના તોલથી દોઢ વાલનો ફેર પડે છે. ચાંદી તોલવાના ૫૦ ભાર સુધી કાટલાં હોય છે.

ઘાસ ભારાબંધ, પુળીબંધ વેચાય છે. કડબ ૧૦૦ પુળાની કિમ્મતથી વેચાય છે. લાકડાં ૧૦૦ મણને હિસાબે ખરીદાય છે. ગાડામાં હેલ લાકડાની ભરીને આવે તો તેની તથા ભારીઓની કિમ્મત અડસટે થાય છે.

કપાસ ધડીને તોલે તેમ કળશી, ખાંડીબંધ પણ તોલાય છે. રૂનો ભાવ ખાંડી ઉપર હોય છે.

દારૂ ગ્લાસની કિમ્મતથી અપાય છે, વધારે જોઇએ તો શીશાની કિમ્મત આપે છે, એથી પણ વધારે જોઇએ તો ત્રાંબાનું ગ્યાલનનું વાસણ હોય છે, તે માપથી અપાય છે.

કાપડ ગજ અને વારના માપથી ખરીદાય છે. કેટલુંક કાપડ એકની કિમ્મતે, ડઝનભેર અથવા કોડીબંધ વેચાય છે. ફીટ, કીનારી તોલાના તોલથી તોલી આપે છે. કસબ પણ તેમજ તોલાય છે. શેત્રંજીની લંબાણ પહોળાણના પ્રમાણમાં કિમ્મત થાય છે. ખાટલાની પાટી, દોરડાં હાથનાં માપથી લેવાય છે.

છો, કાંકરી ટોપલીઓના વજનથી અપાય છે, તેમ છો તોલબંધ પણ વેચાય છે અને તે ૧૦૦ મણનો ભાવ નક્કી થાય છે. ચુનો મણને ભાવે અપાય છે. છો ઘનફુટથી પણ વેચાય છે.

ઇમારતી લાકડાંની લંબાઇ જાડાઇ મપાય છે અને ટકાઉ-પણા ઉપર નજર પહોંચાડી કિમ્મત થાય છે. વાંસ, વળી કોડીને ભાવે ખપે છે.

પથ્થર કોડીને ભાવે અગર ૧૦૦, અગર એકની કિમ્મત-થી પણ ખરીદાય છે. ખાળકુવા વગેરે ખોદવામાં રૂા. ૧) ના આટલા હાથ એ પ્રમાણ છે. પાણી પખાલની કિમ્મતે, ઇંટો ૧૦૦ અને ૧૦૦૦ ની કિમ્મતે તેમ મટોડું ગધેડાની એક પોઠની કિમ્મતે ખરીદાય છે. મટોડીવાળી ટોપલીનું પ્રમાણ રાખે છે.

અત્રે જણાવવું જોઇએ કે બાવલના લાકડાં જે પહેલાં રૂા. ૧) ના ૧૬ થી ૧૮ મણ સુધી વેચાતાં લીધેલાં, તેની મજુરી લાકડાં વેચનારને માથે હતી. હાલ ખરીદનારને આપવી પડે છે. ઇમારતી લાકડાંની મજુરી પણ વેચનારને માથે હતી. હાલ તેમ થતું નથી. પહેલાં બાવલના લાકડાંની હેલો (ગાડાં ભરાઇ) ઘણી આવતી તે સાધારણ લોકો ખરીદ કરતા હતા. તેમાં ઘણો ફાયદો પડતો હતો. રૂા. ૧) ના ૨૦ થી ૨૫ મણ વખતે થતાં હતાં.





## પ્રકરણ ૪૧ મું.



### આફતો.



માણુસને માથે આફતો આવે છે, તેમ જગ્યાને માથે પણુ નથી આવતી એમ નથી. ભરૂચમાં જે આફતો આવેલી તે ઘણીખરી આફતો તોફાન, દુકાળ અને બીજી સહેજસાજ આવેલી છે, તો જે વરસથી પુસ્તકોમાંથી આફતો વિષે જડી આવ્યું છે, તે આફતો આ જગ્યાએ લખી છે.

ઇ. સ. ૧૬૩૦–૩૧ માં દુકાળ પડયો હતો. તે વખતે મુસલમાન રાજા રાજ્ય કરતા હતા, મોગલ અમલદારોએ ધર્માદા અનાજ આપ્યું હતું અને ઘણી ભારે રકમની છુટ મૂકી હતી.

ઇ. સ. ૧૭૫૫ માં અનાજ વગેરેનો પાક બીલકુલ થયો નહિ, તેથી અરધો અરધ ઉપજ લેવામાં આવી હતી, બાકીની છુટ મૂકી હતી. ઇ. સ. ૧૭૬૦, ૧૭૬૧, ૧૭૭૩ અને ૧૭૮૭ નાં વરસો પણુ દુકાળ જેવાંજ હતાં, તેથી ભારે રકમની છુટ મૂકવી પડી હતી. ઇ. સ. ૧૭૬૦–૬૧ વખતે નવાબનું રાજ્ય હતું, અને ઇ. સ. ૧૭૭૩ તથા ૧૭૮૭ માં અંગ્રેજી તથા સિંધિયાનો અમલ હતો, તો પણુ ત્રણુ રાજ્યના અધિકારીઓએ રૈયત ઉપર રહેમ રાખી હતી. ( ગેઝીટીઅર ભરૂચ પાનું ૪૧૦ )

ઇ. સ. ૧૭૮૧ ના મે મહિનામાં કોઈ દિવસ ગુજરાતમાં

વાવાઝરડું નહિં થયું હોય, એવું વાવાઝરડાંનું તોફાન થયું. જમીન ઉપર થયું એટલુંજ નહિ, પણ નદીમાં પણ થયું હતું. આ તોફાનથી ભરૂચને ભારે નુકશાન થયું અને માણસો પણ ઘણાં મરી ગયાં. આ મે માસની સાથે વૈશાખ માસ હોવાથી લગ્નના દિવસ હતા, તેથી રાત્રે રોશની સાથે એક લગ્નનો વરઘોડો નીકળ્યો હતો. તે વરઘોડામાં પાલખીઓ, ઘોડા, ગાડી અને ઘણા સાજનીઆ હતા. આ વરઘોડો નીકળેલો, તે વખતે એવું તો વાવાઝરડું થયું, કે વરને તથા સાજનીઆને એક મકાનમાં ભરાઇ જવું પડયું. વાવાઝરડું અને તેની સાથે અતિશય વરસાદ પડવાથી જે ઘરમાં આ લોકોએ આશરો લીધો હતો, તે ઘરની ભીંતો અને છાપરૂં તુટી પડયાં અને ૭૨ માણસો અંદર ચગદાઇ મૂઆં. કલેકટરના બંગલાનાં બારી બારણાં પણ ભાગી–તુટી પડયાં હતાં. વરસાદ તથા પવન સાથે ઘરમાં આવવાથી સામાન, ચોપડીઓ, છબીઓ, અને કપડાં પણ ખરાબ થઇ ગયાં હતાં. જે તબેલામાં કલેકટર સાહેબ પોતાના ઘોડા બાંધતા હતા, તે તબેલાનો ભારવટીઓ ભાગી જવાથી તબેલાનું છાપરૂં પણ તુટી પડયું, તેમાં એક અરબી ઘોડો ચગદાઇ મુઓ, તથા બીજા ઘોડાઓને સખત વાગ્યું. બાગ તો સવારે જોયો હતો, તે ખરાબ ખસ્તા થઇ ગયો હતો, મોટાં મોટાં ઝાડો જડ મૂળમાંથી નીચે પડેલાં, તેમ બેઠક તથા તેના થાંભલા ભાગેલાં, તેથી પક્ષીઓ, જંગલી તથા પાળેલાં જનાવરો, સાપો, સાહુડીઓ, બીજાં પેટે ચાલનારાં જનાવરો પણ દબાઇ મુઆં. નદીમાંથી માછલીઓ કિનારા ઉપર મરેલી પડેલી, જેથી આખાં ખેતરો પણ છવાઇ વળ્યાં હતાં. મુંબઇથી તાજુંજ આવેલું કંપનીનું વહાણ નદીમાં ઘસડાઇ ગયું, તેનો પત્તોજ ન લાગ્યો. એ શિવાય રૂની બરકીઓ ભરેલાં કેટલાંએક વહાણો તથા બીજા કીંમતી સામાન ભરેલા મછવાઓ કયાં ગયા તે જણાયાજ નહિ. ઘર પણ ઘણાં પડી ગયાં હતાં. ( ઓરિયેન્ટલ મેમોયર વો. ૩ પાનું ૫૩. )

ઇ. સ. ૧૭૯૦ માં બીલકુલ ચોમાસામાં વરસાદનું બુંદ સરખું પણ પડયું નહિ, તેથી આખુ ઇ. સ. ૧૭૯૧નું વરસ દુકાળનું ગયું. આ દુકાળ શુડતાળાકાળના નામથી આજ સુધી લોકો યાદ કરે છે. અને તેની સંવત ૧૮૪૬ ના ચોમાસાંથી

તે સંવત ૧૮૪૭ની દિવાળી સુધી અસર રહી હતી. આવો દુકાળ કોઇ વરસ પડયોજ નહિ હતો. હજારો માણસો ભુખમરાથી રામશરણ થયાં હતાં. શુડતાળાકાળના સમયમાં ભરૂચમાં લલુભાઇએ ઇજારો રાખ્યો હતો, માટે તેનુંજ રાજ્ય હતું. એમ કહેવાતું હતું. આ ઇજારદારે ખરેખરી આ વખત સખાવત જણાવી હતી, તેમ આશારામ મહેતા નામના એક ધનાઢય શ્રીમાલી બ્રાહ્મણે પણ પોતાની ઉદારતા જણાવવામાં કસર રાખી નહિ હતી. આ બે ગૃહસ્થોએ દાણાના કોઠારો ભરી રાખેલા, તે ગરીબોને મફત આપવામાં તથા નિરાધારને દરરોજ ખીચડી રંધાવી ખવાડવામાં વાપર્યા હતા. ( ગેઝીટીઅર પાનું ૪૧૧ ) શુડતાળીશના ચોમાસામાં, અતિશય વરસાદ પડયો, તેથી ડાંગરનો પાક તો સહેજસાજ થયો પણ ચોમાસું ધાન્ય બીલકુલ નિવડયું નહિ. ઘાસચારો સારો થયો તેથી ઢોરોને સુખ થયું, પણ માણસોને શિયાળુ ધાન્ય તૈયાર થતા સુધી દુઃખ વેઠવું પડયું. એ દરમ્યાનમાં ઘી દૂધનો ટોટો નહિ, તેથી ગરીબો છાણાંના અડાયાં તથા બીજાં ફળફળાદિ ખાઇને દિવસ નિર્ગમન કરતા હતા. અડાયાંનો ગોબર કરી માંહે અતિશય ઘી યા દૂધ નાંખી પી જાય, કે ચાટી જાય, તેથી ગરીબ નિરાધારોની જીંદગી બચી હતી. "ઘીએ ગોબર મીઠાં લાગે" એ કહેવત શુડતાળાકાળ વખતથી પડેલી છે. આવી રીતે ખાતાં મહારા કાકા ઉત્તમરામ જેની ઉમ્મર તે વખતે અગીઆર બાર વરસની હતી તેમણે નજરે જોયલી તે ઘણીખરી વખતે કહેતા હતા. એઓ સંવત ૧૯૨૮ ની સાલમાં ૯૧ વરસની ઉમ્મરે ગુજરી ગયા છે. આ વખતે ઘી એક રૂપીઆનું દશ શેર લગી વેચાતું હતું, તથા દૂધ પૈસાનું બશેર અઢીશેર ગામડામાં આપતા હતા. મારા કાકા પોતાને મોસાળ દહેજમાં આ વખતે રહેતા હતા. આ દુકાળથી લલુભાઇએ રૈયત પાસે બીલકુલ વસુલ લીધું નહિ. તેમ સિંધિયા સરકારે ભારે દંડ કર્યો તેથી એ માણસને રૂા. ૪૦૦૦૦૦ ચાર લાખ કરજ કરવું પડયું હતું, તે આપી શકાયું નહિ તેજ એની પડતીનું કારણ થઇ પડયું હતું.

ઇ. સ. ૧૮૧૨ માં અનાજ તો સારૂં પાકયું હતું, પણ મારવાડમાં વરસાદ બીલકુલ નહિ પડવાથી ત્યાં દુકાળ પડેલો

હતો, તેથી તીડોના ટોળેટોળાં ભરૂચ જીલ્લામાં આવવાથી સઘળો પાક ખાઇ ગયાં, તેથી દુકાળનું વરસ ખરેખરૂં માણસ જાતને તો થઇ પડયું. આ કાળને અગનોત્રોકાળ કહેતા હતા, કારણ કે એ બીના સંવત ૧૮૬૯ માં બની હતી. અગનોત્રાકાળ વખતે એક કુટુંબને ખપ જેટલુંજ અનાજ આપવું અને તેથી વધારે આપવું નહિ, એવો સરકાર તરફથી બંદોબસ્ત થયો હતો, અને દરેક કણીઓ તેમજ કરે, માટે સરકારી માણસો તરફથી સારો જાપતો રાખવામાં આવ્યો હતો. બજાર કારકુન રાખ્યા હતા, તેઓ એ બાબતની તપાસ કરતા હતા. પ્રજામાં થોડાંજ મોત થયાં હતાં. ( ગેઝીટીઅર પાનું ૪૧૧ ) તથા ઘરડાઓથી સાંભળેલું.

ઘરડાઓનું કહેવું એવું હતું કે બીજે વરસે એવો રોગ પેદા થયો કે "તાવ આવે ને ટપ મરે." એટલે તાવ આવે ને તરતજ કાળો પડી જાય, કાળો પડે કે બેભાન થઇ કલાક બે કલાકમાં સાફ થઇ જાય; એવો રોગ ચાલ્યો હતો.

સને ૧૮૧૮–૧૯ માં અતિશય વરસાદ, બન્ને વરસ લાગ લગાટ પડયો તેથી તુલને નુકશાન થયું તેથી મોઘવાડી જણાઇ હતી, પણ આ વરસાદ દરેક જગ્યાએ હતો, એટલે સઘળે સરખુંજ વેઠવું પડયું હતું. આ સાલમાં માણસો સલામત રહ્યાં હતાં.

સને ૧૮૩૩–૩૪ માં ભારે રેલ જે સંવત ૧૮૮૯ ની જઘરેલથી હજી સુધી ભરૂચી પ્રજા યાદ કરે છે, તેથી ભરૂચમાં ઘણું નુકશાન થયું હતું. શહેર બહારનાં ૮૬૬ ઘર પડી ગયાં અને રૂા. ૫૯૪૦૦ ) ઓગણસાઠ હજાર ચારસેંનું નુકશાન થયું હતું. ( ગેઝીટીઅર પાનું ૪૧૦, નોટ ૧. )

આ જઘરેલ વિષે ઘરડાઓનું કહેવું એવું હતું, કે પાણી એટલાં ચઢયાં હતાં. કે બન્ને દરવાજા આગળ પાણી આવી ગયાં હતાં. નવચોકીથી તે માંહેની ઉનાઇના કોટ અંદરનાં ભાગ પાણીથી એકાચાર થઇ ગયા હતા. હેઠાણામાં બુડામણાં પાણી થઇ રહ્યાં હતાં. વેજલપોર, મોજમપોરમાં પણ પાણી આવી ગયાં હતાં. ફાટુંતલાવ, રતનતલાવ અને નદી; એ એકાચાર થઇ ગયાં હતાં. શહેરની ચારે પાસ પાણી પાણી શિવાય બીજું કાંઇ પણ જોવામાં

આવતું નહિ. રેલ આવવાની ખબર સરકારે કરવાથી લોકોને પોતાની રતછત ખસેડવા તથા શહેર બહારના ને શહેરમાં અગર બીજે ગમે ત્યાં ખશી જવા ચેતવણી આપવામાં આવેલી, તેથી લોકો જાનમાલ સાથે ઘરોમાંથી ખશી ગયા હતા. ત્રણ દિવસ સુધી રેલનાં પાણી ઓસર્યાં નહિ, તેથી શહેરના લોકોએ વાજતે ગાજતે નદીની પૂજા કરવી, એવો ઠરાવ થયાથી નગરશેઠને આગળ કર્યા હતા. નગરશેઠ જુગલશેઠ નામના ગૃહસ્થ હતા, તેમને પાલખીમાં બેસાડી વાજતેગાજતે શહેરના લોકો એકઠા થઇ ઝાડેસરી દરવાજે લઇ ગયા હતા, ત્યાંથી પછી કતોપોરી દરવાજે પણ લઇ ગયા હતા. આ વરઘોડામાં હિંદુ, મુસલમાન, પારસી પણ સામેલ હતા. નગરશેઠે નદીની પૂજા કરી પુલહાર, નાળીએર નદીમાં ચઢાવ્યાં હતાં. દૂધના પણ તામડે તામડા નદીમાં રેડાવ્યા હતા. ઘણાખરા લોકોએ પણ તેમ કર્યું હતું, એ કરવામાં પારસી તથા મુસલમાનો પણ પાછળ પડયા નહિ હતા. આ દિવસે રાત્રે રેલે ઓસાર નાખ્યો અને સાતમે દિવસે રેલ બરાબર ઓસરી રહી ને પાણી જે જગ્યાએ હોવાં જોઇએ ત્યાં માલમ પડયાં. ખુબી એ માલમ પડી કે રેલ ઓસર્યા પછી શહેર બહાર કાદવ–કીચડ બીલકુલ હતોજ નહિ. વેજલપોરમાં પાણી છતાં કોઈક ઘરને નુકશાન લાગ્યું હશે; પણ ઝાડેસરી દરવાજા તરફ ઘણાં ઘર પડી ગયાં હતાં. ભૃગુ ઋષિનું દહેરૂં દડળી ગયું, ધર્મશાળા પડી ગઇ અને ત્યાં ઘણું નુકશાન થયું હતું. એ દહેરૂં જે પહેલાં બાંધેલું હતું, તેવી સ્થિતિમાં ફરી બંધાયું નહિ. પહેલાં ઘણો સારો રળિયામણો દેખાવ આપતું હતું.

સને ૧૮૩૫ ની સાલમાં આગલી સાલમાં ઘણો વરસાદ થવાથી સખત તાઢ પડેલી, તેથી તુલનું સત્યાનાશ વળી ગયું અને દુકાળી વરસ જેવું એ વરસ ખરેખરૂં હતું. ( ગેઝીટીઅર ભરૂચ પાનું ૪૧૧. )

સને ૧૮૩૮ તથા સને ૧૮૪૦ માં વરસાદ બીલકુલ થયો નહિ, તેથી ગામડાના તથા શહેરના લોકોને ઘાસચારાની ઘણી આપદા પડવાથી પોતાનાં ઢોરોને ડુંગરમાં મોકલવાં પડયાં હતાં. અને ઘણાં ગામડાં ઉજડ થઇ ગયાં હતાં, એટલે લોકો ગામ છોડી નાશી ગયા હતા. સને ૧૮૬૮ માં પણ લોકોને ઢોરોના આસ

વિષે આપદા પડેલી તેથી ઢોરોને ડુંગરમાં મોકલ્યાં હતાં. ( ગેઝીટીઅર પાનું ૪૧૧. )

સને ૧૮૭૨ ના એપ્રિલ–મે માં એટલે સંવત ૧૯૨૮ ના ચૈત્ર–વૈશાખ માસમાં એક એવો રોગ ફાટી નીકળ્યો હતો, કે જેને એ રોગ પકડે તેના શરીરના સાંધાઓજ રહી જાય. હાથ ત્યાં હાથ, પગ ત્યાં પગ, ઉઠાય બેસાય પણ નહિ, તાવ નહિ, તેમ બીજી કાંઇ શરીરને હરકત પણ નહિ. એ રોગને "ઉંટીયું ટુંટીયું" નામ આપ્યું હતું. ઘેરેઘેર દરેક માણુસને આ રોગે હેરાનગતી આપી હતી. ૬૦ વરસની ઉપરનાં અને બાળકોનેજ એ રોગે બાતલ મૂકયાં હતાં. ઘરમાં એકને રોગે પકડયું, કે તરત તે ઘરના બીજાને તે પકડતો હતો. હું ધારતો નથી કે એ રોગના પંજામાંથી ઘરડાં અને બાળક શિવાય કોઇ પણ બચ્યું હોય. કોઇ કહે માતાનું, કોઇ કહે બળીઆકાકાનું એ કર્તવ્ય છે. આથી માતાનાં મંદિરમાં નાળીએરોના ઢગલા જોવામાં આવતા હતા તેમ, બળીઆકાકા આગળ પણ પુરીઓના ઢગ જોવામાં આવતા હતા. એનું પરિબળ સાડા ત્રણ દિવસજ રહેતું હતું. પહેલે દહાડે તો જરાતરા જણાય, પણ બીજે દિવસે તો તોબાજ પોકરાવતું, ત્રીજે દીવસે નરમ પડવા માંડે તે ચોથે દિવસે આરામ થતો. કચેરીઓ તથા નિશાળો પણ એ દિવસોમાં ખાલી, ખાલી જોવામાં આવી હતી. કોઇકનેજ એ રોગ સાત દિવસ રહ્યો હશે. દાકટરો પણ એનો ઉપાય શોધી શકયા નહિ; તેથી ઉપાયમાં આખે શરીરે છાણાંની રાખોડી અગર વિભૂતિ ઘસતા હતા, અને તેથીજ ફેર પડતો હતો. આ ઉપાય નવા દહેરાવાળા ગણપતરામ વૈદે બતાવ્યો હતો, તેથી શું હિંદુ, શું પારસી શું મુસલમાન એજ ઉપાય કરતા હતા. અંગ્રેજોને પણ એ રોગે બાતલ મૂકયા નહિ હતા. ખુશી થવા જેવું એટલુંજ હતું કે રોગે કોઇનો ભોગ લીધો નથી. એ રોગ ઘરડાઓએ પણ પહેલ વહેલોજ સાંભળેલો એવું તેઓ કહેતા હતા.

સને ૧૮૭૫ ના માર્ચ માસમાં સાંજે એવું વાવાઝરડું થયું હતું કે લોકોનાં છાંપરાંનાં નળીઆં પણ ઉડી રસ્તામાં પડયાં. આ તોફાન સાથે મેઘરાજા પણ કોપ્યા હતા, તેથી કેટલાંએક

ગરીબોના ઘરોને પણ નુકશાન પહોંચ્યું હતું. એક *ભાર્ગવ ગૃહસ્થને ત્યાં સીમંતનો વરો ચરક મળી ગયો હતો, કારણ કે ન્યાત રસ્તામાં જમવા બેઠી હતી.

સને ૧૮૭૭ ની સાલમાં તેત્રીશનું ખડીયું કહેવાયું, એટલે સંવત ૧૯૩૩ માં વરસાદ વખતસર આવી શકયો નહિ. વરસાદે શ્રાવણ વદ ૯ સુધીમાં જરા પણ દેખાવ નહિ દેવાથી લોકોએ હોમ કરાવ્યા, બાધાઓ લીધી તથા ઉજાણીઓ પણ કરી. એ સાલમાં આજે આ શેરીમાં હોમ સાંભળીએ ને આ નાતની ઉજાણી, તો કાલે બીજી શેરીમાં હોમ તથા ઉજાણી સાંભળીએ; એ મુજબ દરેક ભાગમાં થઇ રહ્યું હતું. છડીનો મેળો જોઇ લોકો ઘેર આવ્યા, પછી રાતમાં વરસાદ ઘણો થવાથી આનંદ વરતાઇ રહ્યો હતો. મુસલમાનની સ્ત્રીઓ રાત્રે વરસાદ માગવા નીકળતી હતી. લોકોનો તે વખતનો પોકાર ઘણો હતો, પણ જ્યારે વરસાદ આવ્યો ત્યારે કહેવા લાગ્યા કે "ધર્મોજય". આટલા હોમ, બાધા, ઉજાણીઓ ઇશ્વર પ્રિત્યર્થ થયાં, ત્યારે પ્રભુએ દુનિયાં સામું જોયું. દુનિયામાં સર્વત્ર આનંદ વરતાઇ રહ્યો, પણ ચોમાસુ ધાન્યની ખોટ પડવાથી મોંઘવારી રહી હતી. વરસાદ નહિ તેથી અનાજના વહેપારીઓએ ભાવ બહુ ચઢાવી દીધા હતા અને અષાઢ માસમાં તો એટલી મોંઘવારી થઇ કે ગરીબ વર્ગને ઘણી આપદા પડવા માંડી.

સને ૧૮૭૮ ની સાલમાં ઘણો વરસાદ પડયો, પણ તીડો તુલને ખાઇ ગયાં હતાં, એટલે વરસ નબળું પડયું હતું.

સને ૧૮૯૧–૯૨ માં અતિશય વરસાદ આવવાથી કેટલાંએક ઘરો પડી ગયાં હતાં અને કોટનો કેટલોક ભાગ તુટવાથી ત્રણેક માણસ દબાઇ મર્યાં હતાં. તેમાં એક દશાલાડ વાણીઓ પણ ભોગ થઇ પડયો હતો.

આ નબળાં વરસો શિવાય બીજાં કેટલાંએક વરસોમાં તીડોની સવારી આવતી હતી, તે અનાજને નુકશાન કરવાથી મોઘવારી થઇ હતી. તેમ કેટલીએક વખતે આગે પણ દેખાવ દીધો હતો, તેમાં ઘણું ખરૂં કતોપોર બજારને આગથી નુકશાન થતું હતું.

* દેસાઇ ફળીઆના રહેનાર અમરતરામ જોશી.

સને ૧૮૬૭ માં કતોપોરમાં જબરી આગ લાગવાથી ઘણું નુકશાન પ્રજાને વેઠવું પડયું હતું, અને દુકાનો પણ ઘણી સાફ થઇ ગઇ હતી.

હવે જે આફતો ઓગણીસમા સેંકડાની આખરે એટલે છેલ્લાં વરસોમાં આવેલી, તે પ્લેગ ( ગાંઠીઓ તાવ ) અને દુકાળ હતી. પ્લેગ સને ૧૮૯૮ થી તે સને ૧૯૦૫ સુધીમાં ભરૂચમાં રહ્યો હતો, અને દુકાળ સને ૧૮૯૯ થી સને ૧૯૦૨ સુધી જણાયો હતો. એ બન્ને બાબત વિષે જરા વધારે વિવેચન આપવા જેવું છે, તથા પ્લેગની બાબતમાં જેણે ભરૂચની પ્રજા ઉપર રહેમ નજર રાખેલી, તેને વિષે બે બોલ કહેવા જોઇએ.

દરેક માણસને ખબર છે, કે સને ૧૮૯૬ ના જુલાઇ માસ થી મુંબઇ જેવા મોટા શહેરમાં ઉંદર મરવા લાગ્યા, તેથી પ્રજાના તથા શાણી સરકારના વિચારમાં એમ આવ્યું, કે કાંઇ પ્રજા ઉપર ભારે આફત આવવાનો સંભવ છે. આવી રીતે ઉંદરની મરકી મુંબઇમાં બે અઢી માસ સુધી ચાલી, તેથી ત્યાં ત્રાસ વરતાઇ રહ્યો.

આ ઉંદરોની મરકી ચાલી, તેનું પરિણામ એ થયું કે તે વરસના સપટેમ્બર માસમાં એ મરકીએ માણસોનો પણ ભોગ લેવા માંડયો. એક બે દિવસ સખત તાવ આવી, તેવી જગ્યાએ ગાંઠ નીકળે, કે તરતજ તે માણસ રામશરણ થવા માંડતું. આથી આખા શહેરમાં તથા દેશમાં ત્રાસ વરતાઇ રહ્યો. લોકો પોતાની ઘરછત, વહેપાર રોજગાર છોડી, જીંદગી બચાવવાની આશાએ મુંબઇ છોડી પરગામ જ્યાં જેને અનુકુળ પડયું ત્યાં નાસવા લાગ્યા, મુંબઇ શહેર ખાલી થઇ ગયું.

આ નાશભાગ કરનારા કુટુંબમાંનાં કેટલાંએક ભરૂચ આવીને પણ વસ્યાં. આ રોગ જેને “ ગાંઠીઓ તાવ અથવા પ્લેગ ” નામ અપાયલું, તેને લગતા સરકારે કાયદા ઘડયા. તેમાં જે માણસો મુંબઇથી આવે તેને દશ દિવસ અટકાવમાં એટલે “ કોરેનટાઇન ” માં રાખવાં, એવી એક કલમ મૂકાઇ, તેથી તેવા માણસોને અમુક મુકરર કરેલી જગ્યાએ રાખતા હતા.

ભરૂચમાં એ બાબત શું બંદોબસ્ત કરવો, તે નક્કી કરવા સારૂ સુધરાઇમાં એક ગંજાવર સભા ભરાઇ, તેમાં સરકારી અમલ-

દારો તથા શહેરના આગેવાન ગૃહસ્થોને પણ આમંત્રણ હતાં. એ સભામાં જાણવા પ્રમાણે એવો ઠરાવ થયેલો કે એ પ્લેગ સંબંધી સઘળો વહિવટ અત્રેના વતની અને બ્રહ્મક્ષત્રિની ન્યાતના એક પંકાયલા અને દુનિયાદારીના અનુભવી ગૃહસ્થ રાજેશ્રી ચુનિલાલ વેણિલાલ દેસાઇ, જેઓ આ પ્રસંગે સુધરાઇના વાઇસ પ્રેસિડેન્ટ અને ચેરમેન હતા, અને જેઓને એમની સારી નોકરીના બદલામાં સરકાર તરફથી રાવ બહાદુર તથા સી. આઈ. ઇ. નો માનવંતો ઇલકાબ ઇનાયત કરવામાં આવ્યો હતો, તેઓને સોંપવો. આ ઉપરથી આ પ્રજા એવા વખતમાં સુખી થાય તો આશીર્વાદ લેવાનું અને દુઃખી થાય તો ગાળો ખાવાનું કામ એઓને માથે આવ્યું. એ બોજો પોતે ઘણી ખુશી સાથે માથે લીધો.

કોરેનટાઇનની જગ્યા રેલવે સ્ટેશન પાસે રાખવી, એવો એમનો વિચાર થવાથી મહેરબાન કલેકટર સાહેબની સલાહ લઇ રેલવેની ધર્મશાળા પસંદ કરી.

સરકારના હુકમને માન આપી રેલવે અધિકારીઓએ એવો "રૂલ" નિયમ રાખ્યો કે પ્લેગની જગ્યામાંથી જે કોઇ પરગામ જાય, તેમની ટિકેટોનો એક છેડો કાપવો. એવી કપાયલી ટિકેટોવાળા ઉતારૂઓને તેમની ટિકેટો પાછી લેતાં દૂર ઉભા રાખતા, અને બીજાઓને જયાં જવું હોય ત્યાં જવા દેતા હતા.

રા. બા. ચુનિલાલે માથે લીધેલું કામ કરવાનું શરૂ કર્યું. પ્લેગની જગ્યામાંથી જે ઉતારૂઓ આવતા, તેમને રેલવેની ધર્મશાળાના ચોગાનમાં લાવતા હતા. એ જગ્યાએ પ્લેગના કામ સારૂ નિમાયલા ડોકટર પાસે તે લોકોની નાડ તેઓ પોતાની રૂબરૂમાં તપાસાવતા હતા. ખરૂં જોતાં દરેકને કોરેનટાઇનમાં રાખવા જોઇએ, પણ પોતે તેમ નહિ કરતાં, નાડ તપાસાય કે તેમને દશ દિવસ એ જગ્યાએ આવી હાજરી આપવાનું ફરમાવી, તરત જેને જયાં જવું હોય ત્યાં જવા દેતા હતા. કોઇના શરીરમાં તાવ હોય કે જરા વહેમ જેવું જણાય તો તે સખસને રેલવેની ધર્મશાળામાં રાખતા હતા, અને તેમને જોઇતી સવડ પણ આપતા હતા.

કોઇ આબરૂદાર કુટુંબની સ્ત્રી હોય તો તેને એ જગ્યાએ નહિ બોલાવતાં પોતાના મકાન ઉપર આવી હાજરી આપી જવા

ફરમાવતા, અગર કોઇ પ્રસંગે પોતે બહાર નીકળે, તે વખતે એવી સ્ત્રીઓનાં રહેવાનાં ઠેકાણાં તરફ ગાડી વાળી, તેને બોલાવી તેની હાજરી લેતા હતા, તેથી પરગામી તથા શહેરી લોકો જેઓને ત્યાં એવી સ્ત્રીઓએ મુકામ કર્યો હોય, તેઓ એમનો ઉપકાર માનતા તથા આશીર્વાદ દેતી હતી.

પોતાને આવો અધિકાર મળેલો, તેનો ખરાબ ઉપયોગ પોતે કરે છે, એવું પ્રજાના મનમાં આવે નહિ તે બાબત ઘણી કાળજી રાખતા હતા અને તેઓને પોતાના હોદ્દાનું ખરૂં ડોળ નહિ જણાવતાં, તેઓ સાથે રાવબહાદુર ઘણી નરમાશથી વર્તતા હતા.

એવા પણ દાખલા બનેલા કે કોઇ સ્ત્રી, ડોકટરને નાડ બતાવવા માગે નહિ, તો તેની સાથે જે માણસ તેનોજ હાજર હોય તેની પાસે તેની નાડ જોવરાવતા, અથવા તેના મ્હો સામુ નજર કરી તે બાઇને જવા દેતા હતા. મુસલમાન લોકોની પડદાનશીન સ્ત્રીઓ બાબત તેમની નાડ નહિ જોવરાવતાં, તેમની સાથે જે માણસો હાજર હોય તેમનાથી તેમની તંદુરસ્તી વિષે ખાત્રી કરતા હતા અને તેમની હાજરી બાબત પણ તેજ માણસોથી ખાત્રી કરતા હતા. લોકોનાં વસ્ત્રો તડકે મૂકવાને સૂચવતા, પણ બોળાવતા નહોતા.

આવી વાતો મુંબઇમાં તથા બીજી પ્લેગવાળી જગ્યામાં ફેલાયાથી ઘણાખરા માણસો એવી જગ્યાએથી ભરૂચ ઉતરતા અને દશ દિવસ ગાળી બીજે જયાં જવું હોય તે ગામ જતા હતા. આથી ગામે ગામ રા. બા. ચુનિલાલનો યશ બોલાયો.

પુનામાં સખત પ્લેગ ચાલેલો, તે પ્રસંગમાં એક–બે આબરૂદાર કુટુંબો અત્રે ભરૂચની આવી ખ્યાતિ સાંભળી ભરૂચમાં ઉતરેલાં, તેઓ કોરેનટાઇનમાં દશ દિવસ રહ્યાં. તેમને રા. બા. ચુનિલાલે સારી સગવડ કરી આપી, પોતાનો એક નોકર પણ તેમની તહેનાતમાં સોંપ્યો હતો. દશ દિવસ પુરા થયા, એટલે એ કુટુંબનાં માણસો પોતાને જયાં જવું હતું ત્યાંની ટિકેટો ભરૂચથી લઇને ગયાં હતાં, અને રાવબહાદુરનો મોટો ઉપકાર માન્યો હતો.

ઇ. સ. ૧૮૯૭ માં પ્લેગે સુરતમાં દેખાવ દીધો, તેથી ત્યાંની પ્રજા નાસભાગ કરવા લાગી. ભરૂચ પાસે હોવાથી અને

ભરૂચ વિશે રાવબહાદુરની વર્તણુંક સાંભળી ઘણાં કુટુંબો ભરૂચમાં આવી વસેલાં, તેઓને ઉપર મુજબ વર્તણુંક બતાવવાથી તેઓ શહેરમાં ઘણાં આનંદમાં ફરતાં હરતાં જણાતાં હતાં.

આ વખતે એવો રીવાજ પોતે કાઢેલો કે બેએક દિવસ નાડ જોવડાવવા આવે, પછી છેલ્લે દિવસે નાડ બતાવવાનું સૂચવતા હતા, તેથી સુરતીઓ ઘણાજ ખુશી થયા હતા, અને પાછા સુરત તરફ પ્લેગ નાબુદ થવાથી ગયા, તે વખતે કેટલાએક રાવબહાદુરને મળવા ગએલા, ત્યાં તેમનો ઘણો ઉપકાર માનેલો. ખુબી એ હતી કે જે પરદેશીઓ પ્લેગની જગ્યામાંથી અત્રે આવેલાં તેમાંનાં કોઇનું મૃત્યુ થએલું સંભળાયું નહિ, તે પ્રભુની આ શહેર ઉપર દયાને લીધે કે પછી તેઓને સારે ભાગ્યે તે ઇશ્વર જાણે.

સુરતમાં પ્લેગ નાબુદ થયો, પણ અંકલેશ્વરમાં તેણે દેખા દીધી. અંકલેશ્વર ભરૂચની નજીકમાં એટલે પ્રજાની ધાસ્તીમાં પૂછવાનું શું ? અંકલેશ્વરમાં પ્લેગ પૂરજોસમાં આવેલો, દરમ્યાન મે. કલેકટર સાહેબને ત્યાં એક નનામુ ટેટું આવ્યું, કે પ્લેગવાળા માણસો કસાઇવાડામાં આવી ભરાયાં છે. આ સાંભળી મે. કેનડી સાહેબ જેઓ તે વખતે સારે ભાગ્યે કલેકટરને હોદ્દે હતા, તેમના ક્રોધની સીમા રહી નહિ, પણ રા. બા. ચુનિલાલે ટાઢા પાડી કહ્યું કે એ લોકોના ઘરોમાં તપાસ કર્યાથી ખરી હકીકત જણાઇ આવશે. તે ઉપરથી દરેક સરકારી અમલદારને અને પોલિસના માણસોને હુકમ થયો કે અમુક દિવસે અમુકજ જગ્યાએ અમુક વખતે દરેકે હાજર રહેવું. તેઓ ઠેરવેલી જગ્યાએ હાજર થયા. આ જમાવ થયો તેને તે વખતે "પ્લેગ એકસપીડીશન" નામ અપાયું. દરેક અમલદાર પછી યુરોપીઅન કે દેશીને બબે પોલિસના માણસો આપી કસાઇવાડાના લત્તા સોંપી આપ્યા અને એવો હુકમ આપેલો કે દરેકનું ઘર બારીકીથી તપાસવું. કોઇપણ જરા માંદું અગર વહેમ પડતું જણાય તો તેને બહાર કાઢવું. એ રીતે સને ૧૮૯૮ ના સપટેમ્બર મહિનામાં તપાસ કરવામાં આવી હતી, પણ કાંઇ માલમ પડયું નહિ અને હકીકત ખોટી ઠરી.

સપટેમ્બર માસમાં હંમેશા શ્રાદ્ધપક્ષમાં શરદઋતુ બેસે છે, તેથી આ પ્રસંગે બીજા ગામોમાં પ્લેગ ચાલતો હતો, તેવામાં

ભરૂચમાં ઘેરેઘેર શરદના તાવે દેખા દીધી હતી, કોઇ ઘર એક, તો કોઈ ઘર બે, એવી રીતે માણસો તાવથી હેરાન હતા. આ ઉપરથી ગપ પણ ચાલી કે ભરૂચમાં છાના છુપા પ્લેગ કેસ થાય છે. ડોકટરોએ તથા યુરોપીઅન અધિકારીઓએ એ બાબત કલેકટર સાહેબને જાહેર કરી, પણ જ્યારે જડજસાહેબ મી. લાર્ડ, પ્લેગના મુખ્ય અધિકારી નિમાય છે એવું સાંભળ્યું, ત્યારે તો લોકોના હોસ ઉડી ગયા. આ વખતમાં બીજે ગામ જવું હોય તો મામલતદારની સહીની પાસ લઈ જવાતું હતું અને એ પાસો આપવા એક ખાસ કારકુનની નિમનોક થઇ હતી.

એક યુરોપીઅન પ્લેગનો મુખ્ય અધિકારી નિમાય છે, તો તે લોકો સાથે કેવી રીતે વર્તશે, એ બાબત લોકોના મનમાં શંકા ઉત્પન્ન થવાથી બહારગામ જઇ ગમે ત્યાં વસવાના ઠરાવ ઉપર આવી પહોંચ્યા. હવે સરકારના કાયદા મુજબ મામલતદારની પાસ શિવાય બીજા ગામમાં પેસવા દે નહિ, અને બીજી જગ્યાએ જાય તો પણ દશ દિવસ પાસ નહિ હોય તો કોરેનટાઇન ભોગવવું પડે, માટે પ્રજાએ મામલતદારની કચેરીમાં જઇ પાસો લેવાનું શરૂ કર્યું. હવે આબરૂદાર લોકોને જોઇ ગરીબો પણ પાસો લેવા લાગ્યા, તેથી પાસનું કામ એટલું વધી પડયું કે કારકુનને રવીવારે પણ એ કામ કરવું પડતું હતું. આ વખતે જમનાદાસ કરીને એક મહા દયાળુ, સમજુ અને ડાહ્યા મામલતદાર હતા, તેમણે પાસો આપવામાં જરા પણ આનાકાની કરી નહિ.

એક રવીવારને દિવસે મામલતદારની પરવાનગી થી પ્લેગ કારકુન, જેનું નામ હરવચ્છરામ ગણપતરામ હતું, તે પોતાને ઘેર એ કામ કરવા લઇ ગયો, તે દિવસે સવારે સાતથી તે દીવા વખત સુધી એ પ્લેગ કારકુને બને તેટલી મહેનત લઇ પાસો તૈયાર કરી હતી. પોતે પહોંચી શકે નહિ, એવું ધારવાથી પોતાના મિત્રોને પણ કામે લગાડયા હતા, તેઓએ પણ ઘણી ત્વરાથી એ કામ કર્યું હતું. પાસ મળી કે તરત મામલતદારની સહી સારૂ લોકો જતા હતા, તે અમલદાર તરતજ સહી કરી આપતા હતા. મામલતદારના મકાનપર પણ એવીજ ભીડ થઇ રહી હતી. મામલતદારે તથા પ્લેગ કારકુને આ વખતે ઘણી સારી ભલમનસાઇ

વાપરી હતી. એ દિવસે મામલતદાર જમનાદાસને તથા કારકુન હરવચ્છરામને રાત્રે ખાવાનો વખત મળ્યો હતો.

હાથમાં પાસો લઇ લોકોનાં ટોળેટોળાં ચકલામાંથી મામલતદારના ઘર તરફ જતાં, રાવબહાદુરે પોતાની બારીએથી જોઇ તજવીજ કરતાં ખરી હકીકત જણાયાથી, પ્લેગ કારકુનના ઘર આગળ હજુ લોકો છે કે નહિ તે બાબત પોતાની જાતે ખાત્રી કરવા, ગાડીમાં બેસી હાજીખાંના બજારમાં આવ્યા. ત્યાં ગાડી ઉભી રાખી પ્લેગ કારકુનના ઘર તરફ આવી જોયું તો ૧૦૦,૨૦૦ માણસનું ટોળું નીચે ઉભેલું જોયું.

ત્યાંથી તરતજ સ્ટેશનપર ગયા ને ત્યાંના કામથી ફારેગ થઇ પોતે કલેકટર સાહેબને બંગલે જઇ તેમને મળી આ હકીકત કહી. કલેકટર સાહેબે મામલતદારને પાસ આપવી મોકુફ રાખવાનો હુકમ મોકલ્યો. આ કારણથી બીજે દિવસથી કાંઇ જરૂરના કારણસર ગામ જવાનું હોય તેનેજ પાસ આપવી, બીજા કોઇને આપવી નહિ એવું થયું.

બીજે દિવસે સવારે કલેકટર સાહેબ સુધરાઇની ઓફિસમાં આવવાના છે, એ બાબત શહેરના કેટલાએક આગેવાન ગૃહસ્થોને ખબર પડી. ૧૦૦એક માણસનું ટોળું સુધરાઇ ઓફિસ આગળ એકઠું થયું. કલેકટર સાહેબ આવ્યા, તેઓને એકે આગળ થઇ કહ્યું કે શહેરમાં પ્લેગ નથી અને પ્લેગ છે એમ ઠરાવવા માગો છો તો અમે શહેરમાંથી જતા રહેવા માગીએ છીએ. ચુનિલાલે કલેકટર સાહેબને તે ઉપરથી કાંઇ કહ્યું, તે ઉપરથી કલેકટર સાહેબના કહેવાથી લોકોને રાવબહાદુરે ધીરજ આપી કહ્યું કે પ્લેગ નથી એ વાત ખરી છે, અને અમે છે એમ ઠરાવવા માગતા નથી તમે સુખે રહો. ચોમાસામાં બીજે ગામ જવાથી હેરાન થશો અને ખરચમાં પડશો, માટે કોઇ જશો નહિ.

બે ત્રણ દિવસ પછી સુધરાઇમાં એક મોટી સભા ભરાઇ તેમાં કેટલાએક કહેવા લાગ્યા કે પ્લેગ છે, અને કેટલાએક કહેવા લાગ્યા કે પ્લેગ નથી, પણ મી. સ્મિથ નામના એક યુરોપી અન જે તે વખતે સુધરાઇમાં મેમ્બર હતા, તેમણે એક અરધ કલાક સુધી ભાષણ આપ્યું કે શહેરમાં પ્લેગ છેજ નહિ, શરદન

દિવસ માટે, શરદના તાવ શિવાય બીજો કોઇ જાતનો રોગ છેજ નહિ, પ્લેગ નથી અને છે કહેવો, એથી પ્રજાનું મન વિભળ થશે અને ચોમાસાનાં દિવસમાં નાસભાગ કરવાથી હેરાન થશે, તાવમાં વધારે સપડાશે અને ખરચમાં આવી પડશે. આ ઉપરથી એમ ઠર્યું કે હાલ તો પ્લેગ નથી, પણ વખતે થાય તો તે બાબત હાલથીજ ચાંપતા ઉપાયો લેવાય તો વધારે ઠીક પડશે.

બીજે દહાડે રા. બા ચુનિલાલે શહેરના મહાજનના આગેવાનોને તથા બ્રાહ્મણની ન્યાતોના આગેવાનોને બોલાવી કહ્યું, કે દરેક ન્યાતે પોતાનું ફંડ જુદું કરી પછી બધા હિંદુનું સમગ્ર ફંડ કરવું, કે જેથી હિંદુ ધર્મ સચવાય. એ વાત જો સર્વને પસંદ હોય તો મહાજન એકઠું કરી ઠરાવ કરો.

પોતાનો ધર્મ સચવાય એ વાત કોને પસંદ ન આવે ? દરેકે એ વાત પસંદ કરી, મહાજન મળ્યું. ચોરાશી ન્યાત મળી, ભાર્ગવ, ક્ષત્રિઓ વગેરે જ્ઞાતિએ પણ મળીને પોતાની ન્યાતમાં ઉઘરાણું કરી ગુલાબભાઇ નરોતમ નામના સરાફની પેઢીમાં નાણાં જમા કરાવ્યાં.

હિંદુ ધર્મના પ્લેગના દર્દીઓને કયાં રાખવા, એ બાબત વિચાર કરતાં રાવબહાદુરે ભૃગુઋષિની ધર્મશાળા પસંદ કરી, કે જે ભાર્ગવોએ પરોપકાર અર્થે ઘણી ખુશીથી આપી, અને તે એ ધારણાથી કે કોઇ પણ હિંદુનું શિવાલયના ઘુમટનુંજ ફકત દર્શન થઇ મૃત્યુ થાય, તો તે સદગતિએ પહોંચેજ.

પારસી લોકોએ પણ પોતાનો બંદોબસ્ત કર્યો, અને મુસલમાનો જેઓ આબરૂદાર હતા, તેઓએ પણ પોતાનો જુદો બંદોબસ્ત કર્યો.

પ્લેગ ચાલતાં પહેલાં એક હિંદુ ડાકટરની નિમનોક કરી. તે ડાકટર પણ જાતે બ્રાહ્મણ અને અનુભવી આવ્યો હતો. તેને રહેવાનો બંદોબસ્ત પણ પાસેના એજ દહેરાને લગતા બંગલામાં કર્યો, કે જેથી ડાકટરની હાજરી હંમેશ દર્દીઓની પાસેજ રહે.

રાવબહાદુરની સલાહથી મી. સ્મિથને હિંદુ લોકો તરફથી પ્લેગ સંબંધી કામના પ્રેસિડેન્ટ નિમ્યા. એ હોદ્દો એ ગૃહસ્થે ઘણી ખુશી સાથે કબુલ કર્યો.

સને ૧૮૯૮ માં પ્લેગે સુરત છોડયું, અને અંકલેશ્વર ઉપર ચઢાઇ કરી. ત્યાં એનો જુલમ ચાલતો હતો, દરમ્યાન અંકલેશ્વરનો એક કારકુન પ્લેગવાળો ભરૂચમાં આવ્યો, અને તે ગુજરી જવાથી શહેરમાં સખત ધાસ્તી પેઠી લોકોમાં ખળભળાટ થઇ રહ્યો.

એજ સાલના અકટોમ્બર માસથી ઉંદરોની મરકી ભરૂચ શહેરમાં શરૂ થઇ, તેથી શહેરમાં ત્રાસ વરતાઇ રહ્યો. રસ્તામાં પણ મરેલા ઉંદરો જોવામાં આવ્યા. આ જોઇ લોકોએ જમીનો ભાડે લઇ માંડવા બાંધવાનું શરૂ કર્યું. કેટલાએક માંડવાઓ બંધાઇ રહ્યા, કેટલાએક બંધાતા હતા, દરમ્યાન વેજલપોરમાં એક માણસ પ્લેગથી મરી ગયો કહેવાયો. આ હકીકત સંભળાયાથી લોકોએ તાબડતોબ માંડવા ઉભા કર્યા. ગરીબોને માંડવા બાંધવા અરધો ખરચ સુધરાઇ તરફથી આપવાનો ઠરાવ થયો છે, એ ખબર થવાથી તેવા લોકો સુધરાઇની મદદ માગવા ગયા, તેમને રાવબહાદુરના ચેરમેનપણા હેઠળ સારી મદદ મળી.

લોકો માંડવા બંધાયા છતાં, ત્યાં રહેવા ગયા નહિ, પણ જેના ઘરમાં ઉંદર મરેલો માલમ પડે કે બીકના માર્યા તરતજ ઘર ખાલી કરી માંડવામાં, કે પરગામ જ્યાં પોતાને સહીસલામત જણાય ત્યાં નાસવા માંડયા. ઉંદર મરેલા છતાં જેઓ ઘરમાંથી નીકળ્યા નહિ, તેમને ત્યાં માણસો મરવા લાગ્યાં. એક શેરીમાં એક મોત સાંભળ્યું કે તરત આખી શેરી ખાલી થવા માંડી.

સુધરાઇમાં મીટીંગો ભરાઇ અને રા. બા. ચુનિલાલને પ્લેગ સંબંધી પ્રમુખપણું આપ્યું. દરેક સરકારી અમલદારને પ્લેગ સુપ્રિન્ટેન્ડેન્ટ નિમ્યા, તથા જેઓએ સુપ્રિન્ટેન્ડેન્ટ થવાની ઇચ્છા બતાવી તેમને પણ લત્તા સોંપી આપ્યા. સરકારી અમલદારો જેઓ સુપ્રિન્ટેન્ડેન્ટ નિમાયલા, તેઓને સરકારી નોકરી સાથે એ કામ સોંપેલું, તેથી તેમને સવારસાંજ પોતાના મુકરર થયેલા લત્તામાં ફરવું પડતું હતું, અને રા. બા. ચુનિલાલ પણ દરેક લત્તામાં જઇ ખબર પૂછતા હતા.

ડીસેમ્બરના મધ્ય ભાગમાં તો શહેરમાં લાહે લાગવા માંડી, મરકીએ પોતાનું ખરૂં રૂપ દેખાડયું. વહેમ પડતાં માણસોને મેના જેવી ચાર પૈડાંની ગાડીમાં બેસાડી કોરેનટાઇનમાં લઇ જવા માંડયાં.

લોકો ડોકટરની દવા ખાવા ના કહે, તેથી એક વખત એવો પ્રસંગ બન્યો કે, રાવબહાદુરની સમક્ષ એક માણુસે પોતાના ઘરના એક પ્લેગથી પીડાયલા માણુસને દવા પાવાની ચોખ્ખી ના પાડી. રાવબહાદુરને એક દુ:ખ ને બીજુ હસવું, એમ થયું, અને તે માણુસને કહ્યું કે "ભાઈ! એ દવા હું પીવું તો પછી આ માંદા માણુસને પીવા દેશે." તેણે હા વાળી, એટલે રાવબહાદુરે પોતે તે·માંથી અરધી દવા પીધી, એટલે તે માંદા માણુસે પીધી તથા તેજ દવામાંથી એટલે તેજ શીશીઓમાંથી બીજાઓએ પીવા શરૂ કર્યું.

પરગામથી ડોકટરો બોલાવ્યા અને ઠેકાણે ઠેકાણે દવાખાનાં જોવામાં આવ્યાં. સુપ્રિન્ટેન્ડેન્ટોને સૂચના આપી કે કોઇ પણ માણુસને ઇજા પડી અથવા નકામો ખેંચી લઇ ગયા એમ કહેવાય નહિ, તેમ કરવું. જુલમ શબ્દ કોઇના મ્હોમાંથી નીકળે નહિ. તેમાંજ તમારૂં ભૂષણ છે. પરગામથી બોલાવેલા ડોકટરોને પણ સૂચના આપી, કે નહિ પ્લેગનો પ્લેગ છે, એમ ઠોકી બેસાડવું નહિ, તેમ કોઇને હેરાનગતી પણ આપવી નહિ. જો કાંઇ તેવું સંભળાશે, તો મહેરબાન કલેકટર સાહેબને કહી તમારા ઉપરીને લખવામાં આવશે, તેમ તમારી સારી નોકરીનો બદલો પણ મળશે.

જાનેવારીમાં તો પ્લેગે પોતાની જુવાનીનું જોર ખરેખરૂં બતાવવા માંડયું, તેથી લોકો ઘરબાર છોડી કોઇ પરગામમમાં, તેમ કોઇ માંડવામાં જતા રહ્યા. ઘેરેઘેર તાળાં, કોઇ ડોસું ડગરૂં ઘર સાચવવા એકાદ શેરીમાં માલમ પડતું, તે પણ ભોગ થવા લાગ્યું, એટલે તો પછી ત્રાસમાં પૂછવાનુંજ શું બાકી રહ્યું?

ઘેરેઘેર તાળાં, છોકરાંઓ નિશાળમાં કયાંથી હોય, તેથી નિશાળો પણ બંધ થઈ, હાઇસ્કુલ બંધ થઇ, એટલે માસ્તરો છુટા થયા જાણી સરકારી અમલદારોને પ્લેગના કામથી ફારેગ કર્યા અને માસ્તરોને સુપ્રિન્ટેન્ડેન્ટ નિમ્યા. એઓને પ્લેગ નાબૂદ થતાં સુધી એ હોદ્દાનું કામ કરવું પડયું હતું. હું સુપ્રિન્ટેન્ડેન્ટની નોકરીથી છુટો થયો, તેથી હું તેજ દિવસે અંકલેશ્વર નાઠો અને ગાડીનો વખત અનુકુળ હોવાથી નોકરી ઉપર હાજર થવા આવ-જા કરવા લાગ્યો, પણ "ઓળખીતો બે ગોદા વત્તા મારે" તેમ મારે તો થયું, એકમાંથી છુટયો, તો બીજી બલા વળગી.

અને પ્લેગ પ્રોસિક્યુટર નિમ્યો. લોકોની દુવા તો ક્યાંથી લેવાય પણ ગાળ ખાવાનો વખત આવ્યો.

એક કણબીનો જુવાન છોકરો પ્લેગથી ગુજરી ગયો, તેના બાપે તેને ગાડામાં ઘાલી ઉપર કડબ ભરી, કોઇ બીજે ગામ લઇ જઇ અગ્નિદાહ કરવાનો વિચાર કર્યો. તે હાલતમાં એ છોકરાને લઇ જતાં, પોલિસને વહેમ પડવાથી તેને પકડયો, ત્યારે તો આ હકીકત જણાઇ. કણબીને તો દુ:ખમાં બીજું દુ:ખ આવી પડ્યું. જુવાન છોકરો ગયો ને તે વળી એકનો એક, તેમાં વળી હવે સરકાર શું કરશે, એ ધાસ્તીમાં તે તો હબકી ગયો. આતો મોટો ગુન્હો થઇ પડયો. રા. બા. ચુનિલાલે એ માણસને જેમ પરમેશ્વરે ખરી આગમાંથી "બીલાડીનાં બચ્ચાં ઉગાર્યાં," તેમ એ કણબીને ઉગારી લીધો. કલેકટર સાહેબ પણ સારે નશીબે મી. કેનડી હતા, વૃદ્ધ ઉમ્મરે પહોંચેલા, એટલે ઘણાજ વિચારવંત હતા. ચુનિલાલે એમને કાંઇ કહ્યું હશે, તેથી એવો ઠરાવ થયો કે આ માણસે આવો ગુન્હો કર્યો, ને ન્યાતનો કાયદો તોડયો, તો એની ન્યાતના પંચે એનો ઇનસાફ કરવો જોઇએ. ન્યાતના પંચને આ હકીકત કહી, તેથી તેઓએ એનો રૂા. ૫) દંડ કર્યો. પ્લેગ પ્રોસીક્યુટર તો આ ભારે કામ માંડી વળાયું જાણી ઘણોજ ખુશી થયો.

પ્લેગ પ્રોસીક્યુટરનો દયાળુ સ્વભાવ, તેની સાથે મેજીસ્ટ્રેટ પણ એક ખાનદાન કુટુંબના ગૃહસ્થ, વિચારવંત, ડાહ્યા અને દયાળુ માણસ હતા. એ મેજીસ્ટ્રેટ ખાનબહાદુર રતનજી એદલજી કાંગા જેમની બાબતમાં આ પ્રસંગે જે લખાય તે ઓછું છે, તેઓએ રૂા. ૦ાા થી રૂા. ૫) ઉપરાંત કોઇકનો ભાગ્યે દંડ કર્યો હશે, એમણે આ પ્રસંગે લોકોની દુવાઇ ઓછી લીધી નથી.

રાવબહાદુર ચુનિલાલ, માસ્તરો ઉપર સારી દેખરેખ રાખતા હતા, તથા દરેક વોર્ડમાં પોતે હંમેશ જતા હતા, તેથી પ્લેગ પ્રોસીક્યુશન ઘણાંજ ઓછાં થતાં હતાં. ઘેરેઘેર તાળાં અંકલેશ્વરથી દશ વાગે આવીએ, તો રસ્તામાં હોળી સળગેલીજ જોવામાં આવે. લોકોનાં ઘરના દર્દીઓના કપડાં, ગોદડાં, તેમનાં બારણાં આગળ સળગતાં અગર શળગેલાંની રાખોડીઓ શિવાય બીજું કાંઇ જોવામાં આવેજ નહિ. આવો વખત ભરૂચની પ્રજાએ સ્વપ્ના-

માં પણ ભાગ્યેજ દીઠો હશે, તે નજરે જોયો. ત્રાસ ત્રાસ વર્તાઈ રહ્યો હતો, પણ પ્રભુની ઘેંઘટ આગળ શાણી સરકાર તથા સરકારી અમલદારો પણ શું કરે? લાચારીથી દરેકે જોવું, એ શિવાય બીજો ઉપાય હતો નહિ.

આવી સ્થિતિમાં ભરૂચ શહેર હતું, છતાં રાવબહાદુર ચુનિલાલ તો ખરી હિમ્મત પકડી પોતાના મકાનમાંથી ખસ્યાજ નથી. પોતે તથા પોતાની સ્ત્રી ઘરમાંજ રહ્યાં હતાં.

હિંદુઓની હોસપિટલ જે ભૃગુઋષિમાં હતી, ત્યાં તથા બીજી પ્લેગની હોસપિટલમાં રાવબહાદુર ચુનિલાલ દર્દીઓની હંમેશ ખબર લેવા જતા હતા. પ્રસંગે ઓસડ પણ ભૃગૃઋષિમાં પડેલા દર્દીઓને પોતે જાતે આપતા હતા. અંગ્રેજી હોસપિટલમાં સિવિલ સરજન એક પારસી ગૃહસ્થ હતા, તે હોંશિયાર હોવાથી તેમાં દાખલ થયેલા દર્દીઓ વિષે તેમને ઓછી ફીકર હતી, છતાં ત્યાં પણ તેઓ જાવ–આવ કરતા હતા.

આ પ્રસંગે ઘેરઘેર તાળાં, લોકોને પોતાના જીવની, તેમજ આજીવીકાની બન્નેની ફીકર, પણ ભરૂચને સારે ભાગ્યે આ પ્રસંગે પોલિસ ઇન્સ્પેકટર એક ઘણાજ બહાદુર અને બાહોશ અમલદાર હતા. તે અમલદાર જેનું નામ રાવસાહેબ પ્રાણશંકર ત્રિપુરાશંકર દવે, જે સુરતના વતની હતા. તેમને રાવબહાદુર ચુનિલાલે કહેલું, કે જશ લેવાનો ખરેખરો વખત તમારે આજ છે. કોઇના પણ જાન, માલને ઇજા થાય નહિ, ચોરી ચખાર થાય નહિ, એ બંદોબસ્ત તમે રાખશો તો ખરે ઇશ્વર તમને સારો બદલો આપશે. રાવસાહેબ પ્રાણશંકરે આ પ્લેગના વખતમાં શહેરમાં એવો સારો બંદોબસ્ત રાખ્યો, કે કોઇના ઘરમાંથી વાડકી સરખી પણ ગઇ સંભળાઇ નથી. ઠેકાણે ઠેકાણે રાત્રે પોલિસના પહેરા રાખી, પોતે પણ બરાબર બંદોબસ્ત રહે છે કે નહિ તે તપાસવામાં રાવસાહેબ પ્રાણશંકર હંમેશ રાત્રે ફર્યા કરતા હતા. સાબાશ છે એવા અમલદારને કે આવા પ્રજાના દુ:ખના વખતમાં તેમના જાન માલ સાચવ્યા અને પુરો જશ લીધો.

“ મારવો તો હસ્તી અને લુંટવો તો ભંડાર ” એ કહેવત મુજબ આ પ્રસંગે બન્યું. પ્રજાને તો ચોરોએ છેડી નહિ;

પણ બે મોટા અધિકારીઓને પકડયા. મામલલદાર અને મુનસફની પેટી ઉઠાવી ગયા. મુનસફ તો જાગી ઉઠયા અને ચોરો પાછળ દોડયા, એટલે તેમની પેટી તો ચોરો મૂકીને નાઠા, પણ મામલતદારને તો ખરી બેઠી પડી, તેમને તો રૂ. ૧૨૦૦, ૧૫૦૦ ના સપાટામાં આણી મૂકયા. આ હકીકત શહેરની બહાર માંડવામાં બનેલી, એટલે રા. સા. પ્રાણુશંકરને કાંઇ લાગે વળગે નહિ. તપાસ કરતાં પણ મામલતદારના માલનો કાંઇ પ-તો લાગ્યોજ નહિ.

સરકારી નોકર શિવાયના જે જે લોકોએ પ્લેગમાં પ્રજાને મદદ કરેલી, તે લોકોને સાબાશીના નામદાર ગવર્નર તરફથી " સરટિફિકેટ ઓફ મેરિટ " કલેકટર સાહેબને બંગલે દરબાર ભરી આપવામાં આવ્યાં હતાં. તેમાં ભરૂચના રાજેશ્રી ઇચ્છાલાલ અમરતલાલ સુરતી, જે ભરૂચમાં જ્ઞાનોદય પ્રેસ ( છાપખાના ) ના માલીક છે તેમને, તથા મી. અનુપરામ મિઠાલાલ દીનબંધુને અને મી. મગનલાલ મોહનલાલ ઝવેરીને હિંદુ મહાજન તરફથી હિંદુ પ્લેગ હોસપિટલની સારી દેખરેખ તથા સારૂં કામ કરવા બદલ એક મોટી સભા બોલાવી એ ત્રણે ગૃહસ્થોને ચાંદીના થાળા બક્ષિસ આપ્યા હતા.

પ્લેગના સંબંધમાં રા. બા. ચુનિલાલે જે પ્રજાની સેવા બજાવી તેથી લોકોમાં એમનાં માન પ્રતિષ્ઠામાં ઘણોજ વધારો થયો. લોકો એમને ભરૂચમાં એજ મોટા માણુસ અને કરતા હરતા છે એવું સમજ્યા. આ ઉપકારનો બદલો પ્રજાના હાથમાં વાળવાને બીજું કાંઇ સાધન નહિ, પણ પ્રજાએ ઘણી આશીષ આપી હતી. જ્યારે જ્યારે એમની ગાડી જતી ત્યારે ત્યારે પ્રજા એમને ઘણા હર્ષ સાથે નમન કરતી હતી. એ નમનનો જવાબ ઘણે હસ્તે મ્હોંઢે આપતા હતા.

આ માણુસે પ્લેગમાં પ્રજાની સેવા બજાવી છે એટલુંજ નહિ, પણ સુધરાઇમાં પણ એમણે સારી સેવા બજાવી છે, તો એ માણુસ વિષે કાંઇ બે બોલ લખવા એ સારૂં છે, કે જેથી હવેની પ્રજા એમનો દાખલો લઇ વર્તે તો દુનિયાદારીમાં ફતેહ પામે. એમને વિષે જે હકીકત મળી છે તે જણાવવી જરૂરની જાણી અત્રે જણાવી છે.

એઓએ ફક્ત ગુજરાતીનોજ અભ્યાસ કરેલો; કારણ તે પ્રસંગે અંગ્રેજી નિશાળો હતીજ નહિ. એઓની વીશ વરસની ઉમ્મર થઇ એટલે નોકરીમાં પેસવું, એવો વિચાર થયાથી સને ૧૮૪૭ ના જુન મહિનામાં એમના ભાગ્યનો ઉદય થયો, અને કલેકટર ઓફિસમાં કારકુનની જગ્યા મળી. કારકુનની નોકરીમાં ઉપરીની નજરમાં ખુંપવાથી ફોજદારી શિરસ્તદારની નોકરી રૂા. ૪૦) ના પગારની મળી. એ દરમ્યાનમાં એમણે ફારશી, મરાઠી, અને અંગ્રેજીનો અભ્યાસ કર્યો. સને ૧૮૫૫ ના ડીસેમ્બર માસમાં એમની આ ત્રણ વિદ્યામાં કાબેલીઅત જોઇ મી. ઇનવેરાઇટી નામના કલેકટરે ડેપ્યુટી કલેકટરની જગ્યાને માટે ભલામણ કરી. તે ઉપરથી રૂા. ૪૦૦) ના પગારથી ડિસ્ટ્રિકટ ડેપ્યુટીની જગ્યા મળી. રૂા. ૪૦) ના રૂા. ૪૦૦) એ કહેવત ચુનિલાલને લાગુ પડી. રૂા. ૩૦૦) પગાર તથા રૂા. ૧૦૦) ભથ્થુ મળી રૂા. ૪૦૦) નો પગાર મળવા લાગ્યો અને ન્યાત જાતમાં તથા શહેરમાં ચુનિલાલના નશીબનાં વખાણ થવા લાગ્યાં.

સગા વહાલાનાં પત્રક તે વખતે સરકારે માગેલાં, તેમાં એક અમલદારે ચુનિલાલનું નામ લખેલું અને તેનું નામ સગા તરીકે ચુનિલાલે લખેલું નહિ, તેથી એઓએ સગપણ છુપાવ્યું જાણી એમને મામલતદાર તરીકે મોકલી દીધા. પોતાનું ખુરશી નામું લઇ ગવર્નર સાહેબને બધી હકીકત દર્શાવી, તે ખરી જણાયાથી પાછા ડેપ્યુટી થયા, અને સને ૧૮૬૪ માં ડેપ્યુટીની જગ્યામાં બહાલ થયા. સને ૧૮૭૨ માં ભરૂચમાં ડિસ્ટ્રિકટ ડેપ્યુટી થયા. એ હોદ્દો એજ જગ્યાએ એમણે સને ૧૮૯૧ ના જુન મહિના સુધી, પોતાની ૬૫ વરસની ઉમ્મર સુધી ભોગવ્યો અને પેનશન પર ગયા.

એકજ અમલદારને એકજ જગ્યાએ રાખે અને તેને બદલે નહિ, તેનું કાંઇ ખાસ કારણ હોવું જોઇએ, અથવા કાંઇ તેનામાં તેવી આવડત અથવા ગુણ હોવો જોઇએ, તો આ ચુનિલાલને શા માટે ભરૂચમાં એકજ જગ્યાએ રાખ્યા તેનું ખાસ કારણ એ હતું કે ભરૂચની સુધરાઇમાં અવ્યવસ્થિતપણું થઇ પડયું હતું. મ્યુનિસિપાલિટી કરજદાર થઇ ગઇ હતી, તો એને કોણ સારા પાયાપર લાવે, એ વિચાર કરતાં મી. આસબરનર સાહેબ જેઓ કમિ-

શનરને હોદ્દે હતા, તેમણે ભરૂચના કલેકટર મી. વાહિટને સૂચવ્યું કે મ્યુનિસિપાલિટીને સારા પાયાપર લાવવા અને બીનકરજી કરવા મી. ચુનિલાલની નિમનોક એક મેમ્બર તરીકે કરવી. આથી સને ૧૮૭૩ માં એઓ મ્યુનિસિપાલિટીમાં દાખલ થયા અને ચેરમેન બન્યા, કે જે હોદ્દો એમણે લાંબી મુદત સુધી ભોગવ્યો. પોતાની હોંશીઆરી, આવડત, લાંબી પહોંચ અને આગ્રહથી મ્યુનિસિપાલિટીમાં ઘણોખરો ખર્ચ ઓછો કર્યો, અને બીનકરજી કરી, એટલુંજ નહિ પણ રૂા. ૧૩૫૦૦૦) શિલક થઇ. પ્લેગના વખતમાં એમાંથી ઘણી રકમ ખર્ચાઇ છતાં જ્યારે સ્વર્ગવાશી થયા ત્યારે પોતાની પાછળ ગાદી ઉપર બેસનાર જે એમના પોતાનાજ દીકરા હતા, તેમને રૂા. ૪૦૦૦૦) ની શિલક સોંપી.

એ માણસના ચેરમેનપણામાં ભરૂચમાં ઘણાખરા રસ્તામાં પત્થરો જડાયા, રસ્તા પાકા થયા અને પ્રજાને તથા ગાડી ઘોડાને જવા આવવાને સુખ થયું. લોગનવેલ ( કુવો ), ઝાડેસરી દરવાજા તરફ તથા ચુનિલાલવેલ ( કુવો ) કતોપોર તરફ એમનાજ વખતમાં બંધાયા. આથી પાણીનું સુખ ઘણું થયું. આ કુવાઓ સને ૧૮૯૪ માં લોગન સાહેબ નામના કલેકટરના વખતમાં તૈયાર થયા છે.

સને ૧૮૮૭ માં જુબીલી વખતે એ ચુનિલાલને રાવબહાદુરનો ખિતાબ મળ્યો. સને ૧૮૯૬ માં સી. આઇ. ઇ. થયા, અને સને ૧૮૯૮ માં લેજીસલેટીવ કાઉન્સિલના મેમ્બર થયા. રાવબહાદુર ચુનિલાલ વેણિલાલ સી. આઇ. ઇ. તો હતાજ; તે ધી ઓનરેબલ રાવબહાદુર ચુનિલાલ વેણિલાલ સી. આઇ. ઇ. કહેવાયા.

સને ૧૯૦૦ માં એઓ મ્યુનિસિપાલિટીના પ્રેસિડેન્ટ ( પ્રમુખ ) નિમાયા. એ હોદ્દો એમણે જીંદગી સુધી ભોગવ્યો, ને સને ૧૯૦૫ ના ડીસેમ્બર મહિનાની ૨૮ મી તારીખે—સંવત ૧૯૬૨ ના પોશ સુદ ૨ ને દિવસે સ્વર્ગમાં વાસો કર્યો.

એમની સુધરાઇની નોકરી વિષે જે લખાય તે ઓછુંજ છે, તો પણ એમની સુધરાઇની તથા પ્લેગની નોકરીના બદલામાં જે એમને લાભ મળ્યો છે તેવો ભરૂચમાં બીજા કોઇને મળ્યો નથી, અને તે લાભ એ છે કે સુધરાઇમાં એમની પ્રતિમા ( છબી )

મૂકવામાં આવી છે. એ કાંઇ એમની સારી નોકરીનો બદલો ઓછો કહેવાય નહિ.

એ માણસમાં ઉપરીને પસંદ પડે એવી રીતે કામ કરી તેમને ખુશ રાખવાની સારી આવડત હતી. જાતે ઉદ્યોગી, મહેનતુ અને ખંતિલા માટે અંગ્રેજી, મરાઠી અને ફારશીનું જ્ઞાન જે એમણે મેળવેલું, તે કોઇ પણ શિક્ષક વિના પોતાની જાતેજ મેળવેલું ( Selftaught ) અને અનુભવથી તેમાં વધારો થયો હતો.

ગૌર વર્ણ, મધ્યમ કદનું સાધારણ ઉંચું શરીર, લગભગ ૮૦ વરસની ઉમ્મર છતાં એમનામાં કામ કરવાની ઝેન એક જુવાન માણુસ જેવી રહી હતી. આંખે-પાંખે સાબુત હતા. પેનશન લીધા પછી પ્રજામાં ઘટે ત્યાં સારે માઠે પ્રસંગે જતા હતા, તેથી કોઇને ત્યાં એમની હાજરી,-એ જેને ત્યાં જાય, તેને માન સમજાતું હતું. ખાવા પીવામાં મિતાહારી માટે શરીર પણ નીરોગી હતું. એમને હુકકો પીવાનું વ્યસન હતું અને ખરચ કરવામાં પોલિટિકલ ઇકોનોમી બરાબર સમજતા હોય એમ જણાતું હતુ. રીતસરજ ખરચ કરતા; કારણ " નીતિએ નારાયણ વસે " એટલે જ્યાં નારાયણનો વાસો, ત્યાં લક્ષ્મીજી સાથેજ હોય, એમાં નવાઇ જેવું શું ?

સંવત ૧૯૫૬ નો દુકાળ અથવા છપ્પનીઓ કાળ ( સને ૧૯૦૦ ).—સંવત ૧૯૫૫ ની ફસલ વખતે, એટલે સને ૧૮૯૯ ના મે માસમાં ( ઉન્હાળામાં હંમેશાં ફસલ ભરવાનો વખત હોય છે, ) ખરેખરો અનાજ પાણીનો સકાળ હતો. એવી સોંઘવારી લાંબી મુદ્દત થયાં જોવામાં આવેલીજ નહિ. રૂા. ૧૨) ની એક કળશી જુવાર, રૂા. ૧૮) ડાંગેરનો ભાવ, તથા ઘઉંનો ભાવ રૂા. ૧૭-૧૮ ), દાળ મણ એકનો રૂા. ૧॥ દોઢ, તથા કઠોળ પણ તેવીજ રીતે સોંઘાં વેચાયાં હતાં. અનાજના ભાવ દોઢા બમણા ઘટી ગયા જાણી ડોસાં ડગરાં કહેવા લાગ્યાં, કે આવતું વરસ વખતે લાડકવાયું આવશે, માટે અનાજ પાણી ભરી મૂકવાં એ સારૂં છે, તેથી ઘણાખરાએ તો ફસલો સારી ભરી હતી. મણ લાવીને ખાનારાઓએ પણ વરસ છ મહિનાની ખરચી ભરેલી જણાઇ. આખરે ઘરડાંઓનું ધારવું ખરૂંજ પડયું.

તા. ૧૫ મી જુન સને ૧૮૯૯ ને રોજ અતિશય વાવાઝ-રડાં સાથે સાંજના ૩ વાગ્યાથી તે ૬ વાગ્યા સુધી સખત વરસાદ પડયો, તે પહેલો અને છેલ્લોજ પડયો, પછીથી આખા ચોમાસા માં પાણીનું એક બૂંદ સરખુંએ પડયું નથી. જેઠ માસમાં વદ-માં દિવસે વાદળાં અને રાત્રે શરદ પુનમની ચાંદની જેવાં ચંદ્ર-માનાં અજવાળાં, એ દુકાળનાં ચિન્હો સમજાય, છતાં અષાઢ શુદ પાંચમ સુધી, વરસાદની રાહ જોઇ, પણ ફોગટ. રાત્રે વરસાદ માટે હોજલ પાળનારી મુસલમાનની સ્ત્રીઓ પણ બીચારી માથે પાટલો મૂકી વરસાદ માગવા નીકળતી જણાઇ. જ્યાં જાય ત્યાં તેમના પાટલા ઉપર લોકો પાણીનો લોટો ઢોળતા જણાયા, પણ એ બીચારીની દાદ પણ પ્રભુએ સાંભળી નહિ. આખો અષાઢ માસ તેમ કર્યું, પછી તો નિરાશ થઇ તેઓએ પણ પડતું મૂક્યું. અનાજપર ભાવ ચઢી ગયા. ગરીબો ભૂખે મરવા લાગ્યાં. ઢોરોને ઘાસની પણ તંગાશ પડવા માંડી. જ્યાં સુધી નભ્યું ત્યાં સુધી લોકોએ નભાવ્યું. ઢોરો તો પાણી ઘાસ વિના સુકાવા લાગ્યાં, તેથી જંગલમાં ઢોરોને સરકારની સાહેતાથી મોકલવાં પડયાં.

કાઠીઆવાડ અને બીજી જગ્યાએથી આવેલાં હજારો ભૂખે મરતાં માણસો ભરૂચમાં ટળવળતાં માલમ પડવા માંડયાં. કુતરા-ને રોટલો નાખ્યો હોય, તો તેના મ્હોંમાંથી પણ ઝુંટાવી લેતાં ભિખારૂઓ જણાયાં. અરે ! રામ ! આ વખત પ્રજાને માટે કયાં કરી મૂકયો હતો ? બારણે બારણે ભિખારૂઓ ભટકે, તેમ કોઇ આપે તે પણ પેટપુર શાનું હોય ! કોઇને થોડું મળે, કોઇને ન મળે; એવું જણાવા લાગ્યું. રસ્તામાં ભિખારૂઓ પડી મરી જતાં જણાયાં. દયાળુ લોકો એવા ભિખારૂઓને એકઠા કરી ખીચડી રંધાવી ખવરાવતા હતા.

ઘાસની તંગીને લીધે ગાય, બળદ, આખલા તથા વાછરડાં જેઓને માતેલાં જોયલાં, તે પણ સુકાવા માંડયાં. એવાં પાળેલાં જાનવરોને તો જેમ તેમ કરીને શહેરમાં સહેજસાજ ખોરાક મ-ળતો, તેથી તેમનો નભાવો થયો; કારણ કે જેઓએ ઢોર ઘરમાં રાખેલાં તેમણે તો તેમનું જેમ તેમ કરી પોષણ કર્યું, પણ જો-ઇએ તેવું નહિ.

પ્રજાને તો કોઇના ઘરમાં ટાંકાનું સુખ, તેમને તો પાણી-ની તંગાશ પડી નહિ. તળાવો, ખારાકુવામાં પાણી મળેજ નહિ, તેથી વાપરવાનાં પાણીની લોકોને આપદા પડવા માંડી. પ્રભુની ભરૂચ ઉપર આ પ્રસંગે એટલી મહેરબાની કે નદીનાં પાણી બીલ-કુલ ખારાં થયાંજ નહિ, તેમ લોગન તથા ચુનિલાલકુવા પાતાળી ખોદાયલા, તેથી મીઠાં પાણીની બીલકુલ તંગાશ પડી નહિ.

મજુરી સસ્તી થઇ ગઇ, એટલે ખાવા સારૂં પણ માણસો કામ કરવા રહેવા તૈયાર થયાં. પૈસાનું એક બેડું પાણી જે લા-વતાં તે પૈસાનાં ચાર લાવતાં થયાં, તેમ શેર બાજરી કે જુવાર સાટે તો ઘરનું પાણી પુરૂં પાડવા તૈયાર થતાં હતાં.

પ્લેગની મરકી બંધ થઇ અને બીજે વરસે ભૂખમરાથી મરકી શરૂ થઇ, તેથી લોકો ત્રાશી ગયા. "જેને રાખે તેને રામ," એવું લોકોના મ્હોંમાંથી નીકળવા માંડયું.

આવો ભૂખમરો ચાલેલો જોઇ સપટેમ્બર માસમાં શાણી સરકારે લોકોને ભૂખમરામાંથી બચાવવા સારૂ નવાં કામો ( રીલીફ વર્કસ ) કાઢયાં, તેમાં હજારો લોકો કામે લાગવાથી શહેરમાંથી ભિખારૂઓ ઓછાં થવા માંડયાં. આવાં કામો સને ૧૯૦૨ સુધી જારી રહ્યાં અને એજ સાલના અકટોમ્બરમાં બંધ થયાં.

સને ૧૮૯૯ ના સપટેમ્બર માસથી તે સને ૧૯૦૨ ના અકટોમ્બર સુધીમાં ત્રીશ લાખ રૂપીઆ મહેસુલમાં છુટ મૂકવી પડી હતી, તથા બાવીશ લાખ રૂપીઆ ખેડુતોને તગાવી તરીકે આપવા પડયા હતા.

સને ૧૯૦૦ ના ઓગસ્ટ માસ સુધી બીલકુલ વરસાદ આવ્યો નહિ. ઓગસ્ટની તા. ૫ મીથી વરસાદે દેખા દેવા માંડી. એ સાલમાં અત્રે શહેરને હિંદુસ્તાનના વાઇસરોય લોર્ડ કરઝને મુલાકાત આપી હતી.

સને ૧૯૦૩ માં અતિશય ધુમસ વરસ્યું, તેથી પાકને નુક-શાન પહોંચ્યું અને મોંઘવારી હતી તો ખરીજ, છતાં ભાવ અના-જના વધ્યા.

સને ૧૯૧૩ ના જુન મહિનાની ૪ થી તારીખે, એટલે સંવત ૧૯૬૯ ના વૈશાખ વદ ૦)) અમાસને દિવસે સાંજે પાંચ

વાગે ઓચીંતુ વાવાઝરડું એવું થયું, કે લોકોનાં ઘરનાં પતરાંનાં કેટલાંએક છાપરાં ઉડી પડયાં. કેટલાંએક ઘરનાં છાપરાંનાં નળીઆં પણ ઉડી ગયાં હતાં, અને લોકોનાં ઘરોમાં ધુળ ધુળ થઇ રહી હતી વાવાઝરડા સાથે મેઘરાજા પણ ત્રુઠયા હતા.

જે ઉંટીયું–ડુંટીયું સને ૧૮૭૨ માં જોવામાં આવ્યું હતું, તેણે સંવત ૧૯૬૯ ની સાલમાં પાછો દેખાવ દીધો. જે ઘરમાં પેસે, તે ઘરનાં બધાં માણસોની ખબર લઇ, પછી ત્યાંથી બહાર નીકળે. કોઈકને એ રોગ સાથે ઓરૂં પણ નીકળતું. એની અવધ તો સાડાત્રણ દિવસનીજ હતી, પણ ગતિભંગ કરી નાંખતું. માતાના મંદિરોમાં નાળીએરો તથા બળીઆકાકા આગળ પુરીઓ જોવામાં આવતી હતી.

હિંદુ શાસ્ત્રમાં ૬૦ સાઠ સંવત્સરો છે, તેમનાં નામ નીચે પ્રમાણે છે:—

પ્રભવ, વિભવ, શુકલ, પ્રમોદ, પ્રજાપતિ, અંગિરા, શ્રીમુખ, ભાવ, યુવ, ધાતા, ઇશ્વર, બહુધાન્ય, પ્રમાથી, વિક્રમ, વૃષ, ચિત્રભાનું, સુભાનું, તારણ, પાર્થિવ, વ્યય, સર્વજિત, સર્વધારી, વિરોધી, વિકૃતિ, ખર, *નંદન, વિજય, જય, મન્મથ, દુર્મુખ, હેમલંબ, વિલંબ, વિકારી, શાર્વરી, પ્લવ, શુભકૃત, સોભાન, ક્રોધી, વિશ્વાસુ, પરાભવ, પ્લવંગ, કિલક, સૌમ્ય, સાધારણ, વિરોધકૃત, પરિધાવી, પ્રમાદી, આનંદ, રાક્ષસ, અનલ, પિંગલ, કાલયુકત, સિદ્ધાર્થ, રૌદ્ર, દુર્મતિ, દુંદભિ, રુધિરોદ્ગારી, રક્તાક્ષી, ક્રોધન, અને ક્ષય.

આ સંવત્સરો વરસે વરસે બદલાય છે, તે આધારે આ સંવત ૧૯૬૯, સને ૧૯૧૨–૧૩ માં રુધિરોદ્ગારી સંવત્સર હોવાથી એ ઘણો નબળો ગણાય, તેથી પ્રજાને ઘણું વેઠવું પડયું છે. અતિશય વરસાદ નદીઓમાં રેલો, જેથી કેટલાંએક ગામો પાણીને ભોગ થઇ પડયાં, તેમ કેટલાંએક માણસો પણ પાણીને ભોગ થઇ પડયાં એટલુંજ નહિ, પણ ઘરબાર, તથા રતછત

* એ સંવત્સરમાં ભરૂચની ટેકરી ઉપર શહેર વસ્યું હતું.

વિનાનાં થઇ ગયાં. પાણીએ કેર વર્તાંવ્યો; એટલુંજ નહિ, પણ શરદ ઋતુએ પણ કેર વર્તાવ્યો. ઘેરેઘેર તાવ, તેમ ઘણોખરો તો અવધિયોજ તાવ. વળી ઘણી બેંકો પણ તુટી; જેથી લક્ષાધિપતિ અને ક્રોડાધિપતિઓએ દેવાળાં કાઢયાં, તેથી નાણાં સંબંધી પણ ખરેખરો કેર વર્તાયો. લોકોનાં નાણાં બેંકોમાં મૂકેલાં ગયાં. સને ૧૮૬૫–૬૬ માં રૂના વહેપારમાં અને શેર સટ્ટામાં જેમ લોકો પાયમાલ થઇ ગયા હતા, અને નાણાં સંબંધી કેર વર્તાયો હતો, તેમજ આ વરસે પણ થયું છે. આ ધોકકો ભરૂચને પણ લાગ્યો છે. ઇશ્વર ઇચ્છાએ જે થાય તે જોવાનું છે; એ આગળ કોઇનું ચલણુ નથી. માથે પડે તે ધિરજથી સહન કરવા શિવાય બીજો ઇલાજ છેજ નહિ !

સંવત ૧૯૭૦, ૭૧, ૭૨ ની સાલોના સંવત્સરોનાં નામો વાંચતાં એ વરસો કેવાં આવશે તે ઇશ્વર જાણે. પ્રભુ પ્રજા પર રહેમ નજર રાખે. અસ્તુઃ



# શ્રી ભૃગુઋષિ મહારાજની વંશાવળી.



શ્રી ભૃગુઋષિ મહારાજને એક શ્રી નામે દીકરી હતી. તેનું શ્રી વિષ્ણુ ભગવાન સાથે લગ્ન કર્યું હતું. તેઓ શ્રી-લક્ષ્મીજી નામથી ઓળખાયાં.

શુક્રાચાર્યની દીકરી દેવયાનીનું યદુકુળના યયાતિરાજા સાથે લગ્ન કર્યું હતું. એ વંશમાં ઘણી લાંબી પેઢીએ શ્રી કૃષ્ણ ભગવાનનો જન્મ થયો હતો.

ઉપરની વંશાવળીમાં જે નામો આપ્યાં છે, તેઓ સઘળા ભૃગુ અથવા ભૃગુનંદન નામથી ઓળખાતા હતા.
ચ્યવનની વંશાવળી મહાભારતના પહેલા પર્વમાંથી લીધી છે. સંભવ પર્વ અધ્યાય ૬૬, પાનું ૧૮૮.
ધાતા,-વિધાતાની વંશાવળી શ્રીમદ્ ભાગવતમાંથી લીધી છે.





# પ્રકરણ ૪૨ મું.

## ઇતિહાસ.

—*—

### પ્રાચીનકાળ ઇ. સ. પહેલાંનો વખત.



શ્રી બ્રહ્માના દીકરા શ્રી ભૃગુઋષિ મહારાજ દક્ષિણમાંથી હેડંબાવનમાં પધાર્યા, ત્યારે તેમના કુટુંબનાં કયાં કયાં માણસો તેમની સાથે આવ્યાં હતાં, તે જાણવાનું સાધન મળી આવતું નથી; છતાં પાછળ આપેલી તેમના વંશની વંશાવળી ઉપરથી એમની ત્રણ પેઢીનાં માણસો આવેલાં, એવી દંત કથા છે.

એ વંશાવળીમાં જણાવેલાં માણસો પૈકી જેઓનો ભરૂચ સાથે કાંઇ પણ સંબંધ રહ્યો હતો, તેમને વિષેજ ફક્ત અત્રે લખ્યું છે.

ઋષિ મહારાજે પોતાના કુટુંબ શિવાયનાં જે ×અરાઢ હજાર કુટુંબનાં માણસો તેમની સાથે આવેલાં તેમની તથા એ માણસો સાથે બીજાં જે માણસો આવેલાં, તેઓ સઘળાની પોતે ઘણીજ સંભાળ રાખેલી, તેથી તેઓ ઋષિ મહારાજને દેવ, ગુરૂ કે રાજા તરીકે માનતાં હતાં. એમના વખતમાં ઉપર પાંચમા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે એમણે પોતાના મંત્રના બળથીજ

× ગેઝીટીઅર ભરૂચ વો. ૨. ભાગ ૨ પાનું ૩૭૨

નર્મદા એઓના આશ્રમની નજીક *આણ્યાં, તે તથા આ ટેકરી શ્રી લક્ષ્મીજી પાસેથી પોતાના આશ્રિતોને વસવા માટે માગી લીધી, અને તેઓ આ ટેકરી ઉપર વસ્યા, એ શિવાય બીજી બીના બનેલી હશે, તે જાણવાનું સાધન નથી. એઓ ભગવાનના માનિતા ઋષિ હતા, એટલે ભગવાનનું રૂપજ હતા. ( મહર્ષીણાં ભૃગુરહં: ભગવદ ગીતા, અધ્યાય ૧૦, શ્લોક ૨૫. of the great Rishis I am Bhrigu. ( મહર્ષીઓમાં હું ભૃગુ છું. ) ગીતા, તરજુમો પાનું ૯૦. એ મહાદેવ શાસ્ત્રી—મદ્રાસ. )

એઓએ ભૃગુ સંહિતા લખી તથા ભૃગુઋષિનું બાણ જે હાલ જોવામાં આવે છે, તેની તથા ચારે વેદોનાં બાણોની સમીપજ સ્થાપના અને પ્રતિષ્ઠા પોતાની જાતે એક વૈશાખ શુદ ૧૫, જે દિવસ એમના જન્મ દિવસનો કહેવાય છે, તે દિવસે કરી, તેથી દર વૈશાખ શુદ ૧૫ મે ભાર્ગવ બ્રાહ્મણો એમની જયંતિ ઉજવે છે. ( દર્શને જાય છે, વરઘોડો કાઢે છે તથા ઉજાણી કરે છે. )

ઋષિમહારાજ કેટલીએક મુદત ભરૂચમાં રહ્યા પછી પહાડોમાં તપ કરવા નિકળી પડયા, ત્યારે તેમની પદવી ચ્યવનને મળી. ચ્યવન પછી ઔર્ય અને તેમની પછી ઋચીક થયા.

ચ્યવને, પુલોમા નામનો રાક્ષસ લોકોને ઇજા આપતો હતો તેને હણ્યો, તથા હૈહય લોકો ઔર્યના પરાક્રમથી વશ થયા. આ વાત દેવી ભાગવતમાં છે; તેમ ગુજરાત ગેઝીટીઅર વો. ૧, ભાગ ૧, પાનું ૧૧ ની નોટમાં જણાવ્યું છે કે ભાર્ગવોએ હૈહય લોકોને હરાવ્યા હતા; પણ કોણે, તે લખ્યું નથી.

ઋચીક મહા તપસ્વી હતા. તેઓ તપ કરી ભૃગુપૂરમાં આવી પિતાને મળ્યા ને પગે લાગ્યા. પિતાએ ગૃહસ્થાશ્રમ માંડવાનું કહેવાથી તેઓએ કાન્યકુબ્જ દેશના ગાધિરાજાની દીકરી સત્યવતી સાથે લગ્ન કર્યું. સત્યવતી પિતાને પગે લાગ્યાં, ને આર્શીવાદ માગ્યો કે મને જે પુત્ર થાય તે મહા તપસ્વી થાય. પિતાએ "અસ્તુ" કહ્યું. સત્યવતીને જમદગ્નિ થયા, તેઓ તો

* ગે. ભરૂચ વો. ૨ ભા. ૨ પાનું ૫૫૨.

શંકરરૂપ જેવાંજ હતા. તેઓ ગંગા તીરે તપ કરવા નીકળી પડયા અને ભૃગુપૂર સાથે કાંઇ સંબંધ રાખ્યો હોય એમ જણાતું નથી, તેથી તેમનાં બાબતમાં તથા તેમના દીકરા ભાર્ગવરામ અથવા પરશુ (ફરશો) ધારણ કરી, તેથી પરશુરામ* નામથી ઓળખાયા અને તેઓએ ક્ષત્રિઓનો ખોડો કાઢયો. તેઓની બાબતમાં કાંઇ ભૃગુપૂર સાથે સંબંધ જણાતો નથી, તેથી અત્રે કાંઇ લખાણ લીધું નથી.

હવે ગેઝીટીઅરનું જે ઉપર પાનું જણાવ્યું છે, તેમાં લખે છે, કે આ ભાર્ગવોને કૃષ્ણના આશ્રિતો વૃષ્ણીશ અને ભોજસોએ હરાવ્યા. આ ઉપરથી એમ જણાય છે કે ભાર્ગવોએ ભૃગુપૂરમાં અમલ સત્યયુગ, ત્રેતાયુગ અને દ્વાપરયુગમાં કર્યો હશે, અને કૃષ્ણ જ્યારે દ્વારકામાં આવ્યા ત્યાં સુધી એ ભાર્ગવોએ રાજ્ય કર્યું છે; એમ કહેવાને અડચણ નથી.

એ લોકોના હાથમાં કેટલી મુદત ભૃગુપૂર રહ્યું, અને ત્યાર પછી કોના કોના હાથમાં ગયું, તે દાખલો મળી આવતો નથી. હવે જે દાખલો મળી આવે છે, તે મૌર્યવંશના રાજાઓ આ ભૃગુપૂરના રાજ્ય કર્તા થયાનો છે. એ વંશના રાજાઓની સત્તા હિંદુસ્તાનના ઘણાખરા ભાગોમાં ફેલાઇ હતી. એ વંશમાં અશોક નામે એક પ્રતાપિ રાજા થયો. એ રાજાના ગિરનારના પર્વત ઉપરના કેટલાએક લેખોથી જણાય છે કે એ મૌર્યવંશના રાજાઓએ ઇ. સ. ની પૂર્વે ૩૦૦ થી ૨૦૦ સુધી ભૃગુપૂરમાં રાજ્ય કર્યું હોય, એમ સાબીત થાય છે. ( ગે. ભરૂચ વો. ૨, ભાગ ૨ પાનું ૪૬૪. )

એ વંશના રાજાઓના વખતમાં અગર તેમનું રાજ્ય શરૂ થયું હશે, તે દરમ્યાનમાં ઇ. સ. ની પૂર્વે ૩૧૫ માં ચંદ્રગુપ્ત

* દંત કથા એવી છે કે પરશુરામે ક્ષત્રિઓનો ખોડો કાઢયા પછી અમુક જગ્યાએ યજ્ઞો કરેલા તે પૈકી એક ભરૂચથી ૨૦ ગાઉ ઉપર વાગરા તાલુકાના લીંબાલ અને લખીગામ-ગામોની વચ્ચે હાલ એક અરણ્ય જેવી જગ્યા છે, ત્યાં યજ્ઞ કરી એક બાણ બેસાડેલું છે. તે બાણને પરશુરામજી આજ પણ લોકો માને છે. દહેરૂં પડી ગયું છે. પરશુરામની મૂર્તિ પણ લખીગામથી થોડે છેટે એક દહેરીમાં છે.

રાજા પોતાના મંત્રિ ચાણુાકય સાથે પોતાનું રાજપાટ છોડી પોતાનું પાપ નિવારણ કરવા ભરૂચ પાસે શુકલતીર્થ ગામમાં આવી વશ્યો હતો. એ રાજાએ પોતાના આઠ ભાઇઓને મારી નાખી તેમનું રાજપાટ છીની લીધું હતું. એ પાપ નિવારણ કરવા અત્રે આવી રહ્યો હતો. ( ગે. ભરૂચ વો. ૨, ભાગ ૨, પાનું ૪૬૪, તથા ૫૬૯. )

મૌર્યવંશનો ઈ. સ. ની પૂર્વે ૧૭૮ માં પુષ્યમિત્ર નામના રાજાએ અંત આણ્યો હતો. એ રાજા બેકત્રીઅન ગ્રીક હતો. એ જોતાં મૌર્યવંશ પછી બેકત્રીઅન વંશના રાજા ભૃગુપૂરમાં રાજય કર્તા થયા.

બેકત્રીઅન વંશનો રાજા મિનેન્ડર ઇ. સ. પૂર્વે ૧૧૦ માં થઇ ગયો. એ રાજાના રાજયમાં ભૃગુપૂર અને બીજે જયાં જયાં એનું રાજય હશે, તે જગ્યાની પ્રજાને એણે ઘણું સુખ આપેલું, માટે એ રાજા ગુજરી ગયો ત્યારે એના શબની રાખોડી મેળ-વવા પ્રજા લડી મરી હતી. આથી એ રાખોડી ઘેરેઘેર વહેંચવામાં આવી હતી. ( ગુજરાત ગે. વો. ૧, ભાગ ૧, પાનું ૫૩૫. )

એની પછી ઈ. સ. પૂર્વે ૧૦૦ માં એપોલોડોટસ નામે રાજા થયો.

આ બંને રાજાઓના શિક્કાઓનું ચલણ ભરૂચમાં ચાલતું હતું. આ શિક્કાના ચલણ બાબત પેરિપ્લસ, વિનસેંટ, સ્ટ્રેબો વિગેરે બીજા ગ્રંથ કર્તાઓ પણ લખી ગયા છે, તેમ ગેઝીટીઅ-રમાં પણ લખાણ છે.





# પ્રકરણ ૪૩ મું.



## ઇ. સ. પછીનો વખત

### હિંદુ રાજાઓ.



ઇ. સ. ૧૪ માં ભરૂચમાં પોરસ નામે એક સ્વતંત્ર રાજા રાજ્ય કરતો હતો, તેના તાબામાં ૬૦૦ ખંડીઆ રાજાઓ હતા. એ રાજાની યુરોપખંડમાં ઇટાલી દેશના રોમ શહેરના બાદશાહ અગસ્ટસ સીઝર સાથે દોસ્તી બાંધવાની ઇચ્છા હોવાથી, એણે રોમના બાદશાહને ગ્રીક ભાષામાં એક ચર્મ પત્ર ઉપર લખાણ કરી જણાવેલું, કે તમે મારા રાજ્યમાં કોઇ પણ કારણસર આવવા માગતા હો, તો તમારા આવવાનું ખાસ કારણ મને વ્યાજબી લાગશે, તો આવવા દેવાને પરવાનગી આ-પીશ, અને તે કામ પાર પાડવામાં તમને મદદ કરીશ.

પોરસ રાજાએ આ લખાણ સાથે આઠ માણસોને એલચી તરીકે રોમ મોકલ્યા હતા. એ આઠ માણસોમાં ભરૂચ ( બારા-ગોઝા ) નો રહેનાર ઝારમેનીચીગસ ( શ્રમાચાર્ય ) નામનો એક માણસ હતો.

આ માણસો વિષે નિકોલસ ડેમાસિનસ જે એનટની અને કલીઓપેત્રાના છોકરાંઓનો શિક્ષક હતો તે જણાવે છે કે

એ માણસો ઉઘાડે શરીરે ફક્ત કમ્મરે પટકા કે દોપટા વિંટાળેલા, મઘમઘતા શરીર સાથે મને, એનટાયોક શહેરમાં મળ્યા હતા. આ માણસો સાથે ઓગસટસ સીઝરને પોરસ રાજાએ જે નજરાણા મોકલેલાં, તે નજરાણામાં એક મરદ જેને બીલકુલ હાથજ નહિ હતા તેવો માણસ ( હરમિસ ), દશદશ હાથ લાંબા એવા કેટલાએક નાગ ( સાપ ), એક ત્રણ હાથ લાંબો કાચબો, અને ગીધ કરતાં પણ મોટું એવું એક તિત્તર પક્ષી હતું. આથી એમ જણાય છે કે એ લોકો ઇરાની અખાતને રસ્તે ગયા હશે.

પાછા ફરતાં એ લોકો એથન્સ શહેરમાં આવી પહોંચ્યા. ઝારમેનીચીગસ તન, મન વગેરે બધી રીતે સુખી છતાં, હજુ લાંબો રસ્તો લેવો છે, તો વખતે કાંઇ ઓચિંતુ દુઃખ આવી પડે એવું મનમાં આવવાથી અગર જીંદગીનો કંટાળો આવ્યો હોય, તેથી જેમ એક માણસ દુઃખમાં ગરક થઇ ગયો હોય અને પોતાની જીંદગીનો અંત આણવા તૈયાર થયો હોય, તેવીજ રીતે માથે લીધેલું કામ પાર પાડેલું, છતાં પણ જીંદગીનો અંત આણવા તૈયાર થયો. પોતાને હાથે લાકડાંની ચેહ ખડકી સળગાવી ઉઘાડે શરીરે કમ્મરે દોપટો વિંટાળી તેલ ચોપડી તેમાં કુદી પડી બળી મૂઓ. જ્યાં આગળ એ બળી મૂઓ, ત્યાં એક દહેરી ચણાવી તે ઉપર નીચે પ્રમાણે લખાણ કરેલું છે.

“ ઝારમેનોચીગસ નામનો બારગોઝાનો રહેનાર એક ઇનિડયન પોતાના દેશ ચાલને અનુસરી બળી મરી પોતાનું નામ અમર કરી ગયો છે, તે જગ્યા આ છે. ”

આ આઠ માણસો જે ગયેલા, તેમાંથી પાંચ માણસો રસ્તાના થાકથી ગુજરી ગયા હતા, ફક્ત ત્રણજ સહીસલામત પાછા ભરૂચમાં આવ્યા હતા. ( સ્ટ્રેબો—જ્યોગરાફી પાર્ટ ૩, પાનું ૧૧૯, ગે. મુંબઇ વો. ૧, ભાગ ૧, પાનું ૫૩૫—૫૩૬. )

ઇ. સ. ના પહેલા સેંકડામાં ભૃગુપૂર એક હિંદુસ્થાનનો પ્રાંત ગણાતો હતો, અને પશ્ચિમ હિંદુસ્થાનમાં આ શહેર બારગોઝાના નામથી વેપારનું મોટું *મથક ગણાતું હતું. એ પ્રાંત શક કર્તા શાલિવાહન રાજાએ પોતાના ગુરૂ સર્વવર્માને ઇનામમાં

* વિનસેંટ પેરિપ્લસ વો. ૨ પા. ૩૯૫.

આવ્યો હતો. એવું એ રાજાનું વૃત્તાંત વાંચવાથી જણાય છે.

૧૮૦૦ વરસ ઉપર ભરૂચમાં ક્ષત્રપ વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. એ ક્ષત્રપોને "શાહ" પણ કહેતા હતા. રૂદ્રદામનના ગિરનારના પર્વત ઉપરના લેખોથી સાબીત થાય છે, કે આ શાહ રાજાઓના શિક્કા ઇ. સ. ૧૫૦ માં ભરૂચમાં ચાલતા હતા. આ શાહ વંશના રાજાઓ પછી ગુપ્ત વંશના રાજાઓએ ભરૂચમાં રાજ્ય કર્યું છે; એવું આ જીલ્લામાં એમના શિક્કા માલમ પડે છે તેથી સાબીત થાય છે, પણ તેમના વંશજોએ અત્રે રાજ્ય કર્યું છે કે કેમ તે વિષે થોડી ખાત્રી છે. (ગે. ભરૂચ વો. ૨, પાનું ૪૬૪.)

ઇ. સ. ૯૦ થી ૨૧૦ સુધી આ ભરૂચ, જેને ટોલેમી અને પેરિપ્લસનો લખનાર બરૂગઝ અથવા ભરૂગછ કહે છે, તે પ્રાંત ગણાઇ તેની હદ સિંધની હદ સુધી ગણાતી હતી. ( ગે. ભરૂચ વો. ૨, પાનું ૪૬૪. )

૨૦૦ વરસ પછી ભરૂચ ભૃગુપૂર નામથી એક જૈન ધર્મ પાળનાર રજપુત રાજાના તાબામાં હતું. એ રાજા સ્વતંત્ર રીતે રાજ્ય કરતો હતો. *આ રાજા પછી વલ્લભિ વંશનું ગુજરાતમાં રાજ્ય થયું. એ રાજ્ય ૫૦૯ થી ૭૬૬ સુધી ચાલ્યું. આ વંશના પહેલા રાજા ભટ્ટાર્કે પોતાની રાજધાની ભરૂચમાં નહિ રાખતાં ભાવનગરથી બાર ગાઉ દૂર વળા ગામમાં કરી હતી. એ માળવાથી આવેલો, તેથી એણે વિક્રમનો સંવત અને કારતક મહિનાથી શરૂ થતું વરસ કાયમ રાખ્યાં. ( ગે. મું. પાનું ૮૬, તથા તેની નોટ ૧ લી )

એ વંશના ચોથા રાજા ધરસેનના વખતમાં ભરૂચમાં ગુર્જર વંશના રાજાઓનું રાજ્ય થયું. એ રાજાઓની રાજધાની ભરૂચમાં ઝાડેસરી દરવાજાની નજીક નંદીપુરી કરીને કિલ્લો હતો, ત્યાં હતી. ‡ગુર્જર રાજાઓનું રાજ્ય ઇ. સ. ૫૮૦ થી ૮૦૮ સુધી ચાલ્યું. †એ વંશનો પહેલો રાજા દાદા પહેલો ઇ. સ.

* રાસમાલા વો. ૧ પાનું ૧૪.

‡ મું. ગે. વો. ૧ ભાગ ૧, પાનું ૪૬૫.

† આ ગુર્જર રાજાઓની હકીકત મું. ગે. વો ૧, ભાગ ૧, પાનાં ૧૧૩-૧૪-૧૫-૧૬-૧૭-૧૮ માં લખી છે.

૫૮૦ માં ગાદીએ આવ્યો. એ રાજા ઇ. સ. ૬૦૫ માં ગુજરી ગયા પછી તેનો દીકરો જયભટ ગાદીએ બેઠો. એણે ૨૮ વરસ રાજ્ય કર્યું. ને ઇ. સ. ૬૩૩ માં ગુજરી ગયો.

જયભટ પછી તેનો દીકરો દાદા બીજો ગાદી ઉપર બેઠો. તે ૨૨ વરસ રાજ્ય કરી ઇ. સ. ૬૫૫ માં ગુજરી ગયો. એની પછી જયભટ બીજો ગાદીનશીન થયો. એ ૨૫ વરસ રાજ્ય ભોગવી ઇ. સ. ૬૮૦ માં ગુજરી ગયો. એની પછી દાદા ત્રીજો ગાદી ઉપર બેઠો. તેણે ૨૬ વરસ રાજ્ય કર્યું. તે ઇ. સ. ૭૦૬ માં ગુજરી ગયા પછી જયભટ ત્રીજો રાજા થયો.

આ ગુર્જરોએ ઉત્તર હિંદુસ્થાનમાંથી આવી ઇ. સ. ૫૮૦ માં વલ્લભિ વંશના રાજા ધરસેનને જીતીને ભરૂચ તથા તેની આસપાસનાં ગામોનો કબજો કરી લીધો હતો. આ બનાવથી ધરસેન જે મહારાજા કહેવાતો હતો, તે મહા સામંત કહેવાયો.

દાદા પહેલો પરાક્રમી હોવાથી તેણે ઇ. સ. ૫૯૪-૯૫ માં નાગ લોકો એટલે પંચમહાલના નાયકડા અને ભરૂચના તલબદાઓને હરાવી તેઓને જડ મૂળથી ઉખેડી નાંખ્યા હતા. એ રાજાના રાજ્યની ઉત્તર તરફની હદ વિંધ્યાચળ પર્વત સુધી હતી, અને એ પર્વતની તળેટીની જગ્યા એણે પોતાને માટે હવા ફેર સારૂ પસંદ કરી હતી. એ રાજાએ ભરૂચ અને તેની આસપાસનો ભાગ જીત્યો, છતાં તે સામંત તરીકે ગણાતો હતો. એનું કારણ એ હતું, કે એ જયાં સુધી જીવ્યો, ત્યાં સુધી ભિમાલના ગુર્જર રાજાનાં રાજ્યનો જીતેલો મુલક ગણાતો હતો. એ સૂર્યને પૂજનારો ( સૂર્યભક્ત ) હતો.

એ દાદાનો દીકરો પહેલો જયભટ, ધર્મિષ્ઠ, સદગુણી અને બહાદૂર હતો. એને "વીતરાગ" એટલે ક્રોધ વિનાનો કહેતા હતા. એણે જંબુસર તાલુકાના કિમોજગામ પાસે આસમેશ્વર મહાદેવનુ દહેરૂં છે, તે દહેરાંના મહાદેવને અંગે ખેતરો જાગીરમાં આપ્યાં હતાં. વળી શિગામ, ગલેલ, ઝામડી અને કિમોજ ગામમાં પણ ધર્માદા તરીકે જાગીરો આપી હતી આ ગામો તે વખતે ભરૂચના રાજ્યમાં હતાં. જંબુસર તાલુકા સાથે આમોદ, વાગરા પણ ભૃગુકચ્છના રાજ્યનો ભાગ હતો.

એ જયભટનો દીકરો દાદા બીજો “પ્રસાનતરાગ” એટલે ઠંડા મિજાજનો કહેવાતો હતો. એ કોઇ દિવસ કોઇના ઉપર પણ ગુસ્સો કરતો હતો નહિ. એ દાદા રાજાએ ઇ. સ. ૬૨૮–૨૯, ૩૩ માં ખેડામાં જાગીરો આપી હતી. એ દાદાના ભાઇ રનગૃહએ ઇ. સ. ૬૩૯–૪૦ માં એક જાગીર આપી હતી. બંને ભાઇઓ સૂર્યભક્ત હતા, એ દાદા રાજાએ પોતાના રાજ્યમાં જાગીરો આપી, તેથી તેનાં ઘણાં વખાણ થતાં હતાં.

જ્યારે વલ્લભિપૂરની ગાદી ઉપર ધરસેન ચોથો ગાદી ઉપર હતો, તે વખતે ઈ. સ. ૬૪૫ થી ૬૪૯ સુધીમાં કનોજના હર્સદેવ નામના મહા પ્રતાપિ અને યશસ્વિ રાજાએ વલ્લભિપૂર ઉપર સ્વારી કરી હતી, અને એ ધરસેન ચોથાને હરાવ્યો હતો, તે વખતે આ દાદા રાજાએ ધરસેનને આશરો આપ્યો હતો. આ હર્સદેવને નર્મદા કાંઠા ઉપર પુલકેષિ બીજાએ હરાવ્યો હતો.

ઇ. સ. ૬૪૦ માં આ દાદા બીજાના વખતમાં હુએનથેંગ નામનો એક ચીનનો મુસાફર ભરૂચમાં આવ્યો હતો. એ જૈન હોવાથી એની ભરૂચની મુસાફરીમાં ભરૂચમાં જૈન ધર્મ (શ્રાવકોના) દહેરાં તથા દશ અપાશરા એના જોવામાં આવ્યાં હતાં. એ અપાશરાઓમાં ૩૦૦ સાધુની સંખ્યા તે વખતે હતી. એ માણસ ભરૂચ વિષે જણાવે છે, કે ભરૂચને જે ફાયદો અથવા લાભ મળે છે તે દરીઓજ આપે છે; કારણ કે જમીન તો ઉજ્જડ અને ખારપાટ વાળી છે. ઘણી જમીન પડતર રહે છે. ભરૂચનો રાજા કોઇ પણ રાજ્યનો ખંડાયો હોય, એવું જણાવતો નથી. આ વખતે ભરૂચ જેની દોલત દરીઓ પુરી પાડતો હતો, તે સર કરવાને આસપાસના રાજા તાકી રહ્યા હતા. તેનું કારણ કે આ વખતે એ દેશનાં બીજા બંદરો કરતાં ભરૂચ ઘણું લાભકારી ગણાતું હતું. હુએનથેંગ ભરૂચ આવેલો તે વખતે આ શહેરને ભરૂગચ્છ કહેતા હતા. એ રાજ્યનો ઘેરાવ આ વખતે ૪૦૦ થી ૫૦૦ માઇલ સુધીનો હતો. ખારપાટની જમીન માટે ઝાડપાન થોડાંજ જણાતાં હતાં, અને કોઇ જગ્યાએ જણાય તો તે ઘણે દૂર દૂર જણાતાં હતાં. ભરૂચનું ગેઝીટીઅર ભાગ ૨ માં આ મુસાફરની સાલ ૬૨૯ લખે છે. પાનું ૪૬૫. (ભ. ગે. વો. ૨, પાનું ૫૫૨)

એના રાજ્યમાં વળી ઇ. સ. ૬૩૬ માં સિંધમાં મુસલમાન આરબ લોકો રાજ્ય કરતા હતા. તેઓએ ભરૂચ ઉપર સ્વારી કરી હતી, તેનું શું પરિણામ થયું તે જણાતું નથી. આ સ્વારી ખતાબના દીકરા ખલિફ, ઓમરના વખતમાં તેની મરજી વિરૂધ બેરિનના સુબા ઊસ્માનના ભાઇ હાકેમે જળમાર્ગે કરી હતી. ( ગે. ભા. ૧, વો. ૧ પા. ૫૧૩, એલિયટ હિસ્ટરી પા. ૩૫૬ )

એ રાજા દાદા બીજો ઘણોજ ધર્મિષ્ઠ હતો, તે તેણે બક્ષેલી જાગીરોથી સાબીત થાય છે. એ દાદા બીજા પછી એનો દીકરો જયભટ બીજો ગાદીએ આવ્યો. એ ઘણો બહાદૂર અને લડવઇઓ હતો, પણ એના પરાક્રમ વિષે કાંઇ ઇતિહાસમાં લખેલું જણાતું નથી.

જયભટ બીજા પછી દાદા ત્રીજો ગાદી ઉપર બેઠો. એણે પૂર્વ તથા પશ્ચિમ તરફના એટલે માળવા તથા વલ્લભિપૂરના વંશના રાજાઓ સાથે લઢાઇઓ કરી હતી. એ વંશમાં એ પહેલવહેલો શિવભક્ત થયો. એણે મનુનાં પુસ્તકો વાંચ્યાં, અને હિંદુઓમાં વર્ણ એટલે નાત, જાત તથા દરેક આશ્રમના નિયમો લોકો પાસે જબરાઇથી પળાવ્યા. એ વંશના રાજાઓ આજ સુધી પોતે ગુર્જર છે એમ માનતા હતા, પણ આ રાજાના વંશથી આપણે ગુર્જર નથી, પણ મહાભારતના યુદ્ધમાં કૌરવો તરફથી મહા બળવાન યોદ્ધો કરણ રાજા લડયો હતો, તેના વંશના છીએ એમ કહેવા લાગ્યા. એ રાજા એના વંશના આગલા રાજાઓની પેઠે સ્વતંત્ર રાજા કહેવાતો નહિ હતો. તેમ એનો મહા રાજાધિરાજા એટલે ઉપરી રાજા કોણ હતો અને એ કોની હાક માનતો હતો, તે વિષે કાંઇ લખાણ નથી, તોપણ એમ માનવાને કારણ જડે છે કે ચાલુકય વંશનો જયસિંહ જેણે પોતાના ભાઇ વિક્રમાદિત્ય પાસેથી લાટ પ્રાંત ઇ. સ. ૬૮૦ માં જીતી લીધો હતો, તેને એ રાજા ઉપરી તરીકે માનતો હશે.

દાદા ત્રીજા પછી તેનો દીકરો જયભટ ત્રીજો ઇ. સ. ૭૦૬ માં ગાદી ઉપર બેઠો. એ ગાદી ઉપર બેઠો તે વખતે તથા એના રાજ્યની આખર વખતે એટલે ઇ. સ. ૭૩૪–૩૫ માં એણે જાગીરો આપી હતી. ઇ. સ. ૭૩૪–૩૫ માં જે જાગીરો એણે આપેલી તેના તામ્રપત્ર હાલ જોવામાં આવે છે. એણે ઇ. સ.

૭૨૨ માં વલ્લભિ વંશના ૫ માં શિલાદિતને લઢાઇમાં હરાવ્યો હતો. એને "મહા સામંતાધિપતિ" નો ખિતાબ હતો. આથી એમ જણાય છે કે એ પણ વજનદાર રાજા હોવો જોઇએ.

એના રાજ્યમાં ઇ. સ. ૭૧૭ તથા ૭૨૪ માં સિંધના જુનેદ નામના આરબ સરદારે ભરૂચ ઉપર સ્વારી કરી શહેરને લુટયું હતું. આ આરબો જ્યારે ઇ. સ. ૭૩૯ માં પાછા આવ્યા ત્યારે નવસારી આગળ જે લઢાઇ થઇ, તેમાં પુલકેષિજનાસરય નામના સરદારે તેમને હરાવી હાંકી કાઢયા હતા. આ વખતે ભરૂચને પણ આરબોએ ઇજા આપી હશે; કારણ આ વખતે ભરૂચ પુલકેષિના રાજ્યનો ભાગ હતો.

ઇ. સ. ૭૩૪–૩૫ પછી ભરૂચના રાજ્ય કર્તા ગુર્જરોનું શું થયું, તે બાબત કાંઇ લખાણ જણાતું નથી. એ ગુર્જર વંશનો અંત આરબોએ, કે પછી રાષ્ટ્રકૂટસોએ ઇ. સ. ૭૫૦ માં આણ્યો હશે તે નક્કી કહેવાતું નથી. રાષ્ટ્રકૂટસોના વખતમાં ગુર્જરોનું લખાણ છે, પણ તે ભિમાલના ગુર્જરો વિષે છે, ભરૂચના ગુર્જરો વિષે કાંઇ છેજ નહિ. તેનું કારણ કે દાદા ત્રીજાના વખતથી ભરૂચના રાજા ગુર્જરો ગણાતા નહિ; કરણ રાજાના વંશના ગણાવા લાગ્યા હતા. ( આ ગુર્જર રાજાઓની હકીકત બો. ગે. વો. ૧ ભાગ ૧ પાનાં ૧૦૭–૧૧૩–૧૧૪–૧૧૫–૧૧૬–૧૧૭ ).

ગુર્જરોની પડતી થયા પછી રાષ્ટ્રકૂટ વંશના રાજા રાજ્ય કરવા લાગ્યા. એઓના વખતમાં ઇ. સ. ૭૫૫–૭૫૮–૭૬૦ અને ૭૭૦ માં સિંધના આરબોએ ભરૂચ ઉપર સ્વારી કરી શહેરને લુટયું હતું. છેલ્લી સ્વારી જે ૭૭૦ માં કરી, તેમાં ગંધારના દહેરાં તોડી નાંખ્યાં હતાં. આ સવારીઓ રાજા દંતિદુર્ગ, કૃષ્ણ અને ગોવિંદરાજના વખતમાં થઇ હતી.

એ વંશના રાજાઓએ આઠમા સેંકડાની આખર સુધીમાં અને નવમાની શરૂઆતમાં ગુજરાતનો કેટલોએક ભાગ જીતી લીધો હતો, અને મહી નદીથી તે નર્મદા નદી સુધી પોતાની હાક બેસાડી હતી.

એ વંશના કર્કરાજ અને ગોવિંદરાજના વખતમાં ઇ. સ. ૮૧૨—૧૩ અને ૮૨૭—૨૮ માં રાઠોડ વંશના રાજાઓએ

સ્વારી કરી હતી. એ વંશના ગોવિંદ ત્રીજાએ લાટના રાજાનું રાજ જીતી લીધું હતું. એ જીતેલું રાજ્ય એ ગોવિંદે પોતાના ભાઇ ઇંદ્રરાજને આપી દીધું હતું. ઇંદ્રરાજ પછી એનો દીકરો કર્કરાજ અને તેના દીકરા ગોવિંદરાજે જાગીરો આપી હતી. કર્કરાજે વડોદરાની પાસેના ગામોમાં જાગીર આપી હતી અને ગોવિંદરાજે જંબુસર તાલુકાનું થાનવા ગામ જયદિત્ય અથવા સૂર્યના દહેરાંને જાગીરમાં આપ્યું હતું. એ જાગીરો ભરૂચમાંથી અપાઇ હતી. એ તામ્રપત્રમાં રૂનાડ, જંત્રાણુ, વરદલા અને કલીઆર ગામોનાં નામ જણાવેલાં છે, એટલે એ ગામોની થોડી જમીન પણ આપી હશે. રાષ્ટ્રકૂટસ અથવા રાઠોડ રાજાઓના વંશમાં ભરૂચનું રાજ્ય કેટલાં વરસ સુધી રહ્યું હશે, તેનો દાખલો મળી આવતો નથી. પણ અણહિલવાડના ચાવડા વંશના રાજાઓએ એ વંશનો અંત આણ્યો હશે અને તેઓ રાજ્યકર્તા થયા હશે.

આ ચાવડા વંશના રાજાઓમાં વનરાજ ઘણો પરાક્રમી થયો હતો. એ રાજાએ ઇ. સ. ૭૪૬ માં અણહિલવાડ શહેર વસાવ્યું હતું. એના બાપ જયશિખર અને કલ્યાણના રાજા ચાલુકયવંશના ભૂવડની વચ્ચે લઢાઇ થઇ, તેમાં જયશિખર માર્યો ગયો હતો. જયશિખરે લઢાઇ શરૂ થતાં પહેલાં પોતાની ગર્ભવંતી સ્ત્રી રૂપસુંદરીને તેના ભાઇ સુરપાળ પાસે વનમાં મોકલી દીધી હતી. રાણીને વનમાં પુત્ર જન્મ થયો, તેથી એ પુત્રનું નામ વનરાજ પાડયું. એ વનરાજે પોતાની હિમ્મત અને બહાદુરીથી પોતાનું રાજ્ય પાછું મેળવ્યું હતું. ( ગુજરાતનો ગુજરાતી ઇતિહાસ. )

ચાવડા વંશ ઇ. સ. ૭૪૬ થી ૯૪૨ સુધી ચાલ્યો. તે દરમ્યાન સાત રાજા થયા, તેમાં કયા રાજાના વખતમાં એ વંશના રાજાઓનો અત્રે અમલ થયો તે જણાવ્યું નથી, પણ જયારે ઇ. સ. ૯૪૨ માં ચાલુકયવંશ જે ગુજરાતમાં સોળંકી વંશના નામથી

---

ઇ. સ. પછીના રાષ્ટ્રકૂટ વંશનો અંત આવ્યો ત્યાં સુધીના રાજાઓની કારકિર્દિનાં વરસો ભરૂચનું ગેઝીટીઅર છે તે સાથે વખતે મળશે નહિ; કારણ જુદી જુદી ચોપડીઓમાં ફેરફાર માલમ પડેલો, તેથી એક કરતાં વધારેમાં જે સન માલમ પડેલા તે લીધા છે. આ રાજાઓની હકીકત ગેઝીટીઅર વો. ૧ ભાગ ૧ લા માં વિશેષ છે.

જણાયો છે, તેનો પહેલો રાજા મૂળરાજ સોળંકી પોતાના મામા સામતસિંહને મારી નાંખી પોતે ગાદી ઉપર બેઠો. તે વખતે આ શહેર ચાવડાઓના રાજ્યમાં મુખ્ય વેપારનું મથક ગણાતું હતું. એણે નર્મદા અને મહીની વચ્ચેનો મુલક જીત્યો હતો, તેથી ભરૂચનો માલીક પણ તેજ હતો. એ મુળરાજના પછી ચામુંડ ગાદીએ બેઠો હતો. એ રાજા ઇ. સ. ૧૦૧૦ માં ગુજરી ગયો, તે પહેલા ૧૦૦૧ થી ૧૦ સુધીમાં એટલે અગીઆરમા સેંકડાની શરૂઆતમાં પોતાના પાટવી પુત્રના મરણથી ખેદ પામી પોતાની બાકીની જીંદગી ભરૂચ પાસે શુકલતીર્થ ગામમાં ગુજારી હતી. ( ઓરીએનટલ મેમોયર વો. ૨ પાનું ૨૩૪ ).

ઇ. સ. ૧૦૩૦ માં ભરૂચ લાટદેશની રાજધાની હતી. ગુજરાતના ગુજરાતી ઇતિહાસમાં પણ આ રાજાઓની હકીકત આપી છે.

આ સોળંકી વંશના રાજાઓના વખતમાં પ્રજામાં શાંતિ હતી, અને કોઇ દુશ્મનનો આ બાજુ તરફ ભય નહિ હતો. તે દરમ્યાન ઇ. સ. ૧૦૭૮ માં એક બાવારેન નામનો મુસલમાન બગદાદથી કેટલાએક ફકીરો અને દરવેશોને લઇને હિંદુઓને વટાળી મુસલમાન કરવાના હેતુથી ભરૂચમાં આવ્યો. એણે જાણ્યું કે ભાષણ કરેથી અગર સમજાવ્યાથી કોઇ ઇસ્લામી ધર્મમાં દાખલ થવાનું નથી, તેથી તોફાન ફીતુર કરી ગમે તે રસ્તે પણ હિંદુઓને પોતાના ધર્મમાં લાવવા પ્રયત્ન કરવા માંડયા. આ ખબર ભરૂચના રાજાને થવાથી તેણે પોતાના કુંવર રાયકરણને મોટા લશ્કર સાથે તેની સામું લઢવાને મોકલ્યો. બાવારેને જાણ્યું, કે આ રાજા સાથે લઢાઇમાં ફાવવાના નથી, તેથી એ કુંવર સાથે તેણે સલાહ કરી અને થોડા દિવસમાં તેના વિચાર ફેરવી કુરાનના ધર્મમાં તેને આણી મલેક મહમદ નામ આપ્યું. બાવારેન તથા કુંવરના પ્રયત્નથી રાજાની દીકરી ભગ તથા બીજા હિંદુઓ પણ મુસલમાની ધર્મમાં દાખલ થયા, અને હિંદુ ધર્મ છોડી દેઇ બવારેનના ચેલા બન્યા.

આ વાત રાજાના જાણવામાં આવી, તેથી કાંઇ નવું નિપજશે, એ વિચારથી પોતાનો પિતૃ ધર્મ ભૂલી જઇ કુંવર બાપની સામો થયો, અને લઢાઇ થઇ, તેમાં તે કુંવર તથા તેની સાથે

જેઓ વટલેલા, તેમાંના ઘણા ખરા માર્યા ગયા. તેઓને બાવારેનની હાલ જ્યાં કબર છે, ત્યાંજ દાટવામાં આવ્યા હતા. આ વિઘ્ન થયા પછી બાવારેને રાજા સાથે સલાહ કરી અને એ ગુજરી ગયા પછી જ્યાં એની હાલ કબર છે, ત્યાંજ એ બાવારેનને દાટયા. *

ઇ. સ. ૧૦૯૪ થી ૧૧૪૩ સુધી સિદ્ધરાજ જયસિંહે અણહિલવાડ પાટણમાં રાજ્ય કરેલું, તે દરમ્યાન તેના રાજ્યમાં હાલ જે કોટ ભરૂચમાં જોઇએ છીએ, તે કોટ ( કિલ્લો ) બંધાયો હતો, એવું ભરૂચના ગેઝીટીઅરમાં જણાવ્યું છે, ( પાનું ૫૫૧ ) પણ દંતકથા એવી છે કે એના પછી જે કુમારપાળ રાજા થયો, તેણે એ કોટ બંધાવ્યો હતો.

કુમારપાળના વખતમાં એ કોટ બંધાયો, એમ કહેવાનું સબળ કારણ એ છે કે જ્યારે સિદ્ધરાજ ગાદી ઉપર હતો, ત્યારે કુમારપાળને તેની સાથે અણબનાવ હોવાથી અને સિદ્ધરાજને કુમારપાળને મારી નાંખવાનો વિચાર હોવાથી, કુમારપાળને આમ તેમ વેશ બદલી નાસભાગ કરવું પડતું હતું. આ નાસભાગ કરવામાં એ ભરૂચ શહેરમાં આવી ચઢેલો. તે વખતે ભરૂચમાં એક ભવિષ્યવક્તા ( જોશી ) નો એક દહેરામાં તેને મેળાપ થયો. આ જોશીને તેણે પૂછયું કે " હું રાજા કયારે થઇશ." આ સવાલના જવાબમાં જોશીએ દહેરાના શિખર તરફ નજર કરી, તો ધજાના વાંસ ઉપર એક કાલી દેવી ( Kali Devi ) ચાસ પક્ષી બેઠેલું તેના જોવામાં આવ્યું. આ પક્ષીને સુકનીઆળ જાણી તે જોશીએ તરતજ કુમારપાળને કહ્યું કે "તમે ઘણી ટુંકી મુદતમાં રાજા થશો." જોશીના વચન ઉપર વિશ્વાસ રાખી પોતે રાખેલી જટા બોડાવી નાંખી સાધુનો વેષ બદલી નાંખ્યો અને ભરૂચથીજ પોતાના છૈયાંછોકરાં જે એણે પોતાના સાળાને સોંપેલાં, તેને મળવા સારૂ માળવા તરફ ચાલ્યો ગયો. ઉજ્જનમાં એને પકડવા સિદ્ધરાજના માણસોને આવેલા જોઇ, તે કોલાપોર નાશી ગયો. ત્યાંથી એ કલ્મપટન ( કોલમ ) ગયો. કોલમના રાજા

---

* બાવારેન વિષે ઓરીએનટલ મેમોયર વો. ૨ પાનું ૨૫૨ જુઓ તથા ભરૂચનું ગે. વો. ૨ પાનું ૫૫૮ જુઓ નોટ.

પ્રતાપસિંહે એને ઘણુંજ માન આપ્યું અને તે આવ્યો તેની યાદગીરીમાં કુમારપાળેશ્વર મહાદેવનું દહેરૂં બંધાવ્યું, તથા કુમારપાળના નામના શિક્કા પણ પડાવ્યા. આ જગ્યાએથી એ ચિતોડ ગયો અને ત્યાંથી ઉજ્જન જઇ પોતાના બાળબચ્ચાંને મળ્યો. અને તેઓને લઇ સિદ્ધપોર ગયો. સિદ્ધપોરમાં છોકરાંઓને મૂકી તે અણહિલવાડ ગયો, ત્યાં એણે સિદ્ધરાજના મોતની ખબર સાંભળી. ( બો. ગે. વો. ૧ ભાગ ૧ પાનું ૧૮૩. )

સિદ્ધરાજ સંવત ૧૧૯૯ ના કારતક શુદ ત્રીજને દિવસે ઇ. સ. ૧૧૪૩ માં દેવલોક પામ્યો. તેને પુત્ર નહિ હોવાથી ગાદી ઉપર કોને બેસાડવો, તે વિષે દરબારમાં ભાંજગડ ચાલી. ત્રણ ભાઇઓ હકદાર ગણાયા. એ ત્રણ હકદાર ભાઇઓમાં કુમારપાળ સૌથી નહાનો ભાઈ હતો, તેથી તેને ગાદી મળવાની ઓછી આશા હતી.

મોટો ભાઇ મહિપાળ હોવાથી તેને ગાદી ઉપર બેસવાનું કહેતાં તે બાયલાની પેઠે બેઠો, તેથી તેને તરતજ ઉઠાડી મૂકયો. બીજા ભાઇ કીર્તિપાળને બેસાડી પૂછયું કે "તમે કેવી રીતે રાજ્ય ચલાવશો." તેના જવાબમાં તેણે કહ્યું કે "જેમ તમે બધા કહેશો તેમ." આ જવાબથી તેને પણ નાલાયક ગણ્યો, પછી કુમારપાળને પૂછયું ત્યારે તેણે એક મહા સૂરવીરની પેઠે પોતાની તરવાર મ્યાનમાંથી કાઢી બોલ્યો કે "હું આ સમશેરના બળથી રાજ્ય ચલાવીશ." સર્વે એ કુમારપાળને લાયક જાણી સંવત ૧૧૯૯ ના માગશર વદ ચોથ, ઇ. સ. ૧૧૪૩ માં ગાદીએ બેસાડયો. એ ગાદી ઉપર આવ્યો, ત્યારે એની ઉમ્મર ૫૦ વરસની હતી. (ગુજરાતનો ઇતિહાસ તા. બો. ગે. વો. ભાગ ૧ પાનું ૧૮૩.)

કુમારપાળને દુઃખની વખતે નાસભાગમાં જે જે માણસોએ મદદ કરી હતી, તેમને સારો બદલો આપ્યો હતો, તો ભરૂચમાં જે જોશીએ એને "ટૂંક મુદતમાં રાજ્ય પ્રાપ્ત થશે." એવો આર્શીવાદ દીધેલો અને તેને તે ફળીભૂત થવાથી ભરૂચને પણ કાંઇ ફાયદો આપવો, એ હેતુથી એણે જે ભરૂચની આસપાસ હાલ કોટ જોવામાં આવે છે તે કુમારપાળે બંધાવ્યો, એમ માનવાને અડચણ નથી. રાવબહાદુર ચુનિલાલ વેણિલાલ પણ કહેતા, કે કોટ એ કુમારપાળના વખતમાં બંધાયો છે.

સોળંકી વંશના રાજાઓ આજ સુધી શિવભક્ત હતા, પણ હેમાચાર્ય નામના એક જૈન સાધુએ કુમારપાળને મદદ કરેલી, તેથી તેના માન ખાતર એ જૈન ધર્મ પાળવા લાગ્યો. જૈન ધર્મ પાળતો, છતાં શિવ માર્ગને વખોડતો નહિ હતો. સર્વ પંથને સરખું માન આપતો હતો. કુમારપાળ પછી જે જે રાજાઓ થયા, તેઓ શિવભક્ત હતા. ( આ બધી કુમારપાળની હકીકત ગુજરાતી ઇતિહાસમાં છે. )

બારમા સેંકડાની શરૂઆતમાં એટલે ઇ. સ. ૧૧૦૦ અને તેના મધ્ય ભાગમાં ઇ. સ. ૧૫૫૩ સુધીમાં એલઇદ્રિસ નામનો એક મુસાફર ભરૂચની હાલત વિષે જણાવે છે કે ભરૂચ એક મોટું શહેર હતું. ચીન અને સિંધથી જે વહાણો આવતાં, તેઓને લંગર કરવાનું એ સ્થાન હતું. શહેર ઘણું રળિયામણું હતું. છો, ઈંટોથી બાંધેલાં ઘરો ઘણાં રળિયામણાં દેખાતાં હતાં. લોકો ધનવાન, વહેપારમાં કુશળ અને દૂર દેશ પોતાનાં વહાણો લઇ જવામાં તથા સટ્ટા કરવામાં સાહસિક હતા.

ઇ. સ. ૧૧૭૯ થી ૧૨૪૧ સુધી સોલંકી વંશનો રાજા ભોળો ભીમ ગાદી ઉપર હતો. તે વખતે લવણપ્રસાદ નામનો વાઘેલો તેનો કારભારી હતો, તે ભીમને નામે રાજ્ય ચલાવતો હતો. એ દરમ્યાન એ રાજ્ય ઉપર ઉત્તર તરફથી મારવાડના ચાર રાજાઓ તથા દક્ષિણ તરફથી દેવગિરિના યાદવસિંહ રાજા એકઠા થઇ એના રાજ્ય ઉપર હુમલો કર્યો હતો. એ પાંચે રાજા અને લવણપ્રસાદ તથા તેનો દીકરો વીરધવળ ભરૂચ આગળ એક એકની સામ સામી આવી ગયા. ગોધરાનો રાજા તથા દક્ષિણ ગુજરાતના રાજાઓ જેઓ લવણપ્રસાદની પક્ષના હતા, તે દુશ્મનોને મળી ગયા. પોતાના થોડા લશ્કર સાથે લવણપ્રસાદ તથા વીરધવળ દુશ્મનો ઉપર તુટી પડયા અને તેમનો ભરૂચ આગળ પરાજય કરી, તેમને નસાડી મૂકયા. ઇ. સ. ૧૨૩૨. ( બો. ગે. વો. ૧, ભાગ ૧, પાનું ૧૯૯. )

કુમારપાળને એની બેનના દીકરા અર્ણોરાજે મદદ કરી હતી, તેથી તને અણહિલવાડથી દશ માઇલ દૂર વાઘપાળી કરી ગામ હતું, તે ગામ તેણે જાગીરમાં આપ્યું. આ જાગીર મળ્યાથી

અર્ણોરાજને વાઘેલો કહેતા હતા. એજ અર્ણોરાજનો દીકરો લવણપ્રસાદ ભીમનો મંત્રિ હતો અને રાજ્યનો કારભાર એના હાથમાં આવવાથી; એ તથા એનો દીકરો વીરધવળ જોરપર આવ્યા. વીરધવળ ઇ. સ. ૧૨૩૯ માં ગુજરી ગયો. તેને વિરમદેવ તથા વિશળદેવ નામના બે દીકરા હતા.

ઇ. સ. ૧૨૪૧ માં ભીમ ગુજરી ગયો, તેની પછી ત્રિભોવનપાળ ગાદી ઉપર બેઠો. એ રાજા નબળો હોવાથી તેનું રાજ્ય એ બે ભાઇઓએ લઈ લીધું, અને ત્રિભોવનપાળને પદભ્રષ્ટ કર્યો. વિરમદેવને કારભારીઓ સાથે અણબનાવ થવાથી કારભારીઓએ વિશળદેવનો પક્ષ કર્યો. બન્ને ભાઇઓ વચ્ચે લઢાઇ થઇ, તેમાં વિરમદેવ હાર્યો અને માર્યો ગયો. આ ફતેહથી વિશળદેવ આખા ગુજરાતની ગાદીનો માલીક થયો, તેથી ભરૂચ પણ તેના તાબામાં આવ્યું. ઇ. સ. ૧૨૪૩. ( ગુજરાતનો ગુજરાતી ઇતિહાસ. )

આ વાઘેલા વંશના ચાર રાજાઓ થયા, તેમાં છેલ્લો કરણ જેને કરણ ઘેલો કહેતા હતા, તે થયો. આ રાજાએ પોતાના પ્રધાન માધવની સ્ત્રીને, માધવના ભાઇ કેશવને મારીને પોતાના રણવાસમાં લઇ ગયાથી, માધવ પોતાને આપેલા અપમાનનું વેર લેવા દિલ્હી ગયો, અને ત્યાંના બાદશાહ અલ્લાઉદ્દીનને ગુજરાત ઉપર સ્વારી કરવા અરજ કરી.

માધવના કહેવા ઉપરથી અલ્લાઉદ્દીને પોતાના ભાઇ અલફ્ખાન તથા મંત્રિ નસરતખાનને મોટું લશ્કર આપી ગુજરાત ઉપર સ્વારી કરવા મોકલ્યા. આ સરદારોએ ગુજરાત જીતી લીધું. કરણ ઘેલો ઓચીંતો સપડાયો, તેથી રાજ્ય છોડી નાશી ગયો. ઇ. સ. ૧૩૦૪. એ વરસથી ગુજરાતમાં મુસલમાનોનું રાજ્ય થયું, અને ભરૂચ જે વાઘેલા વંશના રાજાઓના તાબામાં હતું, તે પણ મુસલમાની રાજ્યનો ભાગ થઇ પડયું. ( આ રાજાઓની હકીકત ગુજરાતના ગુજરાતી ઇતિહાસોમાં છે. )



# પ્રકરણ ૪૩ મું.

—*******—

## મુસલમાન રાજાઓનો વખત.

### ઇ. સ. ૧૩૦૪ થી ૧૭૭૨ સુધી.



અલ્લાઉદ્દીન ખિલજી વંશનો હોવાથી ખિલજી વંશનો ઇ. સ. ૧૩૨૦ માં અંત આવ્યો, ત્યાં સુધી એ વંશના રાજાઓ જે સુબા દિલ્હીથી મોકલતા, તે સુબાઓ ભરૂચનો પણ કારભાર ચલાવતા હતા.

ખિલજી વંશના રાજાઓ પછી તઘલખ વંશના રાજાઓ થયા. પહેલો રાજા ગ્યાસુદ્દીન તઘલખ થયો, તેનો દીકરો મહમદ તઘલખ તેની પછી બાદશાહ થયો. તે ઇ. સ. ૧૩૨૫ માં ગાદી ઉપર બેઠો, તથા ઇ. સ. ૧૩૫૧ માં ગુજરી ગયો. એના રાજ્યમાં કેટલાએક અમારોએ ત્રણવાર ભરૂચમાં હુલ્લડ કર્યું હતું, અને બાદશાહના સુબાને હાંકી કાઢી શહેરનો કબજો કરી લીધો હતો. આ હુલ્લડ શાંત પાડવા સારૂ મહમદ તઘલખને જાતે ભરૂચમાં આવવું પડયું હતું. હુલ્લડખોરો સાથે મોટી લઢાઇ થઈ, તેમાં તેઓની સખત હાર થઇ અને ભરૂચ મહમદના તાબામાં આવ્યું. જેઓ પકડાયા તેઓને તથા જેઓએ તે હુલ્લડખોરોને મદદ કરી હતી તેઓને, મહમદે મારી નંખાવ્યા. આથી ભરૂચમાં શાંતિ થઇ. ઇ. સ. ૧૩૪૭. આ ફતેહની મુબારકબાદી બાબત મહમદ ભરૂચમાં હતો, તે વખતે

એના ભત્રિજા ફિરોજશાહે મહમદને એક પત્ર લખી મોકલ્યો હતો. એજ ફિરોજશાહ એની પાછળ ગાદી નશીન થયો હતો. એના રાજ્યમાં પ્રજા ઘણી સુખી રહી હતી ( રાસમાળા પાનું ૨૯૦. એલિયટ હિસ્ટરી વો. ૩, પાનું ૨૫૬–૨૬૦. ગે. વો. ૧, ભાગ ૧, પાનું ૫૧૩–૫૧૪. )

ઇ. સ. ૧૩૯૧ માં તઘલખ રાજા તરફથી જાફરખાન નામે ગુજરાતનો સુબો નિમાયો. તે સ્વતંત્રપણે કારભાર કરવા લાગ્યો, પણ તેણે બાદશાહ નામ ધારણ કર્યું નહિ. ઇ. સ. ૧૩૯૯ માં તાતાર દેશના મોગલ બાદશાહ તૈમૂરલંગે દિલ્હીને પાયમાલ કર્યા પછી છેલ્લા રાજા મહમદ તઘલખથી રાજ્ય સાચવી શકાયું નહિ. બાદશાહની નબળાઇ જોઇ રાજ્યના દરેક સુબા સ્વતંત્ર થયા, તે મુજબ ગુજરાતમાં પણ સુબાએ તઘલખ બાદશાહની નામની તાબેદારી છોડી દીધી. એ સુબાએ પોતાના દીકરા તાતારખાનને મહમદશાહ નામ ધારણ કરાવી ગુજરાતનો પહેલો સ્વતંત્ર બાદશાહ ઠરાવ્યો. ઇ. સ. ૧૪૦૩. એ વરસથી ઇ. સ. ૧૫૭૩ સુધી ભરૂચ અમદાવાદના બાદશાહના તાબામાં રહ્યું.

બીજે વરસે મહમદશાહ ગુજરી ગયો, તેથી જાફરખાં પોતે અમલ કરવા લાગ્યો, ને મુજફ્ફરશાહ નામ ધારણ કરી બાદશાહી પદ લીધું. મુજફ્ફરશાહ ઇ. સ. ૧૪૧૧ માં ગુજરી ગયો. તે વખતે ભરૂચ એના તાબામાં હતું. એના મરણ પછી એના પૌત્રો ફિરોજખાં અને અહમદખાં ગાદીને માટે લઢી મર્યા. ફિરોજખાંએ ભરૂચનો કબજો કર્યો, ને બાદશાહ નામ ધારણ કર્યું. અહમદખાં ભરૂચ આવ્યો ને ભરૂચ આગળ જે બન્ને ભાઇઓ વચ્ચે લઢાઇ થઇ, તેમાં ફિરોજખાંનો પરાજય થયો. ફિરોજખાંની હાર થયાથી અહમદખાં ગુજરાતનો બાદશાહ થયો. એ અહમદખાંએ અમદાવાદ શહેર વસાવ્યું. ઇ. સ. ૧૪૧૩. ( ગુજરાતનો ઇતિહાસ. )

એ વંશના ૧૫ બાદશાહ થયા, તેમાં ૧૧ મા બાદશાહ બહાદુરશાહે ભરૂચનો કિલ્લો ( કોટ ) સમરાવ્યો, તેથી તે પાછો નવા જેવો બની ગયો. ઇ. સ. ૧૫૨૭. ( ગે. ભ. વો. ૨ પાનું ૫૫૧. )

ઇ. સ. ૧૫૩૪ માં દિલ્હીના મોગલ બાદશાહ હુમાયુએ ગુજરાત જીતી લીધું, તેથી ભરૂચ પણ દિલ્હીના તાબામાં આવ્યું. હુમાયુએ કાસિમ હુસેન સુલતાન ઉસબેગ નામના અમીરને ભરૂચનો સુબો નિમ્યો. દિલ્હીપતિએ ભરૂચ છોડયું, કે તરતજ બહાદુરશાહે પોતાના સરદાર રૂમિખાનને જળમાર્ગે તથા ખાનજહાનને ખુશકીમાર્ગે લશ્કર આપી ભરૂચ જીતવા મોકલ્યા. કાસિમ તૈયાર નહિ હોવાથી નાશી ગયો, તેથી ભરૂચ પાછું ગુજરાતના બાદશાહની હકુમત નીચે આવ્યું. ઇ. સ. ૧૫૩૬. આ જોતાં મોગલ અમલ બે વરસ સુધી ભરૂચમાં રહ્યો. ( અર્સકિન્શ ઇતિહાસ બાબ ૧૨ અને હુમાયુ પાનાં ૭૭–૮૨. )

ઇ. સ. ૧૫૪૩ માં ગુજરાતના ત્રીજા મહમદશાહે ભરૂચની જાગીર ઇમાદુમુલ્ક નામના પોતાના એક સરદારને આપી હતી.

આ ગુજરાના બાદશાહાઓના વખતમાં એકવાર ઇ. સ. ૧૫૩૬ માં અને બીજી વખત ઇ. સ. ૧૫૪૬ માં પોરટુગીઝ લોકોએ ભરૂચ શહેર લુંટયું હતું. જ્યારે બીજીવાર ઇ. સ. ૧૫૪૬ માં લુંટ કરવા આવ્યા, ત્યારે તેઓએ આ શહેરનાં વખાણ કર્યાં હતાં. પોતાના લિઝબોન શહેરની માફક ચારે બાજુએ આવી રહેલો કિલ્લો, તે સાથે નદીની ઠંડી હવા, ગગન સાથે વાતો કરતાં નકશી પાડેલાં ભપકાદાર મકાનો તથા તેવાંજ નકશીદાર છજાંઓ તેમના જોવામાં આવ્યાં, તેથી તથા શિલ્પી કામના કારીગરો ઘણાજ હુંશિયાર જણાયા, તેથી તેમજ સારામાં સારાં ઝીણાં પોતનાં કપડાંઓ વણકરોને બનાવતા જોયા, તેથી તેઓ ઘણાજ ખુશી થયા હતા. આ બધું છતાં તેઓને જે એક મોટી ખામી માલમ પડી, તે એ હતી કે રસ્તા ઘણાજ સાંકડા, તેમાં શેરીઓ માં તો એટલા રસ્તા સાંકડા માલમ પડેલા કે તેઓના બે ઘોડા પણ સાથે ભાગ્યેજ જઇ શકે. ( ગે. ભરૂચ વો. ૨, પાનું ૫૫૩, તથા ગુજરાતનો ઇતિહાસ. )

ઇ. સ. ૧૫૭૩ માં દિલ્હીના મોગલ બાદશાહ અકબરે ભરૂચ જીતી લીધું. એ જગ્યાએ લઢાઇ થઇ, તેમાં ગુજરાતનો છેલ્લો બાહશાહ મુજફ્ફરશાહ હાર્યો. તે નાશી જતાં અકબરે પકડયો, ને તેને દિલ્હી લઇ ગયા. અકબરે પોતાના સરદાર

કુતુબુદ્દીનખાનને ભરૂચમાં પહેલી જાગીર આપી. અકબરે આ શાહેર જીત્યા પહેલાં, તે હુસેન મિરજા નામના બંડખોરે પચાવી પાડયું હતું.

ઇ. સ. ૧૫૮૩ માં મુજફ્ફરશાહ દિલ્હીથી નાશી આવ્યો ને પાછું ભરૂચ કબજે કર્યું, પણ અકબરના સરદારે ભરૂચને ઘેરો ઘાલી પાછું સર કર્યું.

અકબરે જાલીનધરના રહેનાર કમ્રુદ્દીન ખુશી અબાશીને ભરૂચમાં કાજીની જગ્યાએ નિમ્યો હતો. એ કાજીના વંશજો હાલ ગુજરાતમાં છે.

અકબરે ભરૂચ જીત્યું, ત્યારે ભરૂચને તાબે ૧૨ પરગણાં હતાં. (૧) ભરૂચ, (૨) હાંસોટ, (૩) દેહુજબારા, (૪) કોરલ, (૫) ઓરપાડ, (૬) ચોરમાંડવી, (૭) ગલા, (૮) જંબુસર, (૯) અંકલેશ્વર, (૧૦) અટાલીસર, (૧૧) તરકેસર, (૧૨) આમોદ; એ બાર તાલુકાની ઉપજ ૭૫ લાખ રૂપીઆની હતી. દિલ્હીથી મોગલ બાદશાહો, જે સુબા મોકલતા, તેઓ ભરૂચનો વહિવટ કરતા હતા. ( અકબર વિષેની બધી હકીકત બ્લોચ્મસ આઇને અકબરી ભાગ ૧, પાનાં ૩૩૩, ૩૪, ૩૫, ૩૮૩. )

જાહાંગીરના રાજ્યમાં ઇ. સ. ૧૬૧૩ માં એલ્ડવર્થ અને વિટિંગટન નામના બે અંગ્રેજો વહેપારના કારણસર આવ્યા હતા. વિટિંગટન જ્યારે ઇ. સ. ૧૬૧૪ માં સિંધથી પાછો ભરૂચ આવ્યો, ત્યારે વહેપાર કરવા સારૂ તેણે ભરૂચમાં એક ઘર ભાડે રાખ્યું હતું. એજ સાલમાં ત્રીજીવાર પોરટુગીઝ લોકોએ ભરૂચ આવી પાછું શહેરને લુંટયું હતું. ( ગેઝીટીઅર ભરૂચ ભાગ ૨, પાનું ૪૬૮ તથા ૫૫૩. )

ઇ. સ. ૧૬૧૬ માં સરટોમસરો નામનો એક અંગ્રેજ, જાહાંગીર બાદશાહનો મુકામ તે વખતે બરાનપોર હોવાથી ત્યાં ગયો અને બાદશાહના સરદાર મોબતખાનની મદદથી તેણે ભરૂચ માં વહેપાર કરવાની પરવાનગી માગી લીધી. આ પરવાનગી મળ્યાથી અંગ્રેજોએ ભરૂચ શહેરમાં પહેલ વહેલી કોઠી સ્થાપન કરી. કોઠી સ્થાપન કરવા, જે તેમને સનદ અથવા પરવાનો મળેલો તે ઘણો લાભકારી હતો, તેમાં લખેલું કે અંગ્રેજોએ સુબા-

ના મહેલની નજીકમાંજ ઘર રાખીને રહેવું, એ લોકોને કોઇપણ ઇજા-હરકત જળમાર્ગે અને ખુશકીમાર્ગે કરે નહિ, તેમ જળમાર્ગે એ લોકોનો જે માલ આવ-જાવ કરે, તેની જકાત પણ લેવી નહિ.

આ જોતાં અંગ્રેજોની કોઠી ઇ. સ. ૧૬૧૬ માં ભરૂચમાં સ્થાપન થઇ. આ કોઠીના ઉપરી ( ફેક્ટર ) તરીકે જે માણસની નિમનોક થઇ, તેણે સુરતની કોઠીના ઉપરીના કહ્યાસર કામ કરવાનું હતું. જે માણસ ભરૂચમાં નિમાયલો તે ત્રણ વરસનો જુનો નોકર હોવાથી તેને દર વરસે રૂા. ૪૦૦) નું સાલીયું મળતું હતું. પગાર સાથે ખોરાકી, પોશાકી તથા ઘરભાડું પણ કંપનીને માથે હતું. જેવી રીતે સુરતની કોઠીના નોકરો અમીરાઇ ભોગવતા, તેવીજ રીતે જ્યાં જ્યાં વહેપારની કોઠીઓ હતી, ત્યાંના નોકરો અમીરાઇનો વૈભવ ભોગવી દોરતોરમાં ફરતા હતા. ( ગે. ભરૂચ પાનું ૪૬૮. )

અંગ્રેજોનો દાખલો જોઇ, ડચ ( વલંદા ) લોકોએ ભરૂચમાં કોઠી સ્થાપન કરવા પરવાનગી માગી. તેઓને પણ પરવાનગી મળવાથી તેઓએ પણ ભરૂચમાં ઇ. સ. ૧૬૧૭ માં કોઠી* સ્થાપન કરી. ( ગે. ભરૂચ ભા. ૨, પાનું ૪૬૮. )

અરાઢમા સેંકડામાં ભરૂચમાં અંગ્રેજોને વહેપારનું બરાબર નહિ ફાવવાથી, તેમજ સગવડ નહિ હોવાથી, કોઠી સારૂ વિલાયતથી એક નવો આવેલો વહેપારી, એક કામ કરનાર તથા થોડાએક નોકરો રાખ્યા હતા. ( ગે. ભ. ભાગ ૨, પાનું ૪૬૮. )

ઇ. સ. ૧૬૫૮ માં શાહજહાન બાદશાહ માંદો પડયો. એને ચાર છોકરા હતા. એ ચારે રાજ્યના લોભને લીધે માંદા

---

* દંત કથા એવી છે કે ડચ લોકોએ જે પહેલ વહેલું વહેપારને સારૂ મકાન બાંધ્યું, તે મકાન ફુરજા ઉપર જ્યાં હાલ કસ્ટમ કચેરી બેસે છે તે જગ્યા હતી. એ ડચ બાંધણી જેવું મકાન હોવાથી તે, વખતે એ ખરૂં પણ હોય. પાછળથી તેઓએ બીજું ભવ્ય મકાન જે કંસારવાડા આગળ જોવામાં આવે છે તે મકાન બાંધ્યું હતું. એ મકાન વલંદાની કોઠીથી હાલ પણ ઓળખાય છે. અંગ્રેજોએ ઇદગા તરફ કોઠી સારૂ મકાન રાખેલું, એમ કહેવાતું હતું.

માંહે લઢી મર્યા. આખરે ઔરંગજેબ ફાવ્યો ને ગાદી નશીન થયો. ઔરંગજેબનો વડો ભાઇ દારા જે ગાદીનો ખરો માલીક હતો, તેની હાર થયાથી તે ગુજરાતમાં નાશી આવ્યો. એ દારાને પકડવા ઔરંગજેબ મોટું લશ્કર લઇ તેની પાછળ ગુજરાતમાં આવ્યો. ભરૂચના લોકોએ દારાને મદદ કરેલી, તેથી ભરૂચ શહેરને ઘેરો ઘાલ્યો. લોકો એની સામું થયા, પણ ફાવ્યા નહિ. કિલ્લાનો એક ભાગ તોડી શહેરમાં પેઠો અને શહેર લીધું. જે લોકો એની સામું થયા હતા, તેઓને એણે ગર્દન માર્યા. આ શહેર લેતાં તથા કિલ્લો તોડતાં એને ઘણીજ આપદા વેઠવી પડેલી, તેથી કિલ્લો જે એણેજ તોડયો તે ફરી કોઇ પણ બાંધે નહિ, એ માટે એણે શ્રાપ દીધો:—" and pronounced a curse on any body who should rebuild the wall " ( આ શબ્દો અંગ્રેજીમાં છે. ) એણે ઉન્હાળામાં આ શહેરને ઘેરો ઘાલ્યો હશે, તે ઋતુમાં નદીનાં પાણી ખારાં થાય છે, તેથી એને પાણીની ઘણીજ આપદા પડેલી, માટે આ શહેરનું નામ ધિક્કારમાં " સુકાબાદ "–( Dry city ) પાડયું. ઇ. સ. ૧૬૬૦. ( ઓરીએનટલ મેમોયર. ) ( પિંકલટન્સ કલેકશન ઓફ ઇન્ડિયા પાનું ૩૧૪. ) ગે. ભરૂચ પાનું ૪૬૮. )

આખરે દારા પકડાયો, તેનું તથા બીજા પોતાના ભાઇ ભત્રિજાઓનું કાસળ કાઢી પોતાના બાપની હયાતિમાં આલમગીર નામ ધારણ કરી ગાદી ઉપર બેઠો. જે જે લોકોએ એને મદદ કરી હતી તેઓને એણે રાજી કર્યા, તેમાં સરદારખાં નામના એક માણસને તેની વફાદારી ઉપર નજર રાખી ભરૂચનો સુબો બનાવ્યો.

---

## Aurangzeb's Imperial Decree.
## ( 1664. )

In this year an Imperial Decree was received requiring the discontinuance of the following abuses.

1. The charging of blackmail by executive subordinates 2. A Tax on private individuals on their cutting their own trees. 3. Forced purchases

by state servants. 4. The levy by local officers of a tax on persons starting certain crafts. 5. The levy of a tax on ladden carts and on cattle for sale. 6. The closing of Hindu shops on the Jain Pachusan ( પચુસણુ ) and at the monthly eleventh Acadasi ( અગીઆરશ ). 7 Forced labour. 8 The exclusive purchase of new grain by Revenue officers. 9 The exclusixe sale by officers of the vegetables and other produce of their gardens. 10 A Tax on the slaughtering of cattle in addition to that on their sale. 11 Payments to the Ahmednagar Kolis to prevent Mussalmans praying in the Ahmednagar mosque. 12 The re-opening of certain Hindu temples. 13 The aggresive conduct and obscenity practised during the Holi and Divali holidays. 14 The sale by Hindus of toy horses and elephants during Mussalman holidays. 15 The exclusive sale of rice by certain rich Banias. 16 The exclusive purchase by imperial officers of roses for the manufacture of rose water 17 The mixed gatherings of men and woman at Museulman shrines. 18 The setting up of nezas or holy hands and the sitting of harlotes on road sides or in markets. 19 The charging by Revenue officers of scarcity rates. 20 The special tax in Prantij, Modasa, Vadnagar, Bisnapur and Harsole on Mussalman owners of mango trees. 21 The levy of duty both at Surat and Ahmedabad from English and Dutch merchants.

## ઓરંગઝેબનું બાદશાહી ફરમાન.

### ( ગુજરાતી તરજુમો. )

ઇ. સ. ૧૬૬૪ માં ઓરંગઝેબે પોતાના રાજ્યના દરેક ભાગમાં નીચે પ્રમાણે જાહેર ખબર આપવા હુકમો મોકલ્યાઃ—

૧ રાજ્યનો કાયદો અમલમાં મુકનાર અધિકારીઓએ લાંચ લેવી નહિ, એટલે જબરાઇથી કોઇ પાસે પૈસા કઢાવવા નહિ. ૨ માલકીનાં ઝાડો કાપવા બાબત જે કર લેવાતો હતો, તે હવેથી લેવો નહિ. ૩ રાજના નોકરોએ રૈયત પાસેથી તેમની માલકીની કોઇ પણ વસ્તુ તેમની ખુશી ન હોય તો પૈસા આપીને પણ જબરાઇથી ખરીદવી નહિ. ૪ કોઇ માણસ કાંઇ અમુક હુન્નર, કળા અથવા ધંધો ઉભો કરે તો તેની પાસે જે કર સ્થાનિક અમલદારો લેતા હતા, તે લેવો નહિ. ૫ ભાર ભરેલાં ગાડાં તથા વેચવાનાં ઢોરો ઉપર જે કર લેવાતો હતો, તે લેવો નહિ. ૬ જૈન ધર્મ પાળનારા પચુશણના તહેવારોને દિવસે તથા દર અગીઆરસને દિવસે હિંદુ લોકો દુકાનો બંધ રાખે છે, તે હવેથી ખુલ્લી રાખવી. ૭ જોર જુલમથી વેઠ કરાવવી નહિ. ૮ મુલકી ખાતાના અમલદારોએ નવી ફસલમાં જે અન્નાજ પાક્યું હોય, તે પોતે એકલાજ ખરીદ કરે નહિ. ૯ કોઇ પણ સરકારી અમલદારે પોતાના બાગમાં પાકેલાં ફળ ફળાદી, શાક ભાજી પોતે એકલાજ વેચે નહિ. ૧૦ જનાવરોને વેચાતાં લેતી વખતે જે કર આપવો પડેલો હોય છે, તે ઉપરાંત તેમને હલાલ કરતી વખતે બીજો કર લેવો નહિ. ૧૧ અહમદનગરની મસજીદમાં મુસલમાન લોકો નમાઝ પઢતા, તેઓને ત્યાંના કોળી લોકો હરકત કરતા, તે હરકત નહિ કરે માટે તેમને નાણાં આપવાં પડતાં હતાં, તે નાણાં ( કર ) કોળી લોકો લે નહિ. ૧૨ દીવાળીના અને હોળીના દહાડામાં લોકો તોફાન ફીતુર કરે છે, તથા લોકો બીભત્સ ભાષણ વાપરે છે, તે રીવાજ બંધ કરવો. ૧૩ હિંદુઓનાં અમુક દહેરાં બંધ કરાવ્યાં છે, તે ખોલવાં નહિ. ૧૪ મુસલમાનોના તહેવારને દિવસે હિંદુઓએ હાથી, ઘોડા વગેરેનાં રમકડાં વેચવાં નહિ. ૧૫ અમુક ધનાઢય વાણીઆઓએ એકલાએજ ડાંગરનો વહેપાર કરવો એ રીવાજ છે, તે બંધ કરવો. ૧૬ રાજ્યના મોટા અમલદારો ગુલાબજળ બનાવવા, ગુલાબનાં ફુલો એકલાજ ખરીદ કરી લે છે, તે રીવાજ બંધ કરવો. ૧૭ મુસલમાનોની મકબર ( કબર ) આગળ સ્ત્રી–પુરૂષો સાથે એકઠાં થાય છે, તે રીવાજ બંધ કરવો. ૧૮ ધોરી રસ્તાની બાજુ ઉપર તથા બજારોમાં પાતરો બેસે છે તેને બેસતી બંધ કરવી, તેમજ

તાબુત વખતે નેઝા અથવા પંજા કોઇએ બનાવવા નહિ. ૧૯ મુલકી અમલદારોએ દુકાળના ભાવોથી કોઇ પણ ચીજ વેચવી નહિ. ૨૦ પ્રાંતિજ, મોડાસા, વડનગર, બિસનાપૂર અને હરસોલ ગામોમાં જે આંબાઓ છે, તેમના માલીક પાસેથી જે ખાસ કર લેવાય છે, તે માલીક મુસલમાન હોય તો તેની પાસે એ કર લેવોજ નહિ. ૨૧ સુરત અને અમદાવાદમાં અંગ્રેજ અને ડચ ( વલંદા ) લોકો પાસે જે કર લેવાય છે, તે લેવો નહિ. ( ગે. ગુજરાત, વો. ૧, ભાગ ૧, પાનું ૨૮૩. )

---

ઉપર પ્રમાણેનો ઢંઢેરો રાજ્યના દરેક ભાગને લાગુ હોવાથી અને ભરૂચમાં પણ ઔરંગજેબનો અમલ હોવાથી ભરૂચને પણ લાગુ પડતો હતો. આ વખતે આ શહેર સુરતના તાબામાં હતું.

ઇ. સ. ૧૬૬૪ માં આ જાહેરનામું ઔરંગજેબના રાજ્યના દરેક ગામમાં પ્રસિદ્ધ થયું, એવામાં એજ સાલમાં શિવાજી જે મુસલમાનોનો કટ્ટો વેરી હતો અને હિંદુઓનું પ્રબળ વધારવા માગતો હતો, તે એકાએક આવી સુરત શહેર જે તે વખતે પૈસે ટકે પૂર હતું, તે શહેર ઉપર તુટી પડયો. ત્રણ દિવસ સુધી નિરાંતે શહેર લુંટયું, પણ કોઇ સામું થયું જણાયું નહિ. સોનું, રૂપું અને જવાહિર શિવાય એ રાજા બીજા કશાને છેડયોજ નથી, પણ જે માલ લુંટમાં આવ્યો, તેની કિમ્મત ૧૨૦૦૦૦૦ ) બાર લાખ પૌન્ડની અંકાઇ હતી. આ હકીકત આ જગ્યાએ જણાવવાની જરૂર તો નહિ, કારણ એ ભરૂચને લાગુ પડતી નથી, પણ એટલુંજ જણાવવા ખાતર દાખલ કરી છે કે ઔરંગજેબનું ખરૂં વહાલામાં વહાલું શહેર સુરત, ભરૂચ શહેરની પડોશમાં છે, તે તે વખતે કેવું શ્રીમંત હતું, તેનો ખ્યાલ વાંચનારાઓને સહેજ આવી જાય. મું. ગે. ભાગ ૧, પાનું ૮૯ નોટ ધનાઢયનાં ઘરો લુંટયાં હતાં. )

હવે જ્યારે સુરત પોતાના વહેપાર ધંધાથી આવી લક્ષ્મીની લહેર ભોગવતું હતું, ત્યારે ભરૂચ કે જે સુરત કરતાં તે વખતે વહેપાર ધંધામાં ઉતરતું નહિ હતું, બલકે કંઇક દરજ્જે ચઢીઆતું હતું, તે ભરૂચની તે વખતની સ્થિતિ કેવી હશે; તેનો વાંચનારાઓના મનમાં ખ્યાલ આવશેજ.

ઇ. સ. ૧૬૭૦ માં શિવાજીએ સુરતને બીજી વાર ખાલી કર્યું. બીજે વરસે સને ૧૬૭૧ માં ભરૂચ ઉપર દરીઆ માર્ગે લશ્કર મોકલવાની તૈયારી કરી હતી, પણ દક્ષિણમાં કાંઇ ગરબડ સંભળાઇ, તેથી ભરૂચ ભાગ્યશાળી નિવડ્યું, અને શિવાજીનું તૈયાર થયેલું લશ્કર ભરૂચ તરફ નહિ આવતાં દક્ષિણ તરફ ગયું. ( ગે. વો. ૧, પાનું ૩૮૭. )

ઇ. સ. ૧૬૭૫ માં શિવાજીનો સેનાપતિ હંબિરાવ નર્મદા પાર ઉતરી ભરૂચ આવી પહોંચ્યો, ને જે કોટ ઔરંગજેબે ભાંગ્યો હતો, તેજ કોટને રસ્તે શહેરમાં પેઠો ને ભરૂચ લુંટ્યું. આજ સાલમાં પહેલ વહેલું શિવાજીનું લશ્કર નર્મદા પાર ઉતર્યું. ( ગ્રાંટડફ પાનું ૧૯૪. ) ( ગે. વો. ૨, પાનું ૪૬૮ ભરૂચ. ) ( ગે પાર્ટ ૧, વો. ૧, પાનું ૩૮૭. )

ઇ. સ. ૧૬૮૦ માં શિવાજી ગુજરી ગયા પછી તેનો દીકરો શંભાજી ગાદી ઉપર બેઠો. તેણે એકાએક આવી ઇ. સ. ૧૬૮૫ માં ભરૂચ લુંટી લીધું. આ રીતે ભરૂચ એક દાયકામાં બે વાર ખાલી થયું અને તેણે મરાઠાઓને તૃપ્ત કર્યા ( ગ્રાંટડફ પાનું ૨૪૨. ) ( ગે. વો. ૨, પાનું ૪૬૮, ૪૬૯ ભરૂચ. ) ( ગે. પાર્ટ ૧, વો. ૧, પાનું ૩૮૭, ૩૮૮. )

જે કોટ ઔરંગજેબે પોતેજ ભાગ્યો હતો, તેજ રસ્તે મરાઠાઓ આવી શહેરની પાયમાલી કરી ગયા. એ ખબર ઔરંગજેબને થતાંજ તેણે પોતે ભાગેલા કોટના ભાગને સમરાવવાનો હુકમ કર્યો. ઇ. સ. ૧૬૮૬ માં કોટ ફરી તાજો થયો. આથી પોતે દીધેલો શ્રાપ ૨૫ વરસે પોતેજ માથે ચઢાવ્યો. ( ગે. વો. ૨, પાનું ૪૬૯ ભરૂચ. )

હવે વાંચનારના મનમાં કદાચ એમ પણ આવે કે જ્યારે મરાઠાઓએ બે વાર સુરત અને બે વાર ભરૂચ લુંટ્યું, તો શુ ઔરંગજેબનાં માણસો મરાઠાઓની સામું નહિ થયાં હોય ? પણ “ ઘર ફુટે ઘર જાય ” એવું બન્યું હતું. ઔરંગજેબનો દીકરો અકબર આ વખતે ગુજરાતનો સુબો હતો, તે મરાઠાઓને મળી ગયો હતો. તેનું કારણ કે જ્યારે રાજ્ય ગાદી ખાલી પડે છે, ત્યારે હંમેશાં ભાઇ ભાઇઓમાં તકરાર ઉઠે છે અને જબરો હોય

તે ફાવી જાય છે, તો આ મરાઠાઓ જે હાલ જોર પર આવેલા છે, તેઓ એને ગાદી મળવામાં મદદગાર થઇ પડે. એ આશાથી ગુજરાતથી મરાઠાઓને હાંકી કાઢવા જે લશ્કર આવતું, તે લશ્કર મરાઠાઓ લુંટફાટ કરી ગયા પછીજ આવતું હતું. ( ગે. વો. ૧, ભા. ૧, પાનું ૩૮૭. )

ઇ. સ. ૧૬૯૧ માં ઔરંગજેબને ખબર થઇ, કે સૈયદ સાજી નામનો ભરૂચનો એક મુસલમાન, વટલેલા હિંદુ જેઓ મોમનાથી ઓળખાતા હતા, તેમનો ધર્મગુરૂ થયો છે. મોમના એના અંગુઠા ધોઇ પીએ છે, તો એ સૈયદમાં શું દૈવત છે, તે જોવા સારૂ તેને દિલ્હીમાં પોતાના દરબારમાં બોલાવવા હુકમ કર્યો. ધર્મગુરૂએ બાદશાહ શું કરશે, એવી હેબકમાં આપઘાત કર્યો. આથી મોમનાઓ ઉશ્કેરાઇ ગયા અને હુલ્લડ કરી ભરૂચના કિલ્લાનો કબજો કરી બેઠા. આ તોફાનીઓને શિક્ષા કરવા વડોદરાના સુબાને ભરૂચ મોકલ્યો. તે થોડીવાર તો ફાવ્યો નહિ, પણ તજવીજ કરતાં; જે જગ્યાએ ચોકી નહિ હતી તે જગ્યા તરફ નિશરણી મૂકી કોટ ઉપર લશ્કર ચઢી ગયું, ને દરવાજા ખોલી નાખ્યા. તે મોમનાઓ બહાદુરીથી લઢયા તો ખરા, પણ આખરે હાર્યા અને માર્યા ગયા. ( મું. ગે. વો. ૧, ભાગ ૧, પાનું ૨૮૮. )

જે વખતે મરાઠાઓ શહેર લુંટી રહ્યા હતા, તે વખતે અંગ્રેજોનો વહેપાર ધમધોકાર ચાલતો હતો; પણ અંગ્રેજોમાંના એક એવરી નામના અંગ્રેજ ચાંચીઆએ મકકે હજ કરવા જનાર મુસલમાન જાત્રાળુઓનાં વહાણો લુંટયાં, તેથી ઇ. સ. ૧૬૯૬ માં સુરત અને ભરૂચના અંગ્રેજ વહેપારીઓને કેદમાં ઘાલી દીધા, તેથી થોડી મુદત વહેપાર બંધ કરવો પડયો. ( ગે. ભરૂચ ભા. ૨, પાનું ૪૬૯. )

ઇ. સ. ૧૭૦૨ માં જુની અને નવી મંડળી ( કંપની ) જોડાઇ ગઇ, એટલે ભેગો વહેપાર કરવા લાગી, ત્યારે ભરૂચમાં વહેપાર માટે અંગ્રેજોની કોઠી હતી. આ કોઠી અને ડચ લોકોની કોઠી અરાઢમાં સેંકડાના મધ્ય ભાગમાં ભરૂચમાંથી કાઢી નાખી હતી અને ભરૂચમાં વહેપાર બન્નેએ બંધ કર્યો હતો.

ડચ લોકો તો જ્યારે અંગ્રેજોએ ઇ. સ. ૧૭૭૨ માં ભરૂચ લીધું, ત્યારે ભરૂચમાં વહેપાર કરતા માલમ પડતા હતા. ( ગેઝીટીઅર ભરૂચ વો. ૨, પાનું ૪૬૯. )

ઇ. સ. ૧૭૨૨ માં જ્યારે નિઝામુલ્મુલ્કે દિલ્હીની દિવાનગીરી છોડી, ત્યારે દિલ્હીના બાદશાહ મહમદશાહે નિઝામુલ્મુલ્કને ભરૂચની જાગીર આપી, તેથી ભરૂચ નિઝામની ખાનગી મિલકત થઈ. ( મું. ગે. વો. ૧, ભાગ ૧, પાનું ૩૯૫ નોટ. )

નિઝામુલ્મુલ્કે ભરૂચમાં પોતાના તરફથી અબદુલ્લા નામના એક બહાદુર અમલદારને વહિવટ કરવા નિમ્યો હતો. એ અબદુલ્લાબેગને ઇ. સ. ૧૭૩૬ માં નિઝામુલ્મુલ્કે નેક આલમખાનનો ઇલકાબ આપ્યો. એ નેક આલમખાન એ સાલથી ભરૂચનું રાજ્ય સ્વતંત્રપણે ચલાવવા લાગ્યો. ( ગે. ભરૂચ વો. ૨, પાનું ૪૬૯. )

ભરૂચમાં જે સ્વતંત્ર નબાબો થયા, તેમાં એ પહેલો હતો. એ નવાબ બે વરસ સ્વતંત્રપણે રાજ્ય કરી ઇ. સ. ૧૭૩૮ માં ગુજરી ગયો. એની પછી એનો દીકરો મિરજાબેગ તખ્તનશિન થયો. એણે પણ નેક આલમખાનનો ખિતાબ ધારણ કર્યો.

ઇ. સ. ૧૭૪૦ માં બાજીરાવ પેશવા ગુજરી ગયો, તેને અત્રે નર્મદા કાંઠે ઘણા માનપૂર્વક અગ્નિદાહ કરવામાં આવ્યો હતો.

ઇ. સ. ૧૭૪૧ માં મિરજાબેગના વખતમાં દામાજી ગાયકવાડે ભરૂચને ઘેરો ઘાલ્યો. આ શહેર દામાજી પોતે તથા તેના બાપ પિલાજી કબજે કરવાને ટાંપી રહ્યા હતા, કારણ કે શહેરની આસપાસ મજબુત કિલ્લો અને તે એક ટેકરી ઉપર હોવાથી તથા નર્મદા નદીના મોટા મુખને લીધે એ જગ્યા દરેક રાજા પસંદ કરતો હતો. ( મું. ગે. વો. ૧, ભાગ ૧, પાનું ૩૨૪. )

જ્યારે દામાજીનું લશ્કર ભરૂચ આવ્યું, ત્યારે નેક આલમખાન શહેરનો બચાવ કરવા તૈયાર થયો અને નિઝામને મદદ સારૂ પત્ર લખી મોકલ્યો. આ પત્ર નિઝામને પહોંચતાં, તેણે દામાજીને લખી મોકલ્યું કે એ ભરૂચ અમારી ખાનગી મીલકત છે, માટે તમારે એને છેડવું નહિ. દામાજીએ તરત ઘેરો ઉઠાવી લીધો અને સોનગઢ તરફ ગયો. વળી એમ પણ કહેવાય છે,

કે દામાજી લઢાઇ ન કરે માટે નેક આલમે ભરૂચના પુરજાનું જે દાણુ ( જકાત ) આવે છે, તેમાં તેનો હિસ્સો ઘાલી આપ્યો, તેથી દામાજી ઘેરો ઉઠાવી પાછો ગયો. એજ સાલથી ભરૂચના પુરજાની જે જકાત આવે તેમાં ગાયકવાડનો હિસ્સો દાખલ થયો. ( મું. ગે. વો. ૧, ભાગ ૧, પાનું ૩૨૪. )

ઇ. સ. ૧૭૪૮ માં અહમદશાહ બાદશાહની પરવાનગીથી અત્રે ટંકશાળ નીકળી અને શિક્કા પડવા શરૂ થયા. ( ગું. ગે. વો. ૧, ભાગ ૧, પાનું ૨૮૪. )

ઇ. સ. ૧૭૫૨ માં મિરજાબેગ ગુજરી ગયો, તેની પછી તેનો ભાઈ મુઘલબેગ ગાદી ઉપર બેઠો. એ ત્રણ મહિનામાં ગુજરી ગયો, તેથી ગાદીને માટે અબદુલ્લાબેગના પૌત્રો માંહો માંહે લઢી મર્યા. એ વરસ ગાદી ખાલી રહી. એજ સાલમાં એટલે સન ૧૭૫૨ માં નિઝામુલ્મુલ્ક ગુજરી ગયો. ત્યાર પછી નિઝામના વંશજોએ ભરૂચની માલકીનો હક છોડી દીધો હતો, ફકત ગાયકવાડનો પુરજાની જકાતમાં હક હતો, એ શિવાય ભરૂચ તદન સ્વતંત્ર હતું. ( મું. ગે. વો. ૧, ભાગ ૧, પાનું ૩૩૪ તથા ભ. ગે. વો. ૨, ૪૬૯–૭૦. )

અબદુલ્લાબેગના પૌત્રો માંહો માંહે લઢતા હતા, તે લઢાઇનો અંત લાવવો જોઇએ; એ કારણથી સુરતના સૈયદ ઇદ્રુસ વચ્ચે પડયા ને અબદુલ્લાબેગના પૌત્ર મિરજા અહમદબેગનો હક વ્યાજબી ધારી તેને ગાદી નશિન કર્યો.

ઇ. સ. ૧૭૫૯ માં મિરજા અહમદબેગના વખતમાં ખંભાતના નવાબ મોમિનખાન, બાલાજી પેશવાને મળવા પુને ગએલો, ત્યાંથી મુંબઇ જઇ વહાણને રસ્તે સુરત જઇ ત્યાંથી ભરૂચ આવવાથી નવાબે તેની સારી પરોણા ચાકરી કરી હતી. વળી એજ સાલમાં અંગ્રેજોએ સુરતનો કબજો લીધો, તેથી ભરૂચના પુરજાની જકાતમાં સુરતના નવાબનો જે હિસ્સો હતો, તેના માલીક અંગ્રેજો થયા. આ કારણથી અંગ્રેજોનો ભરૂચમાં પગ પેઠો.

ઇ. સ. ૧૭૫૮–૫૯ માં ભરૂચમાં ગોસાંઇ લોકોનું ટોળું આવેલું, તેઓ ઘણા માણસો હોવાથી શહેરમાં અને પરગણામાં તોફાન કરતા હતા. તેમને નવાબ અહમદબેગે પોતે જાતે નસાડી

મૂકયા. ઇ. સ. ૧૭૬૧ માં નવાબે ખંભાતના નવાબ મોમિનખાનની મદદથી જંબુસર આગળ મરાઠાઓને હરાવી જંબુસર જીત્યું હતું. ( ગુ. ગે. વો. ૧, ભાગ ૧, પાનું ૩૪૫. )

ઇ. સ. ૧૭૬૮ માં અહમદબેગ ગુજરી ગયો, તેની જગ્યાએ તેનો દીકરો મોઝુજખાન ગાદી નશિન થયો. આ ભરૂચમાં છેલ્લોજ મુસલમાન રાજા થઇ ગયો.

ઈ. સ. ૧૩૦૪ માં ગુજરાતનું રાજ મુસલમાનોના હાથમાં આવ્યું ત્યારથી તે અંગ્રેજ સરકારે ઇ. સ. ૧૭૭૨ માં ભરૂચ જીતી લીધું, ત્યાં સુધી મુસલમાન શિવાય બીજી કોઇ જાતે ભરૂચ ઉપર અમલ કર્યો નથી. મુસલમાનોનો અમલ આ શહેરમાં ૪૬૮ વરસ રહ્યો.

આ છેલ્લા નવાબ મોઝુજખાનનું* રાજ્ય શા કારણથી અંગ્રેજોના હાથમાં ગયું, તે જણાવ્યા પહેલાં એ નવાબ વિષે કાંઇ વિવેચન કરવું જરૂરનું છે.

આ બહાદુર મુસલમાન નવાબ જાતે સુન્ની હતો અને ધર્મચુસ્ત છતાં પોતાની રૈયતના ધર્મમાં હાથ ઘાલતો હતો નહિ. જાતે ધર્મિષ્ઠ, ઉદાર, માયાળુ, દયાળુ, ગરીબોની દાદ સાંભળનાર અને રૈયતને સુખ આપનાર એવો રાજા કઇ પ્રજા ના પસંદ કરે ? એના આવા ગુણોને લીધે પ્રજા એને ઘણી ચહાતી હતી.

તેનું ઉંચા કદનું શરીર, લાંબી ડોક, ગૌર વર્ણ, તે સાથે ગાલ અને હોઠ ઉપરની લાલાસ, તિણું નાક, સુઘડ પણ સાદો પોશાક જોઇ કોઇ પણ અતરાપો માણસ એમ કહી શકે કે આ કોઇ ખરો ખાનદાન રાજવંશી છે. એ ઘણો હિમ્મતવાન હતો,

---

* છેલ્લા નવાબ મોઝુજખાનની મુંબઇ જવાની તથા ત્યાંથી પાછા આવવાની તેમજ તેની સાથે જે બે લઢાઇઓ થઇ, ને તેનું રાજ્ય અંગ્રેજોના હાથમાં આવ્યું તથા પાછળથી એનો કેવી રીતે અંત આવ્યો, તેમજ એનો દીકરો વિલાયત ગયા વિગેરેની હકીકત ગેઝીટીઅર ભરૂચ ભાગ ૨ પાને ૪૬૯-૭૦-૭૧-૭૨ મે પાને છે, તે ઉપરથી તથા નવાબના કિસ્સામાં જે લખાણ છે તે ઉપરથી તથા એદલજી ડોસાભાઇના અંગ્રેજી ગુજરાતના ઇતિહાસ ઉપરથી લખ્યું છે.

તેથી મરાઠાઓ જેઓની, એનું રાજ્ય સર કરવાની ઘણીજ ઇન્તેજારી હતી, તેઓ એનાથી ડરતા હતા અને એજ કારણથી તેઓ એના દોસ્ત થઇ પડયા હતા.

આ નવાબે શહેર બહાર હવા ફેર સારૂ મોટો બાગ કરાવ્યો હતો, તેમાં જુદી જુદી જાતના ફળ ફળાદી, પુલો વાવી દીધાં હતાં. તેમાં કેટલાએક કુવા તથા હોઝો પણ બનાવેલા હતા. હોજોના પુવારામાંથી ફરફર પાણી ઉડયાજ કરતું હતું, તેથી ગરમીના દિવસોમાં શાંતિ વળતી હતી. એ બાગમાં રૈયતને પણ જવાની છુટ હતી. એ બાગનું નામ પોતાના બાપના નામ ઉપરથી અહમદબાગ આપેલું હતું. એ જગ્યાને આજ પણ અમજદબાગ કહે છે.

સુરતના નવાબનો ભરૂચના પુરજાની જકાતમાં જે હક હતો, તે હક ભરૂચના નવાબે કેટલાંએક વરસનો સુરતના નવાબને આપેલો નહિ અને સુરત અંગ્રેજી અમલ નીચે આવવવાથી, તે હક વસુલ કરવાનો અંગ્રેજોનો હક થયો. એ હક તથા નવાબે અંગ્રેજો પાસે તેમના કાપડ ઉપર ધારા કરતાં વધારે જકાત લીધેલી, તે વધારાનાં નાણાં મળી દોઢ લાખ રૂપીઆનું અંગ્રેજોએ નવાબ પાસે લહેણું કાઢયું. એ લહેણું વસુલ કરવા અંગ્રેજ સરકારે નવાબ ઉપર પત્ર લખી મોકલ્યો. ઇ. સ. ૧૭૭૧.

આ પ્રસંગમાં સુરતની આસપાસનાં ગામડાંઓમાં કોળી લોકોએ તોફાન મચાવેલું, તેઓને વશ કરવા લશ્કર તૈયાર કરેલું જોઇ ડરીને ભરૂચનો નવાબ દેવું અદા કરી દેશે, એવું અંગ્રેજોએ ધારેલું, પણ નવાબે તો તેમના કાગળને પતજ કર્યો નહિ.

નવાબ તરફથી કાંઇ ઉત્તર મળ્યો નહિ, તેથી એજ લશ્કર જળમાર્ગે ભરૂચ મોકલવા સુરતના અંગ્રેજ અધિકારીઓને મુંબઈ સરકારે હુકમ કર્યો. આ હુકમનો અમલ તાતઘા કર્યો નહિ, પણ તા. ૨૧ મી એપ્રિલ સને ૧૭૭૧ ને રોજ સુરતથી લખી મુંબઇ મોકલ્યું કે જળમાર્ગે લશ્કર નહિ મોકલતાં પગરસ્તે લશ્કર મોકલીશું. આ ઉપરથી મુંબઇથી એવો હુકમ થયો કે લશ્કર ભરૂચ મોકલવાની જરૂર નથી, પણ મુંબઇ મોકલી દો. મુંબઇ સરકારના હુકમ ઉપર ધ્યાન નહિ આપતાં સુરતમાં તો લશ્કરની તૈયારી

કરવા માંડી. એ તૈયારી કરવામાં પણ ઢીલ થઇ. આખરે તા. ૨૭ મી એપ્રિલે કર્નલ "કે"ની સરદારી નીચે લશ્કરે ભરૂચ તરફ કુચ કરી. કર્નલ " કે " ને ગેમબીરના હુકમ મુજબ કામ કરવાનું હતું. એ ગેમબીરને મુંબઇ સરકારે ભાંજગડ કરવાનો હુકમ આપ્યો હતો. આ લશ્કર સાથે બક્ષીની સરદારી નીચે સુરતના નવાબનાં ૭૦૦ માણસો પણ ભરૂચ તરફ આવ્યા હતા.

આણી તરફ મોજુજખાન નવાબે પણ તૈયારી કરી હતી. ખંભાતનાં નવાબની તથા ફતેહસિંહ ગાયકવાડની મદદ માગવા નવાબે લીફાફા મોકલ્યા હતા. ખંભાતનો નવાબ તો આવ્યો નહિ, પણ ફતેહસિંહ તો પોતાનું લશ્કર લઇને ભરૂચ આવ્યો, ને તેણે ઝાડેસર ગામમાં મુકામ કર્યો. ફતેહસિંહની મતલબ જુદીજ હતી. તે એવો ઘાટ ઘડીને આવેલો કે નવાબ શહેર છોડી લઢવાને નીકળે કે તરત શહેરમાં ઘુશી જઇ શહેરનો કબજો કરી લેવો.

નવાબ ફતેહસિંહની મતલબ સમજી ગયો, તેથી તેને એવું કહાવ્યું કે તમારા માણસોમાંનું કોઇ પણ શહેરમાં પેસે નહિ. શહેર બહાર રહે અને તમારી મદદની જરૂર પડશે તો કહીશ. ગાયકવાડી લશ્કરને નવાબે જોઇતી ચીજો પૂરી પાડી, દોસ્તીનો હક તેથી ફતેહસિંહે હાલો ચાલો જોયા કર્યો અને પોતાનું લશ્કર ઝાડેસર ગામમાંજ રાખ્યું.

નવાબે પોતાનું લશ્કર પોતાના બક્ષી તથા અનારઉલ્લાખાનની સરદારી નીચે નર્મદા પાર ઉતાર્યું. આ બે સરદારો વરીઆવ ગામ આગળ આવી પહોંચ્યા, ત્યાં ગેમબીરના લશ્કર સાથે સહેજ ચકમક ઝરી. ગેમબીર તરફથી બે એક ગોળા આવ્યા, તેથી સવારો પાછા આવ્યા. સરદારોએ જઇ નવાબને હકીકત કહી. નવાબે દુશ્મન ઉપર એકદમ તુટી પડવા હુકમ આપ્યો. બીજે દિવસે તેઓ ગયા, ત્યારે અંગ્રેજોની છાવણી કીમ નદી ઉતરી કોસંબા ગામમાં પડેલી નવાબના માણસોના જોવામાં આવી.

આ હકીકતની નવાબને જાણ થતાં પોતે જાતે બીજા લશ્કર સાથે નર્મદા પાર ઉતર્યા. ઉમરવાડા સુધી અંગ્રેજોનું લશ્કર આવી પહોંચ્યું હતું. એજ જગ્યાએ બન્ને લશ્કરનો મુકાબલો

થયો, તેમાં પહેલાં તો નવાબની ફતેહ થયાનાં ચિન્હ દેખાયાં, પણ બે સરદારો ઘાયલ થયા તથા એક માર્યો ગયો, તેથી નવાબના માણસો શહેર તરફ પાછા ફર્યા. આ લઢાઇમાં અંગ્રેજોના થોડા માણસો તથા નવાબના ઘણા માણસોનો ઘાણ વળ્યો. નવાબ એ લઢાઇમાં સામેલ ન હતા, જો તે આ પ્રસંગે હાજર હોત તો આ પરિણામ આવત નહિ. આ વખતે એ ડોસા તળાવડી આગળ હતા; કારણ કે એને ગેમબીરની બીક હતી, કે રખેને નદી પાર ઉતરી શહેરમાં પેસી કેર વર્તાવે.

નવાબનું સઘળું લશ્કર શહેરમાં આવ્યું. કિલ્લાનો બરોબર બંદોબસ્ત કરી દરેક સરદારને મોરચાઓ વહેંચી આપ્યા. તા. ૧ લી મેને રોજ અંગ્રેજોનું લશ્કર નર્મદાને સામે કાંઠે જોવામાં આવ્યું.

બાજે દિવસે નદીના એક બેટ ઉપર મુકામ કરી અંગ્રેજોએ કોટ તરફ બંદુકો ફોડવા માંડી. આણી તરફ નવાબના માણસોએ પણ અંગ્રેજી લશ્કર ઉપર બંદુકોનો મારો ચલાવવા માંડયો. અંગ્રેજોની બંદુકોના જોરથી કોટમાં બાકું પડયું. તે રસ્તે થઇને શહેરમાં પેસવાનું કરવા સારૂ એક ટુકડી બોટમાં બેઠી, પણ પાણીના જોરથી હોડીઓ ખેંચાઇ ગઇ, તેથી શહેરમાં આવવાનું બન્યું નહિ. સારે ભાગ્યે નવાબનું દારૂખાનું જે અંગ્રેજો ઉપર ફોડતા હતા, તેનો એક ગોળો અંગ્રેજોના દારૂખાના ઉપર પડવાથી અંગ્રેજોનું દારૂખાનું સળગી ઉઠયું ને ઘણોખરો માલ બળી ગયો.

લઢાઇના મેદાનમાં સભા થઇ, તેમાં એવું ઠર્યું કે ચોમાસું બેસવાની તક છે, માટે પાછા સુરત જવું એજ ઠીક છે. એ વિચારથી અંગ્રેજી લશ્કર સુરત તરફ પાછું ફર્યું.

લઢાઇની તૈયારી થઇ, તે મુંબઇ સરકારની મરજી વિરૂદ્ધ થઇ અને પરિણામ લાભકારક નિવડયું નહિ, તેથી જે અંગ્રેજી અમલદારોએ લઢાઇ કરવાનો મત આપેલો હતો, તેમની બાબતમાં તજવીજ થવા એક કમિટી નિમાઇ.' એ તજવીજનું પરિણામ એ આવ્યું કે મી. ડ્રેપર નામના સુરત ખાતેના મુખ્ય અમલદારને નોકરીથી દૂર કર્યો ને બીજાઓને સખત ઠપકો આપ્યો.

નવાબને લાગ્યું કે જે ફતેહ મળી છે તે ખુદાની મહેર-

બાનીથીજ મળી છે, તેથી વિચાર કર્યો કે પીરોની દરઘા ઉપર જઇ મુબારકબાદીની ખુશબક્તીનો ફાતીઓ પઢવો. આ હેતુથી બુજરગોની દરઘા ઉપર લશ્કર સાથે સવારી કાઢી દરેક પીર તથા દરઘાએ જઇ ફાતીઓ પઢયો.

ફતેહસિંહ ગાયકવાડનો ઉપકાર માની તેમને તેમના લશ્કર સાથે વડોદરે જવાની રજા આપી, તેથી ગાયકવાડનું લશ્કર વડોદરા તરફ ગયું.

અંગ્રેજ સરકારે જે લહેણું નવાબ પાસે કાઢેલું, તેની ભાંજગડ પોતાની જાતેજ કરવી; એ હેતુથી નવાબે મુંબઇ સરકારને એક પત્ર લખી મોકલ્યો, તેમાં પોતે મુંબઇ આવવાનું જણાવ્યું હતું. આ પત્ર તા. ૩૦ જુલાઇ સને ૧૭૭૧ ને રોજ મુંબઇ સરકારને પહોંચ્યો. ચોમાસુ વિત્યાબાદ નવાબને સારૂ મુંબઇથી વહાણો મોકલ્યાં, તેમાં બેસી તા. ૪ થી નવેમ્બરને દિવસે નવાબ મુંબઇ પહોંચ્યા. મુંબઇમાં નવાબની સારી રીતે બરદાશ કરવામાં આવી હતી, તથા માન પાન પણ સારૂં આપ્યું હતું.

મુંબઇમાં નવાબને જે માન મળેલું, તે વિષે તથા પોતે પાછા ભરૂચ આવવા તૈયારી કરી, તે વિષે જે જે હકીકત બની હતી, તેનું સવિસ્તર બ્યાન " ભરૂચનો કીસ્સો " એ નામની ચોપડીમાં અત્રેના મોબેદ બેરામજી ફરદુનજીએ લખેલું છે, તેમાં આપેલું છે, તેથી તેનું વધારે વિવેચન કર્યું નથી, છતાં સહેજ ટુંકામાં લખાણુની મતલબ લેવામાં આવી છે.

" નવાબ મોજુજખાનનો વાવટો મુંબઇના બારામાં ફરફર ઉડતો જણાતાં અંગ્રેજી અમલદારો તેના માન ખાતર તેને લેવા ગયા. નવાબ ઉતર્યા, તે વખતે તોપોના ધડાકા સંભળાયા. એક યુરોપીઅન રીત મુજબનો શણગાર આપેલો મોટો બંગલો નવાબને સારૂ ખાસ રાખેલો, તેમાં નવાબે મુકામ કર્યો. નવાબની સાથે જે માણસો આવેલા, તેમણે જે જે વસ્તુ માગી તે તાતઘા મોકલવામાં આવી હતી. કાઉન્સિલરો મળ્યા તથા બીજા અમલદારો પણ મળ્યા અને દરેકે નજરાણાં પણ નવાબને કર્યાં.

હવે બીના એવી બની કે નવાબે કેટલોએક કીંમતી સામન પગરસ્તે મંગાવેલો, તે સુરતના રાજ્યની હદમાં પેશવાના

સરદાર નાગોજીએ લુંટી લીધો. નવાબ તો આં સામનની પાળ્
ની પેઠે રાહ જોતા હતા, પણ સમાચાર તો માઠા આવ્યા.
નાગોજી ઉપર નવાબ ઘણાજ ગુસ્સે થયા. અંગ્રેજી અમલદારોને
આ વાત જાણવામાં આવ્યાથી મુંબઇ સરકારે પેશવા સરકારના
દરબારમાં પુને લીફાકો લખી મોકલ્યો, પણ ત્યાંથી કાંઇ ઉત્તર
મળ્યો નહિ, તેમ કાંઇ પણ તે દરબાર તરફથી તજવીજ થઇ
હોય એમ પણ જણાયું નહિ.

આ વખતે વેડરબર્ન નામનો એક જુવાનીઓ મુંબઇની
કાઉન્સિલમાં કાઉન્સિલરની તથા સરદારની પદવી ભોગવતો
હતો. તેણે તથા બીજા અંગ્રેજોએ નવાબને જાફતો આપી પોતાની
ગાંઠનો ઘણો ખરચ કર્યો એટલુંજ નહિ, પણ નવાબને ઉમદા
નજરાણાં પણ કર્યાં. તે નવાબે તથા તેના માણસોએ ઘણી ખુશી
સાથે કબુલ રાખ્યાં. આ બધું છતાં અંગ્રેજી અમલદારોની આગતા
સ્વાગતા કરવાનું નવાબના દીલમાં કાંઇ આવ્યુંજ નહિ.

આ વખતે મુંબઇમાં મી. હોર્નબી નામનો ગવર્નર હતો,
તેણે તથા તેની બાનુએ પણ નવાબની ઘણી આગતા સ્વાગતા
કરી હતી. ગવર્નરને નવાબ મળતા હતા, તેથી નવાબ ઉપર
ગવર્નર મી. હોર્નબીની ઘણી મહેરબાની હતી, તેણે પણ નવાબ
ને જાફત આપી હતી, અને મી. હોર્નબીને તથા તેની મડમને
નવાબની લાગણી ઘણી હોય એમ દીસતું હતું.

નવાબના એક ઉમરાવે નવાબને કહ્યું કે જે નજરાણાં
લીધાં છે તેનો બદલો દરેકને આપવો જોઇએ, તેમ મી. હોર્નબી
ગવર્નરે પણ એ બાબત સૂચવ્યું હતું. નવાબે જવાબ આપેલો
કે મારો સામન પગરસ્તે આવતો હતો, તે મરાઠાઓએ લુંટી
લીધો, તો હું શું કરૂં ? લાચાર છું.

નવાબને બે ત્રણ માસ મુંબઇમાં થયા, જાણી એનાં કુટું-
બીઓએ નવાબને ભરૂચ પાછા બોલાવવા ભરૂચથી વહાણ મુંબઇ
મોકલ્યું. પોતાનાં બચ્ચાંને મળવાની ઘણી ઇન્તેજારી હોવાથી
વહાણ તેડવા આવેલું જોઇ નવાબનું મન એકદમ મુંબઇથી ઉપડ-
વાનું થયું. તરતજ ગવર્નર સાહેબને ત્યાં ગયા ને તેઓને કહ્યું કે
મારો જીવ હવે મારા બાળબચ્ચાંમાં ગયો છે, માટે હું આજેજ

ભરૂચ તરફ ઉપડું છું, મને તેડવા સારૂ વહાણ આવ્યું છે. ગવર્નર સાહેબે તથા તેની મડમે નવાબને મુંબઇમાં એક બે માસ વધારે રહેવાને બહુજ આગ્રહ કર્યો, પણ તે એકના બે થયા નહિ.

આ વાતચીત ચાલતી હતી, એવામાં વેડરબર્ન ત્યાં આવ્યો. એણે નવાબની સારી ખાતર કરેલી, તેના બદલાની આશા તો હોય એમાં નવાઇ શી? તેમાં નવાબનું ઉપડવાનું જાણ્યું એટલે શું પૂછવાનું ?

વેડરબર્ને કહ્યું કે નવાબ સાહેબ! ગેમબીર ભરૂચ આવ્યો તે વખતે દારૂખાનું તથા બીજો જે સામન પુંકાઇ ગયો, તેની નુકશાની તથા જે લહેણું તમારી પાસે નીકળે છે, તે મળી ચાર લાખ રૂપીઆ થયા, તેનો શું જવાબ દો છો એ નક્કી કરો, ને પછી તમારે જવું હોય તો સુખે જાઓ. આ બાબત નવાબને ને વેડરબર્નને ઘણી હોંસાતોશી થઇ. આખરે ચાર લાખ રૂપીઆ બે વરસમાં પુરા કરી આપવા એવો ઠરાવ થયો. પહેલો હપતો છ માસ પછી આપવો, એવું નક્કી કરી નવાબ ત્યાંથી ઉઠયા, ને ઘેર આવી, જવાની તૈયારી કરી તેજ દિવસે વહાણમાં ચઢી બેઠા. આઠ દિવસે સુરત આવ્યા, ત્યાં પોતાનો માલ લુંટાયો તે બાબત ત્યાંના નવાબને ઠપકો આપ્યો ને ત્યાંથી ભરૂચ આવ્યા.

મુંબઇમાં નવાબે ઉપલી સરત કબુલ કરી હતી એટલુંજ નહિ, પણ અંગ્રેજી માલ ઉપર ભરૂચમાં અંગ્રેજોનો જે માલ આવ્યો ગયો હોય તેની જે જકાત લીધી હોય તે પણ પાછી આપવાની સરત કરી હતી.

પહેલો હપતો બે લાખ રૂપીઆ આપવાનો હતો, તે લેવાનો વખત નજીક આવ્યો, એટલે મુંબઇથી મી. મોરલી ભરૂચ આવ્યો. નવાબ તરફથી સંતોષકારક જવાબ નહિ મળવાથી મી. મોરલીને મુંબઇ સરકારે પાછો બોલાવી લીધો.

નવાબે જાણ્યું કે અંગ્રેજ સરકાર કબુલ કરેલાં નાણાં લીધા શિવાય રહેશે નહિ, તેથી મુંબઇ સરકારને એક પત્ર લખી મોકલ્યો. એ પત્રમાં જણાવેલું કે પહેલા હપતાનાં નાણાં હું આપીશ. આ ઉપરથી મી. મોરલીને મુંબઇથી પાછો ભરૂચ મોકલ્યો.

આ વખતે લલુભાઇ કરીને અત્રેનો એક મોઢ વાણીઓ નવાબ મોજુજખાનનો દિવાન હતો, તેનું નવાબ આગળ ઘણું ચલણ હતું. લલુભાઇ કહે તે સવાવીશ, બીજાનું કવચિતજ સાંભળતો હતો નવાબની પાસે આ વખતે બારથી પંદર હજાર માણસનું લડાયક લશ્કર હતું. એ લશ્કર ગમે તે વખતે ગમે તે દુશ્મનને પુરૂં પડે એવું હતું. ગેમબીરની સાથે લઢાઇ થઇ, તેમાં ઘણાં નાણાં ખરચાઇ ગયાં હતાં, તેથી તીજોરી પણ ખાલી થઇ હતી. લલુભાઇએ નવાબને સલાહ આપી કે હવે અંગ્રેજો સાથે સલાહ થઇ છે, તો તેમનો હવે કાંઇ ભો રહ્યો નથી, માટે લશ્કરનો ભારે ખરચ રાખવાની જરૂર નથી. જે લઢાઇમાં નાણાં ખરચાયાં છે તે તથા જે નાણાં અંગ્રેજોને આપવાનાં છે, તે બાબત રૈયત ઉપર કર વધારો કે નાણાં વસુલ થાય.

આ વાત નવાબના મનમાં એવી ઠસી કે નવાબે ત્રણ હજાર માણસોને રાખી બીજાં લશ્કરનાં માણસોને રજા આપી, કે જે માણસોનો કેટલીએક મુદતનો પગાર પણ આપવાનો બાકી હતો. લોકો ઉપર વેરા નાખ્યા, અને તે એવા ભારે કે તેઓથી આપવાનું બનેજ નહિ, તેથી આખા રાજ્યમાં ખળભળાટ થઇ રહ્યો. નવાબ જે લોકોના મનમાં આત્મારામ હતો, તે શેરીએ શેરીએ અને ઘેરેઘેર નિંદાપાત્ર થયો.

મી. મોરલીએ આવી શહેર બહાર મુકામ કર્યો. નવાબે કેટલુંએક રોકડ નાણું તથા જનસો એક પેટીમાં ભરીને મોકલી, પહેલો હપતો પુરો કર્યો. આ જનસોમાં બૈરાંને પહેરવાની કાંટલી તથા બીજી જનસો હતી, તે સાથે નવાબને પગે પહેરવાની રૂપાની પાવડીઓ પણ હતી. આ ખજાનો લલુભાઇએ પોતાના એક મળતીઆ સાથે મોકલ્યો. પેટી ખોલીને મી. મોરલીએ જોયું તો કાંટલી વગેરે બીજી બૈરાંને પહેરવાની જનસો તથા પાવડીઓ જોઇ. મી. મોરલીએ પૂછયું કે આ શું કહેવાય? લલુભાઇના માણસે એવી સફાઇથી જવાબ દીધો કે મી. મોરલી ઝાડ ઝાડ થયો. પેલા માણસે મોરલીને કહ્યું કે આ જનસો બૈરાંને પહેરવાની છે, તે તમે પહેરો અને બૈરાં બનો, તેમ આ પાવડી નવાબને પગે પહેરવાની છે, તે આ જુતીઓ તમે લ્યો. આથી મી.

મોરલીને ઘણોજ ગુસ્સો આવ્યો ને મોકલેલી પેટી વહાણુમાંથી પાછી ઉતરાવી પેલા માણુસને સોંપી મુંબઇ ચાલ્યો ગયો.

મી. મીરલીએ આ હકીકત સરકારમાં જાહેર કરવાથી એવો ઠરાવ થયો કે ભરૂચ એક લશ્કર મોકલી નવાબને આ અપમાનનો બદલો આપવો.

ઇ. સ. ૧૭૭૨ ના નવેમ્બર માસની શરૂઆતમાં મુંબઇથી એક લશ્કર એજ માસના મધ્ય ભાગમાં ભરૂચ આવ્યું. એ લશ્કરનો સરદાર વેડરબર્ન હતો, અને વહાણુનો કેપટન વોટસન નામે એક અંગ્રેજ હતો. એ લશ્કર જળમાર્ગે આવી ભાડભુત ગામે ઉતર્યું; ત્યાંથી તેણે પગસ્તે ભરૂચ તરફ કુચ કરી હતી.

વેડરબર્ન આવ્યાની ખબર થઇ, ત્યારે નવાબે લલુભાઇને પૂછ્યું કે હવે શું કરવું ? લલુભાઇએ કહ્યું કે મીજબાની આપો અને મીજબાનીનો સામન મોકલો. આ ઉપરથી નવાબે મીજબાનીનો સામન અંગ્રેજોને પસંદ પડે એવો મોકલ્યો. વેડરબર્ને આ સામન જોઈ કહ્યું કે ચાર લાખ રૂપીઆ લઇ આવો પછી મીજબાની કબુલ કરીશું. આ જવાબ લઇ નવાબનાં માણુસો પાછાં ફર્યાં ને નવાબને હકીકત કહી.

નવાબે જાણ્યું કે હવે લઢાઈ શિવાય બીજો કાંઇ ઇલાજ નથી, તેથી તેણે તૈયારી કરી, મોરચાઓ બાંધ્યા ને શહેર બહાર માણુસો રાખ્યાં. ફકત ૭૦૦ આદમી લડાયક હતા, તેમણે એક વાર અંગ્રેજોને પાછા હઠાવ્યા ને પછી શહેરમાં આવ્યા અને દરવાજા બંધ કર્યા. અંગ્રેજોનું લશ્કર તો કિલ્લા આગળ આવી પહોંચ્યું. વેડરબર્ન દુશ્મનનું જોર કેટલું છે, તે નક્કી કરવા કિલ્લાની આસપાસ ફરતો હતો, તે દરમ્યાન તેને એક ગોળી વાગી. તરતજ ઘોડા ઉપરથી પડી વેડરબર્ન* ત્યાંજ મરણુ પામ્યો. કર્નલ ગોરડન એ લઢાઇમાં સામેલ હોવાથી તરતજ તેણે વેડરબર્નની

* સરદાર વેડરબર્નની કબર ભરૂચમાં લાઇનમાં છે. તે ઉપર અંગ્રેજીમાં નીચે મુજબનો લેખ ભરૂચ ગેઝીટીઅર પાનું ૫૫૭ મે છપાયલો હોવાથી તેની નકલ લીધી છે, તેમ તેનો ગુજરાતી તરજુમો પણ મારી સમજ પ્રમાણે અંગ્રેજી નહિ ભણેલાની જાણ માટે અંગ્રેજીની નીચેજ લખ્યો છે.

જગ્યા લીધી અને પોતે સરદાર બન્યો. તા. ૧૪ મી નવેમ્બર સને ૧૭૭૨ ને રોજ વેડરબર્નને જે ગોળી વાગેલી, તે કોઇએક યુરોપીઅન પોશાક પહેરેલાએ મારેલી એવો વહેમ છે. ( ગે. ભરૂચ વો. ૨, પાનું ૪૬૯ નોટ. )

## Extract from the Broach Gazetteer's Page 557.

" About two hundred yards from the bastion, at the Northwest corner of the fort, is the tomb of Brigadier David Wedderburn, who was killed at the siege of Broach on November the 14th, 1772. The tomb is of brick, seven feet eleven inches long, three feet three inches broad, and three feet high. A large slab placed over the grave bears the following inscription. Here lies the body of Brigadier-General David Wedderburn, Commander-in-Chief of the Honourable Company's Forces under the Presidency of Bombay. The following letter from one of the first Generals of the age is a most honourable testimony of his very superior military abilities ":—

" St. James, July 26th, 1761. This day at noon arrived Major Wedderburn, dispatched by Prince Ferdinand, on Thursday last the 7th instant, with the following letter from His Most Supreme Highness to His Majesty. " I have the honour to congratulate your Majesty upon a very signal advantage which your Majesty's Arms have this day gained. It is impossible for me to set down every particulur of this glorious day. The bearer of this, an officer of distinguished merit, and who has greatly contributed to the happy success of this

day, will give your Majesty an exact account of it. I have the honour to recommend him to your Majesty's Royal favour. ( Dated ) Upon the field of Kirk Denkun (?) not far from the Hillok, the 16th, July 1761, at 11 o'clock in the forenoon.– Ferdinand, Duke of Brunswick and Luxenburg'. As a proof of His Royal Master's entire approbation of his services in Germany, he received a purse of a thousand pounds, was made Major Commandant of a Battalion when little more than of age. He was made Lieutenant-Colonel in 1762, Colonel and Brigadier General in India in March 1770. Honourable candid, just and sincere, his conduct throughout life in his public and private capacity reflects the highest honour on his memory; the very essentail advantages which the Company here reaped from the exertion of his talents, since he has had the chief command of the troops, are incontestable proofs of his abilities in his public capacity; in his private character words would poorly describe the excellence of his heart. Replete with virtues, which did honour to humanity, he lived loved, revered, and respected by his friends and acquaintances, and he fell most sincerely and universally regretted and lamented by all degrees of people. He was killed under the walls of Broach, November 14th, 1772, Ætat 32 years and 8 months With the deepest sorrow for his death, the sincerest veneration, regard, and attachment to his memory, the above is inscribed by his Aide-de-Camp and Secretary.

(*Signed*) **Alexander Maclellen.**
(*Signed*) **John Mackenzie.**

## ગેઝીટીઅર ભરૂચ વો. ૨, ભાગ ૨, પાનું ૫૫૭.

કિલ્લાના વાવ્ય ખુણામાં બુરજથી આશરે ૨૦૦ યાર્ડને છેટે બ્રિગેડીઅર ડેવિડ વેડરબર્ન જે સને ૧૭૭૨ ના નવેમ્બર મહિનાની ૧૪ તારીખે ભરૂચના ઘેરા વખતે માર્યો ગયો હતો, તેની કબર છે. એ કબર ઇંટોથી બાંધેલી છે અને તે સાત ફીટ અગીઆર ઇંચ લાંબી, ત્રણ ફીટ ત્રણ ઇંચ પહોલી અને ત્રણ ફીટ ઉંચી છે. એ કબર ઉપર એક પત્થરની મોટી શિલા મૂકેલી છે, તે શિલાપર નીચે પ્રમાણેનો લેખ લખેલો છેઃ—

" મુંબઇ ઇલાકાના નામદાર કંપની સરકારના સેનાધિપતિ બ્રિગેડીઅર જનરલ ડેવિડ વેડરબર્નના શબને આ જગ્યાએ ભૂમિદાહ કરવામાં આવ્યો છે. "

" એ વખતના જે અગ્રેસર સરદારો થઇ ગયા તેમાંના એક સરદારે નીચેનો જે કાગળ લખ્યો છે, તેજ એની શ્રેષ્ટ લશ્કરી કામ સંબંધી હોંશીઆરીનો માનપ્રદ પુરાવો છે. "

" સેન્ટ જેમ્સ, ૨૬ મી જુલાઇ, સને ૧૭૬૧. ચાલુ માસની ૯ ઠી તારીખે ગયે ગુરૂવારને દિવસે મેજર વેડરબર્નને બાદશાહના પાટવી કુંવર શાહજાદા ફરડિનેન્ડે નીચે લખેલા કાગળ સાથે રવાના કરેલો આજરોજ બપોરે આવી પહોંચ્યો હતો. આ પત્ર મહારાજાના લશ્કરે આજરોજ જે યાદ કરવા જોગ ફતેહ મેળવી છે, તે વિષે આપને હું મુબારકબાદી આપું છું. આ યશસ્વી દિવસના દરેક બનાવની નોંધ લેવી એ બને તેમ નથી. "

" આ કાગળ લાવનાર વખાણવાજોગ લાયકીવાળો અમલદાર છે. આજરોજ જે કલ્યાણકારી ( યશસ્વી ) ફતેહ અમને મળી છે, તેમાં એની ઘણી મદદ હતી. એ અમલદાર આપ મહારાજાને એ લઢાઇનો બરાબર અહેવાલ કહેશે. એ સરદાર ઉપર આપ મહારાજાની બાદશાહી મહેરબાની રાખવા અમારી ભલામણ છે.

| કર્કડેનકનની લશ્કરી છાવણી ટેકરીથી થોડે છેટે. (તારીખ) ૧૬ મી જુલાઇ, સને ૧૭૬૧, પહેલા પહોરના ૧૧ વાગે. | (સહી.) ફરડિનેન્ડ. ડયુક ઓફ બ્રન્સવિક અને લક્ષનબર્ગ. |
|---|---|

એણે જર્મનીમાં જે નોકરી બજાવેલી, તેની સંપૂર્ણ કદર એના બાદશાહી ઉપરીએ કરેલી, તેની સાબિતી એ છે કે એને એક હજાર પૌંડ ઇનામ મળ્યા હતા તથા એ ઉમ્મરે પહોંચતાંજ એને એક લશ્કરની પલટણનો મેજર કમાનડંટની જગ્યાએ નિમ્યો હતો. ઇ. સ. ૧૭૬૨ માં એને લેફ્ટેનંટ કર્નલની જગ્યા આપી હતી, અને હિંદુસ્થાનમાં સને ૧૭૭૦ ના માર્ચમાં એ કર્નલ અને બ્રિગેડીઅર જનરલ નિમાયો હતો.

એ આબરૂદાર, ભોળો ( નિષ્કપટી ), ન્યાયી, સાફ દીલનો ( નિખાલસ ) હતો. એની જીંદગી દરમ્યાન સરકારી અને ખાનગી બાબતોમાં એની વર્તણુંક જોતાં, તો એને સૌ ઘણાજ માન સાથે યાદ કરશે. જ્યારથી એને લશ્કરનો મુખ્ય અમલદાર બનાવ્યો ત્યારથી એની બુદ્ધિના બળથી જે કંપનીને અગત્યના ફાયદા થયા છે, તેજ એના સરકારી કામકાજ કરવામાં એનામાં ખબરદારી હતી તે સાબીત કરી આપે છે. એની ખાનગી ચાલચલગત વિષે તો એના અંતઃકરણના ઉત્કૃષ્ટપણા વિષે જેટલું લખીએ એટલું ઓછું છે. જે સદગુણોથી માણસ જાતને માન મળે છે, તેવા સદગુણો એનામાં ભરપુર હતા. એની જીંદગીમાં એના મિત્રો અને ઓળખાણવાળાઓ એને માન આબરૂ આપતા તથા એને ચહાતા હતા. એ પડયો (માર્યો ગયો), તેથી દરેક જાતના લોકો ખરા અંતઃકરણથી દીલગીર થયા હતા અને તેઓએ અફસોસ કર્યો હતો. સને ૧૮૭૨ ના નવેમ્બર મહિનાની ૧૪ મી તારીખે ૩૨ વરસ અને ૮ માસની ઉમ્મરે એ ભરૂચના કિલ્લાની નીચે માર્યો ગયો હતો. એના મોતની ઘણીજ દીલગીરી સાથે અંતઃકરણની પૂજ્ય બુદ્ધિથી, માનપૂર્વક અને પ્રીતિથી એની યાદગીરીમાં ઉપલો લેખ એના એ. ડી. ડી. કેમ્પ અને સેક્રેટરીએ કોતરાવીને લખાવેલો છે.

(સહી) એલેકઝાન્ડર મેકલેળેન.
(સહી) જોન મેકેનઝી.

એક હુમલો અંગ્રેજોનો નવાબના માણુસોએ પાછો હઠાવ્યો અને ઇદગા સુધી અંગ્રેજોને નસાડયા, તેથી તથા વેડરબર્નનું મોત થયું તેથી અંગ્રેજોએ પાછા મુંબઇ જવાનો વિચાર કર્યો.

આ બાબત લલુભાઇના જાણવામાં આવતાંજ તેણે અંગ્રેજોને કહાવી મોકલ્યું કે “ નાઉમેદ ન થાઓ, નવાબ પાસે ફક્ત ૭૦૦ આદમી લડાયક છે, તેથી કિલ્લો લેવામાં જરા પણ તમને મુશ્કેલી પડનાર નથી. તોપોનો મારો ચલાવો અને કિલ્લો તોડી શહેરમાં આવો. ” નવાબ જો બહાર નીકળી લઢયો હોત તો ફાવત, પણ કિલ્લામાં તેનાં માણસો આવ્યાં, તેથી કિલ્લાના દરેક ખુણા તરફ લશ્કર રાખવું પડયું. આવી રીતે ૭૦૦ માણસોનું વહેંચાઇ ગએલું લશ્કર કયાં કયાં પુરૂં પડે ?

લલુભાઇની સુચનાથી અંગ્રેજોએ પાછા ફરવાનો વિચાર માંડી વાળ્યો, ને તોપોનો મારો નબળી બાજુ એક રાજ્યદ્રોહીએ બતાવ્યાથી તે બાજુએ ચલાવ્યો, તેથી કિલ્લામાં ગાબડાં પડયાં અને તે રસ્તે અંગ્રેજો શહેરમાં પેઠા.

આ લઢાઇમાં જાણવા જોગ એ થયું કે “ Sniping ” શબ્દ પહેલ વહેલો આ વખતે વાપર્યો હતો. તેઓ લલુભાઇની સુચનાથી કતોપોરી દરવાજા તરફ પાછા આવ્યા, ત્યારે તેઓએ પોતાની ટોપીઓ કિલ્લાની ખાઇની ભીંતે લટકાવી અને દુશ્મનની ગોળીઓ વાગે નહિ, માટે કિલ્લાની અડોઅડ ઉભા રહ્યા. Sniping શબ્દ ‘ Snipe ” સ્નાઇપ ( જળકુકડી ) જાતનું પક્ષી છે તેના ઉપરથી એ શબ્દ વાપર્યો હશે. ( R G. B. નું લખાણ તા. ૧૪–૧૦–૧૦ ટાઇમ્સ ઓફ ઇન્ડિયા પાનું ૯ છેલ્લું કોલમ. )

અંગ્રેજો શહેરમાં પેઠા, મારા મારી, કાપાકાપી ચાલી, બંદુકોના ધડાકા ચાલ્યા, તલવારો તથા ભાલા પણ ઉછળવા લાગ્યા, પણ નવાબના ૭૦૦ માણસો, ને તે પણ જુદી જુદી જગ્યાએ વહેંચાઇ ગયેલા તે શું કરે. આરબો બહાદુરીથી લઢયા તો ખરા પણ આખરે ફાવ્યા નહિ અને અંગ્રેજોની જીત થઇ. ૩૬ કલાક સુધી નવાબે શહેરનો બચાવ કર્યો હતો.

નવાબે વિચાર્યું કે હવે શું કરવું. તે ઝાડેસરી દરવાજા તરફ કેટલાંએક માણસો લઇ આવ્યો અને ત્યાં જંગ મચાવવાનો વિચાર કર્યો, પણ લલુભાઇએ ત્યાં આવી કહ્યું કે “ હવે આપ અત્રેથી નાસો, નહિ તો પકડાઇ જશો. ” નવાબે કહ્યું કે “ કયા ભડોચ જાતી હે ? ” લલુભાઇએ કહ્યું કે “ ભડોચ જાતી નહિ

હે, પણ આપ જાતે હો." ( આ દંતિક છે. ) ગેઝીટીઅરમાં લખેલું છે કે "વાતમાં લલુભાઇએ ભરૂચ ખોયું. (પાયમાલ)" (Lalubhai in his talk ruinaed Broach.)

નવાબ લાચાર થઇ ઝાડેસરી દરવાજાને રસ્તે નીકળી આમોદ તરફ ચાલ્યો. લલુભાઇ પણ પોતાના દીકરા નારણભાઇને લઇ તેની પાછળ ગયો. આમોદના રાજાને લલુભાઇએ કહ્યું કે "તમારે શું કામ અંગ્રેજો સાથે વેર બાંધવું જોઇએ, નવાબને આમોદમાં રાખશો નહિ." આમોદના રાજાએ પોતાના ગામમાં નવાબને પેસવા દીધો નહિ. લલુભાઇને તથા નવાબને આ જગ્યાએ કચકચ થઇ, તેથી નવાબે એને શ્રાપ દીધો કે "લલુ તેરા સત્યાનાશ જાયગા, તેને નિમકહરામી કીઇ, જા તેરા મુ મત દેખાવ, ઇધરસે ચલે જા." આ દંતિક અથવા ગપ લોકોમાં ચાલે છે, ખરી ખોટી તો ઇશ્વર જાણે. લલુભાઈ નવાબને આમોદ આગળ મળી પાછો ભરૂચ આવ્યો. નવાબ આમોદથી દેહેવાણ ગયો, ત્યાંના કોળી રાજાએ એને આશરો આપ્યો. દેહેવાણમાં દુઃખી થઇ નવાબ મોઝુજખાન ગુજરી ગયો.

તા. ૧૮ મી નવેમ્બર સને ૧૭૭૨ ને દિવસે અંગ્રેજોએ ભરૂચ લીધું. આ લઢાઇમાં સરદાર વેડરબર્ન, બીજા પાંચ અમલદારો, ૧૬ સીપાઇ અને ૨૦ યુરોપીઅનો માર્યા ગયા હતા. એ શિવાય ૪૪ સિપાઇઓ અને ૭ યુરોપીઅનો ઘાયલ થયા હતા. અને ૪૧ સીપાઇઓનો તો પત્તોજ મળ્યો નહિ.

નવાબ મોઝુજખાનને કેટલાએક દીકરાઓ હતા, તેમાંનો એક દીકરો મિરજા ઓદુદ્દીનખાન ઇંગલંડ ગયો, ત્યાં તેણે કોર્ટઓફ ડિરેકટર્સને અરજી આપી, તે ઉપરથી મુંબઇ સરકારને આ કોર્ટે એવું લખાણ કર્યું કે ભરૂચના નવાબનો એક દીકરો નામે ઓદુદ્દીનખાન ઇંગલંડ આવેલો છે, તેણે પોતાના તરફથી તથા પોતાના ભાઇઓ તરફથી અરજી આપી છે, તેમાં જણાવે છે કે સુરતમાં પોતાની એક હવેલી છે, તથા સુરતથી જે માલ ચઢે છે તે ઉપરનો "વકેનગાંગ" હક તેમના કુટુંબને મળેલો છે તે અપાવો. આ બાબત તજવીજ કરવી અને એને વ્યાજબી ઇનસાફ આપવો. મિરજા ઓદુદ્દીનખાન એ નવાબનો દીકરો છે એવી તમારી ખાત્રી

થાય તો, એ જ્યાં સુધી સારી વર્તણુંક રાખે ત્યાં સુધી દર મહિને એને રૂ. ૨૦૦) આપવા, તેમ નવાબના વંશમાંનું પણ કોઇ તમને અરજી આપે તો તેને પણ એ રકમ આપવી. ઇંગલંડમાં મિરજા ઓહુદ્દીનખાન રહ્યો ત્યાં સુધીનો તેને ખરચ પણ અમે આપ્યો છે. વળી ભરૂચ આવવા “સર એડવર્ડ હ્યુજીસ” નામના વહાણમાં મુસાફરી કરવાનો ખરચ પણ એને આપ્યો છે. આ મુજબનું ઈ. સ. ૧૭૯૪ ના મે માસમાં આ લખાણ કોર્ટ ઓફ ડિરેકટર્સ તરફથી મુંબઇ સરકાર તરફ આવ્યું હતું.

મુંબઇ સરકારે મિરજા ઓહુદ્દીનખાનની બાબતમાં ખાત્રી કરી તેને દર માસે રૂ. ૨૦૦) તથા તેના ત્રણ ભાઇઓઓને પણ એ રકમ આપવાનો ઠરાવ કર્યો. માઉન્ટ સ્ટુઅર્ટ એલફિન્સ્ટન નામના ગવર્નરના વખતમાં તથા ત્યાર પછી બે ગવર્નરો થયા, તેમના વખતમાં એવું ઠર્યું હતું કે નવાબની ત્રણ પેઢી સુધી એ હક આપવો. ઇ. સ. ૧૮૦૯ માં કોર્ટ ઓફ ડિરેકટર્સોએ એવો હુકમ કરેલો કે નવાબની કેટલીએક મિલકત જપ્ત કરેલી તે ઉપર વિચાર કરી રૂ. ૪૬૦૦) ની રકમ નવાબનાં કુટુંબનાં માણસોને તેમના હક પ્રમાણે દર વરસે આપવી. હાલ રૂ. ૪૫૦૬–૧૧ મળે છે.

હવે લલુભાઇ, જેણે નવાબનું રાજ્ય ઉંધું વાળ્યું ને અંગ્રેજી અમલ ભરૂચમાં આણ્યો, તેની બાબતમાં ઇતિહાસો ઉપરથી જે હકીકત મળી આવી છે, તે નીચે પ્રમાણે છે.

લલુભાઇ મૂળ અંકલેશ્વરનો રહેનાર, એના બાપનું નામ દયાળદાસ હતું. લલુભાઇ ચાલાક હોવાથી એના મામા ભાઈદાસ જેને મંગલેસર ગામ પળતું હતું અને જે પાલખી નશિન હતો, તેને પેટે સંતાન નહિ હોવાથી એ ભાઇદાસે લલુભાઇને વારસ ઠરાવ્યો. ભાઇદાસ સને ૧૭૬૭ માં ગુજરી ગયો, તેથી તેની સઘળી મિલકત લલુભાઇના હાથમાં વારસાના હકથી આવી. જાતે મુત્સદી તેથી નવાબના રાજ્યમાં પગ ઘાલ્યો અને આખરે દિવાન પણ થયો. ઇ. સ. ૧૭૭૩ સુધી તો જાણે ભરૂચના રાજ્યનો એજ માલીક હોય એમજ હતું, કારણ કે તેણે નવાબને હાથમાં રાખેલો અને તે એવો કે લલુભાઇ શિવાય તે કોઇનું મા-

નેજ નહિ. નવાબનો ખાસ અને ભરોંસાદાર એવો જે લલુભાઇ તે નવાબનું રાજય ખોવરાવવા યત્ન કરેજ નહિ, પણ એવો સંજોગ આવ્યો કે નવાબે એનો ભારે દંડ કર્યો, આથી તેને ઘણોજ ગુસ્સો આવ્યો. જાતે અગમચેતીવાળો માણસ તેથી તેણે વિચાર કર્યો કે વખતે નવાબ લુંટી લે તો શું કરવું ? આ હેતુથી તેણે નવાબી ભરૂચમાંથી કાઢવાના ઇલાજો શોધ્યા. અંગ્રેજ સરકારનું પરિબળ તથા તેમની નેકી જોઇ તેમને તે મળી ગયો. ગેમબીરે ભરૂચપર તરાપ મારી, તે તથા વેડરબર્ન ભરૂચ આવ્યો, તે પણ એનીજ સુચનાથી આવ્યા હશે; એમાં કાંઇ શક નથી. તેમ ગેમબીરને ભરૂચના પુરજાની ઉપજપર દાવો કરવાને એણેજ ઉશ્કેરેલો એમાં શક નથી, તેમ નવાબને લશ્કર ઓછું કરવા પણ સલાહ આપનાર એજ હતો. ( રા. મનમોહનદાસ તથા ભરૂચનો કીસ્સો. )

અંગ્રેજી રાજય ઇ. સ. ૧૭૭૨ થી ૧૭૮૩ સુધી ભરૂચમાં રહ્યું તે દરમ્યાન દેશી અમલદારોમાં એજ આગળ પડતો માણસ હતો, કારણ કે એની પાસે જમીનો ઘણી હતી, તેથી એ મોટો જમીનદાર ગણાતો હતો, તેમ બીજી જમીનો રાખ્યોજ જતો હતો.

ઇ. સ. ૧૭૭૬ માં મી. પેરેટે રીપોર્ટ કરેલો કે “ લલુભાઇ છડીદાર સાથે રાખે છે, ગામે ગામ ફરે છે, તથા ઠાલાં ઠાલાં પ્રતિષ્ઠાનાં નામ ધારણ કરે છે. ” અંગ્રેજી અમલની શરૂઆતમાં જે અંગ્રેજી અમલદાર પહેલો નિમાયલો, તેનું અજાણપણું હોવાથી એને તો ઘણોજ લાભ થયો. જમીનો પોતાની માલકીની કરતોજ ગયો અને અંગ્રેજી અમલદારોને અંધારામાં રાખ્યા. નવાબના વખતમાં જીલ્લાની શું ઉપજ થતી હતી, તે પણ તેણે કહી નહિ.

તા. ૧૬ મી જુલાઇ સને ૧૭૮૩ ની સાલમાં જયારે સિંધિયાનો અમલ થયો, ત્યારે ભરૂચમાં અંગ્રેજ સરકાર તરફથી મી. કોરકન નામે અંગ્રેજ રેઝિડેન્ટ તરીકે રહેતો હતો. એ ગૃહસ્થ મી. ફોર્બસ નામનો ડભોઇમાં અંગ્રેજી અમલદાર હતો, તેને એક પત્રમાં જણાવે છે કેઃ—

“ પેલો કાવતરાંખોર અને દગલબાજ લલુભાઇ, જેની આપણા અંગ્રેજી રાજયમાં ગરીબોની દાઝ જાણી સત્તા ઓછી કરી નાખી

હતી, તે હવે ભાસ્કરરાવની સાથે ગુસણુપરભુ થઇ તેનો ખાસ થઇ પડયો છે. તેમ ભાસ્કરરાવ પણ એ જેટલું પાણી પાય તેટલુંજ પીએ છે, એટલે એ કહે છે તેજ કરે છે. દરબારમાં જે લોકોને નોકર રાખ્યા છે, તે એનીજ વગના છે. ભાસ્કરરાવ તો ફક્ત સાધન રૂપ થઇ લલુભાઇ જેના ઉપર જુલમ ગુજારવાનો કહે તેના ઉપર જુલમ ગુજારે છે. આ નિમકહરામ માણસ જેના ઉપર આપણા બોર્ડમાંના ઘણાખરાની મહેરબાની હતી અને તેને વખતો વખત મદદ કરતા હતા, તે હવે ભાસ્કરરાવના કાન ભંભેરે છે, ને કહે છે કે અંગ્રેજોએ ઘણી રહેમ નજર રાખી કેટલાંએક માણસોનાં કામ કર્યાં છે. વળી પોતાનો તથા ભાસ્કરરાવનો ખીસ્સો ભરાય એ મતલબથી આપણા કેટલાએક હુકમો ફેરવી નંખાવે છે.

થોડા દિવસ ઉપર એક રહેમાન નામનો ભરૂચનો પિંજારો જેને માજી રાજ્યમાં લલુભાઇ સાથે અણબનાવ થયો હતો. તે માણસ પોતાનું વતન છોડી દેહેવાણ જઇ રહ્યો હતો. આ ઘણાજ બહાદુર, હિમ્મતવાન અને કસરતી જુવાને જાણ્યું કે લલુભાઇની કફા થઇ છે અને નવાબના રાજ્યમાં કાંઇ જોઇએ તેવો ઇનસાફ મળ્યો નહિ, તેથી ભરૂચમાં રહેવું દુરસ્ત ન ધારી તેણે ગામ છોડયું હતું. તે અંગ્રેજી રાજ્યમાં લલુભાઇને મારી નાખવા એક વખતે ભરૂચ આવેલો, પણ કોઇએ છુપી રીતે લલુભાઇને ખબર આપવાથી તેને પકડયો અને કોટડીમાં પુરી દીધો હતો. અંગ્રેજી પહેરામાં તેને રાખેલો છતાં, પહેરેગીરોને મારીને નાશી ગયો. આ ઉપરથી લલુભાઇએ જાણ્યું કે રહેમાન કોઇ દિવસ પણ વેર લેશેજ, માટે એની સાથે સલાહ કરવી એ સારૂં છે. આ ઇરાદાથી લલુભાઇએ રહેમાનને સુલેહનો પત્ર લખ્યો, તેમાં જણાવેલું કે તમે ભરૂચ આવો, તમને મોટા હોદ્દાની જગ્યા અપાવીશ. ભાસ્કરરાવે પણ લલુભાઇને કહેથી રહેમાનને કાગળ લખી બોલાવેલો. આ કાગળ ઉપર ભરોંસો રાખી આ ખુલ્લા દીલનો રહેમાન ભરૂચ આવ્યો, ત્યારે તેને લલુભાઇએ પણ પૈસાની સારી રકમ આપી અને ૫૦ માણસનો સરદાર બનાવ્યો. રહેમાનને આ સુખ સ્વપ્ના જેવું થઇ ગયું. લલુભાઇએ પોતાનો દાવ સાધ્યો અને ગરીબ રહેમાને દરબાર વિરૂદ્ધ અથવા ભાસ્કરરાવની વિરૂદ્ધ કાંઇ પણ કૃત્ય કરેલું નહિ છતાં, અને કોઇ પણ પ્રકારનો ગુન્હો

નહિ કરેલો છતાં, લલુભાઇની છુપી શિખવણીથી તેને ગરદન મારવાનો હુકમ કર્યો. જે વખતે એને ગરદન મારવા લેઇ ગયા, તે વખતે એ મોટેથી બોલતો બોલતો ગયો કે "એ બેઇમાન વિશ્વાસઘાતી વાણીઆ લલુભાઇ, યાદ રાખજે કે મારા દોસ્તો મારૂં વેર લીધા શિવાય રહેનાર નથી." એ રહેમાનને તા. ૧૪ જુલાઇ સને ૧૭૮૩ ને રોજ ઝાડેસરી દરવાજા બહાર એની વાવ આગળજ તોપને ગોળે ઉરાડી મૂકયો.

લલુભાઇને હું તથા તમે સારી પેઠે ઓળખીએ છીએ કે એ કેવો લુચ્ચો માણસ છે. રહેમાનનાં બાળ બચ્ચાં રવડી મૂવાં અને આંસુ ઢાળતાં થયાં. આપણા કેટલાએક મિત્રો જેઓ આપણે ચહાતા હતા, તેઓના ઉપર લલુભાઇની ઉશ્કેરણીથી જુલમ ગુજારવા માંડયો છે; તેમાં ગરીબ આશારામ વિષે તો પૂછવાનુંજ નહિ. તેઓને મારી પાસે આવવાની ભાશ્કરરાવે બંધી કરી છે, માટે તેમને ઘણીજ લાગણી થાય છે. તેમાં આશારામને વિશેષ લાગે છે. ટુંકામાં એટલુંજ કહેવાનું કે આવો જુલમ કોઇ પણ રાજ્યમાં ભાગ્યેજ વર્તાતો હશે. સહેજ બહાનું કાઢી લોકો પાસે ભારે દંડ વસુલ કરે છે અને ભાશ્કરરાવનાં ગજવાં સારી રીતે ભરાય છે. ( ઓરીએનટલ મેમોયર વો. ૨, પાનું ૨૩૩ નો તરજુમો. )

મને આશારામ અને દોલતરાય દેસાઇ માટે ઘણું લાગે છે. તેમ આખા પરગણાની દયા આવે છે. હવે લલુભાઇ ટોચ ઉપર ચઢી રહ્યો છે તો એની પડતી પણ તમો જોશો. તેમ એની પડતી આવે એતો દેશી રાજ્યની ખુબીજ છે. વળી એવા માણસને પ્રભુ શિક્ષા કરે તેમાં નવાઇ શી ? રહેમાન ઉપર જે જુલમ ગુજાર્યો છે તેજ એની ચાલ બતાવી આપે છે. જે જે ધર્મદાન એણે કર્યાં હશે, મંદિરો બંધાવ્યાં હશે, વાવ-કુવા ખોદાવ્યા હશે, તે ધર્મદાન આડે આવનાર નથી, તેમ તેથી એનું પાપ પણ ધોવાવાનું નથી. લલુભાઇની ચાલ ચલગત જે જે મેં જોઇ તથા જોઉં છું તે ઉપરથી હું ધારૂં છું કે મારે એટલું તો કહેવું જોઇએ કે "એ એક મહાન પુરૂષ હતો, એવો એની દહેરી ઉપર લેખ લખાવવો જોઇએ." ( I think him entitled

to the glorious epitaph of a great man.)* ( ઓરી-એનટલ મેમોયર વો. ૨. )

હવે લલુભાઇ વિષે બીજી હકીકત જે મળી છે, તે પણ નીચે મુજબ છે.

એ માણસ પોતાના રોજગાર ધંધામાં ગમે તેવો હશે, તો પણ એ ધર્મદાન કરવામાં જરા પણ કસર કરતો નહિ હતો. ઇ. સ. ૧૭૯૦ માં જ્યારે સુડતાળો કાળ પડયો, ત્યારે એણે ગરીબોને અનાજ પુરૂં પાડયું હતું અને તેજ સાલમાં એણે ખોડાં ઢોરોને સારૂ પાંજરાપોળ ભરૂચમાં સ્થાપન કરી હતી. એ વિષેનું માન એને ઘટે છે એટલુંજ નહિ, પણ એ પાંજરાપોળ હંમેશ નભે તે માટે લાગાનો રીવાજ કાઢયો, કે જેથી હાલ પણ એ પાંજરા-પોળનો નભાવ થાય છે. આખા જીલ્લામાં પોતેજ કરતો હરતો છે; એવો દબદબો રાખવાની એનામાં સારી આવડત હતી. ઘણા દબદબા સાથે પોતાની હવેલીમાં એ રહેતો હતો. એની દીકરી-નાં લગ્ન વખતે એણે એક લાખ વીશ હજાર રૂપીઆ ખરચ્યા હતા. શ્રીજી મંદિર જે ભરૂચમાં આવ્યું તે એનાજ પ્રતાપ. એ મંદિરના નભાવ માટે પણ એણે લાગો ઘાલી આપ્યો, એટ-લુંજ નહિ પણ બીજાં મંદિરો જે તે વખતે વૈષ્ણવી માર્ગનાં હતાં, તેમાં પણ લાગા અપાવ્યા. ગંગારામભાઇનું મંદિર પણ એના વખતમાંજ ભરૂચમાં આવ્યું. ઝાડેસરી દરવાજા આગળ એક વાવ બંધાવી, તેથી તે વખતે પાણીનું સુખ પણ લોકોને થયું હતું. એ વાવ હાલ પણ લલુભાઇની વાવથી ઓળખાય છે. દશાશ્વમેધના ઘાટ ઉપર ઉત્તર દક્ષિણ બે ધર્મશાળાઓ સામસા-મી આવી રહી છે, તેમાંની ઉત્તર તરફની એણે બંધાવી છે, તે બીસમાર હાલતમાં આવી ગયેલી લલુભાઇના વારસોએ સમરાવી નહિ, તેથી તેમની પરવાનગીથી ભરૂચના મોઢ વાણીઆ અમરત લાલ મોતિલાલ જે અમરતલાલ મામલતદારને નામે ભરૂચમાં ઓળખાય છે, તેમણે ભારે ખરચ કરી સમરાવી છે, ત્યાં તથા

* લલુભાઇની દહેરી દશાશ્વમેધ ઉપર બંધાવેલી છે; ત્યાં એક પત્થર જડેલો છે તે ઉપર કાંઇ લેખ છે, પણ અક્ષરો બંધ બેસતા નથી. એ દહેરી એની વિધવા જીભાબુએ બંધાવેલી કહેવાય છે.

સામેની ધર્મશાળા જે શેઠજીની કહેવાય છે તેમાં સાધુ સંતો પડી રહે છે, એ ધર્મચુસ્ત હોવાથી ઓછામાં ઓછા બે કલાક પોતાના ઘરના મંદિરમાં એકાંતે બેશી પ્રભુ ભકિત કરતો હતો. એ જાત પોર્શીંદો હોવાથી પોતાની ન્યાતવાળાઓને સારે ઠેકાણે પાડયા હતા. એની ન્યાતનો ઝવેરી કુટુંબનો એક ગિરધરભાઇ ભકિતદાસ નામનો ગૃહસ્થ એનો ખરો વિશ્વાસુ હતો. એ માણુસ શિવાય બીજાનો થોડોજ વિશ્વાસ કરતો. એને લોકો લલુ બહાધર પણ કહેતા.

એક ઘાંચીએ પકવાનનો વરો કરેલો, તેને બોલાવી તેનો ભારે દંડ કર્યો હતો, તથા શિક્ષા પણ કરી હતી. વાણીઆની ન્યાતમાં કણબીઓ લાડુ કરે છે, તે રીવાજ પણ એણેજ કાઢયો, એ બાબતની પુરી હકીકત શ્રીમાળી બ્રાહ્મણની ન્યાત વિષે જે લખાણ છે તેમાં આપી છે. દેસાઇ અને બીજા આબરૂદાર કુટુંબોને લલુભાઇ કનડતો હતો. એ માણુસનાં હજારો દુષણો સાથે એક હિંદુ તરીકે એની રીતભાત વખાણુવા જેવી હતી. એટલું તો ખરૂં કે એની સામુ જે થતો તેને તો ઠેઠ પહોંચાડતો. ગરીબોને છેડતો નહિ. જો નવાબે એનો દંડ કર્યો નહિ હોત તો એની જીંદગીમાં તો નવાબનું રાજ્ય જાત નહિ, એટલી એનામાં પહોંચ હતી.

આ વખતે લલુભાઇનો સૂર્ય પૂર્વ તરફથી ચઢતો ચઢતો છેક મધ્ય ભાગે આવ્યો હતો, એટલે પૂર્ણ કળાએ પહોંચ્યો હતો. તે કુદરતી નિયમાનુસાર ધીમે ધીમે પશ્ચિમ તરફ જાય એમાં તો નવાઇજ નહિ. દાયકો ચઢતી અને દાયકો પડતી, એ તો દુનિયાનો નિયમજ છે ! એજ રીતે લલુભાઇની પણ શુક્રની દશા ઉતરીને રાહુની દશા બેઠી. ભાસ્કરરાવની કારકિર્દીનો અંત આવ્યો, પાંચ વરસને પટે ભરૂચનો ઇજારો સિંધિયા સરકારે વડોદરાવાળા ગોપાળરાવ મલ્હારને આપ્યો. એ વખતમાં લલુભાઇનું બીલકુલ ચલણુ રહ્યુંજ નહિ, તેમ તેને નાણા સંબંધી તથા બીજું નુકશાન ઘણું ખમવું પડયું હતું. ગોપાળરાવની મુદત પુરી થઇ, એટલે લલુભાઇએ દશ લાખે ઇજારો રાખ્યો. લોકો ઉપર જુલમ કરી તથા કરો નાંખી પહેલેજ વરસે નાણાં

વસુલ કરી લીધાં. નવા નવા કરો બાબત લલુભાઇ ઉપર સિંધિયા સરકારને અરજીઓ થઇ, તેનું પરિણામ એ આવ્યું કે લલુભાઈનો રૂ. ૫૭૫૦૦૦ ) પાંચ લાખ પંચોતેર હજાર રૂપીઆ દંડ થયો. આ રકમ લોકો પાસેથી ઝટ વસુલ કરત પણ જ્યાં ઇશ્વરનોજ અવકૃપા થઇ, ત્યાં માણસનું શું ચાલે ? ઇ. સ. ૧૭૯૦ માં ભારે દુકાળ, જે સુડતાળા કાળથી હજુ પણ લોકો સંભારે છે, તે દુકાળ આવી પડયો. સન ૧૭૯૦ માં બીલકુલ વરસાદ વરસ્યો નહિ, તેથી સન ૧૭૯૧ માં એ દુકાળ આવી પડયો. દુકાળને લીધે વસુલ તો કયાંથી આવે, પણ ઉલટું લોકોને અનાજ પાણી પુરાં કરવામાં નાણાં આપવાં પડયાં. નાણાંની તંગાશથી રૂપીઆ ચાર લાખ દેવા કરવા પડયા. એ નાણાંનો માગનારાઓએ તગાદો કર્યો, તેમને લલુભાઇથી એ નાણાં આપી શકાયાં નહિ, તેથી લલુભાઇને કેદ કર્યા, ને પાવાગઢના કિલ્લા ઉપર મોકલી દીધા, ત્યાં ખરાબ હવા પાણીને લીધે કે પછી કાંઇ તેવી ઝેરી વસ્તુ ખાધાથી કે પીધાથી તે ઇ. સ. ૧૭૯૯ માં ગુજરી ગયા. એમને ઇ. સ. ૧૭૯૪ માં પાવાગઢ લઇ ગયા, ત્યાં પાંચ વરસ દુઃખ વેઠવું પડયું હતું, પછી એમની જીંદગીનો અંત આવ્યો.

લલુભાઇ જયારે કેદ પડયા, ત્યારે તેમનાં સ્ત્રી જીભાભુ* પોતાના ધણી લલુભાઇને છોડાવવાની આશાથી ઘોડા ઉપર બેસી પુને ગયાં. પેશવાના રાજ્યમાં આ વખતે નહાના ફડનવીશનું ખરેખરૂં ચલણ હતું. એ નહાના ફડનવીશને નજરાણું આપવા જીભાભુએ એક ઉમદા મલમલનો તાકો સાથે રાખ્યો હતો. ફડનવીશનો મેળાપ તો થયો, ને તાકો પણ આપ્યો. આ તાકો જોઇ ફડનવીશ ઘણુંજ આશ્ચર્ય પામ્યો, અને તાકાનાં ઘણાંજ વખાણ કર્યાં. એ તાકો એક વહેંતમાં આવી જાય, એવા બારીક પોતનો અસલના વણાટનો હોવાથી કારીગરી જોઇ ખુશ થયો. ફડનવીશ કાંઇ એ બાઇના લાભમાં સિંધિયાને લખત, પણ નશીબ બે ડગલાં આગળજ ચાલે છે. પડતી આવેલી તેથી પાસો સવળો કેમ પડે ?

---

* એ બાઇ, ઘોડે બેસનાર ઘણાં સારાં ગણાતાં હતાં.

સવાઇ માધવરાવ આ વખતે પેશવાની ગાદીએ હતો. એ પેશવા જીભાભુ પુને હતાં તે દરમ્યાન અગાશીમાંથી પડી ગુજરી ગયો, તેથી ફડનવીશ કાંઇ કરી શકયો નહિ. જીભાભુને પાછું આવવું પડયું. લલુભાઇ ગુજરી ગયા ત્યારે એમના વંશમાં પોતાની વિધવા તથા એક લલીતા નામની દીકરીજ હતાં. એમનો દીકરો નારણભાઇ તો આગળથી ગુજરી ગયો હતો. જીભાભુ એ બીજીવારનાં પરણીએત સ્રી હતાં. (રા. મનમોહનદાસ તથા દંતિક.)

( ઉપર લલુભાઇ વિષે જે હકીકત આપી છે તે કેટલીએક ગેઝીટીઅરમાંથી, કેટલીએક ઓરિએન્ટલ મેમોયરમાંથી, કેટલીએક રાજેશ્રી મનમોહનદાસ રણછોડદાસથી સાંભળેલી તથા થોડીક દંતિક પણ લખી છે, તેમ કીસ્સામાં પણ છે. ગે. ભરૂચ વો. ૨ પાનું ૪૮૫. ઓરિએન્ટલ મેમોયર ભાગ ૨, પાનું ૨૩૩. ભાગ ૩, પાનું ૩૫૬. ભાગ ૪, પાનું ૨૩૦-૩૧-૩૨. )





# પ્રકરણ ૪૫ મું.



## અંગ્રેજો તથા મરાઠાઓ.



ભરૂચ લીધાની ખબર મુંબઇ પહોંચી, એટલે ત્યાંથી મી. મોરલીને રેઝિડેન્ટ નિમી, તેના હાથ તળે મી. જેમ્સ ચીપ તથા વિલિયમ મકનને મદદગાર તરીકે કારભાર ચલાવવા તથા વસુલાત ઉઘરાવવા ભરૂચ તરફ રવાના કર્યા. એ સાથે સુરતના મુખ્ય અમલદારને ભરૂચ જઇ બરાબર વ્યવસ્થા કરવા હુકમ આપ્યો.

મરાઠાઓનો ભરૂચની ઉપજમાં ભાગ હતો, તે પહેલા નવાબે આપવા ના પાડી હતી, પણ અંગ્રેજોએ શહેર લીધું ત્યાર પહેલાંથી એટલે ઇ. સ. ૧૭૫૫ થી .મરાઠાઓએ પોતાનો હિસ્સો તે વખતના નવાબને આપવાની ફરજ પાડી હતી. એનું ખાસ કારણ એ હતું કે બાલાજી બાજીરાવ તથા દામાજી ગાયકવાડ ખંડણી ઉઘરાવતા ઉઘરાવતા ભરૂચ આવેલા, તેથી નવાબથી ના કહેવાઇ શકી નહિ.

ભરૂચ અંગ્રેજોના હાથમાં આવ્યા પછી ફતેહસિંહ ગાયકવાડ જે પોતાના ભાઇ ગોવિંદરાવ ગાયકવાડનો મુતાલીક નિમાયો હતો, તે લશ્કર લઇને થોડા દિવસમાં ભરૂચ આગળ આવીને ઉભો. તેને ભરૂચ લઇ પોતાની રાજયધાની કરવાનો ઇરાદો હોવાથી સુરતની ઉપજમાં પોતાનો છ લાખ રૂપીઆનો હક હતો તે

તથા બીજા છ લાખ રૂપીઆ આપવા કબુલ થયો. એની માગણી અંગ્રેજોએ કબુલ રાખી નહિ, પણ એનો ભરૂચની ઉપજમાં હિસ્સો હતો તે આપવાનું કહ્યું. આ કોલકરાર થયા પછી લશ્કરનો કેટલોએક ભાગ મુંબઇ મોકલી દીધો. ફક્ત ભરૂચમાં ૨૦૦ યુરોપીઅન, ૩૦ તોપો અને ૮૦૦ સીપાઓજ રાખ્યા.

ફતેહસિંહે પાછો વાંધો ઉઠાવ્યો કે ભરૂચનું રાજ્ય ચલાવવાનો મારો પણ હક છે, પણ મુંબઇ સરકારે એ વાત કબુલ રાખી નહિ અને અંગ્રેજોજ કારભાર કરવા લાગ્યા. ભરૂચને સુરતથી જુદું પાડયું, અને એક કાઉન્સિલ નિમી કે જેને મુંબઇ સાથે બારોબાર પત્ર વ્યવહાર ચલાવવાનો હતો. કાઉન્સિલનો પહેલો પ્રેસિડેન્ટ મી. "શો" નામે અંગ્રેજ હતો. ફતેહસિંહના માણસો હવે ભરૂચના કારભાર વિષે તગાદો કરતા બંધ પડયા. તા. ૧૨ ઓગસ્ટ સને ૧૭૭૩ ને રોજ મુંબઇ સરકારે કોર્ટ ઓફ ડિરેકટર્સને લખી જણાવ્યું કે ભરૂચની ઉપજમાં કંપનીના હિસ્સાનો નિવેડો અંગ્રેજોના લાભમાં આવ્યો છે, અને વરસની ઉપજ દોઢ લાખ રૂપીઆ વસુલ આવી ચુકી છે.

તા. ૨૨ મી ઓગસ્ટ સને ૧૭૭૩ ને રોજ દેહેવાણનો કોળી રાજા જેણે નવાબ મોજુજખાનને આશરો આપ્યો હતો તે ભરૂચ ઉપર ચઢી આવ્યો હતો. લશ્કરની એક ટુકડી તેની સામે મોકલી, તેથી કોળીઓ નાશી ગયા.

તા. ૨૪ મી સપ્ટેમ્બરને રોજ હજારો કોળીઓ પાછા ભરૂચ ઉપર ચઢી આવ્યા અને શહેર લેવાનો ઇરાદો કર્યો. શહેરમાં પેસવા માટે કોટની દીવાલે ૨૫ નિસરણીઓ અડાવી દીધી. તેઓના આવવાની વખતસર ખબર પડવાથી તેઓની સામે થયા, તેથી ઝડપથી તેઓ દોટ મૂકી નાઠા. અંગ્રેજોનો એક સીપાઇ મરી ગયો.

થોડા દિવસ પછી નવાબની રાખનો દીકરો કેટલાએક કોળીઓ તથા સિંધિઓને લઇ અંગ્રેજોના તાબાના ભરૂચના એક ગામડામાં ચઢી આવ્યો. આ હુલ્લડ પણ તરતજ બેસાડી દીધું. તા. ૨૩ મી નવેમ્બર સને ૧૭૭૩ ને રોજ ભરૂચની કમિટીએ

મુંબઇ લખી મોકલ્યું કે હવે ભરૂચમાં શાંતિ છે. ( ગે. વો. ૨ પાનું ૪૭૩.)

ભરૂચ શહેર અંગ્રેજોના હાથમાં આવ્યું, તેથી ભરૂચ અને વાગરા પરગણાઓનાં એકંદર ૧૬૨ ગામ તથા રૂા. ૫૦૧૭૧૭ ) પાંચ લાખ એક હજાર સાતસેં સત્તર રૂપીઆની ઉપજના માલીક અંગ્રેજો થયા. આ રકમમાં ૪૦ ટકા અંગ્રેજોનો હિસ્સો તથા ૬૦ ટકા ગાયકવાડનો હિસ્સો હતો.

તા. ૬ માર્ચ સને ૧૭૭૩ ને રોજ મુંબઇ સરકાર અને રઘુનાથરાવ પેશવા વચ્ચે કોલકરાર થયા, તેમાં રઘુનાથરાવે આમોદ, હાંસોટ અને અંકલેશ્વર તાલુકા મદદ લેવાના બદલામાં ગીરવી મૂકેલા, તે પાછળથી અંગ્રેજોને હંમેશને માટે આપ્યા, તેથી ત્રણ લાખનો મુલક બીજો મળ્યો. વળી રાઘોબા અને ફતેહસિંહ વચ્ચે જે કોલકરાર થયા, તેમાં ભરૂચની ઉપજમાં જે ગાયકવાડનો હિસ્સો બે લાખ તેર હજાર રૂપીઆ હતો, તે ઉપરથી ફતેહસિંહે હાથ ઉઠાવ્યો.

સન ૧૭૭૬ માં રાઘોબા પેશવા સાથે જે કોલકરાર થયો હતો, તે તુટયો અને પેશવાના દરબારના કરતા હરતા નહાના ફડનવીશ સાથે સલાહ થવાથી જે મુલક રઘુનાથરાવે આપેલો તે તથા જંબુસર પરગણાનો સઘળો હક પેશવાના દરબાર તરફથી મળ્યો.

સન ૧૭૭૯ માં વાડેગામ આગળ અંગ્રેજી લશ્કરને સિંધિયાએ રહેમદિલી બતાવેલી અને જે અંગ્રેજોને ઓળમાં રાખેલા તેમના ઉપર સારી વર્તણુક ચલાવેલી અને તેમને છોડી દીધેલા, તેના બદલામાં ભરૂચ સિંધિયાને આપવાનો ઠરાવ થયો.

એજ સાલમાં રઘુનાથરાવ* સિંધિયાના કબજામાંથી નાશી જઇ ભરૂચ આવી રહ્યો હતો. (મું. ગે. વો. ૧, ભાગ ૧, પાનું ૪૦૮.)

આ શહેર મરાઠાઓના તાબામાં જાય છે, એ હકીકત લોકોએ જાણી એટલે ભરૂચી પ્રજા ઘણી દીલગીર થઇ. ઇશ્વરની

* વખતે રઘુનાથરાવે અત્રેથી હનમંતરાવ અને મનીઆર પારસીને વિલાયત મોકલ્યા હશે.

પ્રાર્થના કરવા લાગી કે અંગ્રેજી અમલ અમારા ઉપર હંમેશાં રહો. રાજય અંગ્રેજોનું કાયમ રહે માટે યજ્ઞો, હોમ, બળીદાન વગેરે શરૂ થયાં. કેટલાએકોએ અમુક અમુક બાધાઓ પણ લીધી. આ વાતમાં ઢીલ થઇ એટલે પ્રજાએ જાણ્યું કે ઇશ્વરે સામું જોયું, તેથી લોકો ખુશી થયા.

ઇ. સ. ૧૭૮૦ માં મરાઠાઓ સાથે પાછી લઢાઈ શરૂ થઇ, અને જ્યારે ખરેખરી લઢાઇ જામી, ત્યારે સુરતવાળા ગેમબીર અને ભરૂચના અમલદારોએ જનરલ ગોડર્ડની હાજરીનો લાભ લેઇ આમતેમથી કેટલાએક માણસોને એકઠા કરીને પેશવાના જે માણસો અંકલેશ્વર, હાંસોટ, દહેજબારા અને આમોદમાં હતા, તેમને હાંકી કાઢયા. આ ફતેહથી ફતેહસિંહ સલાહ કરવા તૈયાર થયો. તેણે ભરૂચમાં પોતાનો જે હક હતો તે છોડી દીધો એટલું જ નહિ, પણ નર્મદાને કાંઠે શિનોરની જમીન તથા બીજાં કેટલાંએક ગામો પણ સ્વાધીન કર્યાં.

સિંધિયા સાથે ઇ. સ. ૧૭૭૯ માં જે કોલકરાર થયા હતા, તેની રૂએ ભરૂચ તો સિંધિયાને આપવાનું ઠર્યું. લોકોએ આ હકીકત સાંભળી એટલે પાછા દીલગીર થયા. ( એ પ્રકરણની શરૂઆતથી તે આ પાના સુધીની હકીકત ગે. ભાગ ૨, પાના ૪૭૨ થી ૪૭૫ સુધીમાં છે, તેમ ગ્રાંટડફ વો. ૨ પાના ૨૦૨, ૨૧૭, ૨૮૭, ૨૮૮, ૩૨૪, ૩૨૫. )

ઇ. સ. ૧૭૮૩ ના જાનેવારી મહિનાની ૭ મી તારીખે બજાર માસ્તર મી. જે રીગો નામના અમલદારે તે વખતના અનાજ વગેરેના ભાવનો નીચે પ્રમાણે હેવાલ આપ્યો છે. ( ઓ. મેમોયર વો. ૨, પાના ૨૫૦–૨૫૧–૨૫૨. )

## અનાજ.

| ચીજ. | કળશીનો ભાવ. | ચીજ. | કળશીનો ભાવ. |
|---|---|---|---|
| ૧ ઘઉં | રૂા. ૧૨) | ૬ બાજરી | રૂા. ૯) |
| ૨ જુવાર | રૂા. ૮) | ૭ ચોખા | રૂા. ૧૧) |
| ૩ મઠ | રૂા. ૮) | ૮ અડદ | રૂા. ૧૧) |
| ૪ તુવેરનીદાળ | રૂા. ૧૩) | ૯ મગ | રૂા. ૮) |
| ૫ ચણા | રૂા. ૮) | | |

## ઘી-તેલ વગેરે.

| ચીજ. | મણુનો ભાવ. | ચીજ. | મણુનો ભાવ. |
|---|---|---|---|
| ૧ ઘી | રૂા. ૭) | ૪ જગરી | રૂા. ૩-૪ |
| ૨ તેલ | રૂા. ૨-૧૨ | ૫ બંગાળી ખાંડ | રૂા. ૭) |
| ૩ દીવેલ | રૂા. ૨-૪ | ૬ મરી | રૂા. ૧૩) |

## ગાંધીઆણું.

| ચીજ. | શેરનો ભાવ. | ચીજ. | શેરનો ભાવ. |
|---|---|---|---|
| ૧ લવેંગ | રૂા. ૬) | ૩ એલચી | રૂા. ૫) |
| ૨ જાયફળ | રૂા. ૫-૮ | | |

## શાક ભાજી વગેરે.

| | | | |
|---|---|---|---|
| શીંગો | પૈસાની ૧॥ શેર | જમરૂખ | પૈસાનાં ૫ |
| લસણુ | પૈસાનું ૧॥ શેર | મુળા | પૈસાના ૧૨ |
| કાંદા | પૈસાના ૨॥ શેર | લીંબુ | નંગ.૧૦૦ થી ૧૨૦ |
| કાકડી | પૈસાની ૩ શેર | | સુધીના પૈસા ૧૨. |

મછી............શેરના ૩ પૈસા   ગાયનું ગોસ શેરના ૨ પૈસા
બકરાનું ગોસ શેરના ૪ પૈસા   વીલ ગોસ શેરના ૩ પૈસા

હિંદુઓમાં ઘણું કરી જાનેવારી આખરે અથવા ફેબરૂવારીમાં લગ્ન પ્રસંગ હોય છે તો તે વખતે સહેજ ભાવ ચઢતો હોવો જોઇએ. આથી ખાઉ ચીજોનો સહેજ ભાવ ઓછો હોવોજ જોઇએ.

અંગ્રેજોને રૂા. ૨) થી રૂા. ૪) સુધીના પગારથી ચાકરો મળતા હતા. ભિસ્તીને પાણી માટે રૂા. ૨) પગાર આપતા હતા. વાડી-બાગમાં જે ચાકરો રાખવામાં આવતા, તેમને રૂા. ૩—૮ પગાર મળતો હતો.

જ્યારે અંગ્રેજોને આ પ્રમાણે સસ્તે દરમાયે ચાકરો મળતા હતા, ત્યારે તો હિંદુઓ, પારસી, મુસલમાનને એથી પણ ઓછે દરમાયે ચાકરો મળતા હશેજ.

હાલ જે અનાજ વગેરેના ભાવ ચાલે છે તે સર્વને ખબર છે, તેથી આ જગ્યાએ લખી જણાવ્યા નથી, છતાં સને ૧૮૬૪ થી ૬૬-૬૭ સુધી સખત મોંઘવારી હતી, એક મણ દાળના રૂા. ૫) હતા તથા ચોખાના રૂા. ૩-૧૨ હતા, તેમ ઘઉંના રૂા. ૨-૮ થી રૂા. ૩ ) નો ભાવ હતો. આ વખતે રોજગાર સારો હોવાથી મોંઘવારી જણાઇ નહિ હતી. સુડતાળા કાળમાં રૂા. ૧) ની ૧૮ શેર જુવાર વેચાઇ હતી. ઘઉં રૂા. ૧) ના ૧૧ શેર, બાજરી ૧૪ શેરની વેચાયાં હતાં.

ઇ. સ. ૧૭૮૩ ના શેલબીના તહુનામાથી ભરૂચ શહેર અને પરગણાં શિવાય ભરૂચ જીલ્લાનો સઘળો ભાગ જેની ઉપજ રૂા. ૧૫૮૭૦૭૯) હતી તે પેશવાને આપવો પડયો, અને સને ૧૭૭૯ ના કોલકરારથી ભરૂચ શહેર અને પરગણું જેની ઉપજ રૂા. ૬૧૪૧૪૦) હતી તે સિંધિયાને આપવું પડયું.

સને ૧૭૮૩ ના જુલાઇ મહિનાની ૯ મી તારીખે સિંધિયા સરકાર તરફથી ભાસ્કરરાવ નામે એક સુબો ભરૂચમાં આવ્યો ને અંગ્રેજી અમલદારને મળ્યો. તેણે કિલ્લાની તથા તીજોરીની કુંચીઓ ભાસ્કરરાવને આપી. તરતજ તે અમલદાર તથા બીજા અંગ્રેજી અમલદારો પુરજા ઉપર જે હોડીઓ તેમને માટે તૈયાર રાખીજ હતી તેણી તરફ ગયા. લોકોનાં ટોળેટોળાં આ અંગ્રેજોને વળાવવા પુરજા ઉપર એકઠાં થયાં હતાં. કેટલાએકોની આંખોમાંથી આંસુ પણ પડવા લાગ્યાં અને કેટલાએકોથી તો ઘણી દીલગીરીમાં બોલી શકાયું પણ નહિ. અંગ્રેજો પણ પ્રજાનો આવો ભાવ જોઇને ગળગળી ગયા અને તેમના મ્હોં ઉપર ગ્લાનિ આવી ગઇ. એવામાં વાદળ ચઢી આવ્યું, અંધકાર વ્યાપી ગયો અને વરસાદના છાંટા પડવા માંડયા, તેથી લોકો બોલવા લાગ્યા કે ભરૂચનું નશીબ ફરી વળ્યું, માટે સ્વર્ગમાંથી પણ આંસુની ધારા પડે છે. ( These drops are from the heavens for the fate of Broach ). અંગ્રેજી અમલદારો લોકોને મળી હોડીઓમાં ( અંગ્રેજી યાચ ) બેઠા. હોડીઓ હંકારાઇ, જ્યાં સુધી હોડીના શઢ જણાયા ત્યાં સુધી તે હોડીઓ તરફ જોયા કર્યું, પછી ઘર તરફ વળ્યા.

બીજે દહાડે સવારે ભાસ્કરરાવે ન્હાઇ ધોઇ, દેવદર્શન કરી દરબારમાં જઇ કામ શરૂ કર્યું અને મહાદજી સિંધિયાની આણ ફેરવી. એક જાહેરનામું ( Proclamation ) ઘડી કાઢયું, તે નીચે પ્રમાણેનું હતું.

(૧) આ રાજ્યમાં કોઇએ પણ ગાય, વાછરડાં કે બળદ મારવાં નહિ, તેમ તેનું ગોસ ખાવું નહિ. કોઇ માલમ પડશે તો તે મોતની શિક્ષાને પાત્ર થશે.

(૨) કોઇ ઢેડ ભંગીએ સવારના નવ વાગ્યા પછી બહાર નિકળવું નહિ, કારણ કે હવામાં બગાડો થાય ( The air will be tainted ) અને કોઇને અડકી બેસાય.

(૩) દારૂ ગાળવો નહિ અને પીવો નહિ.

(૪) કોઇ પણ કસબણ અગર પાતરે કિલ્લામાં રહેવું નહિ.

ઉપર પ્રમાણેનું જાહેરનામું શહેર અને પરગણામાં ચોઢવામાં આવ્યું.

ઉપર લલુભાઇના વૃતાંતમાં જણાવ્યા પ્રમાણે લલુભાઇ દરબારમાં ઘુસ્યો અને ભાસ્કરરાવનો માનીતો થઇ પડયો. લલુભાઇને જે લોકો સાથે અણબનાવ હશે, તેઓને સારી પેઠે કનડયા અને તેઓના સારા દંડ કરાવ્યા. જેઓથી ભાસ્કરરાવનું અને પોતાનું ગજવું ભરાય તેવાને લલુભાઇ છેડે નહિ આશારામ મહેતા ઉપર બહુજ જુલમ ગુજાર્યો. તેને તથા દોલતરાય દેસાઇ, તેમજ જેઓ રેઝિડેન્ટ મી. કોરકનના મિત્ર હતા, તેઓને રેઝિડેન્ટને મળવાને સખત મનાઇ કરી. આવી રીતે મી. કોરકનની પાસે કોઇને આવવા દેતો નહિ, તેથી મી. કોરકન પણ કંટાળી ગયો હતો. એ બાબત મી. કોરકનને મી. ફાર્બસને રીપોર્ટ કરવાની જરૂર પડી હતી. એ રીપોર્ટની હકીકત લલુભાઇના વૃતાંતમાં આવી ગઇ છે.

જ્યારે કોઇ નવો માણસ અમલદાર થઇ આવે છે, ત્યારે સારા સારા આબરૂદાર ગૃહસ્થો તેને મળવા જાય છે, તે પ્રમાણે ભાસ્કરરાવને પણ ઘણા લોકો મળવા આવતા હતા. ગમે તે મળવા જાય તો તે વખતે લલુભાઇ તો હાજરજ હોય, એટલે

એની બાબતમાં કોઇથી કાંઇ બોલાયજ નહિ. આવી રીતે ભાસ્કરરાવને લલુભાઇએ હાથમાં લઇ લીધો હતો. તેમ તેને એવી પીછોડી નાંખેલી કે તે લલુભાઇનેજ દેખ્યા કરતો, બીજા કોઇનું સાંભળે પણ નહિ અને માને પણ નહિ. મી. કોરફ્રન પણ ભાસ્કરરાવને મળવા ગયેલો, તેણે લલુભાઇ વિષે સઘળી હકીકત કહી હતી, છતાં ભાસ્કરરાવને કાંઇજ અસર થઇ નહિ.

ઉપર મુજબનું જાહેરનામું ચોઢાયાને ત્રણ મહિના તો થયા નહિ, એટલામાં તો એક પારસીને દારૂ ગાળવાનો તથા વેચવાનો ઇજારો આપ્યો. રૂ. ૭૦૦૦) તથા બીજા રૂ. ૧૦૦૦) ભાસ્કરરાવને મળ્યા. લલુભાઇને શું મળ્યું હશે તે જણાયું નહિ. કાંઇ પણ મળ્યું તો હશેજ, નહિ તો જાહેરનામુ એક કોરે મૂકી ઇજારો અપાત નહિ. ભાસ્કરરાવે બરાબર એકજ વરસ સુબાગીરી ભોગવી, તે દરમ્યાન પોતાથી તથા લલુભાઇથી જેટલા પૈસા લેવાયા તેટલા લીધા. એની એક વરસની સુબાગીરીમાં લોકો એટલા તો કંટાળી ગયા હતા કે કેટલાએક તો શહેર છોડી નાશી ગયા અને બીજે ગામ વસવા ગયા.

ભાસ્કરરાવ* વિષે મી. કોરફ્રન કહે છે કે આ સુબો વિવેકી, આદરમાન આપે એવો, મન મેળવી લે એવો, વાતગરો, અશરાફ અને હસમુખો હતો. અંગ્રેજોએ જે જે હુકમનામાં કરેલાં તે લલુભાઈને કહેથી સઘળાં ફેરવ્યાં હતાં.

સને ૧૭૮૪ માં ભાસ્કરરાવની મુદત પુરી થઈ. ભરૂચનો ઇજારો અપાયો, તે ગોપાળરાવ મલ્હાર નામે એક વડોદરાના ગૃહસ્થે રૂ. ૮૫૦૦૦૦) સાડા આઠ લાખ રૂપીએ રાખ્યો. એના વખતમાં લલુભાઇનું બીલકુલ ચલણ રહ્યું નહિ; ઉલટો કેદમાં પુરાયો અને અને ભારે દંડ આપી છુટો થયો. લલુભાઇએ આમથી તેમથી ભેગાં કરેલાં નાણાં ગોપાળરાવ મલ્હારે ખાલી કરાવ્યાં.

સન ૧૭૮૯ માં ગોપાળરાવ મલ્હારના ઇજારાની મુદત પુરી થવાથી લલુભાઇએ રૂ. ૧૦૦૦૦૦૦) દશ લાખે રાખ્યો. લોકો

---

* ભાસ્કરરાવ વિષેની સઘળી હકીકત ઓરિએન્ટલ મેમોયર વો. ૨, પાનું ૩૫૬, ભાગ ૪ પાનાં ૨૩૦-૨૩૧-૨૩૨ જુઓ. વો. ૨, પાનું ૨૩૩.

ઉપર જુલમ કરી, કરો વધારી એ રકમ તો એણે એકજ વરસમાં પુરી કરી. ઇ. સ. ૧૭૯૦ માં બીલકુલ વરસાદ આવ્યો નહિ, તેથી ભારે દુકાળ ( લોકો જેને સુડતાળો કાળ કહે છે તે ) પડયો. લલુભાઇનું રાજ્ય કહેવાયું, તેથી લોકોને અનાજ વગેરે પુરૂં પાડવું પડયું. વસુલ પણ કાંઇ લેવાયું નહિ, તેથી નાણાની તંગીને લીધે રૂા. ૪૦૦૦૦૦) રૂપીઆ દેવા કરવા પડયા. તેમ જે જુલમ કરી લોકો પાસેથી કર વગેરે લીધા હતા, તે બાબત અપીલ થયાથી રૂા. ૫૭૫૦૦૦) દંડ સરકારે કરેલો, તેથી એ લલુભાઇ પૈસે ટકે ખાલી થઇ ગયો હતો. લોકોએ તગાદો કર્યો, તે નાણાં નહિ અપાયાથી કેદમાં તેને ઘાલી દીધો હતો. એ પાવાગઢને કિલ્લે ઇ. સ. ૧૭૯૯ માં ગુજરી ગયો. એને વિષે જે હકીકત ઉપર આપી છે તે મુજબ એનો અંત આવ્યો.

લલુભાઇ પછી પરભુદાસ નામના એક વાણીઆ જેઓ હાલ ભરૂચમાં શેઠજીને નામે ઓળખાય છે, તેમણે ઇજારો રાખ્યો. તેમનો ઇજારો સને ૧૮૦૩ સુધી રહ્યો. ( ઇજારદારો વિષે ગે. વો. ૨ પાનું ૪૮૬ જુઓ. )

સિંધિયા સરકારના અમલમાં ભાસ્કરરાવ સુબો હતો, તે વખતે ગોસાંઇ લોકોનાં ટોળાં ભરૂચમાં આવી તોફાન મચાવવા લાગ્યાં. ભાસ્કરરાવે તે લોકોને માટે " ગોસાંઇ કર " એ નામનો કર લોકો ઉપર નાંખ્યો. તે કર " મલવેરા " ના નામથી આજ સુધી અપાતો, તે અંગ્રેજ સરકારે ૪૦–૪૨ વરસ થયાં મલવેરો બંધ કર્યો છે.

સિંધિયાનું રાજ્ય ભરૂચમાં ૧૯ વરસ સુધી રહ્યું. ઇ. સ. ૧૮૦૨ માં બાજીરાવ પેશવાને સિંધિયા, હોલકર અને વરાડના રાજા સાથે લઢાઇ સળગી, તેથી બાજીરાવે અંગ્રેજોની મદદ માગી. આથી અંગ્રેજો પણ સિંધિયાના વેરી થયા. સન ૧૮૦૩ માં વારેગામના કોલકરાર તુટયા. આથી સિંધિયા અને અંગ્રેજ વચ્ચે પાછી લઢાઇ જામી. અંગ્રેજોએ ગુજરાતમાં સિંધિયાનાં જે જે સંસ્થાનો હતાં તે પહેલાં લેવાનું શરૂ કર્યું. જનરલ વેલસ્લીએ લશ્કરના ભાગ પાડયા. ભરૂચ ઉપર હુમલો કરવા કર્નલ વુડિંગટનની નિમનોક થઇ. એ સરદાર ૮૬ મી રીજમીટ, યુરોપીઅન

તોપખાનું તથા દેશી પાયદળ લઇ તા. ૨૩ મી ઓગષ્ટ સને ૧૮૦૩ ને રોજ ભરૂચ આગળ આવી ઉભો. તા ૨૪ મીએ શહેર બહાર સિંધિયાના માણસો અટકાવ કરવા સારૂ પરાં આગળ ઉભેલા માલમ પડયા, પણ તરતજ તેમને શહેરમાં પેશી જવું પડયું. કર્નલ રિચર્ડસન ૮૬ મી પલટણનો સરદાર હતો, તેણે પહેલો હુમલો કર્યો, તે વખતે તેની સાથે ૧૦૦ યુરોપીઅન તથા ૨૦૦ કાળુ લશ્કર હતું. તેની મદદે બીજા ૫૦ યુરોપીઅન તથા ૧૦૦ દેશી લશ્કરના માણસો કેપટન કયુલરના હાથ નીચે હતાં. બીજા ૧૦૦ યુરોપીઅન અને ૧૦૦ કાળાં માણસોનું લશ્કર કેપટન બેથ્યુનના હાથ નીચે જરૂર પડે તો મદદને માટે વેગળું રાખેલું હતું. દારૂ ગોળાથી લઢાઇ શરૂ શઇ. તા. ૨૯ મી ઓગષ્ટને રોજ કિલ્લામાં પેસવાનો રસ્તો થયો, તે વાટે અંગ્રેજી લશ્કર પેઠું. સિંધિયાના માણસો ઘણી બહાદુરીથી લઢયા, પણ ફાવ્યા નહિ અને આખરે કિલ્લો છોડી નાશી જવા લાગ્યા. રિચર્ડસને દરવાજાનો કબજો લીધો. નાશી જતા માણસોની પાછળ કેપટન કયુલર ગયો. એ જગ્યાએ ખરો જંગ મચ્યો હતો, તેમાં સિંધિયાના મરણ પામેલા અને ઘાયલ થયેલા મળી આશરે ૩૦૦ માણસો હતા. અંગ્રેજોના પણ ગોરા કાળા મળી ૭૯ માણસો જણાયા. તેમાં કેપટન સિમ્પી માર્યો ગયો. વળી એક પોરટુગીઝ જેનું નામ ફ્રેંકોઇમોનટ્રીઓ હતું, તે પણ માર્યો ગયો. એ બંનેની કબરો* ભરૂચમાં વેજલપોર મૂકી પશ્ચિમ તરફ છે. ઘાયલ થયેલામાં કર્નલ રિચર્ડસન તથા કેપટન મેકલોરીન હતા.

તા. ૨૯ મી ઓગષ્ટ સને ૧૮૦૩, સંવત ૧૮૫૯ ના ભાદરવા શુદ ૧૨ ને રોજ ભરૂચ અંગ્રેજોના હાથમાં ફરી પાછું આવ્યું. અંગ્રેજોના યુરોપીઅન સિપાઇઓએ જુમ્મા મસજીદમાં મુકામ કર્યો હતો. આ જગ્યા પહેલાં શ્રાવકનું દેહેરૂં હતું.

---

* એ કબરો શિવાય વેજલપોરથી એક માઇલને છેટે ડચ (વલંદાઓ) સને ૧૬૫૪ થી ૧૭૭૦ સુધીમાં જેઓ અત્રે ગુજરી ગયેલા તેમની પણ થોડીએક કબરો છે. ( ગે. ભરૂચ પાનું ૫૫૯. )

જનરલ વુડિંગટનને મુંબઇ સરકારે શાબાશી આપી. અંગ્રેજ સરકારની દુવાઇ ફરી. રાજા રાજ ને પ્રજા સુખી કહેવાયાં. એ તારીખથી ભરૂચમાં અંગ્રેજોનો અમલ ચાલ્યો આવે છે.

ઇ. સ. ૧૮૦૨ ના વસાઇના તહનામાથી બાજીરાવ પેશવાએ અંગ્રેજોને જંબુસર, આમોદ, દહેજબારા તથા અંકલેશ્વર આપ્યાંજ હતાં અને ભરૂચ સને ૧૮૦૩ માં હાથ આવ્યાથી અંગ્રેજો આખા જીલ્લાના માલીક થયા.

હવે તો વીશ વરસ ભરૂચે ખરેખરી શાંતિ ભોગવી. સને ૧૮૨૩ માં મહિકાંઠાના ૨૦૦ થી ૩૦૦ સુધી કોળી લોકોનો જથ્થો એકઠો થઇ ભરૂચ ઉપર ચઢી આવવાનું કરતા હતા, તેઓ ભરૂચ સુધી આવ્યા. તેમાંના ૪૦–૫૦ કોળીઓએ અટાલી ગામ લુંટયું અને ત્યાંના પોલિસપટેલ તથા રખાને મારી નાંખ્યા. ગામડીઆઓ મરવાની બીકથી સામું થયા નહિ. ઘરબાર મૂકી નાશભાગ કરવા લાગ્યા, તેથી તે વરસ ઘણી જમીન પડતર રહી. આ લુંટારાઓમાંના બે પકડાયા, તેઓને ભરૂચની જેલમાં લાવતાં ૧૦૦ કોળીઓએ સીપાઇઓ ઉપર હુમલો કર્યો અને એક કેદીને લઇને નાશી ગયા. બીજો કેદી વાલીખાનને ભરૂચની જેલમાં પુરી દીધો. એ વાલીખાનને છોડાવવા સારૂ કોળીઓનાં ટોળે ટોળાં શહેર આગળ આવ્યાં અને જેલ ઉપર હુમલો કરવાનો તથા દારૂખાનું પુંકી મૂકવાનો વિચાર કર્યો, પણ સુરતથી લશ્કર આવતું જોઈ બીકથી નાશી ગયા. ત્યાર પછી ઘણાં વરસ ભરૂચમાં શાંતિ રહી. ( ગે. ભ. વો. ૨, પાનું ૪૭૬. )

ઇ. સ. ૧૮૫૭ ના મે માસમાં જયારે ઉત્તર હિંદુસ્થાનમાં બળવો જાગ્યો, ત્યારે ભરૂચમાં પણ હુલ્લડ થયું હતું. આ હુલ્લડ આ જીલ્લાના મુસલમાન હોરા, જેઓ તોફાની જાત ગણાય છે, તેઓએ કર્યું હતું. આ હુલ્લડથી મુંબઇ સરકારમાં મોટી ફીકર પેઠી હતી. આ હુલ્લડખોરોનો ગમે તે હેતુ હોય, તો પણ એમ તો નક્કી થયું કે એ કાંઇ અંગ્રેજી રાજ્ય વિરૂદ્ધ હતું નહિ, એવું તજવીજ કરવાથી જણાયું. એ મુસલમાન અને પારસીઓ વચ્ચેની તકરાર હતી અને તે ભરૂચ શહેરનેજ લગતી હતી.

બેજનજી સેરીઆરજી નામના એક ખરાબ ચાલના પારસીએ ઇસ્લામી ધર્મને અપમાન આપેલું, તે બાબત તેના ઉપર

કામ ચાલી સજા પણ થએલી, પણ તે સજા જોઇએ તેવી નહિ થયેલી એવું મુસલમાનોના મનમાં આવવાથી તેનું પુરૂં વેર લેવું, એવો એ ધર્મવાળાઓએ નિશ્ચય કર્યો. એ માણુસે ઇસ્લામી ધર્મને અપમાન આપેલું એટલુંજ નહિ, પણ એક મસજીદને પણ અપવિત્ર કરી હતી. આ ઉપરથી પારસીઓના રહેઠાણ ઉપર હોરા મુસલમાનોએ હુમલો કરવાનો ઇરાદો કરેલો. આ અપમાનની વાત ઉત્તર તરફના હોરાઓમાં પ્રસરી ગઇ, તેથી તા. ૧૫ મી મે સને ૧૮૫૭ ને રોજ ૨૦૦ હોરા ભરૂચથી એક માઇલને છેટે બાવારેન છે, ત્યાં એકઠા થયા.

આ બાબત અત્રેના ડિસ્ટ્રકટ મેજીસ્ટ્રેટ મી. ડેવિસને ખબર થતાં શહેરમાં પોલિસની ચોકી રાખી પોતે તથા પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ ઘોડા ઉપર બેસી ત્યાં ગયા અને હોરાઓને વિખેરાઇ જવાને સમજાવ્યા. આ અમલદારો શહેરમાં પાછા ફર્યા, તે વખતે તેમની પાછળ કેટલાએક હોરાઓ આવ્યા, પણ તેઓ જતા રહ્યા નહિ. બીજા કેટલાએક હોરાઓ પાછલા ભાગમાંથી પારસી વાડમાં પેઠા, ત્યાં હુલ્લડ મચાવ્યું. પારસીઓ સામા નહિ થતાં તેમનાં ઘર બંધ કરી બેઠા. પોલિસમાં ઘણા ખરા મુસલમાન હતા, છતાં તેમનું પણ કહ્યું હોરાઓએ માન્યું નહિ અને જંગ મચાવ્યા કર્યો. લશ્કર આવ્યું જોઇ ટાઢાટપ થઇ ગયા, તો પણ તેઓ જે કામે આવેલા તે કામમાં તો તેઓ ફતેહ પામ્યા. બેજન પારસી જે ગુન્હેગાર હતો, તેને તો મરણ તોલ માર માર્યો. તેના શરીરને ખેંચીને શેરીમાંથી બહાર કાઢી ધોરી રસ્તા ઉપર નાંખ્યું, ત્યાં તે મરી ગયો.

બેજન પારસીને મારી નાંખ્યો એટલુંજ નહિ, પણ કેટલાએક મુસલમાનો પારસીની એક અગીઆરીમાં પેસી ગયા અને ત્યાંજ તેમના એક પવિત્ર મોબેદને મારી નાંખ્યો. ૨૦ કેદીઓ તરતજ પકડાયા. આખા દેશમાં એવા એવા ગપાટા ચાલતા હતા, તેથી તેઓને તરત ઇનસાફ આપ્યો નહિ. ભરૂચમાં લશ્કર હતું તે સાથે વડોદરેથી પણ લશ્કર આવ્યું હતું, તેમ અંકલેશ્વર, વાગરા, હાંસોટ, તથા આમોદના સવારોને પણ ભરૂચમાં બોલાવી રાખ્યા હતા.

આ હુલ્લડ બાબત તપાસ ચલાવવા મી. રોજર્સ નામના

એક સિવિલિયનને સુરતથી તા. ૧૩ મી જુનને રોજ મોકલ્યો. તે અમલદારને એવી સુચના મળેલી કે આ હુલ્લડ થવાનું ખરૂં કારણ શું છે, તેની તપાસ કરી રીપોર્ટ કરવો. તજવીજમાં જણાયું કે એક ઉદાશી, કમઅક્કલવાન મોલવીના છોકરાએ, બેજન પારસીએ ઇસ્લામી ધર્મને અપમાન આપ્યું તેનું વેર લેવા હોરા મુસલમાનને ઉશ્કેર્યા હતા. એની રાજ્ય વિરૂદ્ધ ગુન્હો કરવાની કાંઈ પણ મતલબ હતી નહિ. તા. ૧૩ મી જુલાઇએ પકડાયલા માંના ૧૭ કેદીને સેસન કમિટ કર્યા. એઓના ઉપર મોબેદને મારવાનો ગુન્હો ઠર્યો. બેને મોતની સજા થઇ, કેટલાએકને દેશ પાર કર્યા અને કેટલાએકને કેદની સજા થઇ. ( ગે. ભરૂચ વો. ૨ પાનું ૪૭૬–૭૭. )

સને ૧૮૫૮ ના મધ્ય ભાગ સુધીમાં સને ૧૮૫૭ નો બળવો સમાયો ને શાંતિ પસરી. આજ સુધી કંપનીનું રાજ્ય કહેવાતું હતું, તેમાં ફેરફાર થયો. તા. ૨ જી નવેમ્બર સને ૧૮૫૮ ને રોજથી મહારાણી વિકટોરિયાએ આ દેશનો વહિવટ પોતે હાથમાં લીધો. છઠ્ઠા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે એ તારીખે લાઇનમાં મે. કલેકટર સાહેબે અંગ્રેજીમાં તથા તેમના શિરસ્તદાર માણેકલાલ વેણિલાલે ગુજરાતીમાં રાણી સાહેબનું રાજ્ય થયાનો ઢંઢેરો વાંચી સંભળાવ્યો. તે પ્રસંગે શહેરના ઘણા માણસો ત્યાં હાજર હતા.

સને ૧૮૫૯–૬૦ માં હથીઆરોનો કાયદો (આર્મસ એકટ) પસાર થયો. આથી જે જે ભરૂચીઓ પાસે હથીઆરો હતાં, તે તેઓ સરકારમાં આપી આવ્યા. કાયદો નીકળતાં પહેલાં લોકો બંદુકો, પોસ્તોલો, તમંચા, તલવાર, કટાર, ગુપ્તિ વગેરે હથીઆરો રાખતા હતા. તલતાર તો ઘણું કરી દરેક ઘેર હતીજ. બંદુક, પીતોલનો ઉપયોગ કરતા હોળી, દીવાળીના તહેવારોમાં નજરે લોકોને જોયા છે, તેમ ચોરની બૂમ પડે કે તલવારો લઇ લોકોને બહાર નીકળતા જોયા છે.

સને ૧૮૬૦–૬૧ માં લાઇસેન્સટેક્ષ નામનો કર રૈયત ઉપર લાગુ થયો. રૂા. ૨૦૦) ની કમાઇ સુધી એ કરની માફી હતી. રૂા ૨૦૦) થી રૂા. ૫૦૦) સુધી કમાનાર પાસે રૂા. ૧૦૦) એ બે ટકા પ્રમાણે લેવાતો હતો, તે પહેલાં અથવા તે દરમ્યાનમાં ઇન-

કમટેક્ષ પણ લાંગુ પડયો હતો. એ બન્ને કર આશરે પાંચ વર્ષ રહ્યા હતા.

સને ૧૮૬૧ ની સાલમાં રેલવે કરવા સારૂ રસ્તાઓ તૈયાર થયા અને સને ૧૮૬૨ ની શરૂઆતમાં વડોદરાથી સુરત સુધી આગગાડી ચાલી. જે દિવસે વડોદરા સુધી પહેલ વહેલી આગગાડી ચાલી, તે દિવસે ભરૂચથી જેને જવું હોય તેને મફત જવા દેવાનું હોવાથી વેગનોમાં બેસી ઘણાં માણસો ભરૂચથી વડોદરે ગયાં હતાં.

સને ૧૮૬૨–૬૩ માં અમેરિકામાં લઢાઇ સળગવાથી રૂના ભાવ રૂા. ૯૫) થી રૂા. ૮૦૦) ઉપરાંત થઇ ગયા હતા, તેમ સને ૧૮૬૪ માં "શેરમેનીઆ" વધી પડયો હતો, તથા સને ૧૮૬૫, ૧૮૬૬ માં રૂના ભાવ ઘટી જવાથી વહેપારીઓ પાયમાલ થયા હતા. આ વિષેની પુરી હકીકત સને ૧૮૬૩–૬૪ ની જાહોજલાલીના પ્રકરણમાં દર્શાવી છે. એ સાલોમાં સુડતાળા કાળ કરતાં તેમજ છપ્પનીઆ કાળ કરતાં અને હાલના વખત કરતાં વિશેષ મોંઘવારી થઇ હતી. સરકારી નોકરો શિવાયના બીજાઓને ધંધો સારો હોવાથી તેમ કમાઇ સારી હોવાથી એ મોંઘવારી જણાઈ નથી.

સને ૧૮૭૫માં મલ્હારરાવ ગાયકવાડ ઉપર કર્નલ ફ્રેઅરને ઝેર દીધાનું તહોમત આવેલું, તે વખતે તેના બચાવ સારૂ ઇંગલંડથી સારજન બેલેનટાઇન નામનો એક બેરિસ્ટર આવેલો, તેને જોવા સારૂ ભરૂચી પ્રજા સ્ટેશને ઉલટી હતી. વીશ મિનીટ ગાડી થોભાવી હતી. દેસાઇ કલ્યાણરાયે તથા બીજા આગેવાન ગૃહસ્થોએ સ્ટેશન ઉપર તેમની સારી આગતા સ્વાગતા કરી હતી.

સને ૧૮૭૭ ના જાનેવારીની ૧ લી તારીખે મહારાણી વિકટોરિયા જેઓ તે દિવસ સુધી "કવીન વિકટોરિયા" કહેવાતાં, તેઓએ બાદશાહી પદ ધારણ કરવાથી "એમપ્રેસ વિકટોરિયા" કહેવાયાં. આથી એ મહારાણીના વંશના જે જે રાજાઓ થવાના તેઓ રાજા ( કિંગ ) ને બદલે બાદશાહ ( એમપરર ) કહેવાશે. ઇંગલંડના "કિંગ" અને ઇન્ડિયાના "એમપરર" તેથી તેઓનો કિંગ અને એમપરર એવો ઈલકાબ તેમના તાંબાં, રૂપા, તથા સોનાના શિક્કા ઉપર લખાય છે. એ દિવસે દિલ્હીમાં મોટો દરબાર ભરાયો, તે સાથે જીલ્લાઓના દરેક મુખ્ય શહેરમાં

પણ દરબાર ભરવાનો હુકમ થયાથી ભરૂચમાં પણ દરબાર ભર્યો હતો. નિશાળના છોકરાઓને બરફી વહેંચી હતી અને એ દિવસ જાણે મોટામાં મોટો દરેક કોમનો તહેવાર હોય એવો દીશતો હતો. જગ્યાએ જગ્યાએ આર્કોઓ બાંધી દીધાં હતાં, રોશનીઓ થઇ હતી અને સુધરાઇ ખાતાના મકાનને શણગારી દીધું હતું. દરબાર સુધરાઇમાં ભરાયો હતો. ત્યાં કલેકટર મી. વાહિટે એક શોભાયમાન ભાષણ આપ્યું હતું.

સને ૧૮૮૩ ની સાલમાં મી. બોરાદેલ નામના કલેકટરે ભરૂચની સુધરાઈ તરફથી એક વરસ સુધી વીજળીના દીવાનાં દર્શન પહેલ વહેલાં કરાવ્યાં હતાં. આવા દીવાઓનો ખરચ વિશેષ હોવાથી પછીથી બંધ થયા હતા.

સને ૧૮૮૪ માં જમશેદ બાગની પાસેની પારસીઓની એક ધર્મશાળામાંથી, ત્યાંનું ટાંકું ખોદતાં ઇજીપશિય અને બીજા ઇ. સ. ૧૧૦૦, ૧૨૦૦, ૧૩૦૦ ની સાલોમાં વપરાતા શિક્કા નીકળ્યા હતા. એ શિક્કાઓ સોના રૂપાના હતા. વળી એજ સાલમાં લોર્ડ રિપન નામના વાઇસરોયના વખતમાં " સેલ્ફ ગવરમેન્ટ " અપાયાથી રૈયત તરફથી ચુંટણી થઇ રૈયતના મેમ્બરો સુધરાઇમાં પહેલ વહેલા દાખલ થયા હતા.

સને ૧૮૮૫ ના નવેમ્બર મહિનાની ૨૨ મી તારીખે, કારતક શુદ ૧૫ શુકલતીર્થની જાત્રાને દિવસે ભરૂચમાં કેટલાએક તળાવીઆઓએ હુલ્લડ કર્યું. કલેકટરને માર્યાથી અંગ્રેજોનું રાજ્ય તેઓના હાથમાં આવશે, આવા ગાંડા અને મૂર્ખાઈ ભરેલા વિચારથી આ જંગલી અને અણુસમજુ જાતના ૧૦૦ માણુસો કલેકટરને બંગળે ગયા. કલેકટર ફરવા ગયા છે એવું સીપાઇએ કહેવાથી ત્યાંથી પાછા ફર્યા. રસ્તામાં ઇદગા આગળ પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ મી. પ્રેસકટનો ભેટો થયો. એજ કલેકટર હશે એમ જાણી તેને મારી નાંખ્યો. પછી પોતાનું રાજ થયું સમજી મુંબઇ બેંકનો કબજો લેવા શહેરમાં આવ્યા, ત્યાં બેંકના માણુસોએ ઠાલા ગોળી બહાર કર્યાં, એટલે તેઓની ખાત્રી થઈ કે માતાની ખરેખરી મહેરબાની છે. આ માણુસોમાં એક માતા બન્યો હતો તે તથા એક લખો ભગત નામનો તળાવીઓ ઉપરી બન્યા હતો. બેંક તરફથી શહેરમાં ઘોડા ઉપર બેસી. શહેરમાં થઇ મહારૂદ્ર

જતઃ હતા. ત્યાં આગળ સિટી મેજીસ્ટ્રેટ મી. મોદી તથા પોલિસ ઇન્સ્પેકટર મી. કૃષ્ણરાવે તેમને પકડયા. ઝપાઝપીમાં રેલવેની નીચે જે દરવાજો છે ત્યાં પાંચ સાત તળાવીઆ માર્યા ગયા, પાંચ ઘાયલ થયા અને ચાળીસ પકડાયા. માતા, ભગત તથા બીજાઓ નાશી ગયા. મી. મોદીને પરમેશ્વરે બચાવ્યા. એક સીપાઇ માર્યો ગયો, તેનાં બાળબચ્ચાંનું હજુ પણ મોદીજી રક્ષણ કરે છે. ભગત પાછળથી પકડાયો, તેના ઉપર તથા બીજા જે પકડાયા તેમના ઉપર કામ ચાલ્યું ને શિક્ષા થઇ. એક સાધુને માતા કહી પકડી આણેલો, પણ તે માતા સાબીત નહિ થવાથી છુટી ગયો. એ તળાવીઆમાંનું કોઇ મર્યું નહિ હોત તો તેઓ શુકલતીર્થ જઇ જંગ મચાવત.

સને ૧૮૮૬ માં મુંબઇના ગવર્નર લોર્ડ રે સાહેબ એ હુલ્લડ સમ્યા પછી જાનેવારીમાં આવ્યા હતા. તે વખતે સુધરાઇમાં દરબાર ભરી એક ભાષણ આપ્યું હતું. વળી એજ સાલમાં ઇનકમટેક્ષ શરૂ થયો. રૂા. ૫૦૦) ની ઉપજ ઉપરની જેની ઉપજ હોય તેની પાસે રૂપીએ ચાર પઇ તથા રૂા. ૨૦૦૦) ઉપરની પાસે પાંચ પઇ લેવાનો ઠરાવ થયો.

સને ૧૮૮૭ માં મહારાણીને રાજ્ય કરતાં ૫૦ વરસ થવાથી સિલવર જ્યુબિલી થઇ. ત્રણ દિવસ જ્યુબિલીના હોવાથી ઘેરેઘેર રોશનીઓ થયેલી, સારાં ભોજનો લોકોએ લીધાં હતાં. સુધરાઇ અને સરકારી મકાનોમાં પણ રોશની થઇ હતી. જગ્યાએ જગ્યાએ આર્કો બંધાયલાં, ત્યાં વાવટાઓ ફરફર ઉડતા હતા. એ દિવસે પ્રજાએ રાજ્યભકિત સારી જણાવી હતી.

સને ૧૮૯૨ માં પ્રિન્સ ઓફ વેલ્સનો વડો પુત્ર પ્રિન્સ એલબર્ટ વિકટર ગુજરી જવાથી પ્રજામાં ભારે દીલગીરી થઇ હતી. નોકર વર્ગે શોકની નીશાની તરીકે જમણે હાથે કાળી પટી રાખી હતી.

સને ૧૮૯૪ માં લોર્ડ હેરિસ ગવર્નર હતા, ત્યારે મુંબઇમાં મરાઠા અને મુસલમાન લઢી મૂવા હતા, તે દરમ્યાન ભરૂચમાં એક મુસલમાન અને કણીઆને તકરાર થવાથી શહેમાં બૂમ આવેલી કે મુસલમાનોએ જંગ મચાવ્યો છે. બપોરનો વખત હોવા છતાં લોકોએ બારણાં બંધ કરી દીધાં હતાં. કલેકટરે કચેરીમાંથી



સર સાપુરજી ભરૂચાહૉલ, મ્યુનીસીપાલીટી બીલ્ડીંગ. હૉસ્પીટાલ, ટાવર.

સવારો દોડાવેલા, પણ બૂમ ખોટી હોવાથી પાછા ફર્યા.

સને ૧૮૯૭ માં ગોલ્ડન જ્યુબિલી મહારાણીને રાજ્ય કરતાં ૬૦ વરસ પુરાં થયાથી થઇ, તે વખતે પણ પ્રજાએ સારી રાજ્યભકિત દર્શાવી હતી અને ઘેરેઘેર ઓચ્છવના દિવસ હોય એમ જણાતું હતું, ને શહેરને સારૂં શોભાવ્યું હતું.

સને ૧૮૯૮ થી સને ૧૯૦૪-૦૫ સુધી પ્લેગ-ગાંઠીઆ તાવનો રોગ ભરૂચમાં ચાલ્યો હતો, તથા સને ૧૮૯૯ માં ભારે દુકાળ પડયો હતો, તેથી હજારો માણસો ભોગ થઇ પડયાં હતાં. આ બન્ને બાબત આફતના પ્રકરણમાં દર્શાવી છે.

સને ૧૯૦૦ માં લોર્ડ કરઝન ઓગષ્ટ માસમાં ભરૂચ પધારેલા, તેઓ દુકાળ વખતે શહેરની ઉત્તર બાજુએ એક તળાવ ખોદાયલું જોવા ગયા હતા. ભરૂચમાં વાઇસરોય આ પહેલાજ આવ્યા હતા. આ તળાવના પૈસા નકામા ગયા છે. પાણી રહેતું નથી, તેમ પાણી વખતે હોય છે, તો તે પ્રજાને કામ પણ લાગતું નથી.

સને ૧૯૦૧ ના જાનેવારીની ૨૨ મી તારીખે આપણાં યશસ્વી રાજ્યકર્તા મહારાણી વિકટોરિયા ગુજરી ગયાં. એઓ ૬૪ વરસ રાજ્ય કરી ૮૨ વરસની ઉમ્મરે દેવલોક પામ્યાં હતાં. એમની પછી એમના વડા પુત્ર એલબર્ટ એડવર્ડ સાતમા એડવર્ડનું નામ ધારણ કરી ગાદી ઉપર બેઠા. રાણીજીના માન ખાતર તેમની યાદગીરી કાયમ રહે એ હેતુથી ભરૂચની પ્રજાએ તેમનું નામ આપી લાઇનમાં ઉઘરાણું કરી એક મોટો મિનારો ( ટાવર ) બંધાવ્યો છે, તે પણ લાઇનને શોભા આપી રહ્યો છે.

એડવર્ડ રાજાનો રાજ્યાભિષેક ઇંગલંડમાં સને ૧૯૦૨ ના ઓગષ્ટમાં અને આ દેશમાં સને ૧૯૦૩ ના જાનેવારીની ૧ લી તારીખે કરવામાં આવ્યો હતો. ઇંગલંડ પણ આ દેશમાંથી કેટલાએક રાજા એ પ્રસંગે ગયા હતા. હિંદુસ્થાનમાં રાજ્યાભિષેક વખતે દિલ્હીમાં મોટો દરબાર ભરાયો હતો, તથા મોટો વરઘોડો કાઢયો હતો. દેશના દરેક જીલ્લાનાં મુખ્ય શહેરોમાં પણ દરબારો ભરાયા હતા. ભરૂચમાં લાઇનમાં હાઇસ્કુલના કમ્પાઉન્ડમાં એક દરબાર ભરાયો હતો. એ જગ્યાએ કલેકટર મી. લોગને અંગ્રેજી

માં તથા સિટી મેજીસ્ટ્રેટ મી. બેરામજી એદલજી હોડીવાળાએ ગુજરાતી તથા મરાઠીમાં એડવર્ડ બાદશાહનો ઢંઢેરો-જાહેરનામું વાંચી સંભળાવ્યું હતું. નિશાળનાં છોકરાંઓને મિઠાઇ વહેંચવામાં આવી હતી.

દિલ્હી દરબારનો ઠાઠ જોવાની જે નોકરોની ઇચ્છા હોય તેમને જવા સારૂ તા. ૨૩ મી ડીસેમ્બરથી તા. ૯ મી જાનેવારી સુધી આખા રાજ્યમાં રજા પળાઇ હતી. ભરૂચથી પણ ઘણા માણસો દિલ્હીનો ઠાઠ જોવા ગયા હતા. ડીસેમ્બરની ૨૩ મી તારીખે ડીસેમ્બરનો માસ પુરો નહિ થયા છતાં દરેક નોકરને પગાર લેવાની છુટ આપી હતી, તેથી દરેક નોકરે તા. ૨૩ મીએ પગાર લીધો હતો. તા. ૧ લીને દિવસે તો આખા દેશમાં જય જયકાર વર્તાઇ રહ્યો હતો. ઘણું કરી દેશના ઘણાખરા રાજા રજવાડાઓ દિલ્હીમાં હાજર હતા.

મીઠા જેવી જીંદગીને જરૂરીઆત વસ્તુ ઉપર ભારે કર હતો, તેમાં ઘણોજ ઘટાડો થયો. પહેલાં દોઢ રૂપીએ મળતું તે લોર્ડ રિપનના વખતમાં સવા રૂપીઓ થયેલો, તેના મણના હવે તેર આના આપવા પડે છે. જે રૂા. ૫૦૦) ઉપરની કમાણી ઉપર ઇનકમટેક્ષ લાગુ હતો, તે આ બાદશાહના રાજ્યમાં રૂા. ૧૦૦૦) ઉપરની કમાણી ઉપર ટેક્ષ લાગુ પડયો, તેથી ઘણા એ ટેક્ષમાંથી બચી ગયા, સરકારી નોકરોને છેલ્લાં પાંચ વરસની સરાસરીનો પગાર ગણી પેનશન આપતા હતા, તે છેલ્લાં ત્રણ વરસની સરાસરીનો પગાર ગણી પેનશન આપવાનો ઠરાવ થયાથી નોકરોને પણ પેનશનમાં લાભ થયો. લાયક અમલદારોને તેમની નોકરીની બૂજ જાણી ખિતાબો આપ્યા.

એડવર્ડ બાદશાહ સને ૧૯૧૦ ના મે મહિનાની ૭ મી તારીખે ૯ વરસ રાજ્ય કરી ૬૯ વરસની ઉમ્મરે ગુજરી ગયા. એ ડાહ્યા, અનુભવી અને પ્રજાનું કલ્યાણ ઇચ્છનાર હતા. એમને લઢાઇ ટંટો પસંદ નહોતો, તેથી એમને "પીસમેકર" કહેતા હતા. અંગ્રેજી રાજ્યમાં હેનરી છઠ્ઠા અને એડવર્ડ ચોથાના વખતમાં વોરિક " કિંગમેકર " થઇ ગયો, તેમ આ રાજા હાલના વખતમાં " પીસમેકર થઇ ગયા. એને તા. ૨૦ મી મેને રોજ ભૂમિદાહ કર્યો. તે વખતે આખા રાજ્યમાં-આ દેશમાં હડતાલ પડી હતી, તથા પ્રજાએ શોકમાં દિવસ ગુજાર્યો હતો.

એડવર્ડ મહારાજા પછી તેના દીકરા જ્યોર્જ ફ્રેડરિક અરનેસ્ટ એલબર્ટ પાંચમા જ્યોર્જનો ખિતાબ ધારણ કરી ગાદી ઉપર બેઠા. એમની ઉમ્મર ૪૫ વરસની હતી. એમનો લંડનમાં રાજ્યાભિષેક સને ૧૯૧૧ ના જુન માસમાં થયો, તે વખતે આ દેશના ઘણા રાજા રજવાડા વગેરે ગયા હતા.

આ મહારાજાનો રાજ્યાભિષેક આ દેશમાં થવો જોઇએ, એવુ નક્કી થયાથી તા. ૧૨ મી ડીસેમ્બર સને ૧૯૧૧ નો દિવસ એ કારણસર નક્કી ઠર્યો. તેઓ લંડનથી નીકળી મુંબઇ બંદરે ઉતર્યા, તે વખતે હજારો માણસો તેમનાં મુખદર્શન સારૂ એકઠાં થયાં હતાં, પણ જે દિવસે સવારી નીકળી તેજ દિવસે એમનાં બરાબર પ્રજાથી દર્શન થયાં હતાં. આ શહેરમાંથી પણ ઘણા ગૃહસ્થો ગયા હતા.

તા. ૬ ઠીને દિવસે મુંબઇથી નીકળી સવારમાં નર્મદાનો પૂલ પસાર કરવાના હતા, તેથી સવારના પહોરમાં કેટલાએક પૂલ નીચે અને કેટલાએક સ્ટેશનના કમ્પાઉન્ડની બહાર મહારાજા ગાડીમાંથી બહાર ડોકીયું કરે તો તેમના દર્શનનો લાભ થાય, એ હેતુથી ઉભેલા હતા.

તા. ૧૨ મી ડીસેમ્બર, માગશર વદ ૮ મંગળવારનો દિવસ ભરૂચમાં લગ્ન પ્રસંગનો અથવા દીવાળીના દિવસ જેવો થઇ પડયો હતો. સવારે મહારાજાની તથા મહારાણીની છબીને પાલખીમાં બેસાડી ચકલામાંથી નીકળી વરઘોડો આખા શહેરમાં ફરવાનો હતો, તેથી માણસો ઉમંગમાં સારાં સારાં વસ્ત્ર પહેરી એ વરઘોડો જોવા ઠેકાણે ઠેકાણે ઉભેલાં જોવામાં આવતાં હતાં. વરઘોડામાં હજારો માણસો સામેલ હતા. શેરીએ શેરીએ વાવટાઓ, તોરણો વગેરે જોવામાં આવતાં, તેથી શહેરની શોભા સારી દેખાતી હતી. લોકોને એટલો બધો ઉમંગ હતો કે જાણે પોતાને ઘેર લગ્ન છે. શહેરમાં ઘેરેઘેર સારાં સારાં ભોજન લેવાયાં હતાં. બપોરે ભરૂચા હોલમાં દરબાર ભરાયો હતો. દરબારની શોભા પણ સ્તુતિપાત્ર હતી. મહેરબાન કલેકટર સાહેબ મી. રોથફીલ્ડે મહારાજાનો અંગ્રેજી ઢંઢેરો વાંચી સંભળાવ્યો હતો અને તેનો ગુજરાતી અને મરાઠી તરજુમો અત્રેના હજુર ડેપ્યુટી કલેકટર મી. એક્કસે વાંચી

સંભળાવ્યો હતો. હોલની નીચે પણ ઘણાં માણસો એકઠાં થયે-લાં જોવામાં આવ્યાં હતાં. હોલને, સુધરાઇના મકાનને તથા હાઇસ્કુલના મકાનને પણ વાવટા તોરણોથી શણગારી દીધાં હતાં. લાઇન ( લેન ) માં દુકાનો પણ મંડાઇ હતી અને સારી ખરીદી પણ થતી હતી. છોકરાંઓને હાઇસ્કુલના કમ્પાઉન્ડમાં એકઠાં કરી મિઠાઇ વહેંચાઇ હતી તથા સરદાર ત્રંબકલાલે રાજા રાણીની છબીઓ મઢાવી દરેકને અકેકો તકતો આપ્યો હતો. મિઠાઇ મળી અને રાજા રાણીની છબી મળી જોઇ છોકરાંઓ ખુશ થતાં થતાં પોતાના ઘર તરફ જતાં હતાં અને ઘેર જઇ પોતાનાં મા બાપને ઘણા હર્ષ સાથે રાજા રાણીની છબીનો તકતો બતાવતાં હતાં. રાત્રે શહેરના દરેક ઘર આગળ રોશની દીવાળીના દિવસો કરતાં પણ વિશેષ જણાતી હતી, તેમાં ધોરી રસ્તાપર તો પૂછવુંજ નહિ. ખરેખરી રોશની સુધરાઇ આગળ થઇ હતી. એવી રો-શની એ જગ્યાએ થઇ હોય એવું જોયું નથી. આ ભવ્ય દેખાવ જોવા હિંદુઓની સ્ત્રીઓ પણ કોઇ પોતાના ધણી સાથે, ભાઇ સાથે કે કોઇ સગા સાથે જોવા નીકળી પડી હતી અને જોઇને આશ્ચર્ય-માં ખુશ થતી હતી. લેન આગળ લાકડાંનો મોટો ગંજ કરી તેને સળગાવી મૂકયો હતો, તે જોઇ પ્રજા આશ્ચર્ય પામતી હતી.

આ પ્રસંગે કલકત્તા જે અત્યાર સુધી પાયતખ્ત હતું, તેને બદલે દિલ્હી પાયતખ્ત નક્કી થયું. બંગાળાના ભાગલા સંધાઇ ગયા. સરકારી નોકરોને એક માસનો પગાર બક્ષીસ અપાયો અને અમુક માણસોની લાયકી તથા યોગ્યતા જોઇ ખિતાબો ઇના-યત કરવામાં આવ્યા.





# પ્રકરણ ૪૬ મું.



## રાજ્ય પ્રકરણ (મુલકી ફોજદારી વગેરે).



રાજ્ય પ્રકરણ લખવામાં અંગ્રેજ સરકારનો જ્યારથી ભરૂચ-શહેરમાં અમલ થયો છે, ત્યારથી તે આજ સુધીમાં જે હકીકત મળી આવી છે, તે દર્શાવી છે.

સને ૧૭૭૨ માં અંગ્રેજ સરકારે ભરૂચ લીધું તે પહેલાં અત્રે નવાબનું રાજ્ય હતું. છેલ્લા નવાબના વખતમાં રાજ્યની સરાસરી ઉપજ છ લાખ રૂપીઆની હતી. એ છ લાખ પૈકી ચાર લાખ રૂપીઆ જમીન મહેસુલના તથા બીજા બે લાખ કસ્ટમ તથા બીજાં દાણ વગેરેની ઉપજ હતી. એ ઉપજમાંથી સેંકડે ૪૦ટકા નવાબ લેતા હતા અને ૬૦ટકા ગાયકવાડ લેતા હતા.

નવાબના રાજ્યમાં અંગ્રેજોની ભરૂચમાં કોઠી હતી અને તેનો વહિવટ એક અંગ્રેજ મુનિમ તથા તેના હાથ તળે બીજા માણસો હતા, તેઓ ચલાવતા હતા, પણ જ્યારે નવાબ પાસેથી એ શહેર જીતી લીધું, ત્યારે તેઓ જીતેલા મુલકના ધણી થયા, તેથી કોઠી બંધ કરી અને જીતેલા મુલકનો કારભાર કરવા લાગ્યા. શરૂઆતમાં તો જે કોઠીનો મુનિમ હતો તે તથા તેના હાથ નીચેના માણસો મુંબઇ સરકારની દેખરેખ નીચે કામ કરતા હતા.

પહેલે વરસે તો રૂા. ૨૪૭૨૬૦) ની ઉપજ જમીનની આવી. ઓછી ઉપજ આવવાથી મુખ્ય અમલદારે મુંબઇ સરકારને જાહેર કર્યું કે દેશી અમલદારો એક બીજા સાથે મળી ગયાથી ખરી ઉપજ શું છે તે જાણી શકાતું નથી. તજવીજ કરતાં જણાયું કે

નવાબના વખતમાં કેટલાએક કરો લેવાતા હતા, તે વાત દેશી અમલદારોએ છુપાવી છે. આવી હકીકત ઇ.સ. ૧૭૭૫ સુધી ચાલી.

ઇ. સ. ૧૭૭૬ માં મુખ્ય અધિકારીને, કલેકટર જનરલનું માન આપ્યું. એ સાલમાં ભરૂચ તથા તેના તાબાનાં ૧૬૨ ગામની ઉપજ રૂા. ૫૦૧૭૧૭) ની થઇ હતી, કારણ કે કલેકટર જનરલને જે પગાર મળતો હતો તે પગાર ઉપરાંત, ખેડાણ જમીનની જે ઉપજ થાય તેમાંથી દર એકરે ત્રણ પેન્સ ( પૈસા ) વધારો આપવો, એવો ઠરાવ થયો હતો.

સને ૧૭૭૭ માં મુંબઇ સરકારમાં અરજીઓ થઇ કે ભરૂચનો કારભાર અંધેર રીતે ચાલે છે. આ અવ્યવસ્થા બાબત તજવીજ કરવા એક કમિશન બેઠું, તેથી મુંબઇની કાઉન્સિલના બે મેમ્બરો, જોન કારનેક તથા એનડ્રુ રેમસે અને સુરતનો મુખ્ય અધિકારી આર. એચ. બોડમ; એઓ તજવીજ કરવા ભરૂચ આવ્યા. આ અધિકારીઓને મુંબઇ સરકારે એમની નજરમાં આવે તેવી રીતે ભરૂચનો બંદોબસ્ત કરવાને અધિકાર આપ્યો હતો. આ અધિકારીઓને તજવીજ કરતાં જણાયું કે જે પેદાશ થાય છે તેમાંથી ૨૫ ટકા મહેસુલ ઉઘરાવનારનો ખરચ જાય છે, અને બાકીના ૭૫ ટકા જે રહ્યા, તે સરકાર અને ખેડુતો સરખે હિસ્સે વહેંચી લે છે. આ રકમ ઘણી ભારે હતી, તેથી કમિશનરોએ એવો ઠરાવ કર્યો કે ૧૦ ટકા વસુલ ઉઘરાવનારનો ખરચ બાદ કરી, ૪૦ ટકા ખેડુતો અને ૫૦ ટકા સરકાર લે, કારણ કે વસુલ ઉઘરાવવાનો ખરચ ૧૦ ટકાથી વધારે થાયજ નહિ. ખેડુતોને $\frac{૨}{૫}$ મળ્યા એટલે તેઓએ રાજી થઇને કહ્યું કે હવે એક એકર પણ જમીન પડતર રહેશે નહિ. આથી રૂા. ૧૫૦૦૦૦) નો મહેસુલમાં વધારો થયો. આ અધિકારીઓ જમીનની ઉપજ રૂા. ૬૮૯૧૦૦) ની નક્કી કરીને તા. ૩૦ મી એપ્રિલ સને ૧૭૭૭ માં પાછા ગયા. એ ઉપજ જ્યાં સુધી અંગ્રેજ સરકારનું રાજ્ય ભરૂચમાં રહ્યું ત્યાં સુધી ઉપજતી હતી.

તા. ૯ મી જુલાઇ સને ૧૭૮૩ ને રોજ ભરૂચનું રાજ્ય અંગ્રેજ સરકારે સિંધિયા સરકારને સોંપ્યું. સને ૧૭૮૩ થી તે સને ૧૮૦૩ સુધી ભરૂચ સિંધિયાના તાબામાં હતું. એ મુલક

ઇજારે અપાયો હતો. પહેલાં સાત વરસ ગોપાળરાવ મલ્હારે, પછી લલુભાઇએ અને લલુભાઇની પછી (શેઠજીવાળા) પરભુદાસ નામના એક ગૃહસ્થે રાખ્યો હતો. છેલ્લો ઇજારો રૂા. ૯૪૦૦૦૦) થી અપાયો હતો.

સને ૧૮૦૩ માં અંગ્રેજ સરકારે ભરૂચ પાછું જીતી લીધું. આ વખત પહેલાં એ લોકોના તાબામાં જંબુસર, આમોદ, વાગરા, અંકલેશ્વર, તથા હાંસોટ હતાંજ, તેથી આખા ભરૂચ જીલ્લાના એઓ માલીક થયા. સને ૧૮૦૩ થી ૧૮૦૫ સુધી જે અધિકારી ભરૂચમાં નિમાયો, તેને આસિસ્ટન્ટ રેવન્યુ ડીપાર્ટમેન્ટ કહેતા હતા, અને તેણે વડોદરાના રેઝિડેન્ટના ઉપરીપણા નીચે કામ કરવાનું હતું. એ અધિકારીનું નામ મી. સ્ટેડમેન હતું.

જ્યારે અંગ્રેજ સરકારના હાથમાં બીજીવાર ભરૂચ આવ્યું, ત્યારે એની કુલ ઉપજ રૂા. ૧૦૩૩૧૯૧) ની હતી. આ ઉપજ શી રીતે વધી તે બાબત વડોદરાના રેઝિડેન્ટ કર્નલ વોકર તથા મી. સ્ટેડમેને તજવીજ કરી તો ઇજારદારોએ કેટલાએક કરો વધારેલા તથા દુમલા જમીનને સરકારી કરી દીધેલી, તે કારણ જણાયું કારણ કે સિંધિયાની ખરી કુલ ઉપજ તો રૂા ૭૫૫૦૦૦) થી વધારે થવી જોઇએ નહિ.

સને ૧૮૦૫ ની સાલમાં ભરૂચને જીલ્લો બનાવી મી. સ્ટેડમેનને કલેકટર નિમ્યા. વળી મી. પેન્ડરઘાસ્ટ નામના એક સિવિલિયનને જડજ અને મેજીસ્ટ્રેટ નિમ્યા. આ વહિવટ સને ૧૮૩૦ સુધી જારી રહ્યો.

સને ૧૮૩૦ ના ફેબ્રુઆરીની ૧૫ મી તારીખના ઠરાવથી ગવર્નર સર જોન માલકમ સાહેબની કરેલી યોજના મુજબ ભરૂચ સબ કલેકટરેટ થયું અને સુરતના કલેકલરની હકુમત નીચે ભરૂચ જીલ્લો આવ્યો.

સને ૧૮૪૧ માં મુંબઇ સરકારે બંગાળા સરકારને લખી મોકલ્યું કે ભરૂચ અને સુરત બે જુદા જીલ્લા કરવા. આ લખાણમાં તેઓએ જણાવેલું કે સુરતના કલેકટરનો અધિકાર ભરૂચ ઉપર ફક્ત નામનોજ છે અને ભરૂચ જો કે બધા જીલ્લાઓ કરતાં નહાનો છે, તો પણ એની ઉપજ સુરત સાથે સરખાવતાં ઘણી વધારે છે.

ભરૂચની જમીન મહેસુલની ઉપજ રૂા. ૨૦૭૭૪૯૦) છે અને સુરતની ઉપજ રૂા. ૧૫૧૮૭૦૦) ની છે.

મુંબઇ સરકારનો ઠરાવ મંજુર કરવામાં ખરચ વધી પડે, માટે ઇન્ડિયા સરકારે તેમનો ઠરાવ બહાલ રાખ્યો નહિ, તે ઉપરથી મુંબઇ સરકારે વિલાયત નામદાર કોર્ટ ઓફ ડિરેકટર્સને લખાણ કર્યું. વિલાયત સરકારે મુંબઇ સરકારનો ઠરાવ બહાલ રાખ્યો, તેથી સને ૧૮૪૩ ના અકટોબર મહિનાની ૨૫ મી તારીખના ઠરાવથી ભરૂચ સુરતથી જુદું પડયું.

ખરચમાં ઘટાડો કરવાના હેતુથી સરકારના સને ૧૮૬૧ ના મે માસની ૨૭ મી તારીખના ઠરાવથી તા. ૧ લી જુન સને ૧૮૬૧ થી ભરૂચ પાછું સુરત સાથે જોડાઇ ગયું અને પાછું સબ કલેકટરેટ થયું. આ કારણથી તા. ૧ લી ઓગષ્ટ સને ૧૮૬૧ થી અંકલેશ્વર અને હાંસોટને સુરત સાથે જોડી દીધાં અને નર્મદાની ઉત્તર તરફના ચાર તાલુકા સબ કલેકટરના તાબામાં રાખ્યા. વળી એજ તારીખથી પેટામહાલ દેહેજમાં મહાલકરીની કચેરી હતી તે ઉઠાવી નાંખી.

સને ૧૮૬૯ માં જે ફેરફારો થયા, તેમાં ભરૂચ જીલ્લાની ઉપજ બીજા કરતાં વધારે હોવાથી સરકારના ઠરાવ નંબર ૨૮૧૭ તા. ૧૦ મી જુલાઇ સને ૧૮૬૯ ની રૂએ એ જીલ્લો સુરતથી જુદો પાડી ભરૂચને કલેકટરેટ કર્યું. એ વરસથી આજ સુધી ભરૂચ જીલ્લો કલેકટરના અધિકાર નીચે છે.

મહેસુલ વસુલના કામ સારૂ આ જીલ્લાના પાંચ ભાગ કર્યા, જંબુસર, આમોદ, વાગરા, ભરૂચ અને અંકલેશ્વર. આ પાંચમાંથી બે તાલુકા ઘણું કરીને સિવિલ સર્વીસમાં પાસ થયલા આસિસ્ટન્ટ અથવા જેને આસિસ્ટન્ટ કલેકટર કહે છે તેને સોંપાય છે. બે ડિસ્ટ્રિકટ ડેપ્યુટી કલેકટરને સોંપાય છે અને એક વખતે કલેકટર પોતે રાખે છે અગર બે ઉપલા અધિકારી પૈકી કોઇને સોંપે છે. ત્રીજો આસિસ્ટન્ટ જેને હજુર ડેપ્યુટી કલેકટર કહે છે તે ભરૂચ ( હેડકવોટર ) માંજ રહે છે. તેને તીજોરીનું ઉપરીપણું સોંપેલું છે. આ આસિસ્ટન્ટોને મેજીસ્ટ્રેટનો અધિકાર અપાયલો છે. આ દરેક અમલદારનું હેડકવોટર ભરૂચમાં છે.

આ આસિસ્ટન્ટોને જે તાલુકાઓ સોંપેલા હોય છે, તે તાલુકાની જમીનની ઉપજ વસુલ કરવા સારૂ દરેક તાલુકામાં એકેકો મામલતદાર છે, તેને પણ મેજીસ્ટ્રેટનો અધિકાર અપાયલો છે. આ મામલતદારને મદદનીશ તરીકે ઓછામાં ઓછો એકેકો અવલ કારકુન આપેલો છે. તેને પણ મેજીસ્ટ્રેટનો અધિકાર હોય છે. અંકલેશ્વરમાં પેટા મહાલ હાંસોટ છે ત્યાં મહાલકરી રહે છે, એ મહાલકરીને જેમ મામલતદારોને તીજોરી સોંપેલી છે તેવી રીતે તેને તીજોરી નથી પણ મામલતદાર જેટલો બીજો અધિકાર છે. એને પણ મેજીસ્ટ્રેટનો અધિકાર છે. આ અધિકારીઓના હાથ નીચે તેમનું એસ્ટાબ્લીશમેન્ટ હોય છે, તે તેમના ઉપરીપણા નીચે કામ કરે છે. મામલતદારનો તરતનો ઉપરી જેના તાબામાં તેનો તાલુકો હોય છે તે આસિસ્ટન્ટ કે ડેપ્યુટી છે, તેઓ કલેકટરના હુકમ મુજબ કામ કરે છે. કલેકટરને માથે કમિશનર છે અને કમિશનરના ઉપર મુંબઇ સરકાર છે.

ભરૂચમાં કલેકટર છે, તેના હાથ નીચે એક સિવિલિયન આસિસ્ટન્ટ તથા બે ડેપ્યુટીઓ છે, તેમાં એક પરગણામાં ફરે છે, તથા બીજો ભરૂચમાં રહે છે. આ અધિકારીઓને ફર્સ્ટકલાસ પાવર છે માટે તેઓ ફર્સ્ટકલાસને લગતા ગુન્હા ચુકવે છે, તેઓને રૂા. ૧૦૦૦ સુધી દંડ કરવાની તથા બે વરસની સજા કરવાની સત્તા છે. આ અધિકારીઓ એઓની સત્તા ઉપરાંતનો ગુન્હો સેસનમાં મોકલે છે, ત્યાં જડજ તેનો ઇનસાફ કરે છે.

ભરૂચમાં મામલતદારની કચેરી છે, ત્યાં જે મામલતદારની નિમનોક થાય છે, તેને સેકંડકલાસની સત્તા હોવાથી તે રૂા. ૨૦૦) સુધી દંડ તથા છ માસની સજા કરી શકે છે. તેમના હાથ નીચે થર્ડકલાસનો અધિકાર ભોગવનાર અવલ કારકુન હોય તો તેને રૂા. ૫૦) દંડ તથા એક માસની સજા આપવાની સત્તા છે, વધારે સજાને માટે કલેકટરને ત્યાં મોકલે છે. એઓ પોતાના તાલુકામાં થયેલા ગુન્હાનો ઇનસાફ કરી શકે છે.

મામલતદારની જગ્યા મોટા જુમ્માની છે. તેને દરેક ખાતા તરફથી કાંઇ પણ લખાણ આવે તેનો તરત અમલ કરવો પડે છે. વળી આખા તાલુકામાં ફરીને ગામની સુખાકારી વિષે, જમીનના

પાક વિષે તથા બીજી જે જે અગવડ જણાતી હોય તેની ખબર ઉપરી અધિકારીને આપવી પડે છે. તીજોરી પણ મામલતદારની કચેરીમાં રહે છે, તેનો હિસાબ વગેરે રાખવા ઘણી દેખરેખ રાખવી પડે છે. વસુલ આવે તે જમા કરવું પડે છે અને " પેમેન્ટ " પણ કરવું પડે છે, એટલે તીજોરીમાંથી ખરચ પાડી નાણાં આપવાં પડે છે. આ કારણસર એક તિજોરર તથા બે કારકુનની નિમનોક છે, તેઓ પહેલા કારકુન અને મામલતદારની દેખરેખ નીચે કામ કરે છે. એ શિવાયના બીજા કારકુનો પણ છે, તેઓ તેમનું સોંપેલું કામ કરે છે. કેટલાએક પટાવાળા પણ આપેલા છે તેથી કચેરીનું કામ ચાલે છે.

ભરૂચ મામલતદારના તાબામાં ૯૮ ગામો તથા ૩ પરાં મળી ૧૦૧ ગામો છે, તેમ ૯ ઇનામી ગામો મળી ૧૧૦ ગામો છે. આ ગામોનું મહેસુલ વસુલ જે તલાટીની જે ગામે નિમનોક થઇ હોય તે તલાટી ઉઘરાવે છે, ને વસુલ કરેલી રકમ ઉઘરાતદારને સોંપે છે. તેઓ એ રકમ ગામના વરતણીઆ અગર બીજા ગામના ચાકરીઆત નોકરો સાથે તાલુકામાં ભરણું થવા મોકલે છે. વસુલ કરવું એ મામલતદારની મુખ્ય ફરજ છે. કોઇ પણ ગામમાં બાકી નહિ રહે તો મામલતદારને સાબાશી મળે છે. જમીન મહેસુલની સરકારી ગામોની ઉપજ સને ૧૯૦૯–૧૦ માં ભરૂચ તાલુકાની રૂા. ૬૦૮૨૨૭) ની થઇ હતી. આખા જીલ્લામાં ૪૦૮ સરકારી તથા ૧૫ ઇનામી ગામો મળી ૪૨૩ ગામો છે. દુમાલા ગામોની ઉપજ બાદ કરતાં જમીન મહેસુલની સને ૧૯૦૮–૦૯ માં સરકારી ગામોની ઉપજ રૂા. ૨૧૫૫૦૭૪) થઇ હતી. સને ૧૯૦૯–૧૦ માં રૂા. ૨૧૮૨૬૩૩) ની થઇ હતી. આ શિવાય બીજી ઉપજ અંદર લેતાં ભરૂચ જીલ્લાની ઉપજ ૩૨ લાખ રૂપીઆની આશરે થાય છે.

સને ૧૯૧૩ ની સાલથી એક પ્રોબેશનરી મામલતદારની નવી નિમનોક થઇ છે, તે જગ્યાનો પગાર શરૂઆતમાં રૂા. ૩૦) નો છે. એવા નિમાયલા મામલતદારને સાત વરસે મામલતદાર ની કાયમ જગ્યા મળે એવો ઠરાવ થયો છે.

સને ૧૮૭૯ માં લોઅર તથા હાયરની પરીક્ષા નીકળી, તેથી લોઅરમાં પાસ થયેલા મામલતદારના પહેલા કારકુનની જગ્યાને તથા હાયર પાસ થયેલા મામલતદારની જગ્યાને લાયક ગણાયા અને નિમનોક થતી વખતે પાસ થયેલાનો હક વિશેષ ગણતા હતા. સને ૧૯૧૧ થી આ બન્ને પરીક્ષાઓ નિકળી ગઇ છે અને એ પરીક્ષાઓને બદલે "કવોલિફાઇંગ" નવી પરીક્ષા નિકળી છે. એ પરીક્ષામાં જવાને જે ગ્રેજ્યુએટ રેવીન્યુ ખાતામાં દાખલ થયો હોય, તેને અગર નોંન ગ્રેજ્યુએટ જેને રૂા. ૫૦) અગર તે ઉપરાંત પગાર મળતો હોય, તેને જો કલેકટર તેને માટે લાયક ગણી ભલામણ કરે તો તેનેજ ફકત એ પરીક્ષામાં જવા પરવાનગી મળે છે, અને એ પરીક્ષામાં પાસ થાય તો તે મામલતદારીને લાયક થયો એમ છે.

પહેલાં*તલાટીનો પગાર રૂા. ૬) થી, કારકુનનો રૂા. ૮) થી અવલ કારકુનનો રૂા. ૨૫) થી અને મામલતદારનો રૂા. ૮૫) થી પગાર શરૂ થતો. સને ૧૮૬૨-૬૩ થી તલાટીના રૂા. ૧૦) અને કારકુનના રૂા. ૧૨) ના પગારથી શરૂઆત થઇ. હાલ કારકુનની છેલ્લી જગ્યા રૂા. ૧૫) ની છે. સને ૧૮૭૩ થી મામલતદારની છેલ્લી જગ્યા એટલે છેલ્લા ગ્રેડની જગ્યાના રૂા. ૧૫૦) થયા, પહેલા ગ્રેડના મામલતદારને રૂા. ૨૫૦) અને અવલ કારકુનને વધારેમાં વધારે રૂા. ૮૦) હાલ પગાર અપાય છે. પહેલાં જગ્યાની મહત્વતાના પ્રમાણમાં માણસની નિમનોક થઇ પગાર મળતો હતો. હાલ જાતપર પગાર ( પરસનલ પે ) નો રીવાજ હોવાથી ગમે તેને ગમે તે જગ્યાનું કામ સોંપવામાં આવે છે. તલાટીઓને બીલકુલ પેનશન મળતું નહિ, તે પાછળથી રૂા. ૪) મળવા લાગ્યા. હવે નીમે પેનશન મળે છે.

આસિસ્ટંટ કલેકટર અને ડિસ્ટ્રિકટ ડેપ્યુટી પોતાના તાબામાં જે તાલુકા સોંપ્યા હોય, તે તાલુકાના મામલતદાર અને તેના તાબાના માણસો ઉપર દેખરેખ રાખે છે, તે સાથે તેઓના

* દરેક ખાતામાં પગાર એવી રીતે ઓછા હતા. જ્યુડિશીઅલ ખાતામાં રૂા. ૬) થી કારકુનની છેલ્લી નિમનોક થતી તથા મુનસફનો પગાર છેલ્લી જગ્યાનો રૂા. ૮૫) થી રૂા ૧૦૦) સુધીનો હતો. અત્રેના મુનસફને રૂા. ૧૦૦) મળતા સાંભળ્યા હતા.

તાલુકામાં જે ગુન્હા પોતાના અધિકાર પૈકીના બન્યા હોય તેનો ઇનસાફ કરે છે. તેઓને એક શિરસ્તદાર અને બબ્બે ત્રણ ત્રણ કારકુનો તથા બીજા પટાવાળા આપેલા છે.

હજુર ડેપ્યુટી કલેકટરને તીજોરીના કામ સાથે શહેરમાં બનતા ગુન્હાનો ઇનસાફ કરવાનો છે. મેજીસ્ટ્રેટ તરીકે તેના તાબામાં ફોજદારી કામ કરવા એક શિરસ્તેદાર તથા એક કારકુન આપેલો છે. તેને સિટી સરવેનું કામ પણ કરવાનું છે, તે કરવા એક શિરસ્તદાર એક દરોગો અને એક કારકુન આપેલો છે. લોકલ ફંડનું કામ પણ હજુર ડેપ્યુટીને સોંપેલું છે, તે કરવા એક એકાઉન્ટન્ટ તથા બીજા બે કારકુન આપેલા છે. તીજોરીનું કામ ચલાવવાને એક હેડ એકાઉન્ટન્ટ, ડેપ્યુટી, એકાઉન્ટન્ટ અને બીજા કલાર્કો આપેલા છે, એ તીજોરીનો હિસાબ રાખવાનો જુમ્મો હેડ એકાઉન્ટન્ટને માથે છે. ઇનકમટેક્ષનું કામ પણ હજુર ડેપ્યુટી કરે છે, તે કામ તથા તીજોરીને લગતુ બીજું ગુજરાતી કામ પહેલો કારકુન કરે છે, તેના હાથ તળે પણ બીજા કેટલાએક કારકુનો છે. હજુર ડેપ્યુટી કલેકટર, શહેરનો સિટી મેજીસ્ટ્રેટ તથા સિટી સરવે અને ઇનકમટેક્ષ ઓફિસર પણ કહેવાય છે, સ્ટેમ્પનું કામ પણ એ અધિકારીને સોંપેલું છે. સ્ટેમ્પ વેન્ડરોને લાઇસન્સ મળેલાં છે, તેઓ જોઇતા સ્ટેમ્પ વેચવા લઇ જાય છે, રૂા. ૫૦) થી વધારે કિમ્મતના સ્ટેમ્પ તેઓને વેચવાનો અખત્યાર નથી, તે એ અધિકારી આપે છે.

આ અધિકારીને આખા શહેરની કચેરીઓના ખરચનું પેમેન્ટ ( ખરચેલાં નાણાં, પગાર વગેરે ) કરવું પડે છે, તેમ બીજી કચેરીઓનું વસુલ આવેલું પણ જમા કરવું પડે છે. હજુર ડેપ્યુટીને મુંબઇ બેંક સાથે સંબંધ હોવાથી આવેલાં નાણાં બેંકમાં પોતે હિસાબ રાખી જમા થવા મોકલે છે તથા પગાર વગેરેનું પેમેન્ટ કરવા બેંકના એજંટ ઉપર લીફાકા મોકલે છે, તેથી બેંકમાંથી પગારદાર વગેરેને બેંકમાં નાણાં લેવા તથા આપવા જવું પડે છે. આબકારીનો હિસાબ રાખવા એક કારકુન આપેલો છે.

કલેકટરને આખા જીલ્લાના કામ ઉપર દેખરેખ રાખવાની છે, તેથી તેને માથે આખા જીલ્લાનો જુમ્મો છે. રેવીન્યુ અને

ફોજદારી કામ કરવા કલેકટરના તાબામાં એક ચિટનિસ તથા ડેપ્યુટી ચિટનિસ છે, તેમ ચિટનિસ ગુજરાતી કામ કરે છે. તેના હાથ નીચે મદદ સારૂ કેટલાએક કારકુનો છે. ફોજદારી કામ ઘણું ખરૂં ડેપ્યુટી ચિટનિસ કરે છે. ડીક્રીના કામ માટે એક કારકુન જુદો છે. અંગ્રેજી કામ સારૂ એક હેડ કલાર્ક છે, તે અંગ્રેજી કામ ઉપર દેખરેખ રાખે છે. તેના હાથ નીચે બે કલાર્કો છે. લોકલ ફંડ તથા રજીસ્ટ્રેશનનું કામ પણ કલેકટરજ કરે છે. તે કામ કરવા કારકુનો જુદા આપેલા છે. રજીસ્ટ્રેશનનું કામ કરતી વખતે ડિસ્ટ્રિકટ રજીસ્ટ્રાર કહેવાય છે અને લોકલ ફંડનું કામ કરતી વખતે લોકલ બોર્ડ પ્રેસિડેન્ટ કહેવાય છે. એના તાબામાં કેટલાએક પટાવાળાઓ પણ છે. કલેકટરના હાથ નીચે એગ્રિકલચરલ ખાતું છે, તેની કચેરી જુદી છે. તે ખાતાના અધિકારીને એગ્રિકલચરલ ઇન્સ્પેકટર કહે છે. તેનું એસ્ટાબ્લીશમેન્ટ જુદું છે, તેનો હોદ્દો મામલતદારના હોદ્દાની બરાબરનો છે. એની નિમનોક કમિશનર કરે છે. કલેકટરના તાબામાં વળી ભરૂચમાં એક સબ રજીસ્ટ્રાર છે, તેની ઓફિસ જુદી છે. સબ રજીસ્ટ્રારને પહેલાં તેના નક્કી કરેલા પગાર સાથે ફી મળતી હતી. ભરૂચમાં પહેલા વર્ગની કચેરી હોવાથી શરૂઆતમાં રૂા. ૭૫) નો પગાર હતો, પાછળથી રૂા. ૬૦) થયો હતો. ફી રૂા. ૧૩૦૦) થી રૂા. ૧૪૦૦) સુધી ઉત્પન્ન થાય છે. હાલ પગાર બાંધેલા છે, ફી સને ૧૯૦૭ ના નવેમ્બરથી આપવાની બંધ કરી છે. સબ રજીસ્ટ્રારની નિમનોક ઇન્સ્પેકટર જનરલ ઓફ રજીસ્ટ્રેશન કરે છે.

કલેકટરની તથા તેના તાબાની ઓફિસો હાલ જ્યાં મામલતદાર બેસે છે, ત્યાં જે ખુલ્લી જમીન છેલ્યાં હતી, તે સને ૧૮૮૬ માં તોડી નાખી હાલની જગ્યા જે પહેલા ઘોડાખાનું હતું ત્યાં સને ૧૮૯૦ માં બાંધી છે અને એ વરસના મે માસમાં ત્યાં કચેરી શરૂ થઇ હતી. પહેલાં એ જગ્યાએ પોલિસના સવારોના ઘોડા બંધાતા હતા, એટલે એ જગ્યાને ઘોડાખાનું કહેતા હતા.

કલેકટરને રહેવાને ઈદગાહની પેલી તરફ એક બંગલો સને ૧૮૮૨ ની સાલમાં સરકાર તરફથી બંધાયો છે, તેમાં તેને રહેવું પડે છે. તેનું ભાડું રૂા. ૧૦૦) થી રૂા. ૧૨૫) સુધી તેને આપવું પડે છે.

એક ડિસ્ટીલરી તથા આબકારી ઇન્સ્પેકટર છે. ડિસ્ટીલરીની ઓફિસ જુદી છે, તથા એક કસ્ટમ કચેરી પુરજા ઉપર છે, તેના ઉપરીને સરકારકુન કહે છે. તેના હાથ તળે કેટલાએક કારકુનો છે. આ માણસોની નિમનોક કસ્ટમ ખાતાના અધિકારી તરફથી થાય છે, છતાં કલેકટરનું ઉપરીપણું એ અમલદાર ઉપર છે.

## પોસ્ટ ખાતું.

અત્રે પોસ્ટ ઓફિસ છે. તેના ઉપરી પોસ્ટ માસ્તર છે. એ પોસ્ટ માસ્તરને પહેલાં રૂા. ૬૦) પછી રૂા. ૭૫) પછી રૂા. ૧૦૦) સુધી પગાર થયો હતો. હાલમાં રૂા. ૨૦૦) નો પોસ્ટ માસ્તર છે.

પહેલાં ઓછામાં ઓછી રૂા. ૦—૦—૬ છ પઇની ટીકીટથી કાગળો જતા હતા. સને ૧૮૭૯ ની સાલથી ત્રણ પઇનાં કાર્ડ નીકળવાથી કાગળો લખવાનું સુગમ પડે છે. હાલ ત્રણ પૈની ટિકેટો પણ નીકળી છે. જ્યારે રેલવે નહોતી ત્યારે મુંબઇના કાગળ આઠ દહાડે આવતા હતા. હાલ બીજે દહાડે મુંબઇની ખબર કાગળથી મળે છે. મકાન ભાડાનું છે.

પોસ્ટની સાથે પોસ્ટલ સેવિંગ બેંકનું કામ પોસ્ટ માસ્તરને સોંપેલું છે. ઘણા લોકો એ બેંકમાં નાણું મૂકે છે. મુખ્ય ઓફિસ સાથે સંબંધ રાખનારી બીજી ત્રણ ઓફિસો છે. એક વેજલપોરમાં, બીજી હાજીખાંના બજારમાં અને ત્રીજી રેલવે ઉપર આ ઓફિસો મુખ્ય ઓફિસની શાખાઓ છે.

સને ૧૮૬૦ ની સાલમાં આગગાડીનું કામ શરૂ થયું, ત્યારથી અત્રે એક તાર ઓફિસ સરકારી જુદી હતી. હાલ એ તાર ઓફિસ પોસ્ટ ઓફિસને લગતી છે, અને તાર માસ્તરને પોસ્ટ માસ્તરના ઉપરીપણા નીચે કામ કરવું પડે છે. બીજી તાર ઓફિસ રેલવેને લગતી છે, એટલે ભરૂચમાં બે તાર ઓફિસો છે. પોસ્ટ માસ્તરના હાથ નીચે ઘણા નોકરો છે. એ ખાતામાં નિમનોક પોસ્ટ માસ્તર જનરલ કરે છે.

સિવિલ હોસ્પિટલ—સને ૧૮૦૫ ની સાલથી ભરૂચમાં સરજનની નિમનોક થયેલી છે. હોસ્પિટલ પહેલાં હાલ પોલિસ સુપ્રિ-



સીવીલ હોસ્પીટલમાં પારસીઓ માટે
એલાહેદા બંધાએલો વાર્ડ.

'જ્ઞાનોદય' પ્રેસ-ભરૂચ.

ન્ટેન્ડેન્ટ બેસે છે, તે મકાનમાં હતી. એક નવું મકાન લાઇનમાં રૂા. ૬૭૦૦૦) ખરચી સને ૧૮૭૨ માં બંધાવ્યું છે. એ મકાનમાં ૩૫ દરદીઓની જોગવાઇ થાય એટલું છે. એ મકાન બાંધવામાં રૂા. ૩૫૦૦૦) સરકારે, રૂા. ૨૫૦૦૦) મુંબઇના સોરાબજી જમશેદજી જીજીભાઇએ, રૂા. ૪૦૦૦) લોકલ ફંડ કમિટીએ, તથા રૂા. ૩૦૦૦) સુધરાઇએ આપ્યા હતા. સને ૧૮૭૩–૭૪ માં ૨૮૧ દરદીઓએ હોસ્પિટલમાંજ રહી દવા લીધી હતી અને ૫૮૬૫ દરદીઓ બહારના હતા. સને ૧૯૦૨ ના વરસમાં, ૫૫૨ દરદીઓએ હોસ્પિટલમાં રહી દવા કરાવી હતી અને ૧૫૨૧૮ બહારના દરદીઓ હતા. હોસ્પિટલ અંદરના દરદીઓની સરાસરી ૨૭ તથા બહારનાઓની ૧૩૦ હતી. સને ૧૯૦૮ ના શરૂ થતા વરસમાં એટલે જાનેવારીથી ડીસેમ્બર સુધી ૩૦૭ દરદીઓએ હોસ્પિટલમાં રહી દવા લીધી હતી અને ૧૦૩૬૧ બહારના દરદીઓ હતા. રોજની અંદરની ૧૭ અને બહારની ૯૪ સરાસરી હતી. ખરચ રૂા. ૧૩૧૫૧) સરજનના પગાર સાથે થયો હતો.

સને ૧૯૧૩ માં સ્ત્રીઓને માટે એક નવું દવાખાનું બંધાયું છે. તેનો બાંધ કામનો ખરચ રૂા. ૫૦૦૦) સરદાર રાવબહાદુર મોતિલાલે આપ્યો છે. સ્ત્રીઓને માટે બીજું દવાખાનું વેજલપોર તરફ છે, ત્યાં અંગ્રેજ સ્ત્રી દવા આપે છે. કેટલીએક સ્ત્રીઓ એ અંગ્રેજ સ્ત્રીની દવા કરતી સાંભળી છે.

એક ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટરની ઓફિસ છે. તેનો ઉપરી ડેપ્યુટી, ગુજરાતી નિશાળો તપાસે છે. તેનું એસ્ટાબ્લીશમેન્ટ જુદું છે. તેનો ઉપરી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર છે. એના ઉપર કલેકટરની દેખરેખ છે.

## પોલિસ.

સને ૧૭૭૩ માં જ્યારે પહેલ વહેલું ભરૂચ લીધું, તે વખતે બંદોબસ્ત માટે બે જાતનું લશ્કર હતું. એક સરકાર તરફથી રાખેલું તથા બીજું ગામાતીઆ હતું. સરકાર તરફથી જે લશ્કર રાખવામાં આવેલું તે પાયદળ અને સવારો હતા. આ લશ્કર તાબામાં આવેલાં ગામોમાં થાણું નક્કી કરેલી જગ્યાએ

રાખવામાં આવ્યું હતું. દરેક થાણે બે ત્રણ માણસ અને એક ઉપરી થાણદાર મૂકેલો હતો. તેઓને જે ટપ્પા સોંપેલા, તે હદ માં ફર્યા કરી શાંતિ રાખવાની હતી.

બીજું લશ્કર ગામડાંના રખવાળનું હતું. તેઓ જાતે ભીલ, કોળી તથા તળાવીઆ હતા. તેઓને હથીઆરમાં તીર કામઠાં આપ્યાં હતાં. આવા માણસોને ગામમાં ચોરી ન થાય તથા ધાડ પડે નહિ, તે કારણસર ગામના આગેવાનો રાખતા હતા; કારણ કે એ વખતમાં ધાડ ચોરીનો ભો ઘણો હતો. ભરૂચનાં જે ૧૬૨ ગામ તે વખતે જીતાયલાં તેમાં એવાં લશ્કરના ૧૨૧૫ થી તે ૨૦૦૦ માણસો સુધી વખતો વખત કાળને અનુસરી રાખવામાં આવતા હતા. ગરાસીઆ લોકો લુંટફાટ કરવા બહાર નીકળી પડતા, ત્યારે વધારે માણસો રાખતા હતા અને જ્યારે તેઓ ઘર આગળ આવતા ત્યારે રાખેલામાંના કેટલાએક માણસોને રજા આપતા હતા. તેઓ દરેક માણસને પગાર તરીકે ત્રણ એકર જમીન ખેડી ખાવા આપતા હતા. આ નોકરોને વરતણીઆ કહેતા હતા.

આ લશ્કર શિવાય બીજા માણસો રેવીન્યુ પટાવાળા તરીકે સરકાર તરફથી રાખવામાં આવ્યા હતા. તેમને ગામડાંની ખળી માં જે દાણા નાખ્યા હોય તે સાચવાનું હતું. એમના પગારનો ખરચ સને ૧૮૦૫ માં દશથી પંદર હજાર રૂપીઆનો થતો હતો. વળી કેટલાએક ઘોડેસવારો પણ રાખ્યા હતા, તેઓ દરેકને રૂ. ૧૫) પગાર અપાતો હતો. તેઓનું કામ વસુલ ઉઘરાવવામાં મદદ કરવાનું હતું. જે ગામનું વસુલ પુરૂં નહિ આવે તે ગામમાં તેઓ ધામા નાખતા હતા, એટલે તેઓની મોસલ એસતી હતી.

સને ૧૮૦૩ માં ભરૂચ પાછું લીધું, તે વખતે પણ તેઓએ એજ રીત કાયમ રાખી. વળી રેવીન્યુ પટાવાળાને પાયદળ તરીકે પણ કામમાં લેવા લાગ્યા. વસુલ ઉઘરાવી રહ્યા પછી સવારોને રજા આપતા હતા. આ માણસો ઉપરાંત બીજા માણસોનો વધારો કરવામાં આવ્યો હતો, તેમને શિરબંદી કહેતા હતા. તેમનો પોશાક સાદો હતો એટલે લશ્કરી જેવો નહોતે, તેથી

તેઓ ઘોડે સરાવથી જુદાજ જણાતા હતા. તેઓને એકેકી બંદુક અને બીજાં જરૂરી હથીઆર આપેલાં હતાં. તેમ તેઓને કવાયત ( ડ્રિલ ) શિખવવાની ગોઠવણ થઇ હતી.

સને ૧૮૦૫ માં ૨૦૦ માણુસો હતા. તેમાં વધારો કરી ૨૯૯ માણુસની સંખ્યા કરી હતી. આ માણુસોમાં ૧૦૦ તો ખરા લશ્કરીજ હતા, બાકીના રેવીન્યુ પટાવાળામાંથી પસંદ કરીને રાખ્યા હતા. આ ૧૦૦ માણુસમાંના દરેકને રૂા. ૫) અને બાકી નાને રૂા. ૩) દર મહિને પગાર આપતા હતા.

સને ૧૮૦૫ માં પછી તો ખરેખરૂં એ લશ્કર લશ્કરી ખાતામાંજ ગણાયું અને તેમનો ખરચ પણ લશ્કરી ખાતામાં દાખલ થયો. પહેલ વહેલો એ લશ્કરનો સરદાર લેફ્ટેનન્ટ એસ. જે. રોબર્ટસન નિમાયો, તેમ લશ્કરમાં વધારો કરી ૪૩૪ માણુસો કર્યા. આ લશ્કરી ખાતાનો ખરચ દર મહિને રૂા. ૨૯૦૨) નો હતો. આ લશ્કરી માણુસો શિવાય મુલકી, ન્યાય અને વહેપાર ખાતામાં જુદા માણુસો આપ્યા હતા.

સને ૧૮૧૮ માં એ ખાતામાં ફેરફાર થયો, મેજીસ્ટ્રેટનું કામ જડજના અખત્યારમાંથી લઇને કલેકટરને સોંપ્યું, તેથી પોલિસ ખાતાનો વહિવટ કલેકટરના તાબામાં ગયો. આ વખતે લશ્કરી માણુસો શિવાય બીજા ૧૭૦ માણુસો પોલિસ તરીકે હતા. આ ૧૭૦ માણુસોમાં ૨૧ સવાર, ૧૪૧ પટાવાળા તથા ૮ થાણુદાર અને કારકુનો હતા., બંદોબસ્તને માટે આ સંખ્યા ઓછી જણાવાથી કલેકટરે માણુસોમાં વધારો કરવા મુંબઇ સરકારને લખાણ કર્યું, પણ તે સરકારે મંજુર કર્યું નહિ.

સને ૧૮૨૧ માં કોળી લોકો તોફાન કરવા લાગ્યા. આથી અવ્યવસ્થા ઘણી થઇ. આ કોળી લોકો કેમ આટલા તોફાની થઇ પડયા છે, તેનું કારણ સમજાયું નહિ; પણ ગરાસીઆઓ ઉપર વહેમ આવ્યો કે એ લોકો એવા લોકોને ઉશ્કેરે છે. આવી રીતે તેઓ ઉશ્કેરે તેમાં નવાઇ નહિ, કારણ તે લોકો ગામ લોકો તરફથી તેમનો હક બારોબાર ઉઘરાવી લેતા હતા, તે રીવાજ બંધ કર્યો અને તેઓને સરકાર તીજોરીમાંથી અમુક રકમ આપવાની નક્કી કરી હતી. હવે ખરૂં જોતાં તો ખરેખરા લુંટફાટ કર-

નારા તો કોળીઓજ હતા, કારણ કે તેઓમાંનો મુખ્ય તોફાની માણસ વાલીખાંને પકડયો હતો અને તેથી તેઓ ઘણું તોફાન કરતા હતા. કેટલાંએક વરસ પછી અવ્યવસ્થિતપણાનો અંત આવ્યો પણ ચોરી ધાડ તો વધતી ગઇ.

સને ૧૮૩૦ માં સબ કલેકટરે રીપોર્ટ કરેલો કે "આ જીલ્લામાં ચોરી ધાડના ગુન્હા ઘણા થાય છે. મુખ્ય ચોરો ભીલ, કોળી અને બીજી હલકી વર્ણના લોકો છે; તેમાં ભીલ વિશેષ છે. કારણ કે ચોરી કરીને અગર ધાડ પાડીને તેઓ પાસેના દેશી રાજ્યમાં નાશી જાય છે, ત્યાં તેમનાં સગાં વહાલાં તેમને આશરો આપે છે." હવે હાલના પ્રસંગમાં ચોરી ધાડ ઘણીજ ઓછી થઇ ગઇ છે અને સને ૧૮૫૭ માં પારસી અને મુસલમાનનું તોફાન થયા પછી શાંતિ છે.

ઇ. સ. ૧૮૨૮ માં પોલિસનાં થાણાં કાઢી નાંખ્યાં. ગામના મુખીને પોલિસનો અધિકાર આપ્યો અને મામલતદારોને તેમના તાલુકામાં પોલિસના કામ બાબતની સત્તા આપી જુમ્મેદાર ઠેરવ્યા. વળી સ્થાનીક લશ્કર ૪૩૪ માણસનું હતું, તેમાં ઘટાડો કરી ૧૮૨ નું કર્યું અને સીપાઇઓ જેઓ પોલિસનું કામ કરતા હતા તે ૧૪૧ હતા, તેની સંખ્યામાં વધારો કરી ૬૬૯ કર્યા. એ પૈકી ૪૯૭ ફક્ત પોલિસનુંજ કામ કરે અને બાકીના પોલિસમાં તેમ મુલકી કામમાં રોકાતા હતા.

સને ૧૮૫૨ ના ૨૭, ૨૮ અને ૨૯ મા એકટની રૂએ જે ફેરફાર થયો, તેમાં સ્થાનીક લશ્કર કાઢી નાખ્યું અને તે માણસોને જીલ્લાના પોલિસમાં દાખલ કર્યા. ઇ. સ. ૧૮૭૩ થી ૧૮૭૫ સુધી ફકત પોલિસનાજ માણસો ૪૧૭ હતા. પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટના હાથ નીચે બે ઇન્સ્પેકટરો, ૭૭ એથી ઉતરતી પદવીના અમલદારો, ૨૨ સવારો અને ૩૧૪ પાયદળ હતું. એઓના પગાર ભથ્થા વગેરેનો સઘળો ખરચ રૂ. ૭૫૭૭૬) નો થયો હતો. આ ૪૧૭ પોલિસના માણસો પૈકી ૧૨ અમલદાર અને ૪૫ કોનસ્ટેબલો મળી કુલ ૫૭ માણસો તો તીજોરીઓ સાચવવા, લોક-અપ ઉપર પહેરો ફરવા તથા તીજોરી અને કેદીઓ લઈ જવા લાવવામાં કામ કરતા હતા. એક અમલદાર અને ૮ કોનસ્ટેબલો

તુરંગ સાચવવા રાખ્યા હતા. ૧૨ અમલદારો અને ૫૬ કોનસ્ટેબલો મળી ૬૮ માણુસો કસબાઓ અને સુધરાઇના રક્ષણ માટે રહેતા હતા. બાકીના ૨૮૩ બીજું કામ કરતા હતા. આ માણુસોમાં ૧૮૦ ને બંદુકો આપી હતી અને ૨૩૬ ને તરવારો આપી હતી.

સને ૧૯૦૯ ના આખર થતા વરસમાં ૫૦૪ પોલિસના માણુસો હતા. પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટના હાથ નીચે ૧ ડેપ્યુટી સુપ્રિન્ટેન્ડેન્ટ, ૩ ઇન્સ્પેક્ટરો, તેમાં બે ગુન્હા પકડવામાં અને ૧ પ્રોસિક્યુટરનું કામ કરવા, ૧૨ ફોજદારો, ૯૨ બીજા અમલદારો, ૧ દફેદાર, ૭ સવારો, અને ૩૮૮ પાયદલ અથવા કોનસ્ટેબલો છે. ૨૦૪ સીપાઇને બંદુકો, ૨૩૧ સીપાઇને તરવાર, ૪૯ નાયક અમલદારને તરવાર આપી છે, ૧૨ ફોજદાર, ૧૪ જમાદાર, ૩ ઇન્સ્પેક્ટરોને ગુપ્તી આપી છે. ૨૭ નાયક હવાલદારોને બંદુક છે. શહેર ખાતે ૨ ફોજદાર, ૧ લશ્કરી સુબેદાર, ૧ ઈન્સ્પેક્ટર, ૧ સબ ઇન્સ્પેક્ટર, જેઓ પ્રોસિક્યુટરનું કામ કરે છે તેઓ, ૧ દફેદાર, ૭ સવાર, ૧૨ હેડ કોનસ્ટેબલો તથા ૮૪ સીપાઇ તરવાર સાથે છે. ડિસ્ટ્રિક્ટ જેલ ખાતે ૧૪ માણુસો છે. લોકઅપ, ટ્રેઝરી લઈ જવી લાવવી, કેદી લઇ જવા ખાતે ૧૦૭ માણુસ છે. મેજીસ્ટ્રેટની કોર્ટમાં ૯ ઓરડરલી છે.

આખા જીલ્લા ખાતે ગુન્હા પકડવા તથા અટકાવવા ૧૫ અમલદાર તથા ૨૯૨ બીજા માણુસો છે. હાલ સને ૧૯૧૩ થી પોલિસ લાઇન્સ ઇદગા તરફ બંધાવવાનું કામ શરૂ થયું છે.

## જેલ.

ભરૂચમાં પહેલાં ડિસ્ટ્રકટ જેલ હતી. પણ સને ૧૮૬૧ માં આસિસ્ટન્ટ જડજની કોર્ટ ઉઠાડી તે વખતે એ જેલના કેદીઓને પણ સુરત લઇ ગયા. સને ૧૮૭૨ ની સાલમાં આ જેલનું મકાન જેમાં ૮૦ કેદીઓની જોગવાઇ છે, ત પાછી સબ જેલ થઇ. અને એક જેલર અને બે તેના હાથ નીચે માણુસની નિમનોક કરી. સને ૧૮૭૨ ની સાલમાં કેદીઓની સંખ્યા ઘણી ઓછી અને તેમને કાંઇ ભારે કામ કરવા જેવું અત્રે નહિ, તેથી સને

૧૮૭૪ થી સબોર્ડિનેટ જેલ બંધ કરી, ત્યાર પછી કેટલીએક મુદત અત્રે સબોર્ડિનેટ જેલ રહી ને રૂા. ૪૦ ના પગારનો જેલર નિમાયો હતો. હાલ સુપ્રિન્ટેન્ડેન્ટ હજુર ડેપ્યુટી છે અને જેલર તેના તાબામાં મેજીસ્ટ્રેટનું કામ કરનાર શિરસ્તદાર છે, તે કહેવાય છે. તેને બધો હિસાબ રાખવો પડે છે. ૧૪ દિવસની સજાના ગુન્હેગારનેજ ફક્ત આ જેલમાં રખાય છે, બીજાઓને બીજી જગ્યાએ મોકલે છે.

## ન્યાય ખાતું.

જ્યારે સને ૧૭૭૩ માં પહેલ વહેલું ભરૂચ લીધું, ત્યારે મુખ્ય અધિકારી પોતાના અખત્યાર પૈકીના ફોજદારી ગુન્હા ચુકવતા હતા અને પોતાના અખત્યાર બહારનાનો મુંબઇમાં ચુકાદો થતો હતો. મેજીસ્ટ્રેટ જે ગુન્હા ચુકવતા હતા, તે ઇંગલંડના કાયદાને અને આ દેશના ધારાને અનુસરી ચુકાદો કરવામાં આવતો હતો, તેથી તેને ઘણું માન મળતું હતું. દિવાની મુકરદમાનો માંહો માંહે સમજી ચુકાદો થતો, અથવા તેનો તે અધિકારી પંચની મારફત કરાવતો. વખતે કોઈ ન માને તો તેનો ચુકાદો મુંબઇમાં થતો. ન્યાતના કજીઆઓ ન્યાતના પટેલો પતાવતા હતા. મુસલ્લમાનોમાં ઘરગથાઉ તકરાર કાજી પતાવતા હતા. મુલકી કામના ચુકાદા દેસાઇ, મજમુનદાર અથવા ગામના મુખીના અભિપ્રાય લઇને મુલકી કચેરીમાં થતા હતા.

સન ૧૭૮૩ થી ૧૮૦૩ સુધી સિંધિયાનું રાજ્ય રહ્યું, તે વખતે મોટી જગ્યાઓ વધારે પૈસા આપે તેને મળતી હતી, એટલે ઇજારા અપાતા હતા. ઇજારા બે પ્રકારના હતા, થાણાં અને જમાદારી. થાણાં ઇજારદાર આડ ઇનસાફની કોર્ટની ઉપજ તથા જમીનની ઉપજ લેતા હતા. જમાદારી ઇજારદાર દંડ તથા બીજો જુલમ કરી પૈસા લેતા હતા.

સને ૧૮૦૩ માં જ્યારે ભરૂચ પાછું અંગ્રેજોએ જીતી લીધું ત્યારે ઇનસાફનું કામ આસિસ્ટન્ટ ટુ ધી રેઝિડેન્ટ વડોદરા કરતા હતા. ઇ. સ. ૧૮૦૫ માં ન્યાયનું તમામ કામ દિવાની અને ફોજદારી એક અમલદાર જેને જડજ અને મેજીસ્ટ્રેટનો હોદ્દો

આપેલો તેને સોંપ્યું. તા. ૭ મી મે સને ૧૮૦૫ ના દિવસથી આખા ગુજરાતમાં જ્યાં જ્યાં અંગ્રેજ સરકારનું રાજ્ય થયું હતું, તે જગ્યાઓના દિવાની દાવા અને ફોજદારી મુકરદમાનો અપીલ સાંભળવાને માટે ભરૂચમાં પ્રોવિનશિયલ કોર્ટ સ્થાપન કરી. એ કોર્ટમાં ત્રણ જડજો અને એક રજીસ્ટ્રારની નિમનોક કરી હતી. આ જડજોને ફોજદારી ગુન્હાનો ચુકાદો કરવા મુકરર કરેલા જગ્યા એ જવું પડતું હતું. આ વખતે ગુજરાતમાં–સુરત અને ખેડા-માં ડિસ્ટ્રિકટ કોર્ટો હતી, તેની અપીલો ભરૂચના જડજો ચુકવતા હતા. તા. ૫ મી ડીસેમ્બર સને ૧૮૧૦ ને રોજ એ કોર્ટ ભરૂ-ચથી સુરત ગઇ અને ભરૂચમાં એકજ જડજ રહ્યો. એના હાથ તળે સને ૧૮૦૭ માં એક સદરએમીન નિમાયો. એ અધિકારી ને રૂ. ૧૦૦) સુધીના દાવા તથા રૂ. ૫૦) સુધીની મીલકતના દાવા ચુકવવાનો અધિકાર આપ્યો હતો.

ઇ. સ ૧૮૧૮ માં મેજીસ્ટ્રેટનું કામ જડજ પાસેથી લઇ કલેકટરને સોંપ્યું. સને ૧૮૩૦ માં જડજની જગ્યા કાઢી નાખી અને તેને બદલે સીનિયર આસિસ્ટન્ટ જડજની નિમનોક થઇ. ઇ. સ. ૧૮૬૯ માં સીનિયર આસિસ્ટન્ટ જડજની ઓફિસ કાઢી નાખી અને ભરૂચને એ કામ બાબત સુરત તાબામાં મૂકયું. ડિસ્ટ્રિકટ મેજીસ્ટ્રેટના અખત્યાર બહારના ગુન્હા, ફોજદારી અને દિવાની અપીલો સુરતના જડજ અને આસિસ્ટન્ટ જડજ ચુક-વતા હતા. સેસન કમિટ થયેલા ગુન્હેગારોનો ઇનસાફ કરવાને જડજ અથવા આસિસ્ટન્ટ જડજને ભરૂચ આવવું પડતું હતું અને તે દર મહિને કે ત્રીજે મહિને આવતા હતા.

સને ૧૮૪૮ થી ૧૮૬૦ સુધી સીનિયર આસિસ્ટન્ટ જડજ ના હાથ નીચે પાંચ સબ જડજો હતા. તેમાં બે ભરૂચમાં, એક જંબુસરમાં, એક વાગરે ને એક સજોદમાં હતો. ઇ. સ. ૧૮૬૦ માં આસિસ્ટન્ટ જડજના હાથ નીચે છ સબ જડજો હતા. ત્રણ ભરૂચમાં, એક જંબુસરમાં, એક અંકલેશ્વરમાં અને એક હાંસોટ-માં હતો.

સને ૧૮૬૯ માં સીનિયર આસિસ્ટન્ટની કોર્ટ કાઢી નાખી. એક સ્મોલકોઝ કોર્ટ સ્થપાઇ, અને હાંસોટની કોર્ટ કાઢી નાખી

વાગરે આણી. સ્મોલકોઝ કોર્ટનું કામ સુરતની સ્મોલકોઝ કોર્ટના જડજ કરતા હતા. તેઓ અમુક નીમેલે વખતે ભરૂચ આવી મુકરદમાનો ચુકાદો કરતા હતા. એ જડજના હાથ તળે એક ભરૂચમાં રજીસ્ટ્રાર હતો.

સને ૧૮૭૭ માં ભરૂચમાં પાછી સીનિયર આસિસ્ટન્ટ જડજની નિમનોક થઇ અને કોર્ટ પાછી થવાથી એસ્ટાબ્લીશમેન્ટ પણ પાછું રાખવું પડયું. આથી પાંચ કોર્ટોની છ કોર્ટો થઇ. સીનિયર આસિસ્ટન્ટ જડજને જડજના જેટલોજ અધિકાર હતો.

સને ૧૯૦૫ માં સીનિયર આસિસ્ટન્ટને જડજનો હોદ્દો આપ્યો, તેથી ભરૂચમાં જડજ કોર્ટ સ્થાપન થઇ. જડજ કોર્ટ થયા પછી નોકરોના પગારમાં વધારો થયો. સ્મોલકોઝ કોર્ટ કાઢી નાંખી, અને ભરૂચમાં સેકન્ડકલાસ સબ જડજને બદલે ફર્સ્ટકલાસ સબ જડજની નિમનોક થઇ. આ નિમનોકો આજ સુધી જારી રહી છે.

સને ૧૯૦૮ માં ગુજરાતમાં દકન એગ્રિકલચર એકટ ચાલુ થવાથી ભરૂચમાં ખેડુતોના લેણદેણના લવાદથી ફેંસલા કરવા કનસિલિએટરો નિમવામાં આવ્યા હતા. હાલ તે જગ્યાઓ સને ૧૯૧૩ ના મે માસની ૨૯ મી તારીખથી કાઢી નાખી છે. બે વિલેજ મુનસફની નિમનોક ભરૂચમાં છે, તેમને રૂા. ૧૦) સુધીના દાવા ચુકવવાનો અખત્યાર આપેલો છે. આવા મુનસફોને જડજના હુકમ મુજબ કામ કરવાનું છે.

જડજની કોર્ટ સને ૧૯૧૦ માં નવી બંધાઇ છે અને તે અસલ કોર્ટ હતી ત્યાંજ બધાઇ છે. જડજને રહેવાને સરકારી મકાન છે, તેનું ભાડું તેને આપવું પડે છે. ભરૂચના જડજના તાબામાં ચાર કોર્ટો છે. ભરૂચ, અંકલેશ્વર, વાગરા ને જંબુસર; એ કોર્ટો ઉપર જડજનું ઉપરીપણું છે. આ ચારે કોર્ટોના સબ જડજોએ જે જે કામોના ચુકાદા કર્યા હોય, તેની અપીલ જડજને ત્યાં થાય છે, તેમજ મેજીસ્ટ્રેટે ચુકવેલા ફોજદારી કામની અપીલો પણ જડજ ચુકવે છે. મેજીસ્ટ્રેટના અધિકાર બહારનો ગુન્હો હોય તો સેસન કમિટ થાય છે, તેનો જડજ

ઇનસાફ આપે છે. તેને મોતની પણ સજા કરવાનો અધિકાર છે.

ભરૂચમાં સને ૧૯૦૫ માં જડજની નિમનોક થઇ, ત્યારથી પંચમહાલ જીલ્લાની ફોજદારી કામની અપીલો, જે અમદાવાદના જડજને ત્યાં ચુકવાતી હતી અને મેજીસ્ટ્રેટના અખત્યાર બહારના ગુન્હાઓનો જે તે જડજ ઇનસાફ આપતા હતા, તે કામ તે જડજ પાસેથી લઇ ભરૂચના જડજને સોંપ્યું છે, તેથી એ જડજને અમુક વખતે તે જીલ્લામાં સેસન ભરવા જવું પડે છે. જડજનો અધિકાર સ્વતંત્ર છે. એના ઉપર હાઇકોર્ટ દેખરેખ રાખે છે.

## ઇજનેર ખાતું.

અત્રે ઇજનેર ખાતું પણ છે. તેના ઉપરીને આસિસ્ટન્ટ એકઝિકયુટિવ એનજીનીઅર કહે છે, એ અધિકારીનું એસ્ટાબ્લીશમેન્ટ જુદું છે તથા તેનું સરકારી રસ્તાઓ (પ્રોવિનશિયલ રોડસ) દુરસ્ત કરાવવાનું તથા બીજાં બાંધ કામો કરવાનું છે. સુરતમાં એકઝિકયુટિવ એનજીનીઅર છે, તે તેનો ઉપરી છે.

( આ પ્રકરણની હકીકત ગેઝીટીઅર ભરૂચ વો. ૨, ભાગ ૨ માંથી લીધી છે, તેમ કેટલીએક હાલની ચાલતી હકીકત લખી છે. )





# પ્રકરણ ૪૭ મું.



## મ્યુનિસિપાલીટી ( સુધરાઇ ).



સને ૧૮૫૨ ની સાલમાં ભરૂચ શહેરમાં મ્યુનિસિપાલીટી સ્થાપન કરવામાં આવી. એની હદ શહેરનો ભાગ તથા આસપાસનાં પરાં સુધી રાખેલી છે. પ્રજાની સુખાકારી જળવાય એટલા માટે આ ખાતું નીકળ્યું છે.

સને ૧૯૧૧-૧૨ માં તથા સને ૧૯૧૨-૧૩ માં સુધરાઈમાં નીચે મુજબ ઉપજ આવી હતી. સને ૧૯૧૧-૧૨ માં ઓકટ્રાઇ રૂા. ૫૦૨૧૭-૫—૧૦, (૨) ઘર વેરો તથા જમીનનું કીરાયું રૂા. ૧૨૪૬૫-૧૦—૮, (૩) જાનવરો અને ગાડી વેરો રૂા. ૨૪૫૦), (૪) ટોલ્સ રૂા. ૩૫૦૭—૪—૦, મળી કુલ રૂા. ૬૮૬૪૦—૪—૬ એટલી રકમ કર તરીકે લેવામાં આવી હતી. આથી સને ૧૯૧૧ ની શહેરની વસ્તી ૪૩૪૦૩ થઇ હતી, તેના પ્રમાણમાં દર માથા દીઠ રૂા. ૧—૯—૪ કર લાગુ પડયો હતો. આ શિવાય બીજી ઉપજ પણ સુધરાઇમાં જે આવી છે તે-(૧) ડબ્બાની ઉપજ રૂા. ૫૬૯—૩—૫, (૨) જમીન તથા ડાક બંગલાના ભાડાં રૂા. ૨૧૩૧—૧૫—૩, (૩) જમીન વેચાણ ઉપજ રૂા. ૩૬૭-૦-૧૧, (૪) નિશાળોની ફીનો ઉપજ રૂા. ૧૫૮૪—૧૩—૫, (૫) માર-કીટ અને સ્લોટર હાઉસની ઉપજ રૂા. ૮૬૨૫, (૬) દંડના રૂા.

૫૧—૪—૦, કેળવણી માટે ગ્રાન્ટ અને કંટ્રિબ્યુશન લોકલ ફંડ તથા લોકલ સેસ વગેરેની ઉપજ રૂા. ૧૧૩૨૮), (૮) બીજી બાબતોની પરચુરણ ઉપજ રૂા. ૭૬૨—૧૦—૭, આ સઘળી ઉપજ અંદર લેતાં કુલ ઉપજ રૂા. ૯૬૧૩૮—૧૩—૧૦ થઇ હતી અને એ ઉપજ પર દર માથા દીઠ રૂા. ૨—૩—૫ કર આવ્યો હતો. હવે સને ૧૯૧૨-૧૩ માં—(૧) ઓકટ્રાઇ રૂા. ૬૩૭૯૭ -૧૨—૪, (૨) ઘર વેરો રૂા. ૧૭૮૨૦—૧૨—૦, (૩) જાનવર અને ગાડી વેરો રૂા. ૩૪૩૧—૪—૦, (૪) ટોલ્સ રૂા. ૨૧૭૧ -૨—૦, કુલ રૂા. ૮૭૨૨૦—૧૪—૪ કરની રકમ ઉપર વસ્તીના પ્રમાણમાં દર માથા દીઠ રૂા. ૨—૦—૨ કર લાગુ થયો હતો. આ શિવાય જે બીજી ઉપજ આવેલી તે, (૧) ડબ્બાની રૂા ૪૩૨—૧૫—૬, (૨) હેકની કેરીએજ રૂા ૨૦), (૩) જમીન, ઘરો, ડાક બંગળા વગેરેની રૂા. ૧૫૩૧—૦—૬. (૪) જમીન વેચાણની ઉપજ અને જમીનની પેદાશ રૂા. ૨૬૪—૭—૨, (૫) નિશાળોની ફી રૂા. ૧૫૩૨—૧૦—૧૦, (૬) મારકીટ અને સ્લોટર હાઉસની ઉપજ રૂા. ૯૩૫૧), (૭) દંડના રૂા. ૮૧૧—૫—૧૦, (૮) વ્યાજના રૂા. ૬૫૨—૧૧—૭, (૯) સરકાર તરફથી કેળવણી મદદ, લોકલ ફંડ, લોકલ સેસ તથા બીજી કેળવણી માટે મદદ મળી રૂા. ૧૭૧૭૭) આવ્યા છે, તેમ (૧૦) રૂા. ૧૭૭૯—૯—૧૦ બીજા પરચુરણ આવેલા છે. આ સઘળી રકમોનું એકંદર ગણતાં એ સાલમાં રૂા. ૧૨૦૭૭૩—૧૪—૪ ઉપજ થઇ હતી. કુલ ઉપજ ઉપર દર માથાદીઠ રૂા. ૨-૧૨-૬ કર આવે છે. સને ૧૯૧૩ ના માર્ચ આખરે રૂા. ૩૮૩૬૭—૭—૪ સિલક હતી.

હવે જે ખરો કર કહેવાય છે, તેમાં સને ૧૯૧૧-૧૨ ની સાલ કરતાં સને ૧૯૧૨-૧૩ ની સાલમાં રૂા. ૧૮૫૮૦—૯—૧૦ નો વધારો થયો છે. એ વધારાનું કારણ ઘર વેરો તથા બીજી વસ્તુઓ ઉપર કર વધ્યો છે, તેજ હશે. કુલ ઉપજમાં પણ રૂા. ૨૪૬૩૫—૦—૬ નો વધારો થયો છે.

સુધરાઇમાં જે ઉપજ આવે છે તેમાંથી તેને લગતો ખરચ કરવામાં આવે છે. વળી રૂા. ૭૦૦) સિવિલ હોસ્પિટલમાં, રૂા. ૩૦૦) ઢોરોના દવાખાનામાં, રૂા. ૪૦૦) શિતલા કાઢવાના

કામમાં, રૂા. ૩૦૦) રાયચંદ દિપચંદ લાયબ્રેરીમાં, રૂા. ૧૫૦) નરસિંહ લાયબ્રેરીમાં તથા રૂા. ૧૫૦) ફ્રી રીડીંગ રૂમમાં આપે છે.

પહેલાં સુધરાઇના મેમ્બરો સરકાર તરફથી નિમાતા હતા અને એનો કારભાર કલેકટરના પ્રમુખપણા નીચે ચાલતો હતો. સને ૧૮૮૪ માં સેલ્ફ ગવર્નમેન્ટ થઇ ત્યારથી ૧૨ મેમ્બરો લોકો તરફથી નિમાતા અને બાકીના ૧૨ સરકાર નિમતી હતી. સને ૧૯૧૧ ની ચુંટણી વખતે કુલ ૨૪ મેમ્બરોમાં પ્રજા તરફના ૧૬ અને સરકાર તરફના ૮ નિમાય છે. શરૂઆતમાં ચાર વોર્ડ (ભાગ) હતા (અ. બ. ક. ડ.). સને ૧૯૧૦ માં ૧૩ વોર્ડ થયા. ૧-૨-૩-૪ એવી રીતના, ને હાલ સને ૧૯૧૨-૧૩ માં ૯ વોર્ડ એવીજ રીતના થયા છે.

સને ૧૮૫૨ થી સને ૧૯૦૦ સુધી કલેકટરનું પ્રમુખપણું રહ્યું. સને ૧૯૦૦ માં દેશી પ્રમુખ નિમાયા. પહેલા પ્રમુખ એો. રા. બા. ચુનિલાલ* વેણિલાલ સી. આઇ. ઇ. થયા. તેઓએ પોતાની જીંદગી સુધી એ હોદ્દો ભોગવ્યો. સને ૧૯૦૫ માં તેઓ ગુજરી ગયા પછી તેમની જગ્યાએ તેમના દીકરા સરદાર રા. બા. મોતિલાલ નિમાયા. તેઓએ સને ૧૯૧૧ ના માર્ચ સુધી પ્રમુખપણું ભોગવ્યું. એમણે એ જગ્યા છોડયા પછી અત્રેના માજી ડેપ્યુટી કલેકટર ખાનબહાદુર સોરાબશા હોરમસજીની નિમનોક થઇ. તેઓ અદ્યાપી પર્યંત એ હોદ્દો ભોગવે છે. એઓ ગંભીર, ધીરા, વિચારવંત અને આગ્રહી છે, ચબબ જે કામ કરે છે અને કરશે તે પાકું કરતા જણાય છે. પાણી શહેરમાં આણવા પ્રયત્ન કરે છે, તેથી પાણીનું સુખ થવાનો સંભવ છે. કીટસનના દીવા ભરૂચી પ્રજાએ એમના વખતમાં જોયા. કેરોસાઇનને બદલે વિજળીની રોશની ભરૂચીઓ જોશે એવું સાંભળ્યું છે. એઓ શહેરમાં ઘણી ખરી વખત ફરતા જણાય છે, તેથી જે ખામીઓ એમને માલમ પડે છે અને પડશે, તે ખરી કાળજીથી પુરી પાડે છે અને પાડશે.

* એ અમલદારનું બાવલું સુધરાઇની ઓફિસમાં છે, તથા છબી કલેકટરની ઓફિસમાં મૂકી છે.

તુરંગ સાચવવા રાખ્યા હતા. ૧૨ અમલદારો અને ૫૬ કોનસ્ટેબલો મળી ૬૮ માણુસો કસ્બાઓ અને સુધરાઇના રક્ષણ માટે રહેતા હતા. બાકીના ૨૮૩ બીજું કામ કરતા હતા. આ માણુસોમાં ૧૮૦ ને બંદુકો આપી હતી અને ૨૩૬ ને તરવારો આપી હતી.

સને ૧૯૦૯ ના આખર થતા વરસમાં ૫૦૪ પોલિસના માણુસો હતા. પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટના હાથ નીચે ૧ ડેપ્યુટી સુપ્રિન્ટેન્ડેન્ટ, ૩ ઇન્સ્પેકટરો, તેમાં બે ગુન્હા પકડવામાં અને ૧ પ્રોસિકયુટરનું કામ કરવા, ૧૨ ફોજદારો, ૯૨ બીજા અમલદારો, ૧ દફેદાર, ૭ સવારો, અને ૩૮૮ પાયદલ અથવા કોનસ્ટેબલો છે. ૨૦૪ સીપાઇને બંદુકો, ૨૩૧ સીપાઇને તરવાર, ૪૯ નાયક અમલદારને તરવાર આપી છે, ૧૨ ફોજદાર, ૧૪ જમાદાર, ૩ ઇન્સ્પેકટરોને ગુપ્તી આપી છે. ૨૭ નાયક હવાલદારોને બંદુક છે. શહેર ખાતે ૨ ફોજદાર, ૧ લશ્કરી સુબેદાર, ૧ ઇન્સ્પેકટર, ૧ સબ ઇન્સ્પેકટર, જેઓ પ્રોસિકયુટરનું કામ કરે છે તેઓ, ૧ દફેદાર, ૭ સવાર, ૧૨ હેડ કોનસ્ટેબલો તથા ૮૪ સીપાઇ તરવાર સાથે છે. ડિસ્ટ્રિકટ જેલ ખાતે ૧૪ માણુસો છે. લોકઅપ, ટ્રેઝરી લઈ જવી લાવવી, કેદી લઇ જવા ખાતે ૧૦૭ માણુસ છે. મેજીસ્ટ્રેટની કોર્ટમાં ૯ ઓરડરલી છે.

આખા જીલ્લા ખાતે ગુન્હા પકડવા તથા અટકાવવા ૧૫ અમલદાર તથા ૨૯૨ બીજા માણુસો છે. હાલ સને ૧૯૧૩ થી પોલિસ લાઇન્સ ઇદગા તરફ બંધાવવાનું કામ શરૂ થયું છે.

## જેલ.

ભરૂચમાં પહેલાં ડિસ્ટ્રકટ જેલ હતી. પણ સને ૧૮૬૧ માં આસિસ્ટન્ટ જડજની કોર્ટ ઉઠાડી તે વખતે એ જેલના કેદીઓને પણ સુરત લઇ ગયા. સને ૧૮૭૨ ની સાલમાં આ જેલનું મકાન જેમાં ૮૦ કેદીઓની જોગવાઇ છે, ત પાછી સબ જેલ થઇ. અને એક જેલર અને બે તેના હાથ નીચે માણુસની નિમનોક કરી. સને ૧૮૭૨ ની સાલમાં કેદીઓની સંખ્યા ઘણી ઓછી અને તેમને કાંઇ ભારે કામ કરવા જેવું અત્રે નહિ, તેથી સને

૧૮૭૪ થી સબોર્ડિનેટ જેલ બંધ કરી, ત્યાર પછી કેટલીએક મુદત અત્રે સબોર્ડિનેટ જેલ રહી ને રૂા. ૪૦ ના પગારનો જેલર નિમાયો હતો. હાલ સુપ્રિન્ટેન્ડેન્ટ હજુર ડેપ્યુટી છે અને જેલર તેના તાબામાં મેજીસ્ટ્રેટનુ કામ કરનાર શિરસ્તદાર છે, તે કહેવાય છે. તેને બધો હિસાબ રાખવો પડે છે. ૧૪ દિવસની સજાના ગુન્હેગારનેજ ફકત આ જેલમાં રખાય છે, બીજાઓને બીજી જગ્યાએ મોકલે છે.

## ન્યાય ખાતું.

જયારે સને ૧૭૭૩ માં પહેલ વહેલું ભરૂચ લીધું, ત્યારે મુખ્ય અધિકારી પોતાના અખત્યાર પૈકીના ફોજદારી ગુન્હા ચુકવતા હતા અને પોતાના અખત્યાર બહારનાનો મુંબઇમાં ચુકાદો થતો હતો. મેજીસ્ટ્રેટ જે ગુન્હા ચુકવતા હતા, તે ઇંગલંડના કાયદાને અને આ દેશના ધારાને અનુસરી ચુકાદો કરવામાં આવતો હતો, તેથી તેને ઘણું માન મળતું હતું. દિવાની મુકરદમાનો માંહો માંહે સમજી ચુકાદો થતો, અથવા તેનો તે અધિકારી પંચની મારફત કરાવતો. વખતે કોઈ ન માને તો તેનો ચુકાદો મુંબઇમાં થતો. ન્યાતના કજીઆઓ ન્યાતના પટેલો પતાવતા હતા. મુસલમાનોમાં ઘરગથાઉ તકરાર કાજી પતાવતા હતા. મુલકી કામના ચુકાદા દેસાઇ, મજમુનદાર અથવા ગામના મુખીના અભિપ્રાય લઇને મુલકી કચેરીમાં થતા હતા.

સન ૧૭૮૩ થી ૧૮૦૩ સુધી સિંધિયાનું રાજ્ય રહ્યું, તે વખતે મોટી જગ્યાઓ વધારે પૈસા આપે તેને મળતી હતી, એટલે ઇજારા અપાતા હતા. ઇજારા બે પ્રકારના હતા, થાણાં અને જમાદારી. થાણાં ઇજારદાર આઠ ઇનસાફની કોર્ટની ઉપજ તથા જમીનની ઉપજ લેતા હતા. જમાદારી ઇજારદાર દંડ તથા બીજો જુલમ કરી પૈસા લેતા હતા.

સને ૧૮૦૩ માં જયારે ભરૂચ પાછું અંગ્રેજોએ જીતી લીધું ત્યારે ઇનસાફનું કામ આસિસ્ટન્ટ ટુ ધી રેઝિડેન્ટ વડોદરા કરતો હતો. ઇ. સ. ૧૮૦૫ માં ન્યાયનું તમામ કામ દિવાની અને ફોજદારી એક અમલદાર જેને જડજ અને મેજીસ્ટ્રેટનો હોદ્દો

આપેલો તેને સોંપ્યું. તા. ૭ મી મે સને ૧૮૦૫ ના દિવસથી આખા ગુજરાતમાં જ્યાં જ્યાં અંગ્રેજ સરકારનું રાજ્ય થયું હતું, તે જગ્યાઓના દિવાની દાવા અને ફોજદારી મુકરદમાનો અપીલ સાંભળવાને માટે ભરૂચમાં પ્રોવિનશિયલ કોર્ટ સ્થાપન કરી. એ કોર્ટમાં ત્રણ જડજો અને એક રજીસ્ટ્રારની નિમનોક કરી હતી. આ જડજોને ફોજદારી ગુન્હાનો ચુકાદો કરવા મુકરર કરેલી જગ્યાએ જવું પડતું હતું. આ વખતે ગુજરાતમાં–સુરત અને ખેડામાં ડિસ્ટ્રિકટ કોર્ટો હતી, તેની અપીલો ભરૂચના જડજો ચુકવતા હતા. તા. ૫ મી ડીસેમ્બર સને ૧૮૧૦ ને રોજ એ કોર્ટ ભરૂચથી સુરત ગઇ અને ભરૂચમાં એકજ જડજ રહ્યો. એના હાથ તળે સને ૧૮૦૭ માં એક સદરએમીન નિમાયો. એ અધિકારીને રૂા. ૧૦૦) સુધીના દાવા તથા રૂા. ૫૦) સુધીની મીલકતના દાવા ચુકવવાનો અધિકાર આપ્યો હતો.

ઇ. સ. ૧૮૧૮ માં મેજીસ્ટ્રેટનું કામ જડજ પાસેથી લઇ કલેકટરને સોંપ્યું. સને ૧૮૩૦ માં જડજની જગ્યા કાઢી નાખી અને તેને બદલે સીનિયર આસિસ્ટન્ટ જડજની નિમનોક થઇ. ઇ. સ. ૧૮૬૯ માં સીનિયર આસિસ્ટન્ટ જડજની ઓફિસ કાઢી નાખી અને ભરૂચને એ કામ બાબત સુરત તાબામાં મૂક્યું. ડિસ્ટ્રિકટ મેજીસ્ટ્રેટના અખત્યાર બહારના ગુન્હા, ફોજદારી અને દિવાની અપીલો સુરતના જડજ અને આસિસ્ટન્ટ જડજ ચુકવતા હતા. સેસન કમિટ થયેલા ગુન્હેગારોનો ઇનસાફ કરવાને જડજ અથવા આસિસ્ટન્ટ જડજને ભરૂચ આવવું પડતું હતું અને તે દર મહિને કે ત્રીજે મહિને આવતા હતા.

સને ૧૮૪૮ થી ૧૮૬૦ સુધી સીનિયર આસિસ્ટન્ટ જડજના હાથ નીચે પાંચ સબ જડજો હતા. તેમાં બે ભરૂચમાં, એક જંબુસરમાં, એક વાગરે ને એક સજોદમાં હતો. ઇ. સ. ૧૮૬૦ માં આસિસ્ટન્ટ જડજના હાથ નીચે છ સબ જડજો હતા. ત્રણ ભરૂચમાં, એક જંબુસરમાં, એક અંકલેશ્વરમાં અને એક હાંસોટમાં હતો.

સને ૧૮૬૯ માં સીનિયર આસિસ્ટન્ટની કોર્ટ કાઢી નાખી. એક સ્મોલકોઝ કોર્ટ સ્થપાઇ, અને હાંસોટની કોર્ટ કાઢી નાખી

વાગરે આણી. સ્મોલકોઝ કોર્ટનું કામ સુરતની સ્મોલકોઝ કોર્ટના જડજ કરતા હતા. તેઓ અમુક નીમેલે વખતે ભરૂચ આવી મુકરદમાનો ચુકાદો કરતા હતા. એ જડજના હાથ તળે એક ભરૂચમાં રજીસ્ટ્રાર હતો.

સને ૧૮૭૭ માં ભરૂચમાં પાછી સીનિયર આસિસ્ટન્ટ જડજની નિમનોક થઇ અને કોર્ટ પાછી થવાથી એસ્ટાબ્લીશમેન્ટ પણ પાછું રાખવું પડયું. આથી પાંચ કોર્ટોની છ કોર્ટો થઇ. સીનિયર આસિસ્ટન્ટ જડજને જડજના જેટલોજ અધિકાર હતો.

સને ૧૯૦૫ માં સીનિયર આસિસ્ટન્ટને જડજનો હોદ્દો આપ્યો, તેથી ભરૂચમાં જડજ કોર્ટ સ્થાપન થઇ. જડજ કોર્ટ થયા પછી નોકરોના પગારમાં વધારો થયો. સ્મોલકોઝ કોર્ટ કાઢી નાંખી, અને ભરૂચમાં સેકન્ડકલાસ સબ જડજને બદલે ફર્સ્ટકલાસ સબ જડજની નિમનોક થઇ. આ નિમનોકો આજ સુધી જારી રહી છે.

સને ૧૯૦૮ માં ગુજરાતમાં દકન એગ્રિકલચર એકટ ચાલુ થવાથી ભરૂચમાં ખેડુતોના લેણદેણના લવાદથી ફેંસલા કરવા કનસિલિએટરો નિમવામાં આવ્યા હતા. હાલ તે જગ્યાઓ સને ૧૯૧૩ ના મે માસની ૨૯ મી તારીખથી કાઢી નાખી છે. બે વિલેજ મુનસફની નિમનોક ભરૂચમાં છે, તેમને રૂા. ૧૦) સુધીના દાવા ચુકવવાનો અખત્યાર આપેલો છે. આવા મુનસફોને જડજના હુકમ મુજબ કામ કરવાનું છે.

જડજની કોર્ટ સને ૧૯૧૦ માં નવી બંધાઇ છે અને તે અસલ કોર્ટ હતી ત્યાંજ બધાઇ છે. જડજને રહેવાને સરકારી મકાન છે, તેનું ભાડું તેને આપવું પડે છે. ભરૂચના જડજના તાબામાં ચાર કોર્ટો છે. ભરૂચ, અંકલેશ્વર, વાગરા ને જંબુસર; એ કોર્ટો ઉપર જડજનું ઉપરીપણું છે. આ ચારે કોર્ટોના સબ જડજોએ જે જે કામોના ચુકાદા કર્યા હોય, તેની અપીલ જડજને ત્યાં થાય છે, તેમજ મેજીસ્ટ્રેટે ચુકવેલા ફોજદારી કામની અપીલો પણ જડજ ચુકવે છે. મેજીસ્ટ્રેટના અધિકાર બહારનો ગુન્હો હોય તો સેસન કમિટ થાય છે, તેનો જડજ

ઇનસાફ આપે છે. તેને મોતની પણ સજા કરવાનો અધિકાર છે.

ભરૂચમાં સને ૧૯૦૫ માં જડજની નિમનોક થઇ, ત્યારથી પંચમહાલ જીલ્લાની ફોજદારી કામની અપીલો, જે અમદાવાદના જડજને ત્યાં ચુકવાતી હતી અને મેજીસ્ટ્રેટના અખત્યાર બહારના ગુન્હાઓનો જે તે જડજ ઇનસાફ આપતા હતા, તે કામ તે જડજ પાસેથી લઇ ભરૂચના જડજને સોંપ્યું છે, તેથી એ જડજને અમુક વખતે તે જીલ્લામાં સેસન ભરવા જવું પડે છે. જડજનો અધિકાર સ્વતંત્ર છે. એના ઉપર હાઇકોર્ટ દેખરેખ રાખે છે.

## ઇજનેર ખાતું.

અત્રે ઇજનેર ખાતું પણ છે. તેના ઉપરીને આસિસ્ટન્ટ એકઝિકયુટિવ એનજીનીઅર કહે છે, એ અધિકારીનું એસ્ટાબ્લીશમેન્ટ જુદું છે તથા તેનું સરકારી રસ્તાઓ (પ્રોવિનશિયલ રોડસ) દુરસ્ત કરાવવાનું તથા બીજાં બાંધ કામો કરવાનું છે. સુરતમાં એકઝિકયુટિવ એનજીનીઅર છે, તે તેનો ઉપરી છે.

( આ પ્રકરણની હકીકત ગેઝીટીઅર ભરૂચ વો. ૨, ભાગ ૨ માંથી લીધી છે, તેમ કેટલીએક હાલની ચાલતી હકીકત લખી છે. )





# પ્રકરણ ૪૭ મું.



## મ્યુનિસિપાલીટી ( સુધરાઇ ).



સને ૧૮૫૨ ની સાલમાં ભરૂચ શહેરમાં મ્યુનિસિપાલીટી સ્થાપન કરવામાં આવી. એની હદ શહેરનો ભાગ તથા આસપાસનાં પરાં સુધી રાખેલી છે. પ્રજાની સુખાકારી જળવાય એટલા માટે આ ખાતું નીકળ્યું છે.

સને ૧૯૧૧-૧૨ માં તથા સને ૧૯૧૨-૧૩ માં સુધરાઈમાં નીચે મુજબ ઉપજ આવી હતી. સને ૧૯૧૧-૧૨ માં ઓકટ્રાઇ રૂા. ૫૦૨૧૭-૫—૧૦, (૨) ઘર વેરો તથા જમીનનું કીરાયું રૂા. ૧૨૪૬૫-૧૦—૮, (૩) જાનવરો અને ગાડી વેરો રૂા. ૨૪૫૦), (૪) ટોલ્સ રૂા. ૩૫૦૭—૪—૦, મળી કુલ રૂા. ૬૮૬૪૦—૪—૬ એટલી રકમ કર તરીકે લેવામાં આવી હતી. આથી સને ૧૯૧૧ ની શહેરની વસ્તી ૪૩૪૦૩ થઇ હતી, તેના પ્રમાણમાં દર માથા દીઠ રૂા. ૧—૯—૪ કર લાગુ પડયો હતો. આ શિવાય બીજી ઉપજ પણ સુધરાઇમાં જે આવી છે તે-(૧) ડબ્બાની ઉપજ રૂા. ૫૬૯—૩—૫, (૨) જમીન તથા ડાક બંગલાના ભાડાં રૂા. ૨૧૩૧—૧૫—૩, (૩) જમીન વેચાણ ઉપજ રૂા. ૩૬૭-૦-૧૧, (૪) નિશાળોની ફીનો ઉપજ રૂા. ૧૫૮૪—૧૩—૫, (૫) માર-ફીટ અને સ્લોટર હાઉસની ઉપજ રૂા. ૮૬૨૫, (૬) દંડના રૂા.

૫૧—૪—૦, કેળવણી માટે ગ્રાન્ટ અને કંટ્રિબ્યુશન લોકલ ફંડ તથા લોકલ સેસ વગેરેની ઉપજ રૂા. ૧૧૩૨૮), (૮) બીજી બાબતોની પરચુરણ ઉપજ રૂા. ૭૬૨—૧૦—૭, આ સઘળી ઉપજ અંદર લેતાં કુલ ઉપજ રૂા. ૯૬૧૩૮—૧૩—૧૦ થઇ હતી અને એ ઉપજ પર દર માથા દીઠ રૂા. ૨—૩—૫ કર આવ્યો હતો. હવે સને ૧૯૧૨-૧૩ માં—(૧) ઓકટ્રાઇ રૂા. ૬૩૭૯૭ -૧૨—૪, (૨) ઘર વેરો રૂા. ૧૭૮૨૦—૧૨—૦, (૩) જાનવર અને ગાડી વેરો રૂા. ૩૪૩૧—૪—૦, (૪) ટોલ્સ રૂા. ૨૧૭૧ -૨—૦, કુલ રૂા. ૮૭૨૨૦—૧૪—૪ કરની રકમ ઉપર વસ્તીના પ્રમાણમાં દર માથા દીઠ રૂા. ૨—૦—૨ કર લાગુ થયો હતો. આ શિવાય જે બીજી ઉપજ આવેલી તે, (૧) ડબ્બાની રૂા ૪૩૨—૧૫—૬, (૨) હેકની કેરીએજ રૂા ૨૦), (૩) જમીન, ઘરો, ડાક બંગળા વગેરેની રૂા. ૧૫૩૧—૦—૬. (૪) જમીન વેચાણની ઉપજ અને જમીનની પેદાશ રૂા. ૨૬૪—૭—૨, (૫) નિશાળોની ફી રૂા. ૧૫૩૨—૧૦—૧૦, (૬) મારકીટ અને સ્લૉટર હાઉસની ઉપજ રૂા. ૯૩૫૧), (૭) દંડના રૂા. ૮૧૧—૫—૧૦, (૮) વ્યાજના રૂા. ૬૫૨—૧૧—૭, (૯) સરકાર તરફથી કેળવણી મદદ, લોકલ ફંડ, લોકલ સેસ તથા બીજી કેળવણી માટે મદદ મળી રૂા. ૧૭૧૭૭) આવ્યા છે, તેમ (૧૦) રૂા ૧૭૭૯—૯—૧૦ બીજા પરચુરણ આવેલા છે. આ સઘળી રકમોનું એકંદર ગણતાં એ સાલમાં રૂા. ૧૨૦૭૭૩—૧૪—૪ ઉપજ થઇ હતી. કુલ ઉપજ ઉપર દર માથાદીઠ રૂા. ૨-૧૨-૬ કર આવે છે. સને ૧૯૧૩ ના માર્ચ આખરે રૂા. ૩૮૩૬૭—૭—૪ સિલક હતી.

હવે જે ખરો કર કહેવાય છે, તેમાં સને ૧૯૧૧-૧૨ ની સાલ કરતાં સને ૧૯૧૨-૧૩ ની સાલમાં રૂા. ૧૮૫૮૦—૯—૧૦ નો વધારો થયો છે. એ વધારાનું કારણ ઘર વેરો તથા બીજી વસ્તુઓ ઉપર કર વધ્યો છે, તેજ હશે. કુલ ઉપજમાં પણ રૂા. ૨૪૬૩૫—૦—૬ નો વધારો થયો છે.

સુધરાઇમાં જે ઉપજ આવે છે તેમાંથી તેને લગતો ખરચ કરવામાં આવે છે. વળી રૂા. ૭૦૦) સિવિલ હોસ્પિટલમાં, રૂા. ૩૦૦) ઢોરોના દવાખાનામાં, રૂા. ૪૦૦) શિતલા કાઢવાના

કામમાં, રૂા. ૩૦૦) રાયચંદ દિપચંદ લાયબ્રેરીમાં, રૂા. ૧૫૦) નરસિંહ લાયબ્રેરીમાં તથા રૂા. ૧૫૦) ફ્રી રીડીંગ રૂમમાં આપે છે.

પહેલાં સુધરાઇના મેમ્બરો સરકાર તરફથી નિમાતા હતા અને એનો કારભાર કલેકટરના પ્રમુખપણા નીચે ચાલતો હતો. સને ૧૮૮૪ માં સેલ્ફ ગવર્નમેન્ટ થઇ ત્યારથી ૧૨ મેમ્બરો લોકો તરફથી નિમાતા અને બાકીના ૧૨ સરકાર નિમતી હતી. સને ૧૯૧૧ ની ચુંટણી વખતે કુલ ૨૪ મેમ્બરોમાં પ્રજા તરફના ૧૬ અને સરકાર તરફના ૮ નિમાય છે. શરૂઆતમાં ચાર વોર્ડ (ભાગ) હતા (અ. બ. ક. ડ.). સને ૧૯૧૦ માં ૧૩ વોર્ડ થયા. ૧–૨–૩–૪ એવી રીતના, ને હાલ સને ૧૯૧૨–૧૩ માં ૯ વોર્ડ એવીજ રીતના થયા છે.

સને ૧૮૫૨ થી સને ૧૯૦૦ સુધી કલેકટરનું પ્રમુખપણું રહ્યું. સને ૧૯૦૦ માં દેશી પ્રમુખ નિમાયા. પહેલા પ્રમુખ એ. રા. બા. ચુનિલાલ* વેણિલાલ સી. આઇ. ઇ. થયા. તેઓએ પોતાની જીંદગી સુધી એ હોદ્દો ભોગવ્યો. સને ૧૯૦૫ માં તેઓ ગુજરી ગયા પછી તેમની જગ્યાએ તેમના દીકરા સરદાર રા. બા. મોતિલાલ નિમાયા. તેઓએ સને ૧૯૧૧ ના માર્ચ સુધી પ્રમુખપણું ભોગવ્યું. એમણે એ જગ્યા છોડયા પછી અત્રેના માજી ડેપ્યુટી કલેકટર ખાનબહાદુર સોરાબશા હોરમસજી ની નિમનોક થઇ. તેઓ અદ્યાપી પર્યંત એ હોદ્દો ભોગવે છે. એઓ ગંભીર, ધીરા, વિચારવંત અને આગ્રહી છે, ચબબ જે કામ કરે છે અને કરશે તે પાકું કરતા જણાય છે. પાણી શહેરમાં આણવા પ્રયત્ન કરે છે, તેથી પાણીનું સુખ થવાનો સંભવ છે. કીટસનના દીવા ભરૂચી પ્રજાએ એમના વખતમાં જોયા. કેરોસાઇનને બદલે વિજળીની રોશની ભરૂચીઓ જોશે એવું સાંભળ્યું છે. એઓ શહેરમાં ઘણી ખરી વખત ફરતા જણાય છે, તેથી જે ખામીઓ એમને માલમ પડે છે અને પડશે, તે ખરી કાળજીથી પુરી પાડે છે અને પાડશે.

* એ અમલદારનું બાવલું સુધરાઇની ઓફિસમાં છે, તથા છબી કલેકટરની ઓફિસમાં મૂકી છે.



ભરૂચ મ્યુનિસીપાલીટીના પહેલા પ્રેસીડેન્ટ
રા. બા. ચુનીલાલ વેણીલાલ સી. આઈ. ઈ.

'જ્ઞાનોદય' પ્રેસ-ભરૂચ.

સુધરાઇના ગુન્હાનો ચુકાદો કરવા આઠ ઓનરરી મેજીસ્ટ્રેટો છે, તેઓમાંના બેને ફર્સ્ટકલાસ પાવર છે. એઓ એ ખાતાના ગુન્હાઓનો ચુકાદો કરે છે એટલુંજ નહિ, પણ જીલ્લા મેજીસ્ટ્રેટ તેમના અધિકાર પૈકીના શહેરને તથા ગામડાંને લગતા ગુન્હાઓ-નાં કામો તેઓ તરફ વખત બે વખત મોકલે છે, તેઓનો પણ ચુકાદો કરે છે. બીજા છ ને બેંચ મેજીસ્ટ્રેટો કહે છે, તેઓને સેકન્ડકલાસ પાવર છે. તેઓ સઘળા સાથે બેસી અમુક દિવસે સુધરાઇને લગતા ગુન્હાઓનો ચુકાદો કરે છે.

સુધરાઇને લગતું કેટલુંએક એસ્ટાબ્લીશમેન્ટ છે, તેના ઉપર દેખરેખ રાખવા એક સેક્રેટરી સને ૧૯૧૦ સુધી હતો. સેક્રેટરીની જગ્યા કાઢી નાખીને તેને બદલે ચીફ ઓફિસરની જગ્યા કાઢી છે, તેથી એ જગ્યાએ નિમાયલો અધિકારી એ ખાતા તરફની દેખરેખ રાખે છે.

સુધરાઇમાં જન્મ તથા મરણનાં પત્રકો રાખવામાં આવે છે. સને ૧૯૧૧-૧૨ માં ૧૬૦૯ જન્મ તથા ૧૪૦૮ મરણ થયાં હતાં. સને ૧૯૧૨-૧૩ માં ૧૪૭૧ જન્મ તથા ૧૫૭૯ મરણ થયાં હતાં. જન્મ મરણની સરાસરી રોજની ત્રણથી ચાર સુધી થાય છે.

શરૂઆતથી હમણાંની પેઠે રસ્તાઓમાં પાણીનો છંટકાવ તે પણ ધોરી રસ્તાઓ ઉપર થતો હતો, તેમ આગને અટકાવવાને અમુક જગ્યાએ બંબાઓ પણ ગોઠવેલા હતા. વરસાદથી ચોમા-સામાં રસ્તામાં ખાડા પડતા તે ઇંટો તથા મટોડાથી પુરતા હતા. રસ્તાઓ વળાતા હતા તથા હાલની માફક કચરો ગાડામાં લઇ જઇ ખોમાં નાખતા હતા. બન્ને તળાવોને સુધારતા હતા તથા બીજી લોકોની તંદુરસ્તી તરફ નજર રાખતા હતા. સને ૧૮૫૯ ૧૮૬૦ માં મોઢની વાડી તરફનો ઓવારો બંધાયલો જોયો હતો. સને ૧૮૬૨-૬૩ માં શહેરમાં તેવી તેવી જગ્યાએ ફાનસો ચેતા-વતા હતા. એ ફાનસોમાં શરૂઆતમાં દીવેલ પુરાતું હતું. તેની રોશની ઝાંખી લાગવાથી પાછળથી કેરોસાઇન પુરવા માંડયું. આથી ફાનસોનું અજવાળું વિશેષ જણાયું. સને ૧૮૮૩ માં કલેકટર મી. ઓરોડેલ સાહેબે સુધરાઇ તરફથી ફાનસોમાં વિજળીની રોશની દેખાડી, પણ આ ખરચ સુધરાઇને ભારે પડવાથી પાછા કેરોસાઇનના દીવા થયા, તે આજ પણ જોઇએ છીએ.

ગંદકી અટકાવવા અમુક જગ્યાએ જાજરૂ કરાવેલાં છે, તેને તથા રસ્તાઓને સાફ રાખવાનો બંદોબસ્ત રીતસર થયો જાય છે, તેમજ કચરો નાંખવા સુગમતા સારૂ અમુક જગ્યાયે પેટીઓ રાખેલી છે, તેમાંથી કચરો પણ વખતો વખત ગાડાંવાળા નોકરો લઇ જાય છે.

સને ૧૮૬૪–૬૫ માં કતોપોરના દરવાજાનો રસ્તો ઘણો સાંકડો હોવાથી તેને પહોળો કરવા સુધરાઇ તરફથી ઠરાવ થયાથી ઘણો કળકળાટ થઇ પડયો. દુકાનો ખોદવા જતાં ઇનજંકશનો (અટકાવો) અપાયાં. દિવાની કોર્ટમાં દાવા થયા, છતાં તે વખતના સિટી મેજીસ્ટ્રેટ મી. કુંવરજી કાવસજીએ નિડરપણે એ કામ બજાવ્યું. દુકાનદારોને કોઇને પાછળની જમીન, કોઇને "કંપેનસેશન" આપી આખરે હાલ જે રસ્તા જોવામાં આવે છે તેવા પહોળા રસ્તા કરાવ્યા. સને ૧૮૬૬ માં આ રસ્તા બરાબર થવાથી એક "મારકેટ" કરવાનો વિચાર થયો અને હાલ જે મારકેટ કતોપોરમાં છે, તેની ૨૮૮ દુકાનો બેએક વરસમાં બંધાઇ રહી. જે દુકાનો હાલ છે તેનું ભાડું આશરે ૮॥ થી ૯ હજાર રૂપીઆ સુધી ઉત્પન્ન થાય છે.

સને ૧૮૬૯ ની સાલમાં વાહિટરોડ નામે નવો રસ્તો રૂા. ૮૩૦૦૦) ખરચી બાંધ્યો. એ રસ્તો રેલવે સ્ટેશનથી તે વેજલપોર થઇ નદી સુધી બંધાયો હતો. આ રસ્તો બંધાયાથી ગાડાંમાં જે માલ સ્ટેશન ઉપર આવતો અને હાલ આવે છે તે ગાડાંવાળાઓને લાવવાને બહુ સુગમ પડયું છે.

કતોપોરથી વેજલપોર સુધીનો પશ્ચિમ તરફનો રસ્તો તથા દરવાજો ઉતરતાં ઉત્તર તરફનો તથા બજાર તરફથી દક્ષિણ તરફનો પુરજા સુધીનો રસ્તો પણ તે દરમ્યાન બંધાવો શરૂ થયો. આ રસ્તા બંધાયાથી સુધરાઇમાં નાણાંનો ટોટો પડયો અને કામ પણ અવ્યવસ્થિત થવા લાગ્યું.

આ સુધરાઇના કામને વ્યવસ્થામાં કોણે અને કેવી રીતે આણ્યું તે વિષે આફતના પ્રકરણમાં ૩૯૩–૯૪ મું પાનું જુઓ.

સુધરાઇ કરજદાર થઇ પડી તેનું કારણ એ હતું કે સને ૧૮૬૬ માં શંહેરની માપણી કરાવવાના કામમાં સુધરાઇ તરફથી રૂા ૫૦૦૦૦) આપવા પડેલા, કોમપેનસેશનનો ખરચ થયલો, રૂા. ૮૩૦૦૦) વાહિટરોડ પાછળ ખરચ થયો, કતોપોર તરફના

રસ્તા થયા તેનો ખરચ, તેમ એસ્ટાબ્લીશમેન્ટનો ખરચ. એ સઘળું વિચારમાં લેતાં સુધરાઇ આ દશાએ પહોંચે એમાં નવાઇ શી ?

સને ૧૮૭૦–૭૧ માં ઘર વેરો ( હાઉસ ટેક્ષ ) પ્રજા ઉપર લાગુ પડયો, તે વખતે ઘણો ગોંધાટ પ્રજામાં થઇ રહ્યો હતો. સરકારમાં એ કર માફ કરાવવા અરજીઓ પણ થઇ હતી.

સને ૧૮૭૪ માં દેસાઇજીના ઘર સુધીનો જુના બજારનો રસ્તો, સને ૧૮૭૫–૭૬ માં સોનેરી મહેલથી કોટનો બુરજ ખોદીને એક રસ્તો કાઢયો તે વાહિટરોડ સાથે મેળવી દીધો. સને ૧૮૭૭–૭૮ માં " એમપ્રેસ રોડ, " સને ૧૮૮૩–૮૪ માં રણછોડજીનો ઢોળાવ, નદી સુધી સને ૧૮૮૯ માં પોલન રસ્તો, સને ૧૮૯૫ થી સને ૧૯૯૮ સુધીમાં પુરજે ઉતરવાનો લોગન ઢાળ, ( સ્લોપ ) તથા બહેચરાજી તરફનો લોગન રસ્તો, વાહિટરોડથી સિંધવાઇ જવાનો રસ્તો વગેરે બંધાયા. હવે રસ્તાઓ વિષે હાલ તો ઘણું કહેવા જેવું રહ્યું નથી. પત્થરની ફરસબંધીના પાકા રસ્તા ઘણા ખરા થઇ ગયા છે. ઇંટ મટોડું કોઇક જગ્યાએ ચોમાસા પછી હજુ પુરવું પડતું હશે. તળાવના પણ ઓવારા તથા તેની આજુબાજુ જોઇતી જગ્યાએ કરેલી પાળો થઇ ગયાં છે. કેટલીએક જગ્યાએ ગલી કુંચીના રસ્તા, તથા કેટલીએક જગાએ ઉતરવા ચઢવાનાં પગથીઆં પણ સુધરાઇએ કરાવ્યાં છે. નદી કાંઠે ઓવારા પણ કેટલેક ઠેકાણે સુધારવામાં આવ્યા છે.

હાલના સમયમાં એક ઘણું ઉપયોગી અને વખાણવા જેવું કામ કરેલું છે, તે કામ એ છે જે શહેરની પૂર્વ અને પશ્ચિમ બાજુએ બે પાતાળી કુવાઓ સને ૧૮૯૫–૯૬ માં ખોદાયા છે. એ કુવાથી બંને બાજુ તરફની પ્રજાને મીઠા પાણીનું સુખ થયું છે. દુકાળના વખતમાં એ બે કુવાઓને લીધે પાણીની આપદા પ્રજાને ભોગવવી પડેલી સાંભળી નથી. આ બે કુવાઓ બંધાયાથી મી. લોગન કલેકટર તથા ચુનિલાલ વેણિલાલનું નામ અમર રહ્યું છે. વળી અત્રે આ સાથે જણાવવું જોઇએ કે પ્લેગ–ગાંઠીઆ તાવના રોગ વખતે તથા દુકાળ વખતે મળી સુધરાઇ તરફથી (રૂા. ૪૫૦૦૦) ખરચાયા હતા. ( સુધરાઇની હકીકત એ ખાતા તરફથી મળી છે. )





# પ્રકરણ ૪૮ મું.



## ઋતુ, હવા, રોગ, વૈદ્યો વગેરે.



ચારે જાતની ઋતુનું સુખ આ જગ્યાએ છે. વરસાદ જુન મહિનામાં એટલે હિંદુઓના જેઠ માસમાં શરૂ થાય છે, તે અકટોમ્બરની શરૂઆતમાં એટલે આસો માસમાં બંધ પડે છે. ભરૂચમાં ૩૬ ઇંચ વરસાદ થાય તો બસ છે, બીજા તાલુકાઓ કરતાં ભરૂચમાં વરસાદ વધારે આવે છે, તેમ નદીમાં રેલ પણ આવે છે.

જો આગલે વરસે વરસાદ વિશેષ પડયો હોય તો બીજા વરસના શિયાળામાં ટાહાડ વિશેષ પડે છે, ઓસ પણ પડે છે, ધુમ્મસ પણ વરસે છે, તેમ કોઇ પ્રસંગે કરાં પણ પડે છે. શિયાળામાં જયારે વિશેષ ટાહાડ પડે છે ત્યારે રાત્રે "થરમામીટર" માં પારો ૪૦° એ પણ આવી જાય છે. બપોરે ૫૦° ઉપર હોય છે, તેમ સાધારણ કરતાં જરા વિશેષ ટાહાડ હોય તો ૫૨° થી ૪૬° સુધી પારો ચઢ ઉતર કર્યા કરે છે. સને ૧૯૦૮ માં ૫૨" થી ૪૬ સુધી પારો ચઢયો ઉતર્યો હતો. મહા માસમાં વરસાદનું માવઠું પણ ઘણું કરી થયા શિવાય કવચિતજ રહે છે.

માર્ચ, એપ્રિલ અને મે એટલે ફાગણ, ચૈત્ર અને વૈશાખમાં તાપ વિશેષ પડે છે, આ પ્રસંગે પારો ૧૧૦° થી ૧૧૨° સુધી ચઢે છે. સને ૧૯૦૮ ના વરસમાં ઉન્હાળાના સખત તાપ વખત ૧૧૨° પારો ચઢયો હતો.

હવા—ભરૂચ ઉંચી ટેકરી ઉપર હોવાથી હવા સારી વખણાય છે. યુરોપીઅન કલેકટરોની નિમનોક ભરૂચ થાય તો પહેલાં આવવાના ખુશ હોય છે, પણ આ જગ્યાએથી બદલી થયે જ્યાં ગયા હોય ત્યાંથી બદલી થવાની હોય, તો પાછું ભરૂચ માગી લેતા સાંભળ્યા છે.

પહેલાં હવા ખાવા જવાનું અગર " વોક " લેવાનું કોઇ સમજતું હોય એમ જણ્યું નહોતું. માંદે સાજે પાણી ફેર કરવા મહારૂદ્ર, ભાઠામાં, સિંધવાઇમાં અગર બીજે કોઇ ગામડે ગોઠડે જઇ મહિનો માસ ગાળી આવતા હતા. વોક લેવામાં કામ ધંધાથી પરવાર્યા કે દેવ દર્શન કરવા નીકળી પડતા હતા અને વખત મળે કોઇ સગાં વહાલાંને ત્યાં જઇ અગર કોઈ મિત્ર મંડળને ત્યાં જઇ વાતો ચીતો કરી આનંદ માની ઘર આવતા હતા. પારસીઓ નદી કાંઠે કસ્તિ કરી ભણુતા જણાતા હતા બ્રાહ્મણો નદી કાંઠે સ્નાન સંધ્યા કરતા જણાતા હતા અને મુસલમાનો મસજીદમાં એકઠા થઇ નમાઝ પઢી એક બીજા સાથે વાતચીત કરી આનંદ માનતા હતા.

સ્ત્રી વર્ગને વોક લેવામાં સ્ત્રીએ સાંજે દેવ દર્શને જવું, અગર તેને પીએર કે કોઇ સગાંને ત્યાં પાંચ સાત સ્ત્રીઓ એકઠી થતી હોય ત્યાં જઇ વાતો સાંભળી ઘર આવવું એજ હતું. આ રીવાજ હિંદુ સ્ત્રીઓમાં કાયમ રહ્યો જણાય છે.

પારસીઓમાં પહેલાં સ્ત્રીઓ પોતાની શેરી શિવાય બીજી જગ્યાએ કવચિત જોવામાં આવતી. હાલ તો એ વર્ગની સ્ત્રીઓને વોક લેવા જતી જોવામાં આવે છે. મુસલમાન સ્ત્રીઓમાં હોજલ, એટલે તેમનાથી કોઈને મ્હોં બતાવાય નહિ તો પછી ફરવાની આશાજ શી ? ગરીબ મુસલમાન સ્ત્રીઓ જેઓ વખતે બહાર કાંઇ ખાસ કામ હોય તોજ ફરતી જણાય છે, તેઓએ તો વોક નામ હજુ પણ ભાગ્યેજ સાંભળ્યું હશે તો ફરવા જવાની આશાજ શી ?

શહેરમાં હવા ખાવાની જગ્યા હાલમાં નીચે પ્રમાણે છેઃ—

નદી કાંઠો આખો. સ્ટેશન તરફ જવાનો વાહિટરોડનો આખો રસ્તો, મહારૂદ્ર, રોથફીલ્ડ બાગ, એલેકઝાન્ડરા બાગ, ખુરશી,

લેલી બાગ, સિંધવાઇ તરફ ચોકસીની વાડી તથા દેસાઇજીની વાડી અને સિંધવાઇની નજીક નથ્થુ થોંભણની વાડી.

રોગ—મરકી, પ્લેગ જેવો રોગ તો કવચિતજ આવે છે. એ રોગ સને ૧૮૯૮ થી સને ૧૯૦૫ સુધી જોવામાં આવ્યો હતો. જે રોગો સાધારણ છે તે તો–એકાંતરીઓ તાવ, ફેફસાંનું દરદ, ચામડીનું દરદ, જેવું કે ખસ, ગુમડાં, શરીરે ગરમી, હાથ પગનું સુજવું, આંખો દુખવા આવે, તે દરદો છે. કલેજાનું દરદ, દમ, કફ, કોઢ, લકવો, સાંધા રહી જવાનાં દરદો ઝાઝાં થતાં નથી. કેટલેએક વરસે મોરચી બળીઆકાકા ખબર લઇ જાય છે. ચોમાસું ગયા પછી કેટલાએક સરદના તાવમાં સપડાય છે. ત્રિદોષ, અવધીઓ તાવ, ચોથીઓ તાવ જવલે સંભળાય છે.

વૈદો—પહેલાં વૈદો તથા હકિમોની ખોટ હતી, પણ જે થોડા ઘણા હતા તેમને નાડી પરીક્ષા સારી હતી, એમ કહેવાતું. નાડી તપાસી વનસ્પતિની દવા આપતા, તે દરદીને ગુણકારી થઇ પડતી, પણ આરામ થતો તે ધીમે ધીમે થતો, તેમ ફરીને એ દરદનો ઉથલો ખાય એવો સંભવ કવચિતજ રહેતો. હોસ્પિટલમાં દવા આપતા, પણ પાણીનો વટાળ સમજી હિંદુઓ કવચિત જતા હતા. હકિમો મુગલાઇ દવા આપતા હતા. તેઓ હોંશિયાર કહેવાતા હતા. પારસીઓમાં શેરીઆરજી ગાંધી દેશી દવા આપતા તથા મલમપટ્ટા આપતા, તેથી તેમને ત્યાં ઘરાકી ઘણી થતી. તેમ ગાંધીની દુકાન માંડનાર પારસી નામે દોલો ગાંધી, તથા હોરમજ ગાંધી, ગાંધીની દુકાન માંડતા; તે સાથે વૈદું પણ કરતા હતા. હાજીખાંના બજારમાં બેસનાર નુરન હોરો, એદલ પારસી ચીથરીઓ તથા માણેકલાલ પત્રાળીવાળો એઓ મલમપટ્ટાના કામમાં સારા કહેવાઇ ગયા, તેમ તેઓ કાપકુપ ( ઓપરેશન ) નું કામ પણ કરી જાણતા હતા. હિંદુઓમાં જમીએતરામ વૈદ, દલપતરામ વૈદ, ગણપતરામ વૈદ, મોટાભાઇ વૈદ, હરિનારાયણ વૈદ તથા જદુરામ વૈદ વગેરે હોંશિયાર કહેવાઇ ગયા. હકિમોમાં અમીરસાહેબ મદ્રેસાવાળા, સુનાઉલા, અમીરખાં વગેરે સારા ગણાઇ ગયા હતા. હકિમ હાલ કોઇ જોવામાં આવતા નથી.

પહેલાં વૈદોને ફીમાં વૈદો દરદીને ઘેર જાય તો બે પૈસા કે ચાર પૈસા દરદી મૂકે કે અનુપાન કહી પડીકું વૈદ વાળી આપે

તથા કરી કરવાનું પહેલુંજ કહેતા કે ફલાણું ખાસો નહિ. ઘર આવેથી બશેરને આશરે દાણો આપે અને આનાથી ઓછું આપે નહિ, સારૂં થયે વૈદને ત્યાં જઇ રૂપીઓ બે રૂપીઆ કે અરધો રૂપીઓ આપી આવતા. મહાભારત દરદમાં વૈદો ઘેર આવતા ત્યારે પાવલી અરધો વખતે પામતા, અગર એક દિવસ ફી આપી તો બીજે દિવસે વૈદને ફેરાની ફી કવચિતજ મળતી. એવામાં દરદી ઉગર્યો તો વૈદને દરદી માથે પાણી ઘાલે તે દિવસે અગર કોઇ બીજે પ્રસંગે ઘેર બોલાવી જમાડી મુઠીવાળી આપતા, પણ જે આવે પ્રસંગે પામતા તે સારૂં પામતા હતા. આવી બાબતમાં વૈદો પાઘડી, રેશમી ધોતીજોટો, કે કશબી દોપટો અગર શાલની આશા રાખતા અને તે દરદીને ત્યાંથી મળતી પણ ખરી. આવો પોશાક વૈદો ખાસ કરી પહેરીને બહાર ફરવા નીકળે, અગર કોઇ દરદીને ત્યાં જાય, ત્યારે અહંકારથી કહેતા કે ફલાણાને ફલાણો રોગ મટાડયો, તેણે આ વસ્ત્ર આપ્યું છે. આવા વૈદના બોલથી દરદીને આરામ પણ લાગતો, કે આ વૈદે ફલાણાને આવા અસાધ્ય રોગથી સારો કર્યો, તો એ વૈદની દવાથી મને પણ આરામ થયા શિવાય રહેશે નહિ. વૈદ પર દરદીનું આકીન ચોટતું, તેથી પણ દરદીઓ સારા થતા.

હકિમો ઘર આવતા ત્યારે પાવલીથી ઓછું નહિ અને અર્ધાથી વધતું નહિ, એ તેમને ફેરાની ફી મળતી હતી. હકિમને ઘેર જઇએ ત્યારે બે–ચાર, પાંચ દિવસ દવા કરીએ કે રૂપીઓ અરધો મૂકવાનો રીવાજ હતો. તેઓ પણ અનુપાનથી દવા આપતા. તેમની મુગલાઈ દવા ઘણી સ્વાદિષ્ટ લાગતી, તેથી પૈસાદારો તો ઘણું કરી હકિમોનેજ શોધતા. દરદીને સારૂં થયે તેઓ પણ સારૂં પામતા હતા.

પહેલાં હકિમો મલમપટ્ટાનું કામ ભાગ્યેજ કરતા હતા. તે તો જાણે તેમણે ઉપર લખેલા મલમપટ્ટાવાળા વૈદોનેજ સોંપ્યું હતું. અંગ્રેજી વૈદું કરનાર દાકતરો થયા, ત્યારથી તેમની ઘર જવાની ઓછામાં ઓછી ફી રૂા. ૧) દરદીઓ આપતા થયા છે. તેમ એ દાકતરો દવાના ચાર આના લે છે. કવચિતજ બે આના કોઇ આપે તો વખતે લે પણ છે.

કેવળરામ દાક્તર ભરૂચમાં સને ૧૮૭૨ માં થયા, ત્યારે તેઓએ અરધો રૂપીઓ ફેરાની ફી તથા દવાના બે આના લેવા માંડયા. તે મુજબ લોકો તેમને આપતા પણ હતા. તેઓ હસાવી રમાડી દરદીને ખુશ રાખતા હતા. તેમને પણ સારી કમાઇ હતી. મહાભારત દરદ સારૂં કરેથી તેમને પણ સારી રકમ મળતી હતી.

હવે જે હિંદુ દેશી વૈદો છે, તેઓની ફેરાની ફી અરધો નક્કીજ થઇ ચુકયો છે, તથા દવાની ફી પણ તેઓ બે આના લે છે. કોઇ પાવલી પણ આપે છે, પછી જેવું જેનું દરદ, પણ સાધારણ રીવાજ તો બેજ આના છે.

હોસ્પિટલમાં હવે લોકો દવા લેવા જાય છે, ત્યાં રૂા. ૫૦) અને તે ઉપરાંતના દરદીઓને ત્રણ આના ફી આપવી પડે છે. બીજાઓને મફત દવા મળે છે. સિવિલ સરજનની ફેરાની ફી રૂા. ૧૦) થાય, પણ કોઇ રૂા. ૫) આપે તો તેઓ બોલતા નથી. તેમના આસિસ્ટન્ટનો ફી રૂા. ૧) અથવા રૂા. ૨) આપવી પડે છે.

